
realpatidar.com
Manji Narayan Rangani
98428 22707
Woodpace
Ready use
Door & Window Frames
Ambika's
indotik
Devsi Narayan Rangani
98421 26330
SATD
VEENAA
Ambika Woods Pvt. Ltd. | New Ambika Saw Mill
Sri Umiya Timber Depot | Umiya Timber Pvt Ltd.
Sri Ambika Timber Depot
Veena Timber & Trading Company Pvt. Ltd.
125, GST Road, Chrompet, Chennai 44.
Ph: 044 22387707, 64507707, Fax: 044 22414707
email: info@ambikatimberonline.com
Branch: No.1/942, Tenkasi Road, Piranoor Border,
Shencottah 627 809. Ph: 04633 236340,
Fax: +91 4633 233340
email: sct@ambikatimberonline.com
www.ambikatimberonline.com
SHRI. NARAYAN BHANJI RANGANI
FOUNDER
Mfrs. of Finger Joint Boards, Solid Wood Doors,
Door Frames, Modular Kitchen, Furniture,
Wooden Flooring, Decking and also
interior projects undertaken
1/952, Tenkasi Road, Piranoor Border
Shencottah 627 809. Tamilnadu
Ph: 04633 233 330, 234 330 Fax: 04633 235 330
email: info@indotik.com, newambika@yahoo.com
TRICHY • TUTICORIN • CHENNAI • BANGALORE
www.indotik.com www.woodindia.com
Madhavji Narayan Rangani
94431 33230
Karsan Narayan Rangani
93845 25252
Mavji Narayan Rangani
94421 44531
Sri Ambika Saw Mill
Sri Saraswathi Timber Depot
1/515, Tenkasi Road,
Piranoor Border,
Shencottah 627 809
Ph: 04633-233230
Fax : 04633 234330
email : ambrishrangani@gmail.com
Ambika Wood Industries Pvt. Ltd.,
125, G.S.T. Road, Opp. ESI Hospital,
Chrompet, Chennai 600 044.
Ph: 044 22388809, 22388801
Fax: 044 22416588
email : ambikawood@gmail.com
www.ambikawood.in
Ambika Wood Industries
Sri Jalaram Timber Depot
1/916, Courtalam Cross Road
Piranoor Border
Shencottah 627 809
Ph: 04633 233930
Fax : 04633 233530
email: amdeepakpatel@gmail.com
realpatidar.com

# કચ્છના કડવા પાટીદારોનો ઇતિહાસ



પ્રકાશક

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**
**સ્વર્ણિમ મહોત્સવ આયોજન સમિતિ**

પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા-કચ્છ

# કચ્છના કડવા પાટીદારોનો ઇતિહાસ

## Kachchhna Kadva Patidarono Itihas



આવૃત્તિ પહેલી : ૯ મે, ૨૦૧૦

નકલ : ૧૦,૦૦૦

કિંમત : રૂ. ૧૦૦

■ પ્રકાશક ■

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
સ્વર્ણિમ મહોત્સવ આયોજન સમિતિ
પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા-કચ્છ

■ મુદ્રક ■

નારાયણ વાલાણી ■ એડ સર્કલ
અમદાવાદ
ફોન : ૦૭૯-૨૬૪૦૧૧૫૪

પ્રાપ્તી સ્થાન

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
સ્વર્ણિમ મહોત્સવ આયોજન સમિતિ
પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા-કચ્છ

# પ્રકાશક સંસ્થાનું નિવેદન



અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની સ્થાપનાને ૫૦ વર્ષ પૂરાં થયાં અને આ વર્ષે તેની સુવર્ણ જયંતિ ઉજવાઈ રહી છે. તેના ઉપલક્ષમાં વર્ષ દરમ્યાન સમાજોપયોગી કાર્યક્રમો યોજ્યાં એના એક ભાગ રૂપે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનો ઇતિહાસ પ્રગટ કરવાનો પણ નિર્ણય કર્યો.

જ્ઞાતિના પૂર્વજો ૫૦૦ વર્ષ અગાઉ ગુજરાતમાંથી કચ્છમાં આવ્યા અને જુદા જુદા ગામોમાં વસ્યા. આ સમય ગાળા દરમ્યાન જ્ઞાતિએ સામાજિક, ધાર્મિક, આર્થિક,, રાજકિય અને સાંસ્કૃતિક ક્ષેત્રે શું કર્યું. કાળક્રમે આ બધા ક્ષેત્રે કેવા પરિવર્તનો આવ્યાં તેની સંપૂર્ણ માહિતી સચવાયેલી રહે, વર્તમાન પેઢી, આવનારી પેઢી જ્ઞાતિનો ઇતિહાસ જાણી શકે એ ઉદ્દેશથી સમાજે જ્ઞાતિનો ઇતિહાસ લખવાનું નક્કી કર્યું અને એ માટે આ ઐતિહાસિક હકીકતોનું સંપાદન અને આલેખન કરવા એક ઇતિહાસ વિદ સમિતિની રચના કરી અને તેમને કામગીરી સોંપવામાં આવી.

છેલ્લા દોઢસો, બસો વર્ષમાં જ્ઞાતિમાં તમામ ક્ષેત્રે ક્રાંતિ કરી પરિવર્તન આવ્યાં છે. ખેતી કરતી પાટીદાર જ્ઞાતિ આજે વેપારી અને ઉદ્યોગકાર બની ગઈ છે અને કચ્છ છોડીને ભારતમાં અને વિશ્વમાં ફેલાઈ ગઈ છે. એક સદી પહેલાં અલ્પ શિક્ષિત મનાતી જ્ઞાતિ આજે શિક્ષણ ક્ષેત્રે અભૂતપૂર્વ પ્રગતિ કરી છે. એ માટે સમાજે કુમાર અને કન્યા છાત્રાલયો બાંધીને શિક્ષણને પ્રોત્સાહન આપ્યું છે.

જ્ઞાતિના સુધારકો કેસરા મુખી સાંખલા અને શ્રી નારાયણ રામજી લીંબાણી તેમજ અન્ય સુધારકોના પ્રયાસોથી અને સંતશ્રી લાલરામજી અને ઓધવરામજીની પ્રેરણાથી ધાર્મિક ક્ષેત્રે મોટું પરિવર્તન આવ્યું છે. રાજકિય ક્ષેત્રે પણ પાટીદારોએ સારું ગજું કાઢ્યું છે. એ બધી નોંધ ઇતિહાસમાં થાય તો જે જ્ઞાતિજનો જ્ઞાતિનો ભૂતકાળ જાણતા નથી તેઓ તે જાણી શકે.

જ્ઞાતિજનોએ છેલ્લા પાંચ છ દાયકામાં જુદા જુદા ક્ષેત્રમાં જે પ્રગતિ કરી છે, તેમાં જ્ઞાતિનું સામાજિક સંગઠન શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મોટું પ્રદાન છે. આ સમાજના સંગઠનને કારણે છાત્રાલયો અને વિદ્યાલયો બંધાઈ શક્યા છે અને શિક્ષણને વેગ મળ્યો છે. આ કેન્દ્રીય સમાજના સંગઠનમાંથી પ્રેરણા મેળવી ભારતમાં જુદા જુદા વિસ્તારમાં વસતા જ્ઞાતિજનોએ સામાજિક સંગઠનો ઊભા કર્યાં અને તેને કારણે જ્ઞાતિનું સંગઠન તો મજબૂત બન્યું પણ આર્થિક અને રાજકિય ક્ષેત્રે પણ તેનો લાભ મળ્યો છે. તેનો ઉલ્લેખ ઇતિહાસમાં થાય એ જરૂરી જણાયું અને સમાજે ઇતિહાસ પ્રકાશિત કરવા વિચાર્યું.

કડવા પાટીદારો કચ્છમાં આવ્યા પછી છેલ્લા એકસો વર્ષમાં કચ્છ બહાર જુદા જુદા વ્યવસાય માટે નિકળ્યા. તેઓ ભારત અને વિશ્વમાં ક્યાં ક્યાં વસે છે તેની માહિતી પણ લિખીત સ્વરૂપમાં સચવાયેલી રહે તો ભાવિ પેઢીને પણ તેની જાણકારી મળી શકે.

આ ઉપરાંત ઇતિહાસકારોએ કચ્છના કડવા પાટીદારોના જુદા જુદા ધંધા વિશે જે નોંધ્યું છે તે પણ જરૂરી છે. આમ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને સ્પર્શતી તમામ બાબતોને ઇતિહાસ ગ્રંથમાં વણી લેવાનો પ્રયાસ ઇતિહાસવિદ સમિતિએ કર્યો છે અને ઓછા સમયમાં ખૂબ જ જહેમત ઉઠાવીને આ ઇતિહાસ ગ્રંથ તૈયાર કર્યો છે એ માટે આ સમિતિના સભ્યોને જેટલા અભિનંદન આપીએ તેટલા ઓછા છે.

કચ્છ કડવા પાટીદારોનો ઇતિહાસ અત્યાર સુધી લખાયો નથી. એ રીતે જ્ઞાતિને ઇતિહાસ જાણવામાં આ પુસ્તક ઉપયોગી બની રહેશે. આ ગ્રંથને આપના કરકમળમાં મૂકતાં અમે હર્ષ અને ગૌરવની લાગણી અનુભવીએ છીએ.

**રામજીભાઈ કરમશી નાકરાણી - પ્રમુખ**
**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**

# સમાજની સ્વર્ણિમ ભેટ...



શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સ્થાપના ના ૫૦ વર્ષ પુરા કરી રહ્યો છે ત્યારે તેનો સ્વર્ણજયંતી મહોત્સવ ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું. મહોત્સવના આયોજનમાં વિવિધ થીમ નક્કી કરી તેના કાર્યક્રમોનું આયોજન વર્ષ દરમ્યાન ભારતભરમાં કરવામાં આવ્યું. આયોજનના ભાગરૂપે કચ્છના કડવા પાટીદારોનો ઇતિહાસ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું. ઇતિહાસવિદ સમિતિની રચના કરી કામ સોંપવામાં આવ્યું. સમિતિના સભ્યોએ ખૂબજ મહેનત કરી પાટીદાર સમાજનો ઇતિહાસ ગ્રંથસ્વરૂપે તૈયાર કરી સમાજને અર્પણ કરે છે તે પ્રસંગે સમિતિના સભ્યોને ધન્યવાદ સાથે અભિનંદન પાઠવું છું.

ઇતિહાસ લખવો એ એટલી સરળ બાબત નથી. ઇતિહાસ એટલે ભુતકાળમાં ઘટેલા પ્રસંગ .આવા પ્રસંગમાં કોઇ એવો પ્રસંગ પણ હોઇ શકે કે આપણા બધાને ગમતો ન હોય છતાં હકીકત ગ્રંથમાં લખવી જ જોઇએ અને સત્ય હકીકત આપણે સ્વીકારવી જ જોઇએ. મહાભારતનો દાખલો લઇએ તો યુધિષ્ઠિર જુગાર રમ્યા અને જુગારમાં પોતાની પત્ની દ્રૌપદી હારી ગયા અને તેના લીધે દ્રૌપદીના ભરી સભામાં દુશાસને વસ્ત્ર હરણ કર્યા. એક સામાન્ય માણસ જુગાર રમે તેને આપણે કુટેવ ગણીએ તો યુધિષ્ઠિર માટે તો સારી વાત ન ગણાય છતાં જે હકીકત છે તેનો ઉલ્લેખ મહાભારતમાં કરવામાં આવ્યો છે. આપણા સમાજના આદ્યસુધારક નારણજીબાપા અને કેસરાબાપાના જીવનમાં એવી ઘટનાઓ ઘટેલ છે કે અમુક વર્ગને તે પસંદ નથી અથવા તેનાથી સહમત નથી પરંતુ હકીકત બધાએ સ્વીકારવી જોઇએ.

આપણા વડિલો પંજાબથી આવી ગુજરાતમાં વસ્યા. ગુજરાત છોડી કચ્છમાં વસવાટ કરવા આવ્યા પછી આપણા સમાજે આર્થિક તેમજ શિક્ષણ ક્ષેત્રમાં ઘણી પ્રગતિ કરી છે. પ્રગતિના મુળમાં ધાર્મિક જાગૃતિનો મોટો ફાળો છે. આ બધા પ્રસંગોને ગ્રંથમાં આવરી લેવાનો સમિતિ દ્વારા પ્રસંશનિય પ્રયાસ કરવામાં આવેલ છે.

વર્તમાનમાં આપણો સમાજ ભારત-ભરમાં જુદા જુદા રાજ્યોમાં સ્થાઇ વસવાટ કરતો થયો છે. સમાજની યુવા પેઢીનો જન્મ જુદી જુદી સામાજીક સંસ્કૃતિ વચ્ચે થયો છે. આવા સમયે આપણા વડિલો તરફથી વારસામાં મળેલ સંસ્કૃતિથી યુવા પેઢી વાકેફ થાય અને આપણી સંસ્કૃતિ ટકી રહે તે ઉદેશ્યને ધ્યાનમાં રાખી આ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે.

સમિતિના બધા સભ્યોએ જુદા જુદા વિષયોનું સંકલન કરવા માટે ખૂબજ મહેનત કરી શક્ય એટલી માહિતી આ ગ્રંથમાં આવરી લેવાનો પ્રયાસો કર્યા છે.

વીસમી સદીમાં આપણા સમાજનો સર્વતોમુખી વિકાસ થયો છે. આ વિકાસને ટકાવી રાખવા માટે આ ગ્રંથ પ્રેરણારૂપ બનશે. આ ગ્રંથને તૈયાર કરવા માટે સમિતિના સભ્યોએ ખૂબજ નિષ્ઠાથી મહેનત કરેલ છે. તે માટે બધા સભ્યો અભિનંદન સાથે ધન્યવાદને પાત્ર છે.

તેવી જ રીતે જાહેરાતો આપીને કે વિમોચક બનીને આર્થિક યોગદાન આપી સહભાગી બનેલ દાતાઓ પણ ધન્યવાદને પાત્ર છે. સુર્વણ જયંતી પ્રસંગે આવનાર ૫૦ વર્ષ માટે સમાજે વિકાસના કાર્યક્રમો બનાવેલ છે તેના ઉપર કાર્ય કરવામાં આ ગ્રંથ પ્રેરણા આપવાનું કાર્ય કરશે એજ અભ્યર્થના.

**ગંગારામભાઇ હીરાલાલ સાંખલા**
ચેરમેનશ્રી
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
સુવર્ણ જયંતી મહોત્સવ આયોજન સમિતિ

# કચ્છના કડવા પાટીદારોનો ઈતિહાસ

## વિમોચનના દાતા



**સ્વ. પટેલ કેશરા કરસન રામજીયાણી**

કચ્છ - દેશલપર (વાંઢાય)વાળા

હાલે મુંબઈ - ઘાટકોપર

જન્મ- તા. ૬-૭-૧૯૨૬, સ્વર્ગવાસ તા. ૨૪-૧-૧૯૮૪

કુળદેવી શ્રી મા ઉમિયા અને સંતોના આશિષ સદા સર્વદા સૌ પર વરસતા રહે અને સમાજમાં સંગઠન અને સદ્‌ભાવના વધતી રહે એવી સમાજના સ્વર્ણિમપર્વ પર હાર્દિક શુભકામના...

**ગં.સ્વ. કાન્તાબેન કેશરા રામજીયાણી પરિવાર**

**મણિબેન રવિલાલ કેશરા રામજીયાણી - ૦૯૩૨૧૪૫૦૫૦૯**

**મોંઘીબેન રતિલાલ કેશરા રામજીયાણી - ૦૨૨-૨૫૧૧૪૩૭૧**

**ધનવંતીબેન હરીલાલ કેશરા રામજીયાણી - ૦૯૭૫૭૦૭૩૭૨૯**

**જયાબેન હિરાલાલ કેશરા રામજીયાણી - ૦૯૮૬૯૧૨૫૪૪૯**

સંબંધિત ફર્મ

**કે.કે.પટેલ એન્ડ સન્સ**

**રામજીયાણી • બ્રધર્સ • દર્શનમ ઓપ્ટીકસ**

**આર.એન.આર. કોર્પોરેશન • આકાશ કોર્પોરેશન**

## કચ્છના કડવા પાટીદારોનો ઇતિહાસ

# વિમોચનના દાતા

## શ્રી શામજીભાઇ નારણ નાકરાણી
## શ્રી રતનશીભાઇ નારણ નાકરાણી



### શામજીભાઈ નારણ નાકરાણી

રત્નાપર-મઉની ધરા પર નારણભાઇ નથુ નાકરાણીને ઘરે શામજીભાઇનો જન્મ તારીખ ૫-૧૧-૧૯૫૧ ના રોજ થયો. ખેડૂત એવા નારણબાપા અને આઠ ભાઇઓના સાથ સહકારથી તેમણે બી.એ. અને ત્યારબાદ એલ.એલ.બી. ની ડિગ્રી ભુજમાં અભ્યાસ કરીને મેળવી.

૮૦ના દાયકામાં મુંબઇ આવી ભવન નિર્માણના કાર્યમાં જોડાયા. મા ઉમિયાની કૃપા, વ્યવ્હાર કુશળતા, પુરુષાર્થ અને ભાઇઓના સાથ સહકારથી વ્યાવસાયિક ક્ષેત્રે પ્રગતિ સાધતા રહ્યા છે. જેમાં પીઠબળ રૂપી નાનાભાઇ રતનશીભાઇ નારણ નાકરાણીનો સાથ તન-મનથી મળતો રહ્યો છે. સામાજીક ક્ષેત્રે રસ ધરાવતા વ્યકિતત્વને કારણે તેઓ આપણા સમાજની વિવિધ શાખાઓમાં, વિવિધ સ્તરો પર પોતાની સેવાઓ આપી રહ્યા છે. ભવનનિર્માણ ક્ષેત્રે કોન્ટ્રાકટર સાથે સાથે તેમણે વર્ષ ૨૦૦૦ થી બિલ્ડર તથા ડેવલપર તરીકે વ્યવસાયિક વધારો કર્યો જેમાં સુપુત્રો પ્રીતેશ શામજી નાકરાણી, ભાવેશ રતનશી નાકરાણી અને હીતેશ રતનશી નાકરાણીએ ખભે ખભા મીલાવીને વ્યવસાયિક જવાબદારીઓ સંભાળી અને પ્રગતિને પંથે આગેકૂચ કરી રહ્યા છે

### શામજીભાઇ વર્તમાન સમયમાં નીચે મુજબની સંસ્થાઓમાં પોતાની સેવા આપી રહ્યા છે.

| | |
|---|---|
| ઉપ પ્રમુખ | : શ્રી અ.ભા.ક.ક.પા.સમાજ, નખત્રાણા |
| મહામંત્રી | : શ્રી અ.ભા.ક. ક.પા. સમાજ, કેન્દ્રીય સામાજીક ન્યાય સમિતિ |
| ટ્રસ્ટી | : શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, વાંઢાય -કચ્છ |
| કો.ઓપ.ટ્રસ્ટી | : શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ -મુંબઇ |
| આજીવન ટ્રસ્ટી | : શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ વેસ્ટ ઝોન- મુંબઇ |
| ટ્રસ્ટી | : શ્રી પીઠ આશાપુરા માતાજી રતડીયા -કચ્છ |
| ટ્રસ્ટી | : શ્રી આશાપુરા અન્નક્ષેત્ર ચેરીટેબલ ટ્રસ્ટ - પાલનપુર |
| ટ્રસ્ટી | : શ્રી વેલાણી એજ્યુકેશન ટ્રસ્ટ, મલાડ - મુંબઇ |
| ટ્રસ્ટી | : શ્રી ગઢશીસા જીવ સુરક્ષા જૈન ચેરીટેબલ અને રીસર્ચ ટ્રસ્ટ |
| ઉપ પ્રમુખ | : શ્રી ગઢશીસા વિસ્તાર સમુહલગ્ન સમિતિ |
| મંત્રી | : શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ- મુંબઇ ઝોન |
| કારોબારી | : શ્રી લક્ષ્મીનારાયણ ધર્મપ્રચાર સંસ્થા- દેશલપર-કચ્છ |
| કારોબારી | : માંડવી વિદ્યાર્થી છાત્રાલય નિર્માણ સમિતિ |
| પ્રમુખ | : શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ મલાડ -મુંબઇ |



### રતનશીભાઈ નારણ નાકરાણી

| | |
|---|---|
| આજીવન ટ્રસ્ટી | : શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, વેસ્ટ ઝોન -મુંબઇ |
| ટ્રસ્ટી | : માતૃશ્રી કુંવરબેન નારાયણ નાકરાણી કલ્યાણાનંદ વિદ્યાલય - પાલનપુર |
| કારોબારી | : શ્રી પીઠ આશાપુરા માતાજી રતડીયા -કચ્છ |

# પ્રસ્તાવના

જેમની કુળદેવી મા ઉમિયા છે એ કડવા પાટીદારોનો એક ભાગ પાંચ સદી પહેલાં કચ્છમાં આવ્યો. એટલે તેમાં કચ્છ કડવા પાટીદાર તરીકેની અલગ ઓળખ ઊભી થઈ. હકીકતમાં માત્ર ગુજરાતમાં જ નહીં પણ સમગ્ર ભારતમાં અને દુનિયાના અન્ય દેશોમાં કડવા એક છે કારણ કે એ સૌની કુળદેવી એક જ છે. એટલે તેમનો પ્રારંભ કાળનો ઇતિહાસ પણ એક છે પરંતુ કાળક્રમે કુર્મી ક્ષત્રિયના સમૂહો, જેમ જેમ અલગ પડતા ગયા અને જુદા જુદા પ્રદેશોમાં વસવાટ કરતા થયા એટલે જ તે સમૂહોનો ઇતિહાસ જુદો પડવાનો.

એ રીતે જોઈએ તો પાંચ સદી પૂર્વે કડવા પાટીદારો કચ્છમાં આવ્યા તે પહેલાંનો ઇતિહાસ ગુજરાતના કડવા પાટીદારો સાથે જોડાયેલો રહેશે, પણ કચ્છમાં કડવા પાટીદારોએ તેમના વસવાટ દરમ્યાન જે કાર્યો કર્યાં અને જે મહત્ત્વની ઘટનાઓ ઘટી તે જુદી પડશે. આ ઇતિહાસ ગ્રંથમાં કચ્છના કડવા પાટીદારોની પાંચ સદીનું આલેખન કરવાનો મુખ્ય  ઉપક્રમ છે.

કચ્છના કડવા પાટીદારોની કેન્દ્રીય સંસ્થા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના સુવર્ણ જયંતિ વર્ષમાં અન્ય કાર્યક્રમોની સાથે સાથે સમાજે જ્ઞાતિનો ઇતિહાસ લખવાનો અને ગ્રંથ રૂપે પ્રકાશિત કરવાનો નિર્ણય કર્યો અને એ માટે ઇતિહાસ વિદ્ સમિતિને આ કાર્ય સોંપાયું.

બૃહદ ઇતિહાસનું લેખન કરવું હોય તો સામાજિક, ધાર્મિક, સાંસ્કૃતિક, રાજકીય, આર્થિક, સેવાકીય અને તમામ ક્ષેત્રે જ્ઞાતિએ કરેલાં કાર્યો અને જ્ઞાતિજનોનું પ્રદાન આ બધાં પાસાંને આ ગ્રંથમાં સમાવી લેવા પડે. ટૂંકા સમયગાળામાં એકલા હાથે આ કામ પાર પાડવું શક્ય ન બને. એટલે ઇતિહાસ વિદ્ સમિતિએ તેના સભ્યોને તેમની રસ અને રુચિ મુજબ વિષય આપી દીધા જેના પર તેમને પૂરતું સંશોધન કરી અભ્યાસપૂર્ણ લેખ તૈયાર કરવા જણાવવામાં આવ્યું.

આ પુસ્તકના કેન્દ્રમાં તો કચ્છનો કડવો પાટીદાર છે. પણ તેની પૂર્વભૂમિકા રૂપે આ પુસ્તકમાં કૂર્મી ક્ષત્રિય ઉત્પત્તિ વિશેના જુદા જુદા ઇતિહાસકારોના મંતવ્યો છે. તો કૂર્મી ક્ષત્રિય પરિષદોનો ઉલ્લેખ પણ છે. કડવા પાટીદારોની ઉત્પત્તિ અંગે કિવંદન્તીઓ પણ મૂકી છે. કૂર્મી ક્ષત્રિયો સૌ પ્રથમ સપ્ત સિંધુના પ્રદેશમાં (હાલના પંજાબ)માં વસ્યા અને ત્યાર પછી ભારતના જુદા જુદા વિસ્તારમાં ફેલાયા અને જુદાં જુદાં નામો ધારણ કર્યાં તેની પણ તે ઇતિહાસકારોના સંદર્ભો સાથેની હકીકતો પ્રકાશિત કરવામાં આવી છે.

આટલી  પૃષ્ઠભૂ બાદ કચ્છ કડવા પાટીદારો કચ્છમાં કયા સંજોગોમાં ગુજરાતમાંથી કચ્છમાં આવ્યા  ? અને પ્રથમ બે સદીમાં કડવા પાટીદારોની જુદી જુદી શાખનાં કુટુંબો કયાં કયાં ગામોમાં જઈ વસ્યાં ? એ વિગતો પણ નોંધી  છે.

આ ગ્રંથમાં કચ્છના તમામ ગામોની સંક્ષિપ્ત માહિતી છે કે જેમાં કડવા પાટીદારોની વસ્તી છે. એ જ રીતે સાબરકાંઠા અને ઉત્તર ગુજરાતના અન્ય જિલ્લાઓમાં કંપામાં વસતા પાટીદારોની ટૂંકી નોંધ છે અને કચ્છ બહાર પાટીદારો વધુ પ્રમાણમાં ક્યાં ક્યાં સ્થાયી થયા છે તેની માહિતી પણ આ પુસ્તકમાંથી મળશે.

છેલ્લી બે સદીમાં ધાર્મિક ક્ષેત્રે આમૂલ પરિવર્તન માટે થયેલાં સુધારાવાદી આંદોલનો અને તેને પરિણામે જ્ઞાતિમાં આવેલું સીમાચિહ્નરૂપ પરિવર્તન જે આ પુસ્તકનો ઘણો ભાગ રોકે એ સ્વાભાવિક છે. કારણ કે એ જ્ઞાતિનો ટર્નિંગ પોઇન્ટ ગણવામાં આવે છે.

એ જ રીતે ૧૯૬૦ પૂર્વના સામાજિક સંગઠનના સ્વરૂપનો સમાવેશ તેમાં છે પણ જેનું સુવર્ણ જયંતી વર્ષ ઊજવાઈ રહ્યું છે એ કેન્દ્રીય સમાજની તવારીખ ઝીણવટથી આલેખવામાં આવી છે અને જ્ઞાતિનાં ચાર અધિવેશનનો અહેવાલ પણ લેવામાં આવ્યો છે.

કેન્દ્રીય સમાજની બે પાંખો અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ અને અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સંઘની પ્રવૃત્તિઓની વિગતો પણ આપવામાં આવી છે.

ધાર્મિક સુધારણાના કેન્દ્રસમા ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયનો સંક્ષિપ્ત ઈતિહાસ અપાયો છે. તો ધર્મ-સુધારણાની જેહાદ જગાડનાર સુધારકો અને સંતોના જીવન અને કાર્ય પર પણ આ પુસ્તકમાં પ્રકાશ પાડવામાં આવ્યો છે.

સમય સમય પર બદલાતા સાંસ્કૃતિક પરિવેશની સાથે બદલાતી જીવનશૈલી, રીત-રિવાજો, ઉત્સવો વગેરે આ પુસ્તકના વિષય બન્યા છે.

છેલ્લા છ-સાત દાયકામાં સમસ્ત જ્ઞાતિના વ્યવસાયમાં ઘણો મોટો બદલાવ આવ્યો છે અને જ્ઞાતિનું આર્થિક સ્તર ઘણું ઊંચું આવ્યું છે તેનું આલેખન પણ આ ગ્રંથમાં કરાયું છે.

આ ઉપરાંત કચ્છ કડવા પાટીદારના ૫૨ (બાવન ) ગોત્રની માહિતી અને તેની પેટા શાખની માહિતી અપાઈ છે. તેની સાથે તેના શૂરધનના પાળિયાઓની માહિતી પણ આપવામાં આવી છે.

આ સિવાય કચ્છના કડવા પાટીદારના ઈતિહાસમાં પૂરક બને એવી વિગતો મેળવીને આ ગ્રંથને રસપ્રદ અને ઉપયુક્ત બનાવવાનો પ્રયાસ કરાયો છે.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની કેન્દ્રીય સંસ્થા દ્વારા પ્રકાશિત કરાયેલું આ પ્રકારનું આ પ્રથમ પુસ્તક છે એ રીતે આ ગ્રંથ જ્ઞાતિનો ઐતિહાસિક દસ્તાવેજ બની રહેશે અને હવે પછી આવનાર પેઢી માટે જ્ઞાતિનો ઈતિહાસ જાણવામાં ખૂબ જ ઉપયોગી નીવડશે.

આ ગ્રંથના ઐતિહાસિક હકીકતોના આધાર તરીકે જૂના દસ્તાવેજો, જૂની હસ્તપ્રતો કે સદી પહેલાં હાથે લખાયેલા કે છપાયેલા અહેવાલો એ સમયે છપાયેલા અને હાલમાં છપાયેલા ઈતિહાસ ગ્રંથો અને પુસ્તકો તેમજ ફોટોગ્રાફ, પાળિયા પરનાં લખાણો વગેરેનો ઉપયોગ કર્યો છે.

તે સમયના વસ્ત્રાલંકારો, જૂના ચલણી સિક્કાઓ અને ભવનો કે મંદિરો પર કંડારાયેલા શિલાલેખોને પણ કેટલીક હકીકતોના આધાર બનાવ્યા છે.

જેમણે કડવા પાટીદારોના ઈતિહાસના લેખન અને સંપાદનમાં ઉલ્લેખનીય પ્રદાન કર્યું છે એવા ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત ઈતિહાસકાર ડો. મંગુભાઈ પટેલનું અમને બહુમૂલ્ય માર્ગદર્શન સાંપડ્યું છે. તેમની અમે સાભાર નોંધ લઈએ છીએ અને જેમનાં પુસ્તકો અમને આ ગ્રંથ તૈયાર કરવામાં ખપ લાગ્યાં છે તેમનો પણ અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના કર્ણધારો અને અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સુવર્ણ જયંતી મહોત્સવ આયોજન સમિતિના આગેવાનોના પણ અમે ઋણી છીએ કે જેમણે અમને આ સમાજોપયોગી કાર્ય કરવાની તક પૂરી પાડી છે.

ટૂંકા સમયગાળામાં આ કામ પૂરું કરવાનું હોવાથી માહિતીના સંપાદનમાં કોઈ ક્ષતિ રહી જવા પામી હોય તો જ્ઞાતિજનો મોટું મન રાખીને ક્ષમ્ય ગણે.

જ્ઞાતિજનોને આ પુસ્તક જ્ઞાતિનો ઈતિહાસ જાણવા સમજવામાં ઉપયોગી બની રહેશે તો અમે માનીશું કે અમે કરેલા પ્રયાસો લેખે લાગ્યા છે.

**અબજી વિશ્રામ કાનાણી - કન્વીનર**
**ઈતિહાસવિદ્ સમિતિ**
**કચ્છના કડવા પાટીદારોનો ઈતિહાસ**


realpatidar.com
કચ્છના કડવા પાટીદારોનો ઇતિહાસ
ઇતિહાસવિદ્ સમિતિ
અબજી વિશ્રામ કાનાણી
વિરાણી મોટી - મુંબઇ
રતિલાલ મનજી પોકાર
વાલ્કા મોટા - ભુજ
સી. કે. પટેલ
દયાપર - નખત્રાણા
પ્રેમજી ભાણજી કેશરાણી
અંગીયા નાના - મુંબઇ
દેવજી રામજી ભાવાણી
રસલીયા -સુરત
ઇશ્વરલાલ માવજી ભગત
કોટડા (જ.) - નખત્રાણા
કરસન વિશ્રામ પોકાર
કાદિયા મોટા - દિલ્હી
દેવશંકર સોમજી ધનાણી
નખત્રાણા - વડોદરા
જયેશ સોમજી છાભૈયા
રાજપર - ભુજ
ભીમજી કરમશી જાદવાણી
રવાપર - ઇન્દોર
નથુભાઇ કરસન રંગાણી
ગઢશીશા - ભુજ
realpatidar.com

# આવકાર



ઈતિહાસ માનવ જાતને મળેલી ત્રીજી આંખ છે.શંકર ભગવાનની જેમ એ ત્રીજી આંખ ઉઘાડવાથી નાશ નથી થતો પણ યોગ્ય રીતે વપરાય તો એ લાંબુ અને અર્થપૂર્ણ આયુષ્ય આપે છે. ઈતિહાસ માત્ર ભૂતકાળની નોંધ જ નથી કરતો. તેમાં ભૂતકાળ સાર્થક કે અનર્થકાળ હતો તે પણ ઢાંકીને મૂકેલ હોય છે. ઈતિહાસ જિવાતા જીવન સામે અતૂટ સંબંધ ધરાવે છે અને જીવન ભૂતકાળમાં હતું, વર્તમાનમાં છે તે ભવિષ્યમાં હશે જ એ કેવું હશે તેનો આધાર ભૂલી અને વર્તમાન ઈતિહાસને સમજવામાં છે. માણસ ભૂલો કરે છે અને માણસ જ તેને સુધારે છે. “પાટીદાર જ્ઞાતિ” ભારતના કૂર્મીઓમાં અગ્રગણ્ય જ્ઞાતિમાંની એક છે. તેમાં કચ્છ કડવા પાટીદાર પોતાની ભાતિગળ સંસ્કૃતિને કારણે કચ્છી પાટીદાર અનેક સદ્ગુણોથી અલંકૃત છે. એનું હ્રદય સાગર જેવું ગંભીર અને વિશાળ છે, અંત:કરણ ઉદાર અને નિર્મળ છે, મન શુધ્ધ અને સરળ છે, એનામાં વટ અને વિવેક છે. જીવન રસિક અને સંસ્કારી છે, સ્વભાવે સ્વતંત્ર અને અભિમાની છે. એનામાં વીરતા અને સ્થિરતા છે, તે નીડર અને સાહસિક છે. તેનું શરીર પહાડ જેવું છે. એમાં સિંહનું બળ છે અને એ બળનો ઉપયોગ હંમેશાં નિર્બળની રક્ષા કરવામાં જ કરે છે. કચ્છ કડવા પાટીદારોના ઈતિહાસનો આ ગ્રંથ ઉપરોકત ગુણોની શાખ પુરે છે. આ ગ્રંથ સામાજિક ઈતિહાસ છે. ઈતિહાસના હ્રદય સ્થાનમાં સંપૂર્ણ પણે માનવી રહ્યો છે. માનવીની વિકાસ ગાથા ઈતિહાસ છે. ઈતિહાસનાં નવાં અર્થઘટનો અને પરિણામો સાથે જ્ઞાતિઓ, કુટુંબોમાં આવેલ ચઢાવ-ઉતાર તેમાં મૂળ એવા પૂર્વજો પીરાણાપંથ સામેની ઝૂંબેશ, સુધારકો અને યુવક મંડળો, દીકરા દીકરીઓની ગજબ હિંમતનો ચિતાર આ ગ્રંથમાં આપ્યો છે. કચ્છ પાટીદાર જ્ઞાતિના રીત રિવાજો, વહેમ-અંધશ્રધ્ધા, રહેણીકરણી, સમયે સમયે આવેલાં પરિવર્તનો, જૂનવાણી માનસ અને સુધારાવાદીઓનો સંઘર્ષ, રૂઢિવાદી માનસ સામે આગેવાનોનો સુધારાવાદી અભિગમ, દૂરંદેશીપણું ધરાવતા બ્રિટિશ અમલદારો, દેશી રાજ્યોના રાજવીઓ અને કુરિવાજો નાબુદ કરવામાં આર્ય સમાજ સ્વામિનારાયણ સંપ્રદાય તેમજ અન્ય સાધુ-સંતોનો મળેલો સહયોગ નોંધપાત્ર રહ્યો છે. મહિલા અધિવેશનનું પ્રદાન ભૂલાય તેમ નથી. સમાજ માટે કંઈ કરી છૂટવાની ભાવનાવાળા પુરૂષાતની આગેવાનોની દીર્ઘદ્રષ્ટિ, કચ્છી પાટીદારોની મળેલી પરિષદો, ભાષણો, આપત્તિઓ, જુલ્મો, જ્ઞાતિ બહિષ્કારો, દેશકાળની સાથે રહી આપણી કોમને ખમીરવંતી બનાવવાનો પ્રયાસ કર્યો છે. તે સઘળી

બાબતોનો ચિતાર આ ગ્રંથમાં આલેખ્યો છે. ૧૯૫૦ થી ૨૦૧૦ સુધીનો ઈતિહાસ વિકાસગાથા જેવો બની ગયો છે. ઝીણામાં ઝીણી વિગતો સંપાદકશ્રીઓ ખૂણે ખાંચરેથી મેળવી આપી છે. સમગ્ર ભારતમાં વસતા કચ્છી પટેલો જ નહિ બ્રિટન, આફ્રિકા અને અમેરિકામાં વસતા કચ્છીઓની માહિતી આપવાનું ચૂકયા નથી. "કૂર્મી" શબ્દના પૌરાણિક ઉલ્લેખોથી માંડી પ્રાચીન કચ્છમાં પાટીદારોનો પ્રદેશ કચ્છમાં તેમનો ફેલાવો, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની સંપૂર્ણ વિગતો, હોદ્દેદારોની સ્થળ સાથેની વિગતો, નખત્રાણા અધિવેશન, શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવન સમારોહ, બીજું અને ત્રીજું અધિવેશન અને ઠરાવો, ભાષણોની વિગતો, મહિલા સંઘનું કાર્ય, યુવક સંઘ, સમાજ સંચાલિત છાત્રાલયો, પ.પૂ. નારાયણજી લીંબાણીની વિગતો, પીરાણપંથની ખામીઓ, ધર્મજાગૃતિના જયોતિર્ધરો, સામાજિક પ્રવાહો, પીરાણાપંથની દશાંતરી ગાવંતરી, મુંબઈ, નખત્રાણા, કરાંચીમા મળેલી પરિષદો, શિક્ષણનું આધુનિકરણ, રાજકીય ક્ષેત્રે પ્રદાન, આર્થિક પરિબળો, મિલેનિયમની સદી પાટીદારો માટે પરિવર્તનની સદી, પ્રાસંગિક ગીતો વિગેરેની માહિતી ઉપરાંત જ્ઞાતિ મુખપત્રોની વિગતો સંપાદકો ચૂકયા નથી. આમતો ઈતિહાસ સંશોધન ધૂળધોયાનો ધંધો છે. તે આ ગ્રંથના સંપાદકોએ પોતાની જ્ઞાતિના ગૌરવપૂર્ણ ઈતિહાસના સંશોધન માટે સ્વીકારેલો ધંધો છે. કોણ જાણે કેટલી સદીઓથી ભારતની અન્ય જ્ઞાતિઓ સાથે ગુજરાતનો "પાટીદાર" નામેઓળખાતો ધરતીનો જાયો આજે પોતાના માદરે વતનથી તેમાંયે ખાસ કરીને કચ્છી પટેલ દૂર દૂર દેશ-વિદેશમાં પેટિયું રળવા વિચરતો રહ્યો છે. પોતાની સંસ્કૃતિ-સંસ્કાર ટકાવી રહ્યો છે. આજે કચ્છી પટેલોમાં "બંધુત્વ"ની ભાવના જીવે છે તેટલી બીજાઓમાં હું જોતો નથી. કચ્છી પટેલોએ ભૂત- ભવિષ્યને જોડતો "વર્તમાન "ને ધ્રુવતારક બનાવ્યો છે. પુત્રો યાદ કરે તે માટે મકાન બનાવજો, પૌત્રો યાદ કરે તે માટે બંગલો બનાવજો પણ પેઢીઓ તમને યાદ કરે તે માટે સારું પુસ્તક લખજો.

આ સંપાદક મિત્રોએ કચ્છના કડવા પાટીદારોનો ઈતિહાસ પેઢીઓ યાદ કરે તેવું પુસ્તક સમાજને ચરણે ધર્યું છે. આ ભગીરથ કાર્ય માટે તે સૌને તેમજ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજને આકાશ ભરી અભિનંદન. કચ્છના કડવા પાટીદારોના ઈતિહાસે પાટીદારના ઈતિહાસમાં એક છોગું ઉમેર્યું. મા ઉમિયા માના આશીર્વાદ સમગ્ર જ્ઞાતિને મળતા રહો તેજ પ્રાર્થના.


૧ લી મે, ૨૦૧૦
"મંથન ટવીન્સ"
આલય-તન્મય ફ્લેટની સામે
બોડકદેવ, અમદાવાદ-૫૪.
ફોન - ૨૬૮૪૧૪૪૦

ડૉ. મંગુભાઈ પટેલ
પૂર્વ રીડર, ઈતિહાસ વિભાગ
ગુજરાત યુનિવર્સિટી - અમદાવાદ-૦૯

# અનુક્રમણિકા

# "કૂર્મીઓ ક્ષત્રિય છે"

- રતિલાલ મનજી પોકાર

## "કૂર્મી" શબ્દના પૌરાણિક ઉલ્લેખો

મહાભારતના આદિપર્વમાં એવો ઉલ્લેખ છે કે જગતપિતા બ્રહ્મા દ્વારા જ્યારે કર્તવ્યશક્તિ ઉત્પન્ન થઈ તેનું નામ વૈવસ્વત મનુ હતું. તેણે અથવા બ્રહ્માજીએ વિરાટ પુરુષથી પ્રાણીની સૃષ્ટિનું સર્જન કર્યું. ત્યાર બાદ બ્રહ્માજીએ દસ પુત્રોનું સર્જન કર્યું. બ્રહ્માના આ દસ પુત્રોમાં છ ઋષિઓ હતા. આ છ ઋષિઓ પૈકીના એક મરીચિ ઋષિ હતા. તેમનો પુત્ર કશ્યપ હતો અને કશ્યપથી બધી પ્રજા ઉત્પન્ન થઈ હોવાનું મનાય છે. કૂર્મ અને કશ્યપ એક જ શક્તિ અને વ્યક્તિનાં નામ છે.

પ્રોફેસર એમ. વિલિયમકૃત સંસ્કૃત-અંગ્રેજી શબ્દકોશમાં કૂર્મીઓનો અર્થ "અતિશક્તિમાન પુરુષ" એવો કરાયો છે. વેદોના વિખ્યાત ભાષ્યકાર સાયણે વેદોમાં આપેલ "તૂવિકૂર્મી"ની વ્યાખ્યા કરતાં લખ્યું છે કૂર્મી એટલે "એક એવો પરમવીર પુરુષ જે યુદ્ધમાં દુર્લભથી દુર્લભ વીરોચિત નિપુણતા દર્શાવી શકે." ઇન્દ્રને વેદો અનુસાર પરમવીર, આદર્શ ક્ષત્રિયના સંપૂર્ણ ગુણસંપન્ન કહેવાયો છે. "કૂર્મી" એ ઇન્દ્રના પર્યાયવાચી શબ્દ મળવાના ઉલ્લેખો પણ મળે છે.

"કુમ્બ"નો અર્થ થાય છે એક ગૃહસ્થ, પશ્ચિમ ભારતની એક મહાન કૃષકજ્ઞાતિ. જોકે આદિ શબ્દનું સંસ્કૃત રૂપ હોઈ શકે. આ નામ ઉત્તર ભારતમાં કૂર્મી (કુરમી) રૂપે પણ પ્રચલિત છે. જ્યાં આ જ્ઞાતિના લોકો ગંગા નદીના કિનારા વિસ્તારમાં, તેના તટપ્રદેશમાં તથા દક્ષિણનાં ક્ષેત્રોમાં બહોળી સંખ્યામાં વસેલા છે. આ જ જ્ઞાતિના લોકોને ગુજરાતમાં કણબી-કનબી-કુણબી તથા મહારાષ્ટ્રમાં અને મધ્યપ્રદેશમાં કુનબી તથા દક્ષિણ ભારતના કુનબીની તુલના મદ્રાસ, તેલુગુ પ્રદેશના નાયડુ, કામ્પૂસ, રેડ્ડી અને અન્યત્ર વિવિધ નામે આ જ્ઞાતિ ઓળખાય છે. પાદરી ડૉ. જ્હોન વિલિયમના મત અનુસાર કુરમી, કુનબી અને કુમ્બી એક જ જ્ઞાતિનાં રૂપાંતરિત નામ છે. જોકે સંસ્કૃત ધાતુ "કૂમ" યા કુલમીથી બને છે. જેનો અર્થ થાય છે કૃષિકાર્ય કરનારા. નૃવંશશાસ્ત્રી સર ડબલ્યુ. વિલિયમ કૂકના મતે કૂરમી એટલે એક મહત્ત્વપૂર્ણ કૃષક જાતિ જે બધે જ વસેલી છે. અન્ય કેટલાકના મતે તેની વ્યુત્પત્તિ સંસ્કૃતના "કૃષિ" શબ્દમાંથી થઈ છે જ્યારે અન્ય કેટલાકનત્ મતે આ શબ્દ "કૂર્મ" થી ઉત્પન્ન થયેલો છે.

પ્રો.જે.ઑફ.હેવિટે પોતાના પુસ્તક "ધી રૂલિંગ રેસીસ ઑફ પ્રિહિસ્ટોરિક ટાઇમ્સ" નામના અંગ્રેજી પુસ્તકમાં કુરમી, કુમ્બસ, કુદમ્બસ, કુદબ્વીસ ભારતની સિંચિત ખેતી કરનારી મહાન જ્ઞાતિઓ હતી. જે કુર (કચ્છપ) એટલે કે કૂર્મના સંતાનો છે.

પ્રાગ ઐતિહાસિકકાળમાં પ્રો.હેવિટના મતે જ્યારે આર્યોમાં વર્ણવ્યવસ્થા સ્થાપિત થઈ ન હતી તે પહેલાં પણ કૂર્મી નામની એક શાખા હિન્દુઓમાં તેનો એક પ્રકાર ખૂબ જાણીતો હતો. અને તેઓ શિવપૂજક (શૈવ) હતા. કૂર્માવતાર ભગવાન વિષ્ણુનો કૂર્મ એટલે કચ્છપ રૂપમાં થયો. પ્રાચીન કાળમાં આ લોકો ભગવાન કૂર્માવતારના ઉપાસકો હતા અને ઉપાસક હોવાના કારણે પાછળથી કૂર્મી તથા કૂરમી જ્ઞાતિ બોધક નામથી ઓળખાવા લાગ્યા. ગુજરાતના કૂર્મીઓ ભારતભરમાં ખેતીકામ માટે જાણીતા હતા. મધ્યપ્રદેશના કૂર્મીઓ જે છે તે ગુજરાતમાંથી સ્થળાંતર થયેલા છે. ખાન દેશના કૂર્મીઓ પાટીદાર પરિષદોમાં હાજરી આપતા હતા. પ્રો.હેવિટ અને વિદ્વાન રિસેલના સંશોધનથી એક વાત સ્પષ્ટ થાય છે કે મહાભારત કાળમાં કૂર્મવંશીય લોકો અવશ્ય વિદ્વાન હતા જ્યારે તેમની ગણના શાસક જ્ઞાતિઓમાં થતી હતી. પ્રાગ-ઐતિહાસિક યુગમાં પણ કૂર્મી જનસાધારણ જ્ઞાતિનો ઉલ્લેખ વરસાદી ખેતીહાર તરીકે જોવા મળ્યો છે.

કૂર્મી ક્ષત્રિય જન હિંદીભાષાના પ્રદેશોમાં કૂર્મી ગુજરાતમાં પાટીદાર કે પટેલ, મહારાષ્ટ્રમાં કુનબી કે મરાઠા કે પાટિલ, આંધ્રપ્રદેશમાં રેડ્ડી અને કાંપૂ, કર્ણાટકમાં કમ્પા, વક્કલિંગર, કૂલંબી અને ઊડિયામાં કૂર્મા નામથી ઓળખાય છે. સારાયે દેશમાં કૂર્મીઓની વસ્તી ૧૦ કરોડથી ઓછી નથી અને આ જ્ઞાતિના લોકો દેશમાં વિભિન્ન ભાગોમાં વસે છે. અને લગભગ દોઢ હજાર ઉપનામો ધરાવે છે. મહાનગરી દિલ્હીમાં જ કૂર્મીઓની વસ્તી ૮૦ હજાર જેટલી છે. કૂર્મી શબ્દ વેદના અનેક મંત્રોમાં છે. એટલે કૂર્મી શબ્દોની પ્રાચીનતા અને તેની મહાનતા આપોઆપ સિદ્ધ થઈ જાય છે. કેટલાક વિદ્વાનો કૂર્મી વંશની ઉત્પતિ કૂર્મ ઋષિની સાથે જોડે છે તેમની માન્યતા મુજબ તેમનો વંશ વધતાં વધતાં વિશાળ કૂર્મી જ્ઞાતિના રૂપમાં આજે વિદ્યમાન બન્યા તે સાચું છે કે વૈદિક કાળમાં કૂર્મ ઋષિ થઈ ગયા તેમના પિતા ગ્રત્યમદ ઋષિ હતા અને તે બંને ઋગ્વેદના મંત્રદ્રષ્ટા હતા. એટલું જ નહીં પણ તેઓ સૂક્તોના રચયિતા પણ હતા. કૂર્મ ઋષિ જોકે રાજા વિતહવ્યાના પુત્ર હતા. તેમના સંબંધમાં

સ્કંધપુરાણમાં ઉલ્લેખ આવે છે.

પુરાણમાં વિષ્ણુ ભગવાનના પૃષ્ઠ ભાગને કૂર્મ કહ્યો છે જો શરીરનો આધારસ્તંભ ન હોય તો શરીર સીધું ઊભું રહી શકે નહીં. શરીરને સીધું રાખવાનું કાર્ય મેરુદંડનું છે તેનાથી આવી જાણકારી મળે છે કે સમાજને સારી રીતે ચલાવવા માટે મેરુદંડને પૃષ્ઠ ભાગની જવાબદારી જે વર્ગને આપી હતી. તેમનું દાયિત્વ હતું ખાદ્ય અનાજ ઉત્પન્ન કરવું અને સમાજના પેટને પોષવું ને દુશ્મનોના આક્રમણની સ્થિતિ વખતે યોદ્ધાનું રૂપ ધારણ કરવું અને શત્રુનો નાશ કરવો. આમ કૂર્મી લોકો દાતરડું અને તલવાર કુશળતાથી ચલાવી શકતા.

કૂર્મ પુરાણમાં શિવ અવતારનો ઉલ્લેખ સવિસ્તારથી કરવામાં આવ્યો છે. તેથી સાબિત થાય છે કે, કૂર્મીઓ શૈવપૂજકો હતા. મા ઉમા અને શિવના ભક્તો હતા. વ્યાકરણ અનુસાર 'કૂ' શબ્દનો અર્થ ''ભૂ'' અથવા ''ધરતી'' થાય છે. અને ''રમી''નો અર્થ રચનાર, અર્થાત્ 'ભૂપતિ' એટલે 'કૃષક' આમ કૂર્મથી બનેલો મૂળ શબ્દ કૂર્મીથી કૂર્મી, કુરમી, કુરમા, કુલમી, કુલવી, કુલવાદી, કુનબી, કુમ્બી અને કણબી વગેરે સ્થાનાનુસાર તેમાં અનેક નામાંતરો થઈ ગયા. રાજાશાહી અને અંગ્રેજ અમલ વખતે પાટીદારોને અનેક હોદ્દાઓથી નવાજવામાં આવ્યા હતા. રાજા, સરદાર, દેસાઈ, અમી, ચૌધરી, પારેખ, રાયમલ, રાવ બહાદુર, રાવસાહેબ, દીવાન ને હાથીમલ જેવા હોદ્દાઓ મળ્યા હતા. બીજ વાવવા માટે તૈયાર કરવાની ક્રિયાને અર કહે છે ને અર કરનારી વ્યક્તિઓને આર્ય કહ્યા છે. આર્ય શબ્દ 'અર' ધાતુથી બન્યો છે. જેનો શાબ્દિક અર્થ ભૂમિને જોતરનાર આર્ય ગણાય છે. અર શબ્દનો અપભ્રંશ 'હર' થઈ ગયો અને તેનું બદલાયેલું સ્વરૂપ 'હળ' છે. ઋગ્વેદમાં પરિવારને કુટુમ્બ અથવા કુળ કહ્યું છે. કુટુમ્બીમાંથી 'ટુ' નીકળી ગયો અને કુમ્બી, કૂર્મી, કણબી શબ્દો પ્રચલિત થયા. કુણથી કુલમ્બી થયો અને પછી કુલમ્બીમાંથી કુલવદી, કુલમી, કુલમ્વી, કૂરમી, કુમ્બી, કૂર્મા, કાપુ, કમ્મા, કૂર્મીક્ષત્રિય, કૂર્મ વંશીય ક્ષત્રિય વગેરે શબ્દો ભારતના વિવિધ ભાગોમાં પ્રચિલત બન્યા. પંચનંદનાં આ કૃષિકુટુમ્બો ભારતના વિભિન્ન ભાગોમાં ફેલાતાં હતાં અને કુમ્બી, કુન્બી અને કૂર્મી વગેરે ભિન્ન નામોથી ઓળખાતા હતા. ગુજરાતમાં વસતા પાટીદારોની અટકો જોતાં તેમની બાવન શાખાઓના કૂર્મીઓનું મૂળ સ્થાન પંજાબ તથા ઉત્તર હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં હતું. કૂર્મ-કશ્યપ માનવ જાતિના આદિ પુરુષ હતા. કૂર્મનો શાબ્દિક અર્થ 'કર્મશીલ' અને કશ્યપનો શાબ્દિક અર્થ 'દ્રષ્ટા' છે.

વાયુ પુરાણ અનુસાર વૈવસ્વત મન્વન્તરના આદ્ય ત્રેતાયુગના પ્રારંભમાં મારીચિ કશ્યપ થયા હતા. સંપૂર્ણ માનવ જાતિના આદિ પુરુષ કૂર્મ કશ્યપ અત્યંત પુરાતન કાળમાં વિદ્યમાન હતા. કશ્યપ અને દક્ષપ્રજાપતિની પુત્રી અદિતિના બાર પુત્રો થયા. સૂર્યનું વિષ્ણુનું નામ પુરાણોમાં વિખ્યાત છે. સૂર્યના પુત્ર વૈવસ્વત મનુ હતા. આ મનુથી માનવ સૂર્યવંશ થયો. કશ્યપ સાગર (કેસ્પિયન રત), કુમુ નદી, કુર્રમ પર્વત અને કુર્માચલ પ્રદેશ વગેરે મહર્ષિ કશ્યપની કીર્તિના યશસ્વી કીર્તિસ્તંભો છે. તે વૈદિક મત્રદ્રષ્ટા હતા. વર્તમાનમાં કશ્યપના ૭૨ મંત્રો ઋગ્વેદમાંથી મળે છે. કૂર્મપુરાણ અનુસાર કૂર્મઋષિએ ખેતી અને ઔષધિની બાબતમાં વૈજ્ઞાનિક પ્રયોગ કરીને તેની પ્રગતિ માટે અનેક પ્રયાસો કર્યા હતા. મધ્ય એશિયાના કાસ્પિયન સમુદ્રના કિનારાનો વિસ્તાર કશ્યપની કર્મભૂમિ અને કાકેશશ પર્વત તેની સાધનાનું સ્થળ રહ્યા હતા.

## કૂર્મીઓ ક્ષત્રિય હોવાના પ્રમાણ

**ઈ.સ. ૧૯૦૬ - કૂર્મી ક્ષત્રિય છે તેનો ફેંસલો :**

૨૫ મે ૧૯૦૬માં ઉત્તર પ્રદેશમાં મિરજાપુર જિલ્લા અંતર્ગત અંતચુનારની પાસેના ભરહેટા ગામમાં કૂર્મી જ્ઞાતિનું એક વિશાળ સંમેલન ભરાયું હતું. પ્રશ્ન એ હતો કે, કૂર્મી જ્ઞાતિને વિધિવત્ રીતે યજ્ઞોપવીતનો સંસ્કાર કેમ ન આપી શકાય ? આ સંમેલનમાં બંને પક્ષોના કાશી, કોલકાતા, મથુરા, વૃંદાવન વગેરે સ્થાનોથી અનેક પંડિતો ભેગા થયા હતા. વિવાદનો પ્રશ્ન એ હતો કે, કૂર્મી લોકો ક્ષત્રિય વર્ણનો એક ભાગ છે કે નહીં ? બે દિવસ સુધી શાસ્ત્રાર્થ થયો. અંતમાં અધ્યક્ષ અને વિદ્વાન સંસ્કૃત તથા હિન્દીના પ્રખર પંડિત; અનેક ધાર્મિક તથા ઐતિહાસિક ગ્રંથોના રચયિતા; વિદ્યાવ્યાસંગી ઓનરરી મેજિસ્ટ્રેટ શ્રીમાન પંડિત રાધાચરણ ગોસ્વામી મહારાજે (વૃંદાવન) નીચેનો નિર્ણય આપ્યો અને સર્વમાન્ય સિદ્ધાન્ત નિરૂપિત કર્યો.

કશ્યપના વંશજો પૈકી કૂર્મી ઋષિના પુત્રો અસલ પૃથ્વીપતિ હતા અને પંજાબમાં એક ભાગમાં રાજ ભોગવતા હતા. આધુનિક સમયમાં તેઓ દરબારશ્રી, હાથીમલ્લ, દેસાઈશ્રી, રાજા, જાગીરદાર, દેશપતિ, વતનદાર, તાલુકાદાર, જમીનદાર, અમીન અને મુખી વગેરે વિશેષણો ધારણ કરતા હતા. આ ઉપરથી તેમની પૂર્વગત મહત્તા પ્રતીત થઈ આવે છે. તેઓ ક્ષત્રિય હોવાથી ઉપવીત ધારણ કરી નિત્ય કર્મો કરવા લાગ્યા છે. જે માટે શ્રીમદ્ શંકરાચાર્યજી, શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજો, શ્રીમન્ નથ્થુરામ શર્મા, શ્રીમદ્ નૃસિંહાચાર્યજી આદિ આચાર્યો અને મહાપંડિતો સંમત છે. તા. ૨૫-૨૬ મે ૧૯૦૬ ના દિવસે જે મોટી સભા મળી હતી, તેમાં ત્રણ હજાર માણસોએ હાજરી આપી હતી. ચર્ચાનો વિષય હતો, 'કણબીઓ ક્ષત્રિય હોવાથી યજ્ઞોપવીતના

અધિકારી છે.' આ વિષય પર બંને પક્ષો વચ્ચે વાદવિવાદ થયો હતો. સભાના સેક્રેટરી દીપનારાયણસિંહજીએ કહ્યું કણબી જ્ઞાતિ ક્ષત્રિય વર્ગમાં છે અને તેમને ઉપવીત ધારણ કરવાનો અધિકાર છે. તેમણે શાસ્ત્રોનાં પ્રમાણ વડે સુંદર ભાષણ આપ્યું. સમર્થનમાં કાશીનિવાસી વિદ્વાન પંડિત દામોદર શાસ્ત્રીજીએ તેમને અનુમોદન આપ્યું. પંડિત મદનમોહન પાઠકે પ્રશ્ન કર્યો કે, કણબીઓ રાજાઓ હોય તો, ક્ષત્રિય જ્ઞાતિમાં થયેલા રાજાઓનાં નામો ઇતિહાસમાં કેમ દેખાતાં નથી ? તેના પ્રત્યુત્તરમાં સદરહુ સેક્રેટરીએ અંગ્રેજ વિદ્વાનોના અભિપ્રાયો આપી સભાને સંતોષ આપ્યો. પંડિત પાઠકે કેટલાક સવાલો ઊભા કર્યા :

૧. જો કણબીઓ ક્ષત્રિય હોય તો તેમની રીતભાત બીજા ક્ષત્રિયો જેવી કેમ નથી ?
૨. તેઓ સઘળા જનોઈ કેમ પહેરતા નથી ?
૩. તેઓ જાતે ખેતીનું હલકું કામ કરે છે. હાલના બીજા ક્ષત્રિયો સાથે રોટીબેટી વહેવાર કેમ નથી ?

આ પ્રશ્નોના ખુલાસાઓ પ્રખર પંડિત રાજારામ શાસ્ત્રીએ કર્યા :

૧. ઉપનયન સંસ્કારની બાબતમાં ભલભલા ક્ષત્રિયોએ તલવારો મ્યાન કરી કૃષિ કર્મ કરવા માંડ્યું હતું. ભલભલા બ્રાહ્મણોએ જનોઈ પાઘડીમાં છુપાવી હતી. હાલમાં ક્ષત્રિય ગણાતી વર્ણ જનોઈ ધારણ કર્યા વિના ચલાવે જાય છે. તેવી જ રીતે આ જ્ઞાતિ પણ આજ દિન સુધી અંધારામાં રહી તેમ છતાં શાસ્ત્રોક્ત કર્મ કરતી વખતે અલ્પ સમય માટે જનોઈ ધારણ કરે છે. માટે ઉપરનો આક્ષેપ સાચો ઠરતો નથી.

૨. આજકાલ બ્રાહ્મણ - ક્ષત્રિય - વાણિયા જ્ઞાતિઓ પણ અમુક વંશ સાથે એટલે કે પોતાની જ્ઞાતિના જુદા જુદા વર્ગ આપસ આપસમાં રોટીબેટી વ્યવહાર રાખતા નથી. તે જ રીતે કણબી પણ પોતાના વર્ગ સિવાય બીજા સાથે રોટીબેટી વહેવાર રાખતા નથી. એટલે આ શંકા વજૂદ વિનાની છે.

૩. કણબીઓ જાતે ખેતી કરે છે માટે તેઓ ક્ષત્રિય નથી, એમ કહેવું એક ભૂલભરેલું છે. તેઓ ખેતી કરે છે અને કરાવે પણ છે. ખેતી કરવી એ નિંદિત કર્મ નથી. પારાસરસ્મૃતિમાં કહ્યું છે : क्षत्रियोपि कृषि कृत्वा, कृषि वाणिज्य शिल्प कर्मराज्ञः એટલે કે ક્ષત્રિયો, ખેતી, વેપાર અને શિલ્પાદિ કર્મ કરી શકે છે. આગળ આપણે જોઈ ગયા છીએ કે, ઋષિમુનિઓ પણ ખેતી કરતા હતા.

પંડિત પદ્મનાભ શાસ્ત્રીએ ખૂબ દલીલો કરી કે, કણબીઓ ક્ષત્રિય નથી. પણ તેમની દલીલો શાસ્ત્રોના આધારથી બીજા પંડિતોએ ખુલ્લી પાડી દીધી. તેમણે કણબીઓ ક્ષત્રિય છે તે સ્વીકાર્યું, પણ જનોઈ ધારણ કરી શકે તેનો વિરોધ કર્યો. કાશીનિવાસી પંડિત રામમિશ્ર શાસ્ત્રીએ 'વ્રાત્ય સંસ્કાર મીમાંસા' નામનું પુસ્તક રજૂ કરી શંકાઓનું નિવારણ કર્યું.

ઈ.સ. ૧૯૦૫માં શ્રી મચ્છંકરાચાર્ય ગોવર્ધન મહીપીઠેશ્વરે વાંસવાડામાં પચાસ-સાઇઠ પંડિતોની હાજરીમાં કણબીઓને જનોઈ દીધી હતી અને બ્રાહ્મણોના હાથે સંસ્કાર કરાવ્યો હતો.

**સભાપતિ રાધાચરણ ગોસ્વામીએ નિર્ણય જાહેર કર્યો :**

માલમાલિની (દેવી)ના ભક્ત કૂર્મ નામના ઋષિના કુળમાં પહેલાં પ્રાણનાથ રાજા પ્રગટ થયા. આ સ્કંદપુરાણના સહ્યાદ્રિ ખંડના અધ્યાય ૩૩ અને ૬૪ મા કૂર્મવંશની ગણના ક્ષત્રિયોમાં કરી છે. કૂર્મનો પુત્ર કૌર્મી નામના પદથી દેશની ભાષાઓમાં કૂર્મી-કૂનબી વગેરે જેવા ઘણા અપભ્રંશ થયા છે. આમ કૂર્મીઓ તે જ વંશના છે. કૂર્મી સિવાય બીજા કોઈ ક્ષત્રિયો કૂર્મી વંશના નામે પ્રસિદ્ધ નથી. આ વંશમાં મહારાજ શિવાજી જેવા ઘણા વીરો પેદા થયા છે. વિશેષમાં માનનીય શ્રી જગન્નાથજી ૧૧૦૮ શ્રી ગોવર્ધન મઠાધીશ્વર જગદ્‌ગુરુ શંકરાચાર્યજીને ઉનાવ જિલ્લાના કૂર્મી લોકોને યજ્ઞોપવીતના સંસ્કાર કરાવ્યા હતા. સંકેશ્વર મઠના શ્રી ૧૧૦૮ સ્વામી જગદ્‌ગુરુ શંકરાચાર્યે કોલ્હાપુરના મહારાજને યજ્ઞોપવીતની આજ્ઞા આપી હતી. આ મહારાજ કૂર્મી વંશીય છે. અને આ સભાએ પણ કૂર્મીઓને ક્ષત્રિય સિવાયના બીજા વંશના સિદ્ધ નથી કર્યા તેથી તેઓ ક્ષત્રિય છે તે સિદ્ધ થાય છે. તેઓને ઉપનયન સંસ્કારનો કશો બાધ નથી.

| | |
|---|---|
| કૌર્મિસભા | સહી |
| ભરેહટા | રાધાચરણ ગોસ્વામી |
| જ્યેષ્ઠ શુક્લ - ૩ | પ્રમુખ |
| સંવત ૧૯૬૩ વિ. | વૃંદાવનવાસી |

This date is as per a version of VS calendar where new year starts in Chaitra month

નાસિક પંચવટી મઠના ડૉ. કૂર્તકોટી શ્રી શંકરાચાર્યનો મત મધ્યપ્રાંતના વરારના લુણારી કુણબી અથવા ક્ષત્રિય મરાઠા સમાજના રામરાવ, ગણપતરાવ, દેશમુખ, વાટોડેકરના નામના પોતાના પત્રમાં ડૉ. કૂર્તકોટીએ લખ્યું હતું :

'...તમે દાખલ કરેલાં પ્રમાણપત્રોમાં સંવત ૧૯૬૨ (ઈ.સ. ૧૯૦૫) મિતિ કાર્તિક શુક્લ ૯ નો શ્રીમંત ઉદેપુરના રાણાનો પત્ર સતારાના છત્રપતિ શ્રી પ્રતાપસિંહ મહારાજના નામનો છે અને જેમાં લખ્યું છે કે, રાજપૂતાનાના ક્ષત્રિય લોકોમાં કોઈ કોઈ શ્રીમંત લોક સમય પર યજ્ઞોપવીત સંસ્કાર કરે છે. કોઈ કોઈ વિવાહના સમયે અને કોઈ કોઈ ગરીબ વગેરે કરતા પણ નથી. પરંતુ તેનાથી જ્ઞાતિ સંબંધમાં કોઈ ફેર પડતો નથી. આ વાક્ય જોતાં આજકાલના સમયમાં સંસ્કારની રીતભાત અનુસાર જ્ઞાતિના ભેદ માનવા ઉચિત નથી. તેનો સારાંશ એ છે કે, તમારો સમાજ અસલી ક્ષત્રિય આર્યવંશનો છે. તેવો આ મઠનો સ્પષ્ટ અભિપ્રાય છે.

## કૂર્મી જ્ઞાતિનાં ઉપનામો - પદો - અટકો :

આપણા દેશમાં નામ સાથે ઉપનામ અથવા અટક લખવાનો રિવાજ ઘણો પ્રાચીન નથી. પ્રાગ ઐતિહાસિક કાળ, વૈદિક કાળ, ઉત્તર વૈદિક કે મધ્ય કાળ પર દૃષ્ટિપાત કરીએ તો ખ્યાલ આવે છે કે, નામો સાથે સાધારણ નાગરિકોના ઉપનામનું પ્રયોગ કરવાનું વહેવારમાં ન હતું મુસ્લિમ કાળમાં આ પ્રયોગ સમાજની પ્રમુખ વ્યક્તિઓ સુધી સીમિત હતો. અંગ્રેજોના સમયમાં પ્રતિષ્ઠિત વ્યક્તિઓને પોતાના પક્ષમાં લેવા માટે અને પોતાનાં કાર્યોને બિરદાવવા માટે તેઓ ઉપનામ આપતા. ઈન્ડિયા કંપનીએ બંગાળમાં સૌપ્રથમ બંગાળીઓમાં ઉપનામનું પ્રચલન શરૂ કર્યું.

ગુજરાતના કણબી બેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ અંગ્રેજોને શિક્ષણમાં બાળલગ્નો બંધ કરવા અને બાળકી અત્યાચાર બંધ કરવામાં સહયોગ આપ્યો. તેમનાં આ કાર્યોની કદર કરી તેમને રાવ બહાદુરનો ખિતાબ આપ્યો. ત્યારબાદ રાણી વિક્ટોરિયાએ દિલ્હી દરબારમાં સી.એસ.આઈ. એટલે કંપેનિયન સ્ટાર ઑફ ઈન્ડિયાનો ખિતાબ આપ્યો. પાટીદાર કોમમાં હાથીમલનો ખિતાબ મેળવનાર પણ બેચરદાસના પૂર્વજો હતા. વેણીબાજી બહુ બાહોશ પાટીદાર હતા. રાવ બહાદુર, રાજરત્ન, રાવ સાહેબ, સરદાર, દીવાન, સરસાહેબ, વીરરત્ન, પદ્મશ્રી જેવાં પદ મેળવનાર પાટીદાર કોમમાં ઘણાં રત્નો થઈ ગયાં. જેવા કે બિહારીદાસ દેસાઈ, વાઘજીભાઈ પટેલ, દરબાર ગોપાળદાસ આ ઉપરાંત અનેક મુન્સફો પણ થઈ ગયા. લાંબા સમયે ભારત સરકારની અજ્ઞાનતાનાં પડર ખૂલ્યાં અને સ્વ. સરદાર પટેલને 'ભારતરત્ન'નો ખિતાબ આપ્યો.

પટેલ, ચૌધરી જેવાં ટાઈટલ અન્ય કોમના આગેવાનો પણ ધરાવે છે. આ અટક માટે વપરાયેલો શબ્દ નથી. પણ હોદ્દા માટેનો શબ્દ છે. ક્યારેક ધંધા ઉપરથી, પ્રદેશ ઉપરથી કે ગામના નામ પરથી અટકો પડતી હોય છે. બેચરદાસ લશ્કરીના પૂર્વજો, મોગલો-મરાઠાઓ અને અંગ્રેજોના લશ્કરને ઘાસ-દાણો પૂરો પાડતા હોવાથી તેમની અટક લશ્કરી પડી. મશરૂનો ધંધો કરનાર મશરૂવાળા, રૂ વાળા, ચામડાવાળા, જરીવાલા, રસકપૂર એ અટકો ધંધા પરથી પડી. તે જ રીતે ઈશ્વર પેટલીકર, માળવિયા, નીમાડિયા જેવી અટકો ગામના નામ ઉપરથી પડી. દેસાઈ, અમીન, દેશમુખ જેવી અટકો રાજકીય સન્માન અને વ્યવસાયના કારણે પડી.

ભારતમાં સૌપ્રથમ 'હિંદ કણબી સભા'ની સ્થાપના ઈ.સ. ૧૮૭૦માં થઈ અને ઈ.સ. ૧૮૯૦ થી 'અખિલ ભારતીય કૂર્મી ક્ષત્રિય સભા'ને નામે જાણીતી બની. આ સભા આજદિન સુધી ચાલે છે. પણ તેનું કાર્યક્ષેત્ર ઉત્તર ભારત અને બિહાર, થોડાક અંશે મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્ર હોવાથી ગુજરાત પરિચિત રહ્યું નથી. બીજી બાજુ ગુજરાત આર્થિક સમૃદ્ધિ ધરાવતું હોવાથી તે વખતના રાષ્ટ્રીય સ્તરના નેતાઓએ સમાજસુધારણામાં જે રસ લીધો હતો તેવો રસ આજના જ્ઞાતિબંધુઓને પડતો નથી.

## ગુજરાતના કણબી-પાટીદાર-પટેલ અને તેનાં પદો :

ગુજરાતના કણબીઓની બાબતમાં મહાત્મા ગાંધીના અંગત રહસ્ય મંત્રી શ્રી મહાદેવભાઈ દેસાઈ પોતાના પુસ્તકમાં લખે છે :

'બારડોલી તાલુકાના કણબીઓમાં લેઉવા, કડવા, મતિયા, ભક્ત પાટીદાર (ઉદા. પાટીદાર), ચરોતરિયા એવા વિભાગ છે પણ દરેક કોમનું બંધારણ આજના સુધારાના જમાનામાં પણ એવું ટકી રહ્યું છે કે, તેની મારફતે કાંઈ સારું કામ કરાવવાની કોઈનામાં શક્તિ હોય તો કરાવી શકે. બહિષ્કારનું શસ્ત્ર તે લોકોને અજાણ્યું નથી. સમાજની સામા થઈ દુરાચાર કરનારને અને તેના વંશને વર્ષોનાં વર્ષો સુધી બહિષ્કૃત કર્યાના દાખલા આ કોમોમાં મળે છે. શ્રી વલ્લભભાઈને આ બંધારણ પોતાના પ્રયોગને માટે સારા સાધન તરીકે કામ આવ્યા. એ સ્ત્રીઓની વિશિષ્ટતા તેમને ગુજરાતની સ્ત્રીઓમાં વિશિષ્ટ સ્થાન આપે તેવી છે. સવારથી સાંજ સુધી ઘરમાં અને ખેતરમાં પુરુષોની સાથે કામ કરનારી એ બહેનોમાં એક પ્રકારની નમ્રતા અને વીરતા છે, જે બીજી કોમોમાં ઓછી જોવામાં આવે છે. આખી કોમને વિશે એમ કહી શકાય કે, તે ધર્મભીરુ કોમ છે. કદાચ વહેમી પણ હશે. પણ એ વહેમમિશ્રિત ધર્મભીરુતામાં પણ પ્રતિજ્ઞાને પવિત્ર સમજીને તેને ગમે તે ભોગે પાળવાની શક્તિ ભળેલી છે. આવા લોકોમાં સત્યાગ્રહનું બીજ ઊગી નીકળે અને ફળે તેમાં આશ્ચર્ય નથી.'

અમદાવાદ જિલ્લાના કણબીઓના સામાજિક અને આર્થિક બાબતોનો પ્રકાશ પાડતા ધી ઈમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઈન્ડિયા નોંધે છે : 'કણબી લોકો જેમની વસ્તી ૪,૦૧,૦૦૦ છે તે એક મહત્ત્વપૂર્ણ વર્ગ છે. કેટલાક લશ્કરી ઉચ્ચ પદો સુધી પહોંચી ગયા છે. અને ખેતીમાંથી ધન ઉપાર્જન કરનાર સંપન્ન ખેડૂતોમાં તેઓનું પ્રમાણ અધિકાંશ જેવું છે. કણબી અને પાટીદારમાં જ્ઞાતીય આધાર પર કોઈ અંતર નથી. તેમ છતાં પાટીદાર લોકો સામાન્ય કણબીઓ સાથે વિવાહસંબંધ બાંધવા ઉત્સુક નથી હોતા. તેમની ત્રણ મુખ્ય ઉપજાતિઓ છે. લેઉવા, કડવા, આંજણા. પાટીદાર સમાજમાં સુધારા માટેનું આંદોલન રાવબહાદુર શેઠ શ્રી બેચરદાસ અંબાઈદાસ લશ્કરી સી.એસ.આઈ.ના નેતૃત્વમાં શરૂ થયું હતું. તેમના જ પ્રયત્નથી ૧૮૭૦માં પુત્રીરક્ષક કાયદો આવ્યો હતો. તેમની સુધારાત્મક પ્રવૃત્તિને કારણે વિદ્યાર્થીઓ માટેનાં છાત્રાલયો,

ખેડૂત સંગઠનો, પાટીદાર પરિષદો અને જ્ઞાતિ મુખપત્રોનાં પ્રકાશન જેવી પ્રવૃત્તિઓ શરૂ થઈ હતી.'

ગુજરાતના કુલ હિન્દુઓની વસ્તીના ૧૪.૨૬ ટકામાં ૧૪,૧૦,૪૨૨ જનસંખ્યા કણબીઓની છે. તેમાં ચાર પેટાજ્ઞાતિઓ છે. આંજણા, કડવા, લેઉવા અને મતિયા. તેઓ પોતાને ક્ષત્રિય વર્ગમાં માને છે. એક માન્યતા અનુસાર તેઓ રામના વંશજ છે અને સૂર્યવંશી છે. બીજી બાજુ તેઓ લવ-કુશના વારસો મનાય છે. તેમને અયોધ્યામાંથી કાઢી મૂકવામાં આવ્યા ત્યાંથી તેઓ મથુરા આવ્યા અને ત્યાંથી ગુજરાતમાં આવી વસ્યા.

વડોદરા સ્ટેટના ગેઝેટિયર અનુસાર, 'પાટીદારો જે હકીકતમાં કણબી હતા તેમના સહકારથી વડોદરાની ગાદી પિલાજીરાવ ગાયકવાડે પ્રાપ્ત કરી હતી. આ લોકોએ તન-મન-ધનથી પિલાજીરાવ ગાયકવાડને મદદ કરી. જેના પરિણામે તેઓ મોગલ ગવર્નર હુસેન-દિન-બાબીને આ ઇલાકામાંથી ખસેડવામાં સફળ થયા. પાદરામાં દલા પાટીદારે આમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. એક પ્રસિદ્ધ કહેવત છે કે, ઉપર અલ્લાહ અને નીચે દલ્લા, પ્રસિદ્ધ કથાઓમાં મરાઠા અને પાટીદારોએ કેવી રીતે મુસ્લિમ શાસનને ખતમ કર્યું તેનું વર્ણન આવે છે. તેનાં લોકગીતો પણ જાણીતાં છે.'

મુસલમાન શાસકોના જમાનામાં ગુજરાતના કણબીઓને પટ્ટા પર જમીન ખેતી કરવા માટે ફાળવવામાં આવતી. મહમ્મદ બેગડા વખતે 'વાંટા' પદ્ધતિ દાખલ થઈ. આ જમીનના નવા માલિક બનતા તેઓ પટ્ટેદારમાંથી પાટીદાર બન્યા. ગામનો માલિક પણ પટેલ કે અમીન નિયુક્ત થતો. પટેલ અટક તેને એટલી ગમી ગઈ કે, પાટીદાર ભણ્યાગણ્યા પછી પટેલ અટકનો ઉપયોગ કરવા લાગ્યો. તેમની અનેક અટકો છે. સૌરાષ્ટ્રમાં કચ્છમાં વિવિધ અટકો જોવા મળે છે. કાલરિયા, વેકરિયા, વીરાણી, જસાણી, બુટાની, જરીવાલા, પાટણવાડિયા, શિતલિયા. આમ ઘણી અટકો ધંધા ઉપરથી પણ ચાલે છે. લશ્કરી, એન્જિનીયર, અમીન, દેસાઈ, પારેખ, ચૌધરી, મશરૂવાલા જેવી અટકો પણ જાણીતી છે. પાટડી નરેશ જોરાવરસિંહજી, વિરમગામના દેસાઈ, વસોના બાજી પટેલ, ભૂખણ વસનજી પટેલ, વેણી પટેલ અને દરબાર ગોપાળદાસ, વલ્લભભાઈ પટેલ અને વિઠ્ઠલભાઈ પટેલ, ભાઈકાકા, દીવાન ગોવિંદભાઈ હાથીભાઈ, વિહારીદાસ દેસાઈ, મોતીભાઈ અમીન, નરસિંહભાઈ પટેલ, એચ. એમ. પટેલ, કુંવરજી મહેતા, શામળદાસ દેસાઈ, પુરુષોત્તમ પરીખ, મગનભાઈ ચતુરદાસ, જેઠાલાલ સ્વામિનારાયણ અને છગનભા તેમજ મફત ગગલ, જયકૃષ્ણ હરિવલ્લભ, નિરમાના કરશનદાસ પટેલ, આઈ.જી. પટેલ, કેડિલાના રમણભાઈ પટેલ, શ્રી ચીમનભાઈ પણ કૂર્મી પાટીદારો તરીકે ખ્યાતનામ છે.

ઉપરની હકીકતોથી એ વાત સાબિત થાય છે કે, 'પાટીદાર' આર્ય હોઈ રજપૂત હોવાનો વધુ સંભવ છે. આપણે ગુજરાતના કૂર્મીઓની વધારે મહત્તા સમજવા માટે નીચેના આધારો પણ પૂરક બનશે.

"હિન્દુઓમાં" કૃષિકારોનો મુખ્યવર્ગ કણબી રજપૂત અને કોળી છે તેમાં બીજાઓ કરતાં કણબીઓ ખાસ અગત્યનો વર્ગ છે. કેટલાક સરકારી નોકરીમાં ઊંચી જગ્યાએ ચઢેલા છે. કેટલાકે વેપારમાં પૈસા મેળવેલા છે. પણ મોટો ભાગ ગુજરાતના ખેડૂત જમીનદાર તરીકે ખેતીવાડી કરે છે. જોકે પાટીદાર અને કણબી માંહે માંહે પરણતા નથી. તો પણ તે બંનેમાં કંઈ ખાસ તફાવત જેવું નથી. પરંતુ રજપૂતો કરતાં ચઢિયાતા છે.

"ખેતી કરતી જાતોમાં કૂર્મી કણબી મુખ્ય છે. ખેતીવાડીનો ધંધો કરતી સઘળી જ્ઞાતિઓમાં તેઓ આગળ પડતા છે. કણબીઓના પંજા તેમના રોજગારને લાયક કુદરતી રીતે મજબૂત હોય છે. તેમની ચામડીનો રંગ ઘઉંવર્ણો છે. કાળો તો નહીં, કાળાશ પડતો નહીં. અહીંના તેમજ ઉત્તર હિન્દુસ્તાનના ઘણાખરા ઊંચા, બહાદુર, ઈજ્જતદાર અને સ્વતંત્ર વર્તનવાળા શૂદ્રોમાં એટલે હલકી જ્ઞાતિઓમાં દેખાતા કોઈ અવગુણો તેમનામાં નથી. પણ ખામી એ છે કે તેઓ વિચારશક્તિમાં મંદ છે. પણ તેમના રોજગારને લઈને તેમાં નવાઈ જેવું નથી. કારણ કે દરેક દેશોમાં ખેતીને લીધે ખેડૂતોની સમજશક્તિ તેવી જ થાય છે. ઉચ્ચ જ્ઞાતિઓની ધ્યાન ખેંચવા જેવી રીતભાત તેનામાં હોય છે. ઉચ્ચ જ્ઞાતિની મુલાકાત દરમ્યાન હલકી જ્ઞાતિના લોકોમાં દેખાતી ભયભીતતા તથા હલકી તાબેદારી તેઓમાં બિલકુલ નથી. અસલ કણબીઓ બીજી રીતે સામાન્ય જુસ્સામાં રજપૂતોને દરેક રીતે મળતા આવે છે. તે રજપૂત જેવી ધૈર્યતા અને હિંમતવાળા હોય છે. તેમની મુખમુદ્રા રજપૂતો જેવી છે. તેમનામાં સ્વમાનની લાગણી વારંવાર દેખાય છે. તે ગરીબ હોય તો પણ તેના પ્રારબ્ધના આધારે તેની મહત્તાનો ભોગ આપે છે. મનની કંગાળ સ્થિતિમાં તમે તેને કદી જોશો નહિ. ઈંગ્લેન્ડના ખેડૂતોના મુકાબલે તેઓ સાંસારિક રીતે સારા અને ઊંચા છે અને વારંવાર બીજાઓ તરફથી તેઓ રુઆબપૂર્વક વધારે માન મેળવે છે. રજપૂતોની મગરૂબી અને બ્રાહ્મણોના મિથ્યાભિમાનમાં નહીં જણાતાં આવું માન તેમને તેમની ઉચ્ચ પદવીને લીધે મળે છે."

'કેટલાક કણબીઓ કારીગર છે. કેટલાક સરકારી નોકરીમાં મોટા હોદ્દેદારો છે. કેટલાકે વેપારવણજમાં સારી દોલત જમાવી

છે. પણ બીજા ઘણા ખેડૂતો છે. તો પણ તેઓ ઘણા સદ્‌ગુણી, શરમાળ, શાંત, ઉદ્યોગી, લગ્નના અને મરણના ખર્ચના સિવાય સાદા અને કરકસરિયા, ગુના અને અપલક્ષણોથી દૂર રહેનારા, કેળવાયેલા ઉત્તમ ખેડૂતો છે. પહેલાં જ્યારે ગામડાંઓમાં કાઠી વગેરેનાં ધાડાં પડતાં ત્યારે તેમનું સમાધાન કરી સંતોષતા તે પછી બહાદુર કણબીઓ અને રજપૂતો મળી જીવ ઉપર આવી લડીને તેમને હઠાવતા.'

ગુજરાતમાં ઘણાખરા કણબી છે. છતાં તેમની ઉત્પતિ ક્ષત્રિયથી થયેલી છે. તેઓ ઘણાખરા ક્ષત્રિયો જેવાં વિશેષણોથી ઓળખાય છે. તેમાં અન્ય જે ગરીબ ખેડૂતો છે તેમને પણ ઈશ્વરે જે સ્થિતિમાં મૂક્યા છે તે સ્થિતિ આશ્ચર્યકારક રીતે માફક આવે છે.

ગુજરાતમાં આવી વસેલા ગુર્જરોનો મુખ્ય ભાગ કડવા અને લેઉવા છે. તેઓ ગુજરાતી કણબી જ્ઞાતિના બે અગત્યના આગેવાન વિભાગ છે.

લેઉવા પટેલોના બારોટની વહીઓ પણ કડવા પટેલોના બારોટની વહીઓને અનુસરે છે. કડવા અને લેઉવા પટેલની વહીમાં નીચેની વિગતો સમાન છે :

૧. માતાજી ઉમિયાજીએ કૂર્મીઓને ઉત્પન્ન કર્યા : અતઃ આ પ્રજા શિવ-પાર્વતીનાં સંતાન છે.
૨. બંધુકા લગ્નની પ્રથા ઊંઝામાંથી શરૂ થઈ.
૩. કૃષિવિજ્ઞાન : ભગવાન શિવ દ્વારા કૂર્મીઓ પામ્યા.
૪. પ્રથમ લેઉવા અને કડવાના વિભાગો ન હતા. પણ 'બંધુકાલગ્ન' ની પ્રથા શરૂ થતાં તે પ્રથા સ્વીકારનારા કડવા કહેવાયા અને એ પ્રથા ન સ્વીકારી શકનારો કૂર્મી સમૂહ લેઉવા કહેવાયો.
૫. ઉમિયા માતાજી સમગ્ર કડવા અને લેઉવા પાટીદારોનાં આદ્ય કુળદેવી છે. જે વાત લેઉવાઓમાં ભુલાઈ ગઈ છે.
૬. આ પ્રજા મૂળ ગુજરાતની જ છે. પંજાબમાંથી નથી આવી. પણ દેવવંશી આ પ્રજા હિમાચલ પ્રદેશમાંથી માતાજી ઉમિયા દ્વારા સીધી જ ગુજરાતમાં આવી છે. ઉમિયાજી દ્વારા પૂતળાં બનાવવાની વાતનો આ મર્મ છે.

લેઉવા પાટીદારના વહીવંચાની વહીમાં એક વિશેષતા એ છે કે લેઉવા પાટીદારો ગુજરાતમાંથી અયોધ્યા ગયા હતા. અને ત્યાં ભગવાન રામના રાજ્યમાં કૃષિનો આરંભ કર્યો હતો. ત્યાં શેરડીનું સર્વપ્રથમ વાવેતર કરનારા લેવા પટેલો હતા. એમને લીધે ગોળ સાકર બનાવવાનો ઉદ્યોગ ગુજરાતમાંથી અયોધ્યાના પ્રદેશમાં પ્રસર્યો. ત્યાંની પ્રજા કૃષિમાં પણ કુશળ બની.

અને ત્યાં અયોધ્યામાં લેવા પાટીદારોનાં ઘણાં કુટુંબો કાળક્રમે પુનઃ પોતાના મૂળ વતન ગુજરાતમાં આવ્યા અને અધિકાંશપણે ચરોતરમાં અને સૌરાષ્ટ્રમાં વસી ગયાં. આ કારણે વહીવંચાના ચોપડામાં લેઉવા પાટીદારોનાં કુળોની વંશાવળીની શરૂઆતમાં 'આદ માથાસરે અજોધાતાથી પ્રભાસ પાટણ આવાં,' એવા ઉલ્લેખ પણ પ્રાપ્ત થયા છે.

(સંદર્ભ પુસ્તક : પાટીદારોની ગૌરવગાથા,
લેખક : ડૉ. મંગુભાઈ પટેલ)



# પંજાબથી ગુજરાતમાં પાટીદારોનું આગમન

- કરસન વિશ્રામ પોકાર

પંજાબથી ગુજરાતમાં આવેલા પાટીદારોનો ઇતિહાસ (આર્યોમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, કૂર્મી ક્ષત્રિય, કૂર્મી, કુણબી અને કણબી - અને છેવટે પટેલ, પાટીદાર, અમીન અને દેસાઈ)

## ૧. આર્યોનું પંજાબમાં આગમન (ઈ.સ. પૂર્વે ૩૫૦૦)

### આર્યપ્રજા અને પાટીદારો :

ગુજરાતના પાટીદારો આર્યપ્રજાના વંશજ છે. આર્યપ્રજામાંથી સીધા ઊતરી આવેલા છે. આથી ગુજરાતના પાટીદારની ઉત્પત્તિનો ઇતિહાસ સમજવા માટે આર્ય પ્રજા ભારતમાં ક્યારે આવી, ક્યાં વસી અને આ પ્રજામાંથી પાટીદારો ક્યારે તેમના વંશમાં ઊતરી આવ્યા તે સમજવાની જરૂર છે.

### આર્યોનું ભારતમાં આગમન :

આર્યપ્રજા ક્યાંથી, ક્યારે અને કયા માર્ગે થઈને ભારતમાં આવી તે માટે જુદાં જુદાં અનુમાનો છે.

કેટલાક ઇતિહાસકારો એવું અનુમાન કરે છે કે આર્યપ્રજા મધ્ય એશિયામાં આમુ નદી પાસે પામીરના ઉચ્ચ પ્રદેશમાં વસતી હતી.

આ પ્રદેશમાંથી એક ટોળી યુરોપ તરફ ગઈ અને બીજી ટોળી ઈરાનમાં ગઈ. ત્રીજી ટોળી અફઘાનિસ્તાનના માર્ગે પંજાબમાં આવી. આ ત્રણે ટોળીઓના ભ્રમણને ઐતિહાસિક સાબિતી મળતી નથી. પણ આ ત્રણે પ્રદેશોમાં આર્ય પ્રજા એકસાથે વસતી હતી એટલે એ અનુમાન ઐતિહાસિક અનુમાન છે.

### પ્રાચીન ભારતમાં ઇતિહાસનાં સાધનો :

પહેલાં લેખનશૈલી ન હતી ત્યારે ઇતિહાસ વેદોમાં સંઘરાતો હતો. ઋષિમુનિઓ, વિદ્વાનો અને ઇતિહાસકારો આ વેદ તેમના પુત્રો અને વિદ્યાર્થીઓને મુખ પાઠના રૂપમાં આપતા. આ રીતે વેદોમાં ઇતિહાસ અને જ્ઞાન સંઘરાતાં હતાં.

### ઋગ્વેદે સાચવેલો આર્યોનો ઇતિહાસ :

લેખનશૈલી શરૂ થતાં પહેલવહેલો વેદ ઋગ્વેદ લખાયો અને આ કારણથી ભારતની આર્યપ્રજાનો પ્રાચીન ઇતિહાસ જાણવાનું મુખ્ય સાધન ઋગ્વેદ છે.

### આર્યોનો પંજાબમાં વસવાટ :

ઋગ્વેદના અભ્યાસીઓએ શોધી કાઢ્યું છે કે પંજાબમાં આવેલી આર્યપ્રજાનો પ્રથમ વાસ અફઘાનિસ્તાનમાં હતો. ત્યાંથી આ પ્રજાએ ખૈબરઘાટના માર્ગે પંજાબમાં આવીને વસવાટ કર્યો. આર્યપ્રજાનો પંજાબનો વસવાટ સપ્તસિંધુના ફળદ્રુપ પ્રદેશમાં જ્યાં સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, બિયાસ, સતલજ અને પ્રાચી સરસ્વતી નદીઓ આવેલી છે ત્યાં હતો. આ પ્રદેશમાંથી ક્રમેક્રમે પૂર્વ તરફ ગંગા-જમનાના રસાળ પ્રદેશમાં અને છેવટે બંગાળ અને બિહાર સુધી આર્યપ્રજા પહોંચી ગઈ.

આર્યપ્રજાએ પંજાબમાં પ્રવેશ કર્યો તે સમયે હાલના ગુજરાતના પાટીદારો આર્ય હતા અને પંજાબમાં આવી ગયા હતા.

## ૨. આર્યોની વર્ણવ્યવસ્થા અને કૂર્મી ક્ષત્રિયો (ઈ.સ. પૂર્વે ૨૫૦૦)

### આર્યોની વર્ણવ્યવસ્થા :

આર્યપ્રજા પંજાબમાં રહેતી હતી ત્યારે જ (ઈ.સ.પૂર્વે ૨૫૦૦) આર્યપ્રજામાં વર્ણવ્યવસ્થા દાખલ થઈ. આ સમયે આર્યપ્રજાના ચાર વર્ણ પડ્યા : (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રિય (૩) વૈશ્ય (૪) શુદ્ર :

### વર્ણવ્યવસ્થા સમયના પાટીદારો :

હાલના ગુજરાતના પાટીદારો વર્ણવ્યવસ્થાની શરૂઆતના સમયમાં પંજાબમાં રહેતા હતા અને ક્ષત્રિય હતા.

### ક્ષત્રિયોના ત્રણ પેટા વિભાગો (ઈ.સ. પૂર્વે ૨૦૦) :

વર્ણવ્યવસ્થાની શરૂઆત થયા બાદ ક્ષત્રિયોના ત્રણ પેટા વિભાગો પડ્યા : (૧) રાજન-રાજા (૨) ક્ષત્રિય અને (૩) કૂર્મી ક્ષત્રિય.

(૧) રાજન : નાની નાની ટોળીઓના આગેવાન હતા. પોતાને રાજા કહેવડાવતા અને આવી ટોળીઓ તથા તેમનાં ગામડાંઓનું રક્ષણ કરતા.

(૨) ક્ષત્રિય : યુદ્ધના સમયે તેમજ બારેમાસ લડવાનું કામ કરતા અને રાજાઓને મદદ કરતા.

(૩) કૂર્મી ક્ષત્રિય : બહારના અથવા દુશ્મનોના આક્રમણ વખતે યુદ્ધમાં મદદ કરતા. પણ શાંતિના સમયમાં સપ્તસિંધુની સાત નદીઓના વચ્ચે આવેલા ફળદ્રુપ પ્રદેશમાં ખેતી કરતા. અનાજમાં ઘઉં, જવ, ડાંગર, અડદ અને કપાસ પકવતા. ખેતીની સાથે સાથે કૂર્મી ક્ષત્રિયો મોટા પાયા પર પશુપાલન પણ કરતા.

### ઈ.સ.પૂર્વે ૨૦૦ના પાટીદારો :

ક્ષત્રિયોના ત્રણ પેટા વિભાગો પડ્યા ત્યારે હાલના ગુજરાતના પાટીદારો પંજાબમાં પહેતા હતા, કૂર્મી ક્ષત્રિય હતા, યુદ્ધના સમયે લડાઈ કરતા અને શાંતિના સમયે પશુપાલન તથા ખેતીનું કામ કરતા.

### ૩ પાટીદારોનો લવ અને કુશ સાથેનો સંબંધ (ઈ.સ. પૂર્વે ૨૦૦૦)

ભગવાન રામચંદ્રજી અયોધ્યાના રાજા હતા. તેમને બે પુત્ર હતા. લવ અને કુશ.

લવ અને કુશે પંજાબ પર ચડાઈ કરી. ત્યાંના રાજાને હરાવ્યો. ત્યાં લવના નામ ઉપરથી લવકુટિનગર હાલના પાકિસ્તાનનું લાહોર શહેર વસાવ્યું.

લાહોર વસાવ્યા પછી લવ અને કુશે પંજાબના કેટલાક ભાગમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપી. આથી આ ભાગમાં કૂર્મી ક્ષત્રિયો શાંતિથી ખેતી કરવા લાગ્યા.

### લવે લેયા અને કુશે કરડ પ્રદેશ વસાવ્યા :

લવે જે પ્રદેશમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપ્યાં તે પ્રદેશ લેયા તરીકે ઓળખાયો. કુશે જે પ્રદેશમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપી તે પ્રદેશ કુશડ અથવા કરડ તરીકે ઓળખાયો. (પાછળથી હિંદી ભાષામાં કરડનું અપભ્રંશ ખરડ થયું.)

### પાટીદારો અને લેયા તથા કરડ પ્રદેશો :

હાલના ગુજરાતના પાટીદારો આ સમયે પંજાબના લેયા અને કરડ પ્રદેશમાં રહેતા હતા અને કૂર્મી ક્ષત્રિયો તરીકે જાણીતા હતા.

લેયા અને કરડ પ્રદેશના કેટલાક કૂર્મી ક્ષત્રિયો લવ અને કુશના લશ્કરમાં પણ જોડાયા. અને લવ કુશની સાથે અયોધ્યા સુધી આવ્યા. (કૂર્મી ક્ષત્રિયો અયોધ્યા સુધી આવ્યા એ હકીકતને ઐતિહાસિક સમર્થન મળતું નથી.)

### પાટીદારો લવ અને કુશના વંશજ નથી :

આ રીતે ગુજરાતના હાલના પાટીદારો (તે વખતના કૂર્મી ક્ષત્રિયો) લવ અને કુશના સીધા વંશજ નથી. પણ લવ અને કુશે પંજાબના જે લેયા અને કરડ પ્રદેશમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપ્યા તે પ્રદેશના અસલ વતનીઓ છે.

જો ગુજરાતના પાટીદારો લવ અને કુશના સીધા વંશજ હોત તો તેમનો પ્રથમ વસવાટ પંજાબને બદલે અયોધ્યામાં હોત. આથી સમજાય છે કે પાટીદારો લવ અને કુશના વંશજ નથી પણ પંજાબના કૂર્મી ક્ષત્રિયો છે.

### કૂર્મી, કુણબી અને કણબી :

કૂર્મી શબ્દનો અર્થ સંસ્કૃત શબ્દકોશમાં भूः अस्य अस्ति इति कूर्मी - જેની પાસે જમીન હોય તે કૂર્મી આ પ્રમાણે છે.

ગુજરાતી ભાષામાં કૂર્મીનું અપભ્રંશ કુણબી અને કણબી થયું. આમ કૂર્મીઓ - કુણબીઓ અને કણબીઓ કહેવાયા.

### લેઉઆ અને કડવા કણબી :

પંજાબના લેયા પ્રદેશમાંથી આવેલા કૂર્મીઓ લેઉઆ કણબી કહેવાયા. કરડ પ્રદેશમાંથી આવેલા કૂર્મીઓ કડવા કણબી કહેવાય છે.

આ રીતે ગુજરાતના હાલના પાટીદારો લેઉઆ કણબી અને કડવા કણબી કહેવાય છે.

### ૪. કૂર્મી ક્ષત્રિયોનું પંજાબમાંથી ભ્રમણ (ઈ.સ. પૂર્વે ૨૦૦૦ થી ઈ.સ. પૂર્વે ૧૦૦૦)

ઈ.સ. પૂર્વે ૨૦૦૦ થી ઈ.સ. પૂર્વે ૧૦૦૦ સુધી આર્યપ્રજાનાં ઘણાં ટોળાં અફઘાનિસ્તાન અને ખૈબરઘાટને માર્ગે થઈને પંજાબમાં આવ્યાં. આ સમયમાં પંજાબમાં આર્ય પ્રજાના ચારે વર્ણની (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર) વસ્તી ખૂબ વધી ગઈ.

### કૂર્મીઓને પંજાબ છોડવાનું કારણ :

આ સમયે પંજાબમાં કૂર્મી ક્ષત્રિયોની વસ્તી એટલી બધી વધી ગઈ કે જેથી કૂર્મીઓને ખેડવા માટે અને પશુઓને ચરાવવા માટે જમીનની ખૂબ ખેંચ પડવા લાગી.

આમ કૂર્મીઓને પંજાબમાં જમીનની ખૂબ ખેંચ પડવાથી કૂર્મી ક્ષત્રિયો પંજાબ છોડીને ગંગા જમનાના ફળદ્રુપ પ્રદેશમાં આવ્યા અને ત્યાંથી મધ્ય પ્રદેશ, બંગાળ અને બિહાર સુધી ફેલાયા.

આ સમયે કૂર્મીઓનાં કેટલાંક ટોળાં રાજસ્થાન અને આબુ પાસેના ભિન્નમાલ (શ્રીમાળ) સુધી આવી પહોંચ્યાં.

### હાલમાં કૂર્મીઓનો ભારતમાં વસવાટ :

હાલમાં ઉત્તર પ્રદેશ, મધ્ય પ્રદેશ, રાજસ્થાન અને બિહારમાં મુખ્ય વસ્તી કૂર્મી ક્ષત્રિયોની છે.

આ પ્રદેશમાં પંજાબના લેયા પ્રદેશમાંથી આવેલા કૂર્મીઓને હિંદી ભાષામાં લૅાર કૂર્મી કહે છે. ખરડ અથવા કરડ પ્રદેશમાંથી આવેલા કૂર્મીઓને હિંદી ભાષામાં ખારી કૂર્મી કહે છે.

રાજસ્થાનમાં હાલમાં લૅાર કૂર્મીઓને લૅાર પટેલ અને ખારી કૂર્મીઓને ખારી પટેલ કહે છે.

આમ ઉત્તર ભારતમાં વસતા લૅાર અને ખારી કૂર્મીઓ ગુજરાતના લેઉવા અને કડવા પાટીદારોના ભાઈઓ છે. તફાવત એટલો જ છે કે ઉત્તર ભારતના કૂર્મીઓ (કણબીઓ) હિંદી ભાષા બોલે છે જ્યારે ગુજરાતના કૂર્મીઓ (કણબીઓ) ગુજરાતી ભાષા બોલે છે.

ઉત્તર ભારતમાં લૉર કૂર્મી ખારી કૂર્મીની સંખ્યા લગભગ ૧૦ કરોડ (દશ કરોડ) જેટલી છે એટલે ગુજરાતના પાટીદારોના ઉત્તર ભારતમાં ૧૦ કરોડ જેટલા કૂર્મી ભાઈઓ છે.

ઈ.સ. પૂર્વે ૬૦૦ના અરસામાં ઈરાનના એખેમેનિયન વંશનો સ્થાપક મહાન ડાયરસ એક મહા સામ્રાજ્ય બનાવી રહ્યો હતો. તેણે તેના સામ્રાજ્યની હદ ભારતની પશ્ચિમ સીમાઓ સુધી વધારી હતી.

### ડાયરસની પંજાબ પર ચડાઈ :

ડાયરસે (ઈરાનની ભાષામાં દરવેશ ગુસ્તાસ્પે) ઈ.સ. પૂર્વે ૫૧૮ માં પંજાબ પર ચડાઈ કરી. ત્યાંથી ઘણું ધન લૂંટી ગયો. ઘણા લશ્કરી સિપાઈઓને ગુલામ બનાવી ઈરાન લઈ ગયો.

### મહાન સિકંદરની ચડાઈ :

ઈ.સ. પૂર્વે ૩૨૬માં ગ્રીસના મહાન સિકંદરે પંજાબ પર ચડાઈ કરી. પંજાબના પોરસને હરાવ્યો. પણ પોરસને તેનું રાજ્ય પાછું સોંપી તેની સાથે સમાધાન થયું.

### બલ્કના લોકોની પંજાબ પર ચડાઈ :

ઈ.સ. પૂર્વે ૩૦૦ના સમય પછી બલ્ક (બાક્ટ્રીયા)ના લોકોએ પંજાબ પર ચડાઈ કરી અને તેનો કેટલોક ભાગ કબજે કર્યો.

### તાતાર, હૂણ અને શક લોકોની પંજાબ પર ચડાઈ :

છેવટે તાતાર, હૂણ અને શક લોકોનાં ટોળાં પંજાબ પર ચડી આવ્યાં અને ત્યાંની પ્રજા મુશ્કેલીમાં મુકાઈ ગઈ.

આમ પંજાબ પર થતાં અનેક આક્રમણોના લીધે ત્યારની કૂર્મી પ્રજાને પંજાબ છોડવું પડ્યું.

### કૂર્મીઓનો ગુજરાતમાં પ્રવેશ :

ઈ.સ. પૂર્વે ૬૦૦ થી ઈ.સ. ૨૦૦ સુધીના સમયમાં જે કૂર્મીઓએ પંજાબ છોડ્યું તેઓ રાજસ્થાન, સૌરાષ્ટ્ર અને આનર્ત પ્રદેશ (વડનગર) સુધી આવી પહોંચ્યા.

આ કૂર્મીઓ ઈ.સ. ૨૦૦ સુધીમાં ક્રમેક્રમે હાલના વડનગર, ઊંઝા, સિદ્ધપુર, પાટણવાડો, સૌરાષ્ટ્ર અને આખા ઉત્તર ગુજરાતમાં ફેલાયા. આ કૂર્મીઓનો મોટો ભાગ કરડ પ્રદેશમાંથી આવેલા કડવા કૂર્મીઓનો હતો.

લૉર કૂર્મીઓ લેયા પ્રદેશમાંથી નીકળીને અજમેર, મારવાડ, જયપુર, ભિન્નમાલ અને હાલના પાટણવાડાના માર્ગે અડાલય પ્રદેશમાં 'અડાલજ' આવ્યા.

ઉત્તર ગુજરાત અને અડાલય પ્રદેશમાંથી લેઉવા અને કડવા કણબીઓ ક્રમેક્રમે ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં ફેલાયા.

અડાલજમાં લેઉવા કણબીઓની વસ્તી વધતાં તેમણે દક્ષિણ તરફ સ્થળાંતર કર્યું. અડાલજથી પ્રથમ દશક્રોઈમાં ગયા. અને ત્યારબાદ અનુક્રમે ચરોતર, ભાલ, વાકળ અને કાનમ સુધી પહોંચી ગયા. ત્યાંથી કઠલાલ, કપડવંજ અને સાવલીના રસ્તે ચાંપાનેર સુધી ગયા.

ચાંપાનેરનું પતન થતાં ત્યાંના લેઉવા અને કડવા કણબીઓ વડોદરા, ભરૂચ અને સુરત વલસાડ સુધી પહોંચી ગયા.

છેવટે આ બધા પ્રદેશોમાંથી લેઉવા અને કડવા કણબીઓ ગુજરાતના ગામડે ગામડે ફેલાયા.

## ૬. કૂર્મીમાંથી કુણબી, કણબી, લેઉવા, કડવા, પટેલ, પાટીદાર, અમીન અને દેસાઈ

### કૂર્મીમાંથી કુણબી અને કણબી :

ઉત્તર ગુજરાત અને અડાલય પ્રદેશમાં કૂર્મી શબ્દમાંથી અપભ્રંશ શબ્દ કુણબી અને કણબી થયો. આમ લેયા પ્રદેશના કૂર્મીઓ લેઉવા કણબી અને કરડ પ્રદેશના કૂર્મીઓ કડવા કણબી કહેવાયા.

### પટેલ શબ્દનું મૂળ પટલિક :

શ્રી હર્ષવર્ધન મહારાજાના ઈ.સ. ૬૩૧ના એક લેખમાં તથા બીજા કેટલાક લેખોમાં અક્ષપટલિક નામના એક અધિકારીનું નામ મળે છે. કેટલાક લેખોમાં મહાક્ષપટલિક અને ગ્રામાક્ષ પટલિક શબ્દો મળી આવે છે. પ્રબંધચિંતામણિમાં જ્યાં રાજકીય લખાણો થતાં હોય તે સ્થાનને અક્ષપટલ-કહ્યું છે. સોલંકી તામ્રપત્રોમાં લેખક અક્ષપટલિક હોય છે. (જુઓ 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ'-ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ પાનું ૨૩-૨૪).

### મુખી અને સરમુખત્યાર :

ગુજરાતના મુસલમાન સુલતાનોના સમયમાં (ઈ.સ.૧૪૧૨ થી ઈ.સ.૧૫૭૩) ગામડાંઓમાં સરકારના મુખ્ય માણસ તરીકે મુખી નીમવામાં આવતા. મુખી એટલે મુખત્યાર, નેતા અથવા આગેવાન. મુખી શબ્દ અરબી ભાષાના મુક્તા શબ્દમાંથી આવ્યો છે.

### પટેલ શબ્દની શરૂઆત :

આવા મુખીને માનવંતા શબ્દોમાં પટલિક, અક્ષપટલિક અને અક્ષપટલ શબ્દના અપભ્રંશ તરીકે પટેલ કહેવા લાગ્યા. ક્રમે ક્રમે મુખીના (પટેલનાં) સગાંવહાલાં અને સંબંધીઓ પણ પટેલ કહેવાવા લાગ્યા. ગુજરાતમાં પટેલ શબ્દની શરૂઆત લગભગ ઈ.સ. ૧૪૦૦ પછી થયેલી જણાય છે. ઈ.સ. ૧૪૦૦ સુધી ગુજરાતના બધા જ પટેલો કણબી કહેવાતા હતા.

### પટેલ શબ્દ અટક છે - જ્ઞાતિ નથી :

પટેલ શબ્દ કણબી ઉપરાંત વાણિયા, બ્રાહ્મણ, મુસલમાન,

હરિજન, દરજી, મોચી અને લગભગ બધી જ્ઞાતિઓના મુખી તેમજ જ્ઞાતિના આગેવાનો માટે વપરાવા લાગ્યો. પણ હાલમાં બીજી જ્ઞાતિઓમાં પટેલ શબ્દનો વપરાશ ઓછો થયો છે. હાલમાં ફક્ત કણબીઓને જ પટેલ કહે છે. આમ પટેલ શબ્દ એ કણબીઓની અટક છે, જ્ઞાતિ નથી.

**કણબી અને પાટીદાર એ જ્ઞાતિ છે :**

કણબી અને પાટીદાર એ જ્ઞાતિ છે. મહારાષ્ટ્રમાં પટલિક ઉપરથી પાટિલ શબ્દ છે.

**૭. ગુજરાતમાં પાટીદાર શબ્દની શરૂઆત**

**પાટીદાર સ્થળનું મૂળ :**

ગુજરાતમાં પટેલ શબ્દની શરૂઆત થયે લગભગ ૩૦૦ વર્ષ થઈ ગયાં હતાં. એ અરસામાં પીંપળાવ (જિ. ખેડા)માં વીર વસનદાસ નામે એક પટેલ હતા. તેઓ તે સમયના મોગલ બાદશાહ ઔરંગઝેબ સાથે સારો સંબંધ ધરાવતા હતા. તેમણે ધોળકા, માતર અને પેટલાદ તાલુકાનું મહેસૂલ ઉઘરાવવાનો ઈજારો મેળવ્યો હતો. તેમણે સંવત ૧૭૫૯ (ઈ.સ. ૧૭૦૩)માં પીંપળાવમાં સમસ્ત કણબી કોમનો એક મેળાવડો યોજ્યો. આ મેળાવડામાં ઔરંગઝેબના શાહઝાદા બહાદુરશાહને આમંત્રણ આપ્યું. આ મેળાવડામાં વીર વસનદાસે બાદશાહના દફતરમાં કણબીને બદલે પાટીદાર શબ્દ દાખલ કરાવ્યો.

**(પાટીદાર=પત્તિદાર=પટ્ટદાર=જમીનદાર;પાટી=જમીનદાર= હોવું; પાટીદાર એટલે જેની પાસે જમીન હોય તે)**

**પાટીદાર શબ્દનો અર્થ :**

પાટીદારનો અર્થ જમીન ધારણ કરનાર એવો થાય છે. પાટી=જમીન, દાર=ધારણ કરનાર; પાટી એ સંસ્કૃતમાંથી બનેલો પ્રાકૃત અને અપભ્રંશ શબ્દ છે; દાર એ ઈરાની ભાષાના દાસ્તન, દાર એટલે ધારણ કરવું એ ક્રિયાપદનું આજ્ઞાર્થ રૂપ છે.

વીર વસનદાસે કણબીને બદલે પાટીદાર શબ્દ જેવો મોટો ફેરફાર ઈ.સ. ૧૭૦૩માં કરાવ્યો હતો. છતાં ઈ.સ. ૧૯૦૦ સુધી ગુજરાતમાં પાટીદારો માટે કણબી શબ્દ બહુ પ્રચલિત હતો.

પાટીદારોએ મહેસૂલ ઉઘરાવવાના ઈજારા લીધા અને અમીન તથા દેસાઈ બન્યા.

વીર વસનદાસના સમયમાં કેટલાક નાગર બ્રાહ્મણો ગામડાંઓમાંથી મહેસૂલ ઉઘરાવવાના ઈજારાઓ રાખતા. આ નાગર બ્રાહ્મણો પાટીદારો ઉપર ખૂબ જુલ્મ કરતા. તેમની પાસે વેઠ કરાવતા અને મહેસૂલના નામે વખતોવખત તેમની મિલકતો પણ પડાવી લેતા.

વીર વસનદાસે દિલ્હીના મોગલ બાદશાહ અને ગુજરાતના મોગલ સૂબાઓ પાસે લાગવગ વાપરીને મહેસૂલ ઉઘરાવવાના ઈજારાઓ પાટીદારોને અપાવ્યા. આ ઈજારાઓ રાખનાર પાટીદારો અમીન કહેવાયા. પેશ્વાના વખતમાં મહેસૂલ એકઠું કરનાર ઈજારદારો દેસાઈ કહેવાયા. આમ પાટીદારોમાં પટેલ ઉપરાંત અમીન અને દેસાઈ અટકો ચાલુ થઈ. વીર વસનદાસ ગુજરાતના પહેલા અમીન હતા.

વીર વસનદાસ ગુજરાતના ગામડે ગામડે ફર્યા. ગુજરાતના ગામડાઓના પટેલોને અમીનાત અપાવી. તેમણે ગરીબ પાટીદાર ખેડૂતોને ગામડે ગામડે કૂવાઓ કરાવી આપ્યા.

આ રીતે તેમણે ગુજરાતના પાટીદારો ગામડાંઓમાં સ્થિર, સુખી અને સમૃદ્ધ બને તેવા પ્રયત્નો કર્યા.

**પાટીદારોની અટકો :**

હાલમાં ગુજરાતના લેઉવા અને કડવા પાટીદારોમાં પટેલ, અમીન અને દેસાઈ આ ત્રણ મુખ્ય અટકો છે. સૌરાષ્ટ્ર અને કચ્છના પાટીદારોમાં તેમનાં જૂનાં સ્થળ અને ધંધા ઉપરથી અનેક અટકો ચાલે છે. સુરત, વલસાડ અને બારડોલીમાં પણ પાટીદારોના ધંધા ઉપરથી અનેક અટકો ચાલુ થઈ છે.

**પાટીદારોની એક જ અટક પટેલ :**

છેલ્લાં દસ વર્ષથી સૌરાષ્ટ્ર, કચ્છ અને સુરત વલસાડના પાટીદારો તેમની જુદી જુદી અટકોનો ત્યાગ કરી પટેલ અટક લખાવે છે અને જ્ઞાતિમાં લેઉવા કણબી અને કડવા કણબી શબ્દોને બદલે લેઉવા અને કડવા પાટીદાર લખાવે છે.

આમ આખા ગુજરાતમાં હાલમાં પાટીદારોની એક જ અટક પટેલ છે.

# ગુજરાતના બાવન ગોત્રિય પાટીદારો

| ક્રમ | શાખા | ગામ | સમય |
|---|---|---|---|
| ૧. | રૂહાત | રોહતાગઢ | ઝેલમ નદી પર |
| ૨. | માંડલોત | માંડલેહ | ઉત્તરી મેવાડ |
| ૩. | ભેમાત | ભામ | હોશિયારપુરની પાસે |
| ૪. | મુંજાત | મુંજા | ગુજરાંવાલની પાસે |
| ૫. | ડાકોતર | - | - |
| ૬. | વિજયાત | વજીરપુરા | જિલા આગરા |
| ૭. | ગામી | ગમ્બાર | માઉન્ટ ગોમરીની પાસે |
| ૮. | ગોઠી | ગોઠ | શરીફપુરની પાસે |
| ૯. | ફોક | ફુક | લારખાનની પાસે |
| ૧૦. | મોખાત | - | - |
| ૧૧. | અમૃતિયા | અમૃતસર | પંજાબ |
| ૧૨. | ટિલાટ | ટિલાથુ | શાહબાદની પાસે |
| ૧૩. | મુંગલા | મંગલપુરા | લાહોરની પાસે |
| ૧૪. | ભૂત | ભૂતના | લુધિયાણાની પાસે |
| ૧૫. | કડવાતર | - | - |
| ૧૬. | પહાણ | પાન | ગોંડાબલરામપુરની પાસે |
| ૧૭. | ભૂવા | ભોવા | લાહોરની પાસે |
| ૧૮. | ચેંચાટ | - | - |
| ૧૯. | જુવાતર | જુવા | ઈટાવાની પાસે |
| ૨૦. | સોરઠા | સોનથા | પુરનીઅલની પાસે |
| ૨૧. | લારી | લાર | ગોરખપુરની પાસે |
| ૨૨. | લાકોડા | લાખદર | લાહોરની પાસે |
| ૨૩. | ગોગડા | ગોધા | ભાવલપુરની પાસે |
| ૨૪. | સાકરિયા | - | - |
| ૨૫. | મજીઠિયા | મજીઠમંડી | અમૃતસરની પાસે |
| ૨૬. | મનવર | - | - |

| ક્રમ | શાખા | ગામ | સમય |
|---|---|---|---|
| ૨૭. | કતવર | કાતના | મથુરાની પાસે |
| ૨૮. | દાણી | દાણાવલ | મથુરાની પાસે |
| ૨૯. | ચેંણિયા | - | - |
| ૩૦. | ચપલા | ચપલ | મહુની પાસે |
| ૩૧. | હરણિયા | હર | મેદનીપુરની પાસે |
| ૩૨. | હોતી | હોતી | પેશાવરની નજીક |
| ૩૩. | ચેપેલિયા | - | - |
| ૩૪. | શેઠિયા | - | - |
| ૩૫. | લહુઓટ | લાહોર | પંજાબની નજીક |
| ૩૬. | કલારા | કાલ | ઝેલમના કિનારા પર |
| ૩૭. | કાલંપુંજા | કાળસાયા | લુધિયાનાની પાસે |
| ૩૮. | વગદા | - | - |
| ૩૯. | ગોદાળ | ગોન્દા | અલીગઢની પાસે |
| ૪૦. | સીખી | - | - |
| ૪૧. | ભક્કા | ભક્કા | ગોપાલગંજની પાસે |
| ૪૨. | કુંવારા | - | - |
| ૪૩. | ઢઆન ટોડવા | ઢાનાપુર | ગોંડાબલરામપુરની પાસે |
| ૪૪. | ઢાંકણિયા | - | - |
| ૪૫. | કરણાવત | કરંડા | ઘાસીપુરની પાસે |
| ૪૬. | ઘોળુ | ઘોળ | મુઝફ્ફરપુરની પાસે |
| ૪૭. | દેવાણી | - | - |
| ૪૮. | ઠેકઠ | ઢેખાલ | ફરીદપુરની પાસે |
| ૪૯. | પોકાર | - | - |
| ૫૦. | ચોપડા | - | - |
| ૫૧. | કેદાલ | - | - |
| ૫૨. | માંડવિયા | માંડી | પંજાબ |

# પ્રાચીન કચ્છમાં પાટીદારોનો પ્રવેશ

## કચ્છની પ્રાચીન ભૌગોલિક સ્થિતિ :

કચ્છમાં કૂર્મી ક્ષત્રિયો ક્યારે અને ક્યાં થઈને પ્રવેશ્યા તે સમજતાં પહેલાં કચ્છની હાલની અને પ્રાચીન સમયની ભૌગોલિક સ્થિતિ સમજવી જોઈએ.

હાલમાં કચ્છની ઉત્તરે મોટું રણ છે અને આ રણની ઉત્તરે પાકિસ્તાનનું સિંધ છે. કચ્છની પૂર્વ અને દક્ષિણ દિશામાં નાનું રણ છે અને તે બાજુએ ગુજરાતના બનાસકાંઠા અને મહેસાણા જિલ્લાઓ આવેલા છે.

પણ ઈ.સ. પૂર્વે કચ્છનાં આ બંને રણના સ્થળે પ્રાચી, સરસ્વતી, લૂણી અને બનાસ નદીઓ વહેતી હતી. આ નદીઓ કચ્છના તે સમયના ફળદ્રુપ પ્રદેશમાંથી વહેતી અને કચ્છના અખાતમાં પડતી હતી. સિંધુ અને બીજી કેટલીક નદીઓ કચ્છના ઉત્તરના પ્રદેશમાં સમુદ્રને મળતી હતી.

આમાંની કેટલીક નદીઓ ધીમે ધીમે અધવચ્ચે લુપ્ત થઈ ગઈ અને કેટલીક પોતાનાં વહેણ બદલીને સિંધુ નદીમાં ભળી ગઈ. સમય જતાં સિંધુનાં મુખ વધારે ને વધારે પશ્ચિમ તરફ ખસતાં ગયાં અને છેવટે તેનો 'પૂરણ' નામનો એક ફાંટો જ કચ્છમાં બાકી રહ્યો. આ ફાંટો કચ્છના પશ્ચિમ ભાગમાં થઈ અરબી સમુદ્રને મળતો હતો.

આ નદીનું વહેણ પણ ઈ.સ. ૧૭૬૪માં ઝારાના યુદ્ધ પછી સિંધના અમીર ગુલામશાહે મોરામાં બંધ બંધાવીને કચ્છમાં આવતું અટકાવી દીધું. આ બંધના લીધે લખપતની ઉત્તરે આવેલા છછઈ પ્રદેશનાં ડાંગરોનાં ખેતરોની ફળદ્રુપતા ઓછી થઈ.

## ઈ.સ. ૧૮૧૯ના ધરતીકંપની કચ્છ પર અસર :

આ પછી પણ સિંધુ નદીના જે નાના ફાંટાઓ કચ્છમાંથી પસાર થતા હતા તે ઈ.સ. ૧૮૧૯ના ધરતીકંપના લીધે બંધ થતા ગયા.

ધરતીકંપના લીધે નવા બનેલા નીચાણવાળા ભાગોમાં દરિયાનાં પાણી ફરી વળ્યાં અને આ ભાગ ખારોપાટ થયો.

કેટલાક ભાગો ખડકાળ અને પથ્થરિયા બન્યા; કેટલાક ભાગોમાં રણ ઊપસી આવ્યાં અને આમ કચ્છની ફળદ્રુપતા ઓછી થઈ ગઈ.

## પ્રાચીન સમયનું ફળદ્રુપ કચ્છ :

આમ પ્રાચીન સમયમાં કચ્છમાં અનેક નદીઓ વહેતી હતી. કચ્છ ખેતી માટે ફળદ્રુપ પ્રદેશ હતો અને ખેતી તથા પશુપાલનનો ધંધો કરનાર કૂર્મી ક્ષત્રિયોને પોતાની વસાહતો સ્થાપવા માટેનું કચ્છ અનુકૂળ સ્થળ હતું.

## કૂર્મી ક્ષત્રિયોનો કચ્છમાં પ્રવેશ (ઈ.સ. પૂર્વે ૩૦૦) :

ઈ.સ. પૂર્વે ૩૦૦ના અરસામાં ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં પંજાબમાંથી કૂર્મી ક્ષત્રિયોનાં ટોળાં ગુજરાતમાં આવ્યાં ત્યારે જ કચ્છમાં કૂર્મી ક્ષત્રિયોનાં ટોળાંઓએ પ્રવેશ કરેલો જણાય છે. આ ટોળાં સિંધ, રાજસ્થાન અને રાધનપુરના માર્ગોથી કચ્છમાં દાખલ થયેલાં જણાય છે. આ ટોળાંઓમાં લૉર અને ખારી બંને કૂર્મીઓ હતા એટલે કચ્છમાં શરૂઆતથી જ લેઉવા અને કડવા એમ બંને પેટા જ્ઞાતિઓના પાટીદારો વસતા હતા અને ખેતી કરતા હતા.

(સંદર્ભ પુસ્તક : ગુજરાતના પાટીદારોનો ઈતિહાસ
લેખક : ગોકળદાસ સોમાભાઈ પટેલ)



# કચ્છમાં કડવા પાટીદારોનું પદાર્પણ અને વસવાટ

- કરસન વિશ્રામ પોકાર

સને ૧૪૪૯માં એક ઈમામશાહ નામનો સૈયદ, ઈરાનથી હિંદમાં મુસાફરી કરતો કરતો ગુજરાતમાં આવી અમદાવાદ નજીકના ગીરમથા ગામની સીમમાં મુકામ કરીને રહ્યો. ત્રણ વર્ષથી વરસાદ નહિ વરસેલો હોવાથી તેને ફકીર જાણી સહુ કણબીઓ તેને પૂછવા ગયા. તેના કહેવા પ્રમાણે વરસાદ થયો, તેથી લોકોને શ્રદ્ધા બેસી અને તેની ઈચ્છાનુસાર ઝૂંપડી બાંધી આપી ત્યાં રાખ્યો, તેનો અજ્ઞાન લોકોમાં તો સારો વક્કર (પ્રભાવ) હતો જ; પરંતુ તેવામાં અમદાવાદનો સુલતાન મહંમદ બીજો (ઈ.સ.૧૪૫૧) નજીકમાં શિકારે આવેલો તે જ્યારે ત્યાં આવ્યો ત્યારે તેને પણ અજાયબ થવા જેવો પરચો તેણે બતાવ્યો. તેથી સુલતાને પોતાની શાહજાદી તેને પરણાવી. આમ થવાથી ઈમામશાહની એક મહાત્મા તરીકે સારી ખ્યાતિ થઈ. એવામાં કાશી તરફથી યાત્રા કરીને પાછા વળતાં, સુરત-નવસારીના ગામડાનાં કેટલાક લેઉવા કણબીઓનો ત્યાં (ગીરમથા) મુકામ થયો. તેમને પણ પીર ઈમામશાહે ચમત્કાર બતાવ્યો. એટલે તેઓ સઘળા તેના શિષ્ય થયા. દિન-પ્રતિદિન તેની માનતા ચાલવા લાગી અને નજીકના તેમજ દૂરદૂરના ઘણાં લોકો તેના શિષ્ય થવા લાગ્યા. એ જ પ્રમાણે, કચ્છમાં વાસ કરી રહેલા કણબીઓના પૂર્વજો પણ પરચો જોઈ તેમના શિષ્ય થયા તેમને અત્રેની જ્ઞાતિ તરફથી વિટંબણા પડવા માંડી એટલે તેઓ સઘળા ત્યાં જઈ વસ્યા. તેની સવિસ્તર હકીકત નીચે પ્રમાણે છે.

### ગામ માનકુવા-શાખે વેલાણી :

તેમના પૂર્વજ પરબત પટેલ ચાંપાનેરમાં પટેલાઈ કરતા. પઢિયાર સાથે વિગ્રહ થવાથી તે ચુવાર (વિરમગામ પાસે) માંહેની છનીઆર ગામે આવી રહ્યા. તેઓ ગીરમથા યાત્રાએ ગયા અને કબીર દીનનો ધર્મ સ્વીકાર્યો. પીર ઈમામશાહના હુકમથી સં. ૧૫૮૦ માં વેલા પટેલ તથા નાકર પટેલે વાગડમાં આવી શીકરા ગામ વસાવ્યું અને ત્યાં વેલાસર તળાવ બંધાવ્યું. આ બંને પટેલો પોતાનાં સંતાનોને એકબીજાને ત્યાં પરણાવીને વેવાઈ થયા. વેલા પટેલના વંશમાં હરભમજી, તેનો મેઘજી, તેનો સવજી, તેનો જશાજી અને તેના પાંચ પુત્રો નામે દાતાર, જુજાર અને ભગત વગેરે સં. ૧૬૮૦ના અરસામાં થયા. તેમનામાંથી ગોપાલના વંશનો વાલો પટેલ સં. ૧૭૦૨માં માનકુવા આવ્યો, જેને ત્યાંના ગરાસિયાઓ સાથે યુદ્ધ થયું. તેમાં પશ્ચિમ દિશાએ જેસિંહ, વાલો અને ભણેજ ડોસો મરાયા. ત્યાં હાલ પણ તેમના પાળિયા છે. તેમનો પરિવાર હાલ આ ગામમાં આબાદ સ્થિતિમાં પટેલાઈ કરે છે.

### માનકુવા-શાખે ગોગારી :

તેમના પૂર્વજો અસલ અડાલજ (અમદાવાદ પાસે)માં રહેતા. ત્યાંથી મહુધા ગયેલા અને પછી સાતે ભાઈ જુદા પડી નડિયાદ, ઉમરેઠ, બોરસદ, ડાકોર, ખોલેસર, વસો, ઈટોલા વગેરે ગામે ગયા. તેમનો વંશ ગોગામાં આવી વસ્યો અને ત્યાં અજા પટેલે પીરાણાનો પંથ સ્વીકાર્યો અને તેથી શીકરા ગામે આવ્યા. ત્યાંથી કેટલાક વખત પછી માનકુવા આવ્યા. હાલ પણ તેમના વંશજો આ સ્થળે આબાદ સ્થિતિમાં રહે છે.

### માનકુવા-શાખે ચવાણ :

આ શાખના મૂળ પુરુષ રાયસંગ ધોળકા તાલુકામાં સાબરમતી નદીના તીરે બરોડા ગામમાં ગરાસ હતો માટે ત્યાં રહેતા હતા. તેમાંના સારંગજીએ પીરાણાનો પંથ સ્વીકાર્યો એટલે શીકરા ગામે આવી વેલા પટેલ તથા નાકર પટેલના પ્રથમ આવી વસેલા વંશજો ભેગા રહ્યા અને માનકુવા આવી આબાદ થયા.

### માનકુવા-શાખે હળપાણી :

એમના પૂર્વજ અમદાવાદમાં રહેતા. ત્યાંથી પછી બારેજા ગયા અને પીરાણાનો ધર્મ સ્વીકાર્યો એટલે શીકરા આવી વસ્યા. ત્યાંથી માનકુવા આવ્યા. ત્યાં હાલ તેઓ ઠકરાણી, ડોસાણી, ભાદાણી અને સોમાણી એવી ચાર શાખોથી ઓળખાય છે.

### ગામ ભડલી-શાખે ઠાકરાણી :

એમના પૂર્વજ બારેજા (અમદાવાદ પાસે)માં રહેતા. ત્યાંથી

ગીરમથા ગયા અને પીરાણાનો પંથ કબૂલ કર્યો એટલે શીકરા આવ્યા. ત્યાંથી કેટલાંક વર્ષો પછી રાજો પટેલ તથા પુત્ર દેવસિંહ પટેલ બંને ખેડોઈ આવ્યા. પછી ત્યાંથી સં. ૧૬૮૨માં ભડલી ગામે આવી રહ્યા. બીજા ગોવો પટેલ મૂળ અમદાવાદ પાસે વસાઈ ટીંબામાં રહેતા, પણ પીરાણાનો ધર્મ સ્વીકારવાથી તેઓ પણ શીકરા આવેલા. ત્યાંથી તેઓ સં. ૧૬૯૦માં ભડલીમાં આવી રહ્યા.

**ગામ વિરાણી-શાખે નાકરણી :**

આ શાખના નીકર પટેલના પૂર્વજ સોમા પટેલ મૂળ ઊંઝામાં રહેતા હતા. ત્યાંથી તેઓ લાલી (મહેમદાવાદ તાલુકો) આવી રહ્યા. સં. ૧૬૫૦માં પીરાણાનો ધર્મ સ્વીકાર્યો એટલે શીકરા આવ્યા. ત્યાંથી તેમના નાકર સમાણાં દાગાનો દીકરો સંગો અને પહેચાણનો પુત્ર ભીમજી વીરાણીમાં આવી રહ્યા. હાલ તેમનો પરિવાર આબાદ સ્થિતિમાં તે ગામમાં પટેલાઈ કરે છે.

**ગામ વિરાણી-દિવાણી :**

એમના પૂર્વજ અસલ અડાલજમાં (અમદાવાદ પાસે) રહેતા. ત્યાંથી ચાર ભાઈઓ મામાને ત્યાં ગીરમથા ગામે આવ્યા અને પીરાણાપંથી થયા એટલે શીકરા ગયા. કેટલાંક વર્ષે ત્યાંથી દૂધઈ આવ્યા અને ત્યાંથી સં. ૧૮૦૫માં આણંદજી પટેલ વીરાણી ગામે આવી વસ્યા.

**ગામ વીરાણી-ગોગારી :**

એમના પૂર્વજ ભાલેજ (આણંદ પાસે)માં રહેતા અને દેસાઈ કહેવાતા. જેસિંહ દેસાઈને ત્રણ પુત્રો હતા. તે પૈકીના બે ઉમરેઠ તથા કંબોઈ (પાટણવાડા)માં વસ્યા અને ત્રીજો ભાઈ પીરાણાપંથી થવાથી શીકરા આવ્યો. તેના વંશમાં મૂળજી પટેલ થયો. તેના જસોજી, હરગોવિંદ અને ભીમજી એ ત્રણ ભાઈઓ સં. ૧૮૧૩માં વીરાણી ગામે આવી વસ્યા અને તેમનો પરિવાર આબાદ થયો.

**ગામ અંગીઆ-ચોપડા :**

મૂળ પુરુષ દેવજી પટેલ ઊંઝામાં રહેતા. ત્યાંથી મેળામાં ગીરમથા ગયા અને પીરનો ધર્મ પાળ્યો તેથી શીકરા ગયા. ત્યાંથી કેટલાંક વર્ષ પછી તેમનો પુત્ર જસોજી સં. ૧૭૬૮માં અંગીઆ ગામે આવી વસ્યો.

**ગામ કોટડા-છ ભઈયા : (છાભૈયા)**

આ કણબીઓ અસલ અમદાવાદના વાસી હતા. પરંતુ ગીરમથા ગયા અને પીરાણાનો પંથ સ્વીકારવાથી સં. ૧૭૬૫માં ગામ શીકરા આવ્યા. પછી ત્યાંથી કેટલાંક વર્ષો પછી દૂધઈ ગયા. ત્યાંથી પણ સં. ૧૮૨૩માં માધો પટેલ તથા જીવો પટેલ કોટડા આવી વસ્યા. તેઓની અસલ શાખ પારેખની હતી; પરંતુ છ ભાઈઓનો વંશ અને એક પુત્રથી જ છ પેઢી સુધી ચાલ્યો તેથી તેઓ છ ભઈયા (છાભૈયા) કહેવાય છે.

**ગામ નખત્રાણા-પોકાર :**

એમના અસલ પુરુષો મહેસાણામાં રહેતા. ત્યાંથી નીકળી કાનમમાં આવ્યા. સં. ૧૭૧૯માં પીરનો ધર્મ પાળ્યો, એટલે પૂંજો પટેલ શીકરા આવી વસ્યા. પછી ત્યાંથી દૂધઈ આવ્યા અને ત્યાંથી પણ અબજી, જસો અને હરજી પટેલ એ ત્રણ ભાઈઓ સં. ૧૮૨૮માં નખત્રાણા આવી રહ્યા.

**ગામ નખત્રાણા-રામાણી :**

એમના પૂર્વજો મૂળ ભાલેજ (આણંદ પાસે) થી સં. ૧૫૯૨ના કારતક સુદ-૨ના રોજ પીરના ધર્મમાં આવ્યા અને ગુજરાત છોડી શીકરા ગામે વસ્યા. કેટલાક કાળે તેમના વંશજો નખત્રાણા આવ્યા. તેમાંના કેશરાના વંશનો ખેતો, તેનો નારાયણ, તેનો ગોપાલ, કે જે રામાણી તે જેરાજ લીંબાણીની પુત્રી સાથે પરણ્યો. તેમનો વંશ હજુ નખત્રાણામાં છે.

**ગામ નેત્રા-સાંખલા :**

તેઓ અસલ ઊંઝામાં રહેતા. પછી ત્યાંથી આણંદ ગયા ત્યાં પટેલાઈ કરી. તેમાંથી એક પુરુષ માળવા, એક નારદીપુર (કલોલ તાલુકો) અને એક શીકરા જઈ રહ્યા. તેમના વંશજ માણેકવાડા અને ત્યાંથી બુઢારમોર આવ્યા. વાસણનો વંશ ભાદરણ (તા. આણંદ) ગયો અને તેના બીજા પિત્રાઈ બાવળા (તા. ધોળકા) રહ્યા. અબજીના પુત્ર ધનજી, રતનો અને લાલજી શીકરા ગામેથી નેત્રા આવ્યા. હાલ તેમનો તથા રતનાનો વંશ વેકરા ગયો છે.

**ગામ વિથોણ-સુરાણી :**

એમના વડવા સુણાવ (ચરોતર)માં રહેતા. પીરનો ધર્મ સ્વીકારવાથી શીકરા આવવું પડ્યું. ત્યાંથી તેઓ માનકુવા ગયા. ત્યાં ગરાસિયાઓ સાથે લડાઈ થઈ તેમાં ગોપાલ મરાયો, જેની દેરી પશ્ચિમ ભણી હાલ પણ છે, એટલે ગોપાલના પુત્ર મનજી તથા વિશરામ સં. ૧૮૦૧માં વિથોણ આવી રહ્યા, જેમનો પરિવાર હાલ પણ ત્યાં વસે છે.

### ગામ કરબોઈ-ભાવાણી :

અસલમાં વસો (ચરોતર)થી બાવા પટેલ શીકરા આવ્યા. ત્યાંથી કાળે કરી તેમના વંશજો માણેકવાડ ગયા. ત્યાંથી તેમનો વંશ ધમડકા ગામે વસ્યો. ત્યાંથી હરજી પટેલનો પરિવાર કરબોઈ આવ્યો અને કૂવો બંધાવ્યો, જ્ઞાતિ જમાડી, બારોટને સં. ૧૮૩૧માં ઘોડીનું દાન આપ્યું અને પટેલાઈ કરી.

### ગામ નખત્રાણા-લીંબાણી :

એમના ઘરડા અડાલજ (તા. અમદાવાદ)માં રહેતા. ત્યાંથી નડિયાદ ગયા. તેમના વંશજ ગોવા પટેલને જેરાજ, જીવો અને વાસણ નામે ત્રણ પુત્રો હતા. તેમાંથી એક માળવા, બીજો કંબોઈ અને ત્રીજો ગીરમથા ગયો. બીજાએ અને ત્રીજાએ પીરાણાનો ધર્મ અંગીકાર કર્યો, તેથી સં. ૧૭૬૫માં તેઓ શીકરા આવ્યા. જીવાનો પરિવાર રામજી, ધનજી અને ગોરો ત્રણ ભાઈઓએ સં. ૧૭૯૮માં નખત્રાણા આવ્યા. ગોરાનો પુત્ર અણદો, તેનો પેથો, તેનો કેશરો પટેલ અને તેનો ભોજા પટેલ થયા. ભોજા પટેલ નખત્રાણાથી સં. ૧૯૦૩ની સાલમાં માતૃપક્ષમાં વીરાણી આવી રહ્યા. તેમના રામજી, તેમના નારણજી તથા વાલજી અને વાલજીના જીવરાજ તથા વેલજી બે પુત્રો છે.

### ગામ મથલ-પોકાર :

એમના વડવાઓ નડિયાદમાં રહેતા. ત્યાંથી મગન પટેલ કાનમમાં વસ્યા. ત્યાંથી તેના પુત્ર હંસરાજ અને મોહન ગીરમથા આવ્યા. સં. ૧૭૧૦માં પીરાણાનો ધર્મ લીધો તેથી શીકરા આવી રહ્યા. ત્યાંથી હંસરાજના પુત્ર દેવસિંહ તથા મેઘજી સં. ૧૭૪૨ જેઠ વદ ૧૨ના દિવસે મથલ આવ્યા. ત્યાંના ગરાસિયાએ તેમને પટેલાઈ આપી. મેઘલજીનો પુત્ર હરભમ, તેનો શિવજી વગેરે પરિવાર આજે મથલમાં છે.

### ગામ ઘડાણી-લીંબાણી :

મૂળ ઊંઝા ગામે રહેતા. ત્યાંથી બાવળા આવી વસ્યા. ત્યાંથી ગોવિંદ પટેલનો વંશ આણંદ આવ્યો. ત્યાંથી તેના વંશજ અરજણના પુત્રો છગન, હરગોવિંદ અને ગોવિંદ ગામ લાલી (તા. મહેમદાવાદ) આવ્યા અને ત્યાંથી અમદાવાદ આવ્યા. પીરાણાનો પંથ કબૂલ કર્યો તેથી સં. ૧૭૮૨માં કાનજી તથા નારણ બંને ભાઈ માણેકવાડા આવ્યા. ત્યાંથી ભડલી ગયા અને ત્યાંથી સં. ૧૮૧૩માં કાનજીના વંશજ ખેતો અને અબજી એ બે ભાઈઓ તથા બહેન જસુ અને ભાણેજ નથુ ઘડાણી આવી વસ્યાં.

### ગામ ખોંભડી-પોકાર :

અસલ ઘરડાઓ ધોળકા રહેતા હતા. ત્યાંથી પચાણ પટેલ સં. ૧૬૮૩માં ગીરમથા આવ્યા અને પીરનો ધર્મ પાળ્યો તેથી તેઓ શીકરા આવ્યા. ત્યાંથી વેલાણીમાં વસ્યા. પચાણ પટેલના વાલજી, રતનો અને મેઘજી ત્રણ પુત્રો હતા. તેમનો પરિવાર સં. ૧૭૦૪માં ખોંભડીમાં આવી રહ્યો. મેઘજીનો પુત્ર માધો થયો. તેના અબજી અને પાંચો થયા. પાંચાના પુત્રો મનજી, રામો અને વિશ્રામ થયા.

### ગામ મંગવાણા-ચોપડા :

અસલમાં તેમના પૂર્વજ નાગજી પટેલ ઊંઝાથી નીકળી સાણંદ વસ્યા. ત્યાંથી અમદાવાદ આવી પીરનો ધર્મ માન્યો તેથી સં. ૧૬૭૧માં શીકરા આવ્યા. ત્યાંથી તેમના વંશજ જસો અને જીવરાજ અંગીઆ ગામે આવ્યા. ત્યાંથી ૧૮૧૮માં જીવરાજના પુત્ર ધનજી તથા પૌત્રો ગોરો અને કચરો ગામ મંગવાણા આવ્યા અને ત્યાં પટેલાઈ કરી આગેવાન ગણાયા.

### ગામ દરશડી-પોકાર (હાલ બાથાણી) :

મૂળ ગામ ધોળકાથી હાલા પટેલ સારંગ ચોહાણ સાથે ગીરમથા ગામે આવ્યા. પીરનો ધર્મ સ્વીકાર્યો તેથી સં. ૧૫૯૮માં શીકરા આવી નાકર તથા વેલા પટેલના કુટુંબમાં રહ્યા. સં. ૧૬૬૪માં હાલાના પુત્રો રામજી તથા જેસિંહ ખેડોઈ આવ્યા. એક ભાઈનો નિર્વંશ ગયો. જેસિંહના અરજણ અને દેવસિંહ થયા. દેવસિંહનો પુત્ર મનજી સં. ૧૭૦૪માં માનકુવા ગામે વસ્યો. મનજીને રતનો અને લખુ બે પુત્ર થયા. લખુનો પુત્ર અબજી સં. ૧૭૮૪માં દરશડી આવી વસ્યો અને પટેલાઈ કરી. તેણે ગામમાં પીરાણા ધર્મનું સ્થાનક બાંધી જ્ઞાતિ જમાડી. અબજીને ડુંગર, ગોપાલ, લક્ષ્મણ અને કરશન એમ ચાર પુત્રો થયા. કરશનને બે પુત્રો સેવજી અને ભાણજી થયા. લક્ષ્મણને પુત્ર વાલજી તથા પુત્રી હીરબાઈ, ગોપાલને બે પુત્ર દેવસિંહ તથા રતનો, જ્યારે ડુંગરને પુત્ર ભાણજી તથા બે પુત્રીઓ રતનબાઈ અને માનબાઈ થયાં. એ વગેરે અબજી પોકારનો વંશ છે.

(સંદર્ભ પુસ્તક : કણબી ક્ષત્રિય ઉત્પતિ અને ઈતિહાસ લેખક : પુરુષોત્તમભાઈ લલ્લુભાઈ પરીખ)

# કચ્છના બાવન ગોત્રિય પાટીદારો

| | ગોત્ર | મુળ શાખા | પેટા શાખાઓ |
|---|---|---|---|
| ૧ | અગત્સ્ય ઋષિ | સેંઘાણી | ડાકોતર |
| ૨ | અસ્તિ ઋષિ | મુંજાત | વેલાણી |
| ૩ | અંગીઋષિ | વિજાયત | કચ્છમાં નથી |
| ૪ | આંસુરી ઋષિ | કતવર | કચ્છમાં નથી |
| ૫ | આદિતી-આદિત્ય | ઢેકાળ | કચ્છમાં નથી |
| ૬ | અત્રિ ઋષિ | પોકાર | (બાથાણી) નરસીંગાણી, સેંગાણી, પેથાણી, કેસરાણી, રતનાણી, લાખાણી, સુરાણી, દાનાણી, ભીમાણી, વડવાણી, ઉદેડાઇ, ઉકેડાઇ, લધાણી, ઘનાણી, સાંગાણી, સામાણી, અજોરીયા |
| ૭ | અંગીરા ઋષિ | માંડવીયા | (પારેખ)(છોભૈયા) કેશરાણી |
| ૮ | અર્પમાં અથવા સર્પમા | ગોઠી | માકાણી |
| ૯ | ભૃગુ ઋષિ | માંડલોત | લીંબાણી, આણદાણી |
| ૧૦ | ભારદ્વાજ ઋષિ | મોખાત | નાકારાણી, જાદવાણી, અખીયાણી, મેઘાણી, પાંચાણી, સોમજીયાણી, માનાણી |
| ૧૧ | બોધ્ય ઋષિ | હરણીયા | કચ્છમાં નથી |
| ૧૨ | ચ્યવન ઋષિ | શીરવી | (રૂડાણી), પાંચાણી, ડાહ્યાણી, |
| ૧૩ | દધિચિ ઋષિ | પહાણ | ઠાકરાણી |
| ૧૪ | દેવલ ઋષિ | મનવર | (સાંખલા) પ્રેમજીયાણી |
| ૧૫ | દ્વિજ ઋષિ | ફોક | કચ્છમાં નથી |
| ૧૬ | ગાલવ ઋષિ | ચેંણીયા | કચ્છમાં નથી |
| ૧૭ | ગાલવ ઋષિ | ચપલા | કચ્છમાં નથી |
| ૧૮ | ગૌતમ ઋષિ | દિવાણી | (ખેતાણી) નાયાણી, કાનાણી, કાનજીયાણી, તેજાણી |
| ૧૯ | હિરલ્યલાભ ઋષિ | કલારા | કચ્છમાં નથી |
| ૨૦ | કાર્તિક ઋષિ | રૂસીત | દડગા |
| ૨૧ | કવાર્સ ઋષિ | મંગલા | કચ્છમાં નથી |
| ૨૨ | કશ્યપ ઋષિ | ભુવા | સુરાણી(ભગત), પદમાણી, ભોજાણી, નાયાણી, વાલાણી, સામાણી, સેંઘાણી, મેપાણી, સુરાણી, માનાણી, રતનાણી, ખેતાણી |
| ૨૩ | કૌશલ્ય ઋષિ | કાળપુછા | કચ્છમાં નથી |
| ૨૪ | કૌશિક ઋષિ | વોદાળ | (ચૌહાણ) |
| ૨૫ | કપિલ ઋષિ | A ભક્કા | (પારસીયા) |
| ૨૬ | કૃપચાર્ય ઋષિ | કુવીરા | કચ્છમાં નથી |
| ૨૭ | કરણ્ય ઋષિ | ઢાન ટોડવા | કચ્છમાં નથી |
| ૨૮ | ક્રતુ ઋષિ | કોદાર | કચ્છમાં નથી |
| ૨૯ | ક્રતુ ઋષિ | ચોપડા | ............ |
| ૩૦ | મારતંડ ઋષિ | ચપેલીયા | (પજવાણી) |
| ૩૧ | મૈત્રીય ઋષિ | કરણાવત | (ઉકાણી), ભોજાણી, ખીમાણી, લાખાણી |
| ૩૨ | માર્કન્ડઋષિ | મજીઠીયા | (ગોગારી) |
| ૩૩ | પતંજલી | સેરઠા | કચ્છમાં નથી |
| ૩૪ | પુલહ ઋષિ | ભુત | કચ્છમાં નથી |
| ૩૫ | પુલત્સ્ય ઋષિ | શેઠીયા | (ભીમાણી) પરવાડીયા |
| ૩૬ | યજ્ઞવલ્કય ઋષિ | વગદા | કચ્છમાં નથી |
| ૩૭ | પારાશર ઋષિ | B ભક્કા | (કાલરીયા) |
| ૩૮ | પીપલાદ ઋષિ | ધોળુ | નરસીંગાણી |
| ૩૯ | રૂચિક ઋષિ (રૂચિક) | લહુઓટ | (ભગત) |
| ૪૦ | રોમેશ ઋષિ | કડવાતર | (ચીકાણી) |
| ૪૧ | ઋતદેવ ઋષિ | લાકોડા | કચ્છમાં નથી |
| ૪૨ | સાંડિલ્ય ઋષિ | દાણી | (ભાવાણી) |
| ૪૩ | શ્રૃંગી ઋષિ | સાકરીયા | (મૈયાત), વસાણી, ભાદાણી, રવાણી |
| ૪૪ | શૌનક ઋષિ | અમૃતિયા | રંગાણી |
| ૪૫ | શૌભર ઋષિ | ટિલાત | માવાણી, લાલાણી, સવાણી, મેપાણી, બંધુકીયા |
| ૪૬ | ઉતંગ ઋષિ | લારી | (વાડીયા) |
| ૪૭ | વશિષ્ઠ ઋષિ | ગામી | રામાણી, રવાણી, સેંઘાણી, રાજાણી, વાલાણી, ઘનાણી, દાનાણી, નાયાણી, રૂમાલી, ભોજાણી, મેપાણી, વાલજીયાણી, ડોસાણી, સુરાણી, છભાણી, રૈયાણી, કમાણી, પદમાણી |
| ૪૮ | વેદસીરા ઋષિ | ચેંચાટ | કચ્છમાં નથી |
| ૪૯ | વેદસીરા | જુવાતર | જબવાણી, વાગડીયા |
| ૫૦ | વાલ્મિકી ઋષિ | હોતી | (ચૌધરી) |
| ૫૧ | યમદગ્ની ઋષિ | ભેમાત | રામજીયાણી |
| ૫૨ | યવરવ ઋષિ | ગોગડા | ગોરાણી, હળપાણી, માનકુવાઇ, રાવળાણી, ડોસાણી |

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

# ૫૦ વર્ષની ગૌરવગાથા

- ઈશ્વરભાઈ માવજી ભગત

પાટીદાર.... કડવા પાટીદાર... કચ્છ કડવા પાટીદાર ઈ.સ. ૨૦૦ થી ઈ.સ. ૧૫૦૦ સુધીમાં પાટીદારોનો ઇતિહાસ કડવા પાટીદાર સુધી પ્રચલિત બન્યો હતો. ઊંઝા, નડિયાદ, ખેડા વિસ્તાર પાટીદારોનો ગઢ ગણાતો. મા ઉમિયાના સંતાનો એકંદરે શાંતિથી જીવી રહ્યાં હતાં. ઈ.સ. ૧૫૨૪માં યમન દેશથી ધર્મ પ્રચારાર્થે આવેલ ઈમામશા બાવાના સંપર્કમાં આવવાથી જ્ઞાતિજનો એમના વિચારો તરફ આકર્ષાયા અને આગળ જતાં આદેશ મળતાં મહંમદ બેગડાના રાજ્ય શાસન હેઠળ આપણા પૂર્વજોને કચ્છમાં સ્થાયી થવા મોકલ્યા ત્યારથી આપણે પાટીદાર.... કડવા પાટીદાર... કચ્છ કડવા પાટીદાર કહેવાયા.

કચ્છમાં આવેલ કડવા પાટીદારોમાં અલ્પ શિક્ષણના કારણે અનેક રૂઢિઓએ પ્રવેશ કર્યો. સામાજિક અને ધાર્મિક અંધકારભર્યા વાતાવરણમાં સુધારાવાદી પ્રયત્નો છેલ્લાં ૨૦૦ વર્ષથી સતત થતા જ રહ્યા. પ. પૂ. કેશરા પરમેશ્વરાએ સુધારાવાદી કાર્યનો ૨૦૦ વર્ષ પહેલાં પ્રારંભ કરાવ્યો. જે સમયાંતરે સતત ચાલતો જ રહ્યો.

કચ્છ કડવા પાટીદાર સમાજની વિધિસર સ્થાપના થઈ તે પહેલાંનો પચાસ વર્ષનો ગાળો કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ માટે સંક્રાંતિનો સમય હતો તેમ કહીએ તો ખોટું નહીં ગણાય. કારણ કે એ સમયે જુનવાણી ધાર્મિક ખ્યાલો અને સામાજિક રિવાજો છોડી નવી સુધારાવાદી કેડી પર પ્રસ્થાન કરવાનો જ્ઞાતિ દ્વારા પ્રારંભ થઈ ચૂક્યો હતો. પ. પૂ. નારાયણજી રામજી લીંબાણીએ શરૂ કરેલા ધાર્મિક જનજાગરણ પ્રવૃત્તિને લોકોએ સારો પ્રતિસાદ આપ્યો. ધીરેધીરે ધાર્મિક પરિવર્તન તરફ આગળ વધવાનો દોર રહ્યો હતો એ જ રીતે વ્યવસાય અર્થે કચ્છ બહાર જતાં અન્ય જ્ઞાતિઓના સંપર્કમાં આવતા નવા સામાજિક ખ્યાલોનો ધીરેધીરે આવિર્ભાવ થવા લાગ્યો હતો. આગળ જતાં સૉ મિલો ને બિલ્ડિંગ કોન્ટ્રાક્ટરો જેવા વ્યવસાયોમાં સારો એવો વિકાસ સાધ્યો.

વિવિધ શહેરોમાં પહોંચેલ જ્ઞાતિજનોને શિક્ષણનું મહત્ત્વ સમજાવા લાગ્યું. શિક્ષણના અભાવે પડતી મુશ્કેલીનો અહેસાસ થવા લાગ્યો. પ. પૂ. શ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણાથી સમાજમાં શિક્ષણ જાગૃતિ લાવવા અને ધાર્મિક અંધકાર દૂર કરવાના પ્રયત્નોએ વેગ પકડ્યો. ઈ.સ. ૧૯૪૪ના અરસામાં શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની વિધિવત્ સ્થાપના કરવામાં આવી અને તેના સતત પ્રયત્નોથી વાંઢાય અને ધનસુરા ખાતે છાત્રાલયો બાંધવામાં આવ્યાં. એ જ રીતે કચ્છમાં નખત્રાણા તાલુકામાં કચ્છ કડવા પાટીદારોની વિશળ વસ્તીને જોતાં નખત્રાણા ખાતે બોર્ડિંગ બનાવવામાં આવે તો સમગ્ર વિસ્તારનાં બાળકો શિક્ષણનો લાભ મેળવી શકે. સનાતન સમાજના તે સમયના આગેવાનોના વિચારોને અમલમાં મૂકવા માટે તા. ૨૨-૫-૧૯૫૭ ના કોટડા (જ.) ગામે ભીમજી કેશરા લીંબાણી (સલાટ)ના નિવાસ સ્થાને કચ્છનાં ગામે ગામના જાગ્રત આગેવાનોની સભા મળી. સભામાં પ.પૂ.શ્રી ઓધવરામજી મહારાજના નખત્રાણા ખાતે બોર્ડિંગ બનાવવા માટેના પ્રયત્નો અને જાગ્રત આગેવાનો દ્વારા થયેલ પ્રયાસોની માહિતી આપવામાં આવી.

પ.પૂ. મહારાજના સ્વર્ગવાસ બાદ વાંઢાયમાં થયેલ ચર્ચાથી દરેકને માહિતગાર કરેલ. આ સભામાં પ. પૂ. ઓધવરામજી મહારાજે સમાજ માટે સેવેલી આકાંક્ષાઓને મૂર્ત સ્વરૂપ આપવા નખત્રાણા ખાતે પાટીદાર વિદ્યાર્થી ભવન બનાવવાનો સર્વાનુમતે નિર્ણય લેવામાં આવ્યો. સાથે સાથે કચ્છ કડવા પાટીદાર સમાજ જેવી વિશાળ સંસ્થાની ભૂમિકા તૈયાર કરવામાં આવી. આ જ સભામાં સામાજિક પ્રવૃત્તિને પણ નજર સમક્ષ રાખીને ભુજ અને માંડવી ખાતે સમાજ વાડીઓ બનાવવાનો નિર્ણય લેવામાં આવ્યો.

હાથમાં લીધેલ ભગીરથ કાર્યને સાકાર સ્વરૂપ આપવા એડહોક કમિટીની નિમણૂક કરવામાં આવી.

**પ્રમુખ :** શ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર (મથલ)
**ઉપપ્રમુખ :** શ્રી શિવદાસભાઈ કાનજી નાકરાણી (વિરાણીમોટી)
**મંત્રી :** શ્રી કરસનભાઈ શિવદાસ દિવાણી (વિરાણીમોટી)
**સહમંત્રી :** શ્રી વિશ્રામ કાનજી (દેશલપુર) (ગુ.)
**ખજાનચી :** શ્રી ભીમજીભાઈ કેશરા લીંબાણી (કોટડા) (જ.)

કોટડા (જ.) ખાતેની મિટિંગમાં લેવાયેલ નિર્ણય અનુસાર નખત્રાણાની શેઠ કે. વી. હાઈસ્કૂલની બાજુમાં ૧૫૬૦૯ ચોરસ વારનો વિશાળ પ્લોટ ખરીદવામાં આવ્યો અને તેના પર દૂરંદેશી વડીલોએ ભવિષ્યને નજર સમક્ષ રાખીને વિદ્યાર્થી ભવનની વિશાળ ઇમારતનું બાંધકામ તા. ૧૫-૧-૫૮ ના રોજ ખાતમુહૂર્ત કરી શરૂ કરાવ્યું. ખર્ચને પહોંચી વળવા સમાજના આગેવાનોએ ભારતભરમાં ફરીને ફંડ એકત્ર કર્યું. નખત્રાણામાં બાંધકામ ચાલી રહ્યું હતું તે દરમ્યાન થોડા વિદ્યાર્થીઓને નખત્રાણાના જૂના લક્ષ્મીનારાયણ મંદિરના મેડા પર રહેવાની કામચલાઉ સુવિધા ઊભી કરવામાં આવી હતી.

ગુજરાતમાં એ સમયે આટલું વિશાળ બાંધકામ ધરાવતું

વિદ્યાર્થી ભવન ભાગ્યે જ હશે. આવા ભવ્ય ભવનનો ઉદ્‌ઘાટન સમારંભ પણ ભવ્ય જ હોવો જોઈએ એવી સૌની ઇચ્છા હતી. સાથે સાથે સમાજને બંધારણીય દરજ્જો આપવા જ્ઞાતિની પરિષદ બોલાવવાનું આયોજન ગોઠવાયું. જે મુજબ તા. ૧૦-૫-૧૯૬૦ ના રોજ પાટીદાર વિદ્યાર્થી ભવનના ગ્રાઉન્ડમાં જ જ્ઞાતિની પરિષદ ભરવામાં આવી. જ્ઞાતિના અગાઉના નામમાં થોડા ફેરફારો સાથે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના નામ હેઠળ નવા બંધારણને બહાલી આપવામાં આવી. એ જ પરિષદમાં શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના સમયેથી ચાલ્યા આવતા જ્ઞાતિના ધારાધોરણમાં પણ સમયાનુસાર સુધારાવધારા સાથે શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના ધારાધોરણના નામે સર્વાનુમતે બહાલી આપવામાં આવી.

તા. ૧૧-૫-૧૯૬૦ ના શુભ દિને પાટીદાર જ્ઞાતિજનોની વિશાળ હાજરીમાં ખૂબ જ ઉત્સાહ અને ઉમંગના વાતાવરણમાં વિદ્યાર્થી ભવનને ખુલ્લું મૂકવામાં આવ્યું.

નવા બંધારણ મુજબ ટ્રસ્ટી મંડળ, હોદ્દેદારો અને કારોબારીની રચના કરવામાં આવી.

### શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ - નખત્રાણા

### ટ્રસ્ટી મંડળ

(૧) શ્રી પરબત લખુભાઈ (મથલ)
(૨) શ્રી અરજણ રામજી (ભુજ)
(૩) શ્રી ભીમજી કેસરા (કોટડા)
(૪) શ્રી નારાયણ શિવજી (વીરાણી)
(૫) શ્રી શિવજી જેઠાભાઈ (કોટડા)

### કાર્યવાહક સમિતિ

| | |
|---|---|
| ૧. શ્રી શિવદાસભાઈ કાનજી (મુંબઈ) વીરાણીવાળા | પ્રમુખ |
| ૨. શ્રી પરબત લખુભાઈ (મથલ) | ઉપપ્રમુખ |
| ૩. શ્રી અરજણ રામજી (ભુજ) | ઉપપ્રમુખ |
| ૪. શ્રી ભીમજી કેસરા (કોટડા) | ખજાનચી |
| ૫. શ્રી ખીમજી નાગજી (મથલ) | મંત્રી |
| ૬. શ્રી પ્રેમજી પુંજાભાઈ (વિથોણ) | સહમંત્રી |
| ૭. શ્રી લધાભાઈ હરજી (વીગોડી) | સહમંત્રી |
| ૮. શ્રી નારાયણ શિવજી (વીરાણી) | સભ્ય |
| ૯. શ્રી શિવજી જેઠાભાઈ (કોટડા) | સભ્ય |
| ૧૦. શ્રી વિશ્રામ કાનજી (દેશલપુર (ગું) ) | સભ્ય |
| ૧૧. શ્રી ખીમજી કચરાભાઈ (રવાપર) | સભ્ય |
| ૧૨. શ્રી રામજી નારણ (નાગપુર) નખત્રાણાવાળા | સભ્ય |
| ૧૩. શ્રી નારણ કાનજી (અંગીઆ) | સભ્ય |
| ૧૪. શ્રી શિવદાસ કચરાભાઈ (નેત્રા) | સભ્ય |
| ૧૫. શ્રી હીરાલાલ ગોપાલ (રસલીઆ) | સભ્ય |
| ૧૬. શ્રી હંસરાજ દાનાભાઈ (કલકત્તા) નખત્રાણાવાળા | સભ્ય |
| ૧૭. શ્રી ધનજી હરજી (ભડલી) | સભ્ય |
| ૧૮. શ્રી કરસન ધનજી (લક્ષ્મીપર) | સભ્ય |
| ૧૯. શ્રી ડાહ્યાભાઈ તેજાભાઈ (ટોડીઆ) | સભ્ય |
| ૨૦. શ્રી લાલજી કરસન (દુર્ગાપુર) | સભ્ય |
| ૨૧. શ્રી માવજી ધનજી (મુંબઈ) નખત્રાણાવાળા | સભ્ય |
| ૨૨. શ્રી કરસન લાલજી (દયાપર) | સભ્ય |
| ૨૩. શ્રી વેલજી કાનજી (ટોડીઆ) | સભ્ય |
| ૨૪. શ્રી કાનજી ભીમજી (મદ્રાસ) ખોંભડીવાળા | સભ્ય |
| ૨૫. શ્રી હીરજી કેસરા (કોટડા) | સભ્ય |
| ૨૬. શ્રી કરસન ભીમજી (કોટડા) | સભ્ય |
| ૨૭. શ્રી કરસન શિવદાસ (વીરાણી) | સભ્ય |
| ૨૮. શ્રી નથુભાઈ નાનજી (નખત્રાણા) | સભ્ય |
| ૨૯. શ્રી પ્રેમજી કરમસી (કુરબોઈ) | સભ્ય |
| ૩૦. શ્રી પચાણ શિવજી (નાગપુર) વીરાણીવાળા | સભ્ય |
| ૩૧. શ્રી ભાણજી પચાણ (નખત્રાણા) | સભ્ય |
| ૩૨. શ્રી માવજી હીરજી (જબલપુર) વીરાણીવાળા | સભ્ય |
| ૩૩. શ્રી કરસન ખીમજી (અમદાવાદ) અંગીયાવાળા | સભ્ય |
| ૩૪. શ્રી અરજણભાઈ કાનજી (ખેડોઈ) | સભ્ય |
| ૩૫. શ્રી ભીમજી વસ્તા (દેશલપુર-મંજલ) | સભ્ય |

જ્ઞાતિ પરિષદ વખતે આપણી જ્ઞાતિની વસ્તી ગણતરીનો વિચાર કરવામાં આવ્યો હતો તે અનુસાર દરેક ગામેથી આંકડાઓ મેળવવામાં આવ્યા હતા. એ આંકડાઓ અનુસાર ૧૯૬૦માં આપણી જ્ઞાતિના કચ્છનાં ૧૧૨ ગામો હતાં જેમાં ૬૩૦૦૦ ની સંખ્યા હતી. ગુજરાતના નાનામોટા લગભગ ૪૦૦ કંપાઓમાં આપણી સંખ્યા ૬૦,૦૦૦ આસપાસ હતી. કચ્છ અને કંપાઓ સિવાયના સમસ્ત ભારતમાં ૨૨,૦૦૦ ની વસ્તીની સંખ્યા હતી. આમ આપણી જ્ઞાતિની સમસ્ત સંખ્યા અંદાજે ૧,૪૫,૦૦૦ જેટલી થયેલ.

કચ્છ કડવા પાટીદાર સમાજને બંધારણીય સ્વરૂપ આપવામાં આવ્યું તે પૂર્વેનો ૧૯૫૧ થી ૧૯૬૦નો તબક્કો સમાજ માટે સામાજિક અને શૈક્ષણિક વિકાસની નક્કર ભૂમિકા પૂરી પાડનારો બની રહ્યો. ઈ.સ. ૧૯૬૦ થી ૧૯૭૨ સુધીના સમયગાળા દરમ્યાન શ્રી શિવદાસ કાનજી નાકરાણીના પ્રમુખપદ હેઠળની ટીમે વિકાસની ઇમારત ઊભી કરવા માટેનો પાયો નાંખ્યો. દિન-પ્રતિદિન જ્ઞાતિનું સમગ્રતયા આર્થિક સ્તર ઊંચું આવતું જતું હતું. સાથે સાથે ખેતી છોડીને વેપાર-ઉદ્યોગમાં ઝંપલાવનારાં કુટુંબોની સંખ્યા પણ વધવા લાગી. ધંધાના વિકાસ માટે બાળકોમાં ઉચ્ચ શિક્ષણની જરૂરિયાત જણાઈ. કચ્છમાં ખેતી ચાલુ રાખીને

કચ્છ બહાર ધંધા-રોજગાર જમાવનારાઓએ પોતાનાં બાળકોના કૉલેજ શિક્ષણ માટે ગંભીરતાથી વિચારવાનું શરૂ કર્યું. કચ્છમાં કૉલેજોની સુવિધા માત્ર ભુજ, માંડવી અને આદીપુરમાં જ હતી. અને ત્યાં રહેવા-જમવા માટે સમાજવાડી સિવાય કોઈ જ સુવિધા નહોતી. ભુજ સમાજવાડીમાં થોડા રૂમો વધારીને તેમાં કૉલેજશિક્ષણ મેળવવા આવનાર વિદ્યાર્થીઓને હોસ્ટેલ સુવિધા આપવામાં આવી.

શિક્ષણનો વ્યાપ વધતાં સમાજમાં ધીરેધીરે જાગૃતિ વધવા લાગી. સમાજની યુવાશક્તિમાં ચેતનાનો સંચાર થયો. ઈ.સ. ૧૯૭૨માં કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખપદનું સુકાન શ્રી ખીમજીભાઈ નાગજી લીંબાણી (માસ્તર) મથલવાળાએ સંભાળ્યું. યુવા શક્તિને પ્રોત્સાહન મળ્યું. કોલકાતામાં સ્થાયી થયેલ યુવકો દ્વારા ભારતભરમાં સ્થપાયેલ કેટલાંક યુવક મંડળો અને જાગ્રત યુવકોનો સંપર્ક સાધવામાં આવ્યો. સૌના વિચારો એક થતાં સમાજરચનાની જેમ જ સમગ્ર યુવા મંડળોને અખિલ ભારતીય ધોરણે એકસૂત્રે બાંધી યુવા શક્તિને સામાજિક કાર્યો તરફ વળાંક અપાયો. કોલકાતા ખાતે જ સ્નેહમિલનનું આયોજન થયું જેમાં યુવા સંઘની સ્થાપના કરવાનો નિર્ણય લેવાયો. એડહોક સમિતિની રચના કરવામાં આવી. આધુનિક વિચારસરણી સાથેના સામાજિક રીતરિવાજોમાં પરિવર્તન માટે યુવક સંઘ દ્વારા અધિવેશનની માંગણી કરવામાં આવી.

ઈ.સ. ૧૯૭૭ માં સમાજનું દ્વિતીય અધિવેશન તેમ જ યુવક સંઘનું પ્રથમ અધિવેશન યોજાયું. એ જ જગ્યાએ મહિલાઓનું વિશાળ મિલન યોજાયું. સમય અનુસાર ધારાધોરણમાં સુધારાવધારા કરાયા. યુવક સંઘને બંધારણીય સ્વરૂપ આપીને સમગ્ર ભારતની વસ્તીના આધારે હોદ્દેદારોની વરણી કરવામાં આવી. આ અધિવેશનમાં ભુજ ખાતે હોસ્ટેલ ઊભી કરવાનો નિર્ણય કરવાને બદલે નખત્રાણા ખાતે હૉસ્પીટલ ઊભી કરવાનો ઝડપથી ભૂલ ભરેલ નિર્ણય લેવામાં આવ્યો. તે માટે ફંડ અને સરકારી જમીન સંપાદનની કાર્યવાહી કરવામાં આવી. સમય જતાં બધાને સમજાયું અને હૉસ્પીટલ બનાવવાનું નક્કી થયું. આ જ અધિવેશનમાં સમાજના વસ્તીપત્રકનું પ્રકાશન કરવાનો નિર્ણય થયો હતો. તે માટેની સમિતિએ વ્યક્તિદીઠ રૂા. ૧ એકત્ર કરેલ પરંતુ કેટલાક ભાઈઓને આ સામાજિક પ્રવૃત્તિમાં ધાર્મિક પ્રવૃત્તિની ગંધ આવતાં કુટુંબની વિગતો અને રકમ ન આપી અસહકાર જેવું વલણ પ્રદર્શિત કરેલ. જેના કારણે વસ્તી ગણતરીનું કાર્ય પડતું મૂકેલ.

ઈ.સ. ૧૯૭૨માં ભુજમાં હોસ્ટેલ બાંધવા માટે ખરીદ કરાયેલ જમીન પર અલાયદી હોસ્ટેલ બાંધવા માટે જરૂરી ફંડ અપૂરતું હતું. શૈક્ષણિક ઉત્કર્ષના આ ઉમદા કાર્ય માટે સમાજના આગેવાનો ભંડોળ એકત્ર કરવા ભારતના ખૂણે ખૂણે અને કચ્છના ગામડે ગામડે ઘૂમી વળ્યા અને ભુજમાં ૨૨ લાખના ખર્ચે હોસ્ટેલનું અદ્યતન મકાન ૧૯૮૬માં ખુલ્લું મૂકવામાં આવ્યું.

સમાજના સર્વાંગી વિકાસ માટે સમાજના અર્ધા અંગ સમી સ્ત્રી- શક્તિ કેળવાયેલી હોય એ આવશ્યક અને અનિવાર્ય પણ છે. એક તબક્કે પાટીદાર સમાજમાં દીકરા-દીકરીનાં શિક્ષણની અસમાનતાને પરિણામે કન્યાવિક્રય જેવી બદી ઘૂસવાનો આરંભ થયો હતો પરંતુ યુવક સંઘની અગમચેતી અને અથાગ પ્રયત્નના પરિણામે તે દૂષણને ઊગતું જ ડામી દેવામાં આવ્યું. સમગ્ર રીતે કન્યાઓને શિક્ષણ આપવું એ સમયની માંગ સમજાઈ. પ્રાથમિક શિક્ષણથી જ ઇતિશ્રી કરતાં વાલીઓ પોતાની કન્યાઓને માધ્યમિક શિક્ષણ અપાવવા તત્પર બન્યાં. ભુજમાં ૧૯૮૧માં જ સમાજવાડીના રૂમોમાં પ્રાયોગિક ધોરણે કન્યા છાત્રાલયની શરૂઆત કરવામાં આવી હતી જેમાં વિના મૂલ્યે ભોજન સુવિધા પણ ઉપલબ્ધ કરાવવામાં આવી હતી. આગળ જતાં સમાજના કર્ણધારોને સમજાયું કે કન્યા કેળવણીને વધુ પ્રોત્સાહન આપવું હશે તો પાટીદારોની વધુ વસ્તી ધરાવતા નખત્રાણા તાલુકાના મુખ્ય મથક નખત્રાણા ખાતે કન્યા છાત્રાલય ઊભું કરવું જોઈએ.

ઈ.સ. ૧૯૮૫માં સમાજના તૃતીય અધિવેશનનું આયોજન કરવામાં આવ્યું. સાથે સાથે યુવક સંઘ અને મહિલાઓનું બીજું સંમેલન યોજવામાં આવ્યું. ૧૯૬૦માં પાટીદાર વિદ્યાર્થી ભવનની સ્થાપના થયેલ તેને ૨૫ વર્ષ પણ પૂર્ણ થતાં હોઈ રજત જયંતી મહોત્સવ ધામધૂમથી ઊજવવામાં આવ્યો. માજી વિદ્યાર્થીઓનું સંમેલન યોજવામાં આવ્યું. તેમ જ અધિવેશનમાં સમય પ્રમાણે જરૂરી ફેરફારો કરવામાં આવ્યા.

કચ્છમાં સમાજ દ્વારા સંચાલિત પ્રવૃત્તિ થઈ રહી હતી. ત્યારે શિક્ષણને વેગ આપવા કચ્છ અને સાબરકાંઠામાં સ્થાનિક લેવલે પણ હાઈસ્કૂલો અને હોસ્ટેલોનાં નિર્માણકાર્ય કરવામાં આવ્યાં. આજે પણ તેનું સંચાલન સમાજના શિક્ષિત અને જાગ્રત સભ્યો, દ્વારા થઈ રહ્યું છે.

નખત્રાણા ખાતે સિદ્ધાંતમાં સ્વીકારાયેલ કન્યા છાત્રાલય માટે પશ્ચિમ બંગાળના ભાઈઓ દ્વારા ૧૨ લાખના ફાળાથી શરૂઆત કરવામાં આવતાં વડીલોનો ઉત્સાહ વધ્યો. નખત્રાણાના બસ સ્ટૅન્ડ પાસે જ કન્યા હાઈસ્કૂલની બાજુમાં કન્યા છાત્રાલયના શ્રી પ્રેમજી પુંજા પટેલના પ્રમુખપદ હેઠળ ચતુર્થ અધિવેશનની સાથે અદ્યતન મકાનનું નિર્માણ કરવામાં આવ્યું. તા. ૨૮-૪-૧૯૯૩ના રોજ વિધિવત્ ખુલ્લું મૂકવામાં આવ્યું. આ જ સમયે માંડવી ખાતે વિદ્યાર્થી છાત્રાલયના અદ્યતન મકાનનું બાંધકામ પણ પૂરજોશથી ચાલી રહ્યું હતું. જેની જવાબદારી માંડવી વિસ્તારના ભાઈઓએ ખૂબ જ ઉત્સાહપૂર્વક સંભાળી. તા.

૧૭-૪-૧૯૯૪ ના રોજ વિધિવત્ ઉદ્ઘાટન કરવામાં આવ્યું. વિશેષ દૂરંદેશી વાપરી ભવિષ્યમાં કન્યા છાત્રાલયના મકાન માટે રૂા. ૮ લાખના ખર્ચે જમીનનો વિશાળ પ્લૉટ પણ ખરીદવામાં આવ્યો.

નખત્રાણા અને માંડવીની જેમ જ આ સમયે ગાંધીધામ ખાતે જ્ઞાતિજનોને ઊતરવા સમાજવાડીની આવશ્યકતા ઊભી થતાં સમાજવાડીના બાંધકામની જવાબદારી સ્થાનિકે સોંપવામાં આવેલ જેમાં જરૂરિયાત મુજબનું બાંધકામ કરી સમાજવાડી ખુલ્લી મૂકવામાં આવેલ.

ગુજરાતમાં અભ્યાસનું કાશી જણાતા વલ્લભ વિદ્યાનગર ખાતે યુવક સંઘ દ્વારા ઉચ્ચ શિક્ષણ મેળવતા વિદ્યાર્થીઓ માટે છાત્રાલયનું નિર્માણ કરવામાં આવ્યું.

સમાજના પ્રમુખપદે સમયાંતરે શ્રી પ્રેમજીભાઈ પુંજા પટેલ ત્યારબાદ શ્રી મણિલાલ પુંજા પટેલ અને ફરીથી શ્રી પ્રેમજીભાઈ પુંજા પટેલના પ્રમુખપદ હેઠળ સમાજમાં વિકાસનાં કાર્યો થઈ રહ્યાં હતાં. શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણીના પ્રમુખપદ હેઠળ ભુજના અદ્યતન ૮ માળના કન્યા છાત્રાલયની ઉદ્ઘાટન અંગેની ચર્ચાઓ ચાલી રહી હતી તે વચ્ચે તા. ૨૬-૧-૨૦૦૧ ના રોજ સમગ્ર કચ્છને ખેદાનમેદાન કરતો અને હજારો લોકોને મોતની ગોદમાં સુવાડનાર ગોઝારો ભૂકંપ કચ્છ પર ત્રાટક્યો. કચ્છમાં સમાજની બિલ્ડિંગોને નુકસાન થયું. સાથે કચ્છમાં પાટીદારોનાં ગામોમાં અનેક લોકો બેઘર બન્યા. અનેકે પોતાના સ્નેહીઓ ગુમાવ્યા. આવી વિપદ પરિસ્થિતિમાં કચ્છ બહાર સ્થાયી થયેલ પાટીદારો માદરે વતનની વહારે ચડ્યા. સેંકડો ટ્રકો રાશન, સાધનસામગ્રીના રૂપમાં કચ્છમાં મોકલાવાયું. સમાજે તુરંત જ વગર વ્યાજની લોન સખી દાતાઓ પાસેથી મેળવી જરૂરિયાતમંદોને વિતરિત કરી પોતાનો સમાજ ધર્મ નિભાવ્યો.

ભૂકંપનો ભોગ બનેલ નખત્રાણાના બોર્ડિંગ બિલ્ડિંગના રીપેરિંગ બાદ અન્નપૂર્ણા ભવનનું પાછળથી નવું બાંધકામ કરવામાં આવ્યું. જેમાં બોર્ડિંગના માજી વિદ્યાર્થીઓ દ્વારા ખૂબ જ મોટી રકમનું દાન સમાજને અર્પણ કરવામાં આવેલ. એ જ રીતે કડવા પાટીદારોનાં કુળદેવી મા ઉમિયાનું વાંઢાય ખાતેનું મંદિર પણ ભૂકંપમાં જર્જરિત થતાં નવી જગ્યાએ મંદિરનું નિર્માણ કરવામાં આવ્યું જેને બહોળી હાજરી વચ્ચે ખુલ્લું મુકાયું.

ભુજમાં બંધાયેલ અદ્યતન કન્યા છાત્રાલય બિલ્ડિંગમાં જ નીચેના ભાગે કન્યા વિદ્યાલય (હાઈસ્કૂલ) જૂન ૨૦૦૨ થી શરૂ કરવામાં આવ્યું. જેમાં ધો. ૮ થી ૧૦ ના વર્ગો ચાલી રહ્યા છે.

સમાજનો બહોળો વર્ગ જ્યારે કચ્છને બદલે સમગ્ર ભારતમાં ધંધાર્થે પથરાઈ ગયો ત્યારે દરેક જગ્યાએ સ્થાનિક સમાજો મજબૂત બનતા ગયા. સ્થાનિક પ્રવૃત્તિ જે થતી હોઈ કેન્દ્રીય સમાજ સાથેના સંપર્કો ઓછા થવા લાગ્યા હતા. આ સમયે ઈ.સ. ૨૦૦૨ થી ૨૦૦૫ દરમ્યાન કેન્દ્રીય સમાજના પ્રમુખસ્થાને શ્રી વાલજીભાઈ શિવજી વાડીયા આવ્યા. પ્રમુખશ્રી અને તેમની ટીમ દ્વારા સમાજ-વિકાસ યાત્રાના નામે સમગ્ર ભારતનો પ્રવાસ યોજ્યો. ''કેન્દ્રીય સમાજ આપણો સમાજ''નું સૂત્ર ગુંજતું કર્યું. વિકાસ યાત્રામાં દેખાયેલ અધુરાશો પૂર્ણ કરવા સમાજમાં ઝોન પદ્ધતિ અમલમાં લાવવામાં આવી. સમગ્ર ભારતને ૨૯ ઝોન બનાવીને એ મુજબ સભ્યોની નિમણૂક કરવામાં આવી. એ જ સમયગાળા દરમ્યાન સમાજમાં વર્ષોથી ઘર કરી ગયેલ સતપંથ સનાતન વિવાદોના સમાધાન માટેના પ્રયત્નો તેજ કરવામાં આવ્યા.

ઈ.સ. ૧૯૭૭ ના નખત્રાણા ખાતેના બીજા અધિવેશનમાં નખત્રાણા ખાતે હૉસ્પીટલ બનાવવાનો નિર્ણય લેવાયો તે કાર્યને ૨૫ વર્ષ બાદ હાથ પર લેવામાં આવ્યું. તા. ૧૬-૧૦-૨૦૦૫ ના રોજ 'દેવાશિષ' હૉસ્પીટલના નામકરણ સાથે ઉદ્ઘાટન કરવામાં આવ્યું.

સમાજમાં ઉચ્ચ શિક્ષણ માટે ૮૦-જી હેઠળનું અલગ ટ્રસ્ટ બનાવવાની રજૂઆતો થતાં શ્રી ઉમા એજ્યુકેશન ઍન્ડ ચેરિટેબલ ટ્રસ્ટ નામે સમાજનું જ નવું ટ્રસ્ટ બનાવવામાં આવ્યું. જેના દ્વારા પ્રથમ તબક્કે સુરતના કડોદરા પાસે વિદ્યા સંકુલ ઊભું કરીને કાર્ય શરૂ કર્યું છે. ભવિષ્યમાં જરૂરિયાતવાળા વિભાગોમાં પણ અન્ય સંકુલો ઊભા કરવા પ્રયત્નશીલ છે. વલ્લભવિદ્યાનગર ખાતે અગાઉની હોસ્ટેલ ઉપરાંત એક જમીનના પ્લૉટની ખરીદી કરવામાં આવેલ છે. એ જ રીતે નખત્રાણા બોર્ડિંગની સામે આવેલ પ્લૉટની પણ ખરીદી કરેલ છે.

માંડવી ખાતે આપણે જોયું તેમ સ્ટુડન્ટ હોસ્ટેલ ચાલુ હતી. તેમજ કન્યાઓ માટે પ્લૉટ ખરીદી રખાયેલ. ત્યાં નવું બાંધકામ કરવામાં આવ્યું. અગાઉ બંધાયેલ ગામ વચ્ચેની હોસ્ટેલમાં કન્યા છાત્રાલય શરૂ કરવામાં આવ્યું. જ્યારે નવા બંધાયેલ સંકુલમાં સ્ટુડન્ટ હોસ્ટેલ ચાલુ કરવામાં આવી.

સમાજની વિધિવત્ સ્થાપના ૧૯૬૦ માં થયેલ હોવાથી વર્ષ ૨૦૧૦ ને સુવર્ણ જયંતી વર્ષ તરીકે ઊજવવાનો વર્ષ અગાઉ નિર્ણય લેવામાં આવ્યો. વર્ષ દરમ્યાન ૧૨ થીમ આધારિત કાર્યક્રમો ૨૯ ઝોનમાં યોજાય તે રીતે કાર્યક્રમો ચાલી રહ્યા છે. સુવર્ણ જયંતી મહોત્સવ આયોજન સમિતિના ચેરમેન શ્રી તરીકે ગંગારામ હીરાલાલ સાંખલાની નિમણૂક થયેલ છે. જ્યારે એ જ સમયે યોજાનાર પંચમ અધિવેશનના પ્રમુખ તરીકે સમાજના જ પ્રમુખ શ્રી રામજી કરમશી નાકરાણીની સર્વાનુમતે વરણી કરવામાં આવેલ છે. વિવિધ સમિતિઓ પોતાને સોંપાયેલ કાર્ય કરી રહી છે. ૯ થી ૧૨ મે ૨૦૧૦ દરમ્યાન યોજાનાર કાર્યક્રમો દ્વારા સમાજની વીતેલ ક્ષણો અને ભવિષ્યને નજર સમક્ષ રાખીને આયોજન થવાનું છે.

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

## ઈ.સ. ૧૯૫૭ થી ઈ.સ. ૨૦૧૧ સુધીના
## ટ્રસ્ટીશ્રીઓ અને હોદ્દેદારશ્રીઓ



**શ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર**
મથલ

| | |
|---|---|
| પ્રમુખ | ૧૯૫૭-૬૦ |
| ઉપ-પ્રમુખ | ૧૯૬૦-૬૬ |
| ટ્રસ્ટી | ૧૯૬૦-૬૯ |



**શ્રી શિવદાસભાઈ કાનજીભાઈ નાકરાણી**
વિરાણીમોટી

| | |
|---|---|
| ઉપપ્રમુખ | ૧૯૫૭-૬૦ |
| પ્રમુખ | ૧૯૬૦-૭૨ |
| ટ્રસ્ટી | ૧૯૬૯-૯૩ |



**શ્રી કરશનભાઈ શિવદાસ દિવાણી**
વિરાણીમોટી

| | |
|---|---|
| મંત્રી | ૧૯૫૭-૬૦ |



**શ્રી વિશ્રામભાઈ કાનજીભાઈ પટેલ**
દેશલપર (ગુંતલી)

| | |
|---|---|
| સહમંત્રી | ૧૯૫૭-૬૦ |
| ઉપપ્રમુખ | ૧૯૬૬-૬૯ |



**શ્રી ભીમજીભાઈ કેશરાભાઈ લીંબાણી**
કોટડા (જ.)

| | |
|---|---|
| ખજાનચી | ૧૯૫૭-૬૦ |
| ટ્રસ્ટી | ૧૯૬૦-૬૯ |



**શ્રી અરજણભાઈ રામજીભાઈ પટેલ**
વડવા

| | |
|---|---|
| ઉપપ્રમુખ | ૧૯૬૦-૬૩ |
| ટ્રસ્ટી | ૧૯૬૦-૬૯ |



**શ્રી ખીમજીભાઈ નાગજીભાઈ લીંબાણી**
મથલ

| | |
|---|---|
| મંત્રી | ૧૯૬૦-૭૨ |
| પ્રમુખ | ૧૯૭૨-૮૭ |
| ટ્રસ્ટી | ૧૯૮૭-૯૬ |



**શ્રી પ્રેમજીભાઈ પુંજાભાઈ વાસાણી**
વિથોણ

| | |
|---|---|
| સહમંત્રી | ૧૯૬૦-૭૨ |
| મંત્રી | ૧૯૭૨-૮૭ |
| પ્રમુખ | ૧૯૮૭-૯૩ |
| પ્રમુખ | ૧૯૯૬-૯૯ |
| ટ્રસ્ટી | ૧૯૮૧-૮૭ |
| ટ્રસ્ટી | ૧૯૯૩-૯૬ |
| ટ્રસ્ટી | ૧૯૯૯-૨૦૦૨ |



**શ્રી લધાભાઈ હરજીભાઈ પટેલ**
વિગોડી

| | |
|---|---|
| સહમંત્રી | ૧૯૬૦-૮૪ |



**શ્રી કરમશીભાઈ શિવદાસભાઈ પટેલ**
રવાપર

| | |
|---|---|
| ઉપપ્રમુખ | ૧૯૬૩-૬૬ |
| ઉપપ્રમુખ | ૧૯૬૯-૭૮ |
| ટ્રસ્ટી | ૧૯૬૯-૮૭ |



**શ્રી વાલજીભાઈ લધાભાઈ પટેલ**
વિથોણ

| | |
|---|---|
| ઉપપ્રમુખ | ૧૯૬૬-૭૮ |



**શ્રી મનજીભાઈ વાલજીભાઈ પટેલ**
ઉખેડા

| | |
|---|---|
| ખજાનચી | ૧૯૬૬-૮૪ |
| ઉપપ્રમુખ | ૧૯૭૮-૮૧ |
| ઉપપ્રમુખ | ૧૯૮૪-૮૭ |
| ટ્રસ્ટી | ૧૯૮૭-૯૯ |



**શ્રી નાનાલાલ વી. ઉકાણી**
ભુજ

| | |
|---|---|
| સહમંત્રી | ૧૯૭૨-૭૮ |



શ્રી લધાભાઈ મેઘજીભાઈ ધોળુ
વિથોણ

| | |
|---|---|
| ઉપપ્રમુખ | ૧૯૭૮-૮૭ |



શ્રી રામજીભાઈ વાલજીભાઈ પટેલ
વિથોણ

| | |
|---|---|
| સહમંત્રી | ૧૯૭૮-૮૪ |



**શ્રી લાલજીભાઈ ભાણજીભાઈ પટેલ**
ટોડીયા

ઉપપ્રમુખ ૧૯૮૧-૮૪
ઉપપ્રમુખ ૧૯૮૭-૯૩
ટ્રસ્ટી ૧૯૬૯-૯૯
ઓડીટર ૧૯૬૦-૬૯



**શ્રી નારણભાઈ ભાણજીભાઈ લીંબાણી**
નખત્રાણા

સહમંત્રી ૧૯૮૪-૮૭
ખજાનચી ૧૯૮૭-૨૦૦૨



**શ્રી ઈશ્વરલાલ માવજીભાઈ ભગત**
કોટડા (જ.)

સહમંત્રી ૧૯૮૪-૯૩
મંત્રી ૧૯૯૩-૯૯
મહામંત્રી ૨૦૦૨-૦૫



**શ્રી વાલજીભાઈ નારણભાઈ ભગત**
નખત્રાણા

ખજાનચી ૧૯૮૪-૮૭
મંત્રી ૧૯૮૭-૯૩
મહામંત્રી ૧૯૯૩-૯૭
ઉપપ્રમુખ ૧૯૯૯-૨૦૦૫
ટ્રસ્ટી ૨૦૦૮-૨૦૧૧



**શ્રી મણીલાલ પુંજાભાઈ રામાણી**
નખત્રાણા

ઉપપ્રમુખ ૧૯૮૭-૯૩
પ્રમુખ ૧૯૯૩-૯૬
ટ્રસ્ટી ૧૯૯૬-૨૦૦૨



**શ્રી માવજીભાઈ કેશરાભાઈ ભગત**
ભુજ

સહમંત્રી ૧૯૮૭-૯૩
મંત્રી ૧૯૯૩-૨૦૦૮



**શ્રી ખીમજીભાઈ લખમશીભાઈ લીંબાણી**
કોલકાતા

ઉપપ્રમુખ ૧૯૯૩-૯૯
પ્રમુખ ૧૯૯૯-૨૦૦૨
ટ્રસ્ટી ૨૦૦૨-૨૦૦૮



**શ્રી વાલજીભાઈ હંસરાજભાઈ સાંખલા**
ભુજ

ઉપપ્રમુખ ૧૯૯૩-૯૬
ટ્રસ્ટી ૧૯૯૬-૨૦૦૮



**શ્રી વાલજીભાઈ શીવજીભાઈ વાડીયા**
જામનગર

ઉપપ્રમુખ ૧૯૯૩-૨૦૦૨
પ્રમુખ ૨૦૦૨-૨૦૦૮
ટ્રસ્ટી ૨૦૦૮-૨૦૧૧



**શ્રી મોહનભાઈ શીવજી ધોળુ**
નાગલપર

મંત્રી ૧૯૯૩-૯૯
મહામંત્રી ૧૯૯૯-૨૦૦૨
ખજાનચી ૨૦૦૨-૨૦૦૫
મહામંત્રી ૨૦૦૮-૨૦૧૧
ઓડીટર ૧૯૮૭-૯૩



**શ્રી અખેરામ પ્રેમજીભાઈ માનાણી**
નાગપુર

સહખજાનચી ૧૯૯૩-૯૬



**શ્રી લધાભાઈ વિશ્રામભાઈ પોકાર**
લુડવા

ઉપપ્રમુખ ૧૯૯૬-૨૦૦૨
ટ્રસ્ટી ૨૦૦૨-૨૦૧૧



**શ્રી રાજારામ સામજીભાઈ રૂડાણી**
નખત્રાણા

સહખજાનચી ૧૯૯૬-૨૦૦૨



**શ્રી લખમશીભાઈ નાંયાભાઈ નાયાણી**
કોલકાતા

મંત્રી ૧૯૯૯-૨૦૦૨
ટ્રસ્ટી ૨૦૦૮-૨૦૧૧



**શ્રી કાન્તીલાલ વિશ્રામભાઈ પાટીદાર**
ભુજ

મંત્રી ૧૯૯૯-૨૦૦૧



**શ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી**
રાયપુર

ઉપપ્રમુખ ૨૦૦૨-૨૦૦૮
પ્રમુખ ૨૦૦૮-૨૦૧૧



શ્રી નારાણભાઈ રતનશીભાઈ છાભૈયા — ઉપપ્રમુખ ૨૦૦૨-૨૦૧૦
મુંબઈ



શ્રી વાલજીભાઈ કેશરાભાઈ નાકરાણી — મંત્રી ૨૦૦૨-૨૦૦૫
મોરબી — મહામંત્રી ૨૦૦૫-૨૦૦૮



શ્રી માવજીભાઈ શામજીભાઈ છાભૈયા — મંત્રી ૨૦૦૨-૨૦૧૧
નખત્રાણા



શ્રી રતિલાલ અબજીભાઈ લીંબાણી — સહખજાનચી ૨૦૦૨-૨૦૧૧
નખત્રાણા



શ્રી મનસુખલાલ વિશ્રામભાઈ રૂડાણી — ઉપપ્રમુખ ૨૦૦૫-૨૦૧૧
અમદાવાદ



શ્રી વાલજીભાઈ હીરજીભાઈ ચૌહાણ — મંત્રી ૨૦૦૫-૨૦૧૧
દહાણું રોડ



શ્રી લાલજીભાઈ હંસરાજભાઈ રામાણી — ખજાનચી ૨૦૦૫-૨૦૧૧
નખત્રાણા



શ્રી દેવજીભાઈ રામજીભાઈ ભાવાણી — ઉપપ્રમુખ ૨૦૦૮-૨૦૧૧
સુરત



શ્રી નરસિંહભાઈ નારણભાઈ સાંખલા — મંત્રી ૨૦૦૮-૨૦૧૧
અમદાવાદ

# ટ્રસ્ટીશ્રીઓ



**શ્રી નારણભાઈ શિવજીભાઈ નાકરાણી** ૧૯૬૦-૬૯
વિરાણીમોટી



**શ્રી શિવજીભાઈ જેઠાભાઈ નાકરાણી** ૧૯૬૦-૬૯
કોટડા (જ.)



**શ્રી કાનજીભાઈ ભીમજીભાઈ પોકાર** ૧૯૬૯-૮૧
ખોંભડી



**શ્રી હંસરાજભાઈ દાનાભાઈ પટેલ** ૧૯૬૯-૭૫
નખત્રાણા



**શ્રી ખીમજીભાઈ કચરાભાઈ પટેલ** ૧૯૭૫-૮૧
રવાપર



**શ્રી વીરજીભાઈ કરશનભાઈ ધોળુ** ૧૯૮૧-૮૭
જંજાય



**શ્રી શિવદાસભાઈ ગોવિંદભાઈ છાભૈયા** ૧૯૮૭-૨૦૧૧
ભુજ



**શ્રી શામજીભાઈ કાનજીભાઈ ધોળુ** ૧૯૯૬-૯૯
નાગલપર



**શ્રી નારણભાઈ રામજીભાઈ પોકાર** ૧૯૯૬-૨૦૦૮
ભુજ

**શ્રી લખમશીભાઈ લધાભાઈ વાસાણી** ૧૯૯૬-૨૦૧૧
મુંબઈ





**શ્રી ખેતાભાઈ માવજીભાઈ લીંબાણી** ૧૯૯૬-૨૦૦૮
સુરત

**શ્રી જીવરાજભાઈ ધનજીભાઈ નાકરાણી** ૧૯૯૬-૨૦૦૨
વડાલી





**શ્રી માવજીભાઈ રામજીભાઈ વાગડીયા** ૧૯૯૬-૨૦૦૨
કોલ્હાપુર

**શ્રી જેઠાભાઈ મનજીભાઈ સાંખલા** ૧૯૯૯-૨૦૦૨
મુંબઈ





**શ્રી નાનજીભાઈ પુંજાભાઈ દિવાણી** ૧૯૯૯-૨૦૦૮
સિકંદરાબાદ

**શ્રી નારાણભાઈ હીરજીભાઈ ધોળુ** ૨૦૦૨-૨૦૦૮
નાગલપર





**શ્રી કરશનભાઈ માવજીભાઈ ચોધરી** ૨૦૦૨-૨૦૦૮
અમદાવાદ



શ્રી ગંગારામભાઈ હીરાલાલ સાંખલા — ૨૦૦૨-૨૦૧૧
દિલ્હી



શ્રી દેવજીભાઈ માવજીભાઈ લીંબાણી — ૨૦૦૮-૨૦૧૧
ભુજ



શ્રી લાલજીભાઈ શિવજીભાઈ ભાવાણી — ૨૦૦૮-૨૦૧૧
સુરત



શ્રી સિવગણભાઈ શિવજીભાઈ છાભૈયા — ૨૦૦૮-૨૦૧૧
સિકંદરાબાદ



શ્રી ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણી — ૨૦૦૮-૨૦૧૧
કોલ્હાપુર

## ઓડીટરશ્રીઓ



શ્રી મનજીભાઈ પ્રેમજીભાઈ દિવાણી — ૧૯૬૦-૬૯
કોટડા (જ.)



શ્રી કાનજીભાઈ ભીમજીભાઈ ભગત — ૧૯૬૦-૬૯
બેંગ્લોર



શ્રી મનજીભાઈ હરજીભાઈ પટેલ ૧૯૬૯-૭૮
મથલ



શ્રી નાનજીભાઈ ગંગદાસભાઈ પટેલ ૧૯૬૯-૭૨
ખોંભડી



શ્રી માવજીભાઈ મેઘજીભાઈ પટેલ ૧૯૭૨-૨૦૦૧
વિથોણ



શ્રી નારાણભાઈ વિશ્રામભાઈ પટેલ ૧૯૭૨-૧૯૮૭
ખેડોઈ



શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી ૧૯૭૮-૨૦૧૧
વિરાણીમોટી



શ્રી તેજાભાઈ દેવજીભાઈ સાંખલા ૧૯૯૩-૨૦૦૮
ગાંધીધામ



શ્રી ગંગારામભાઈ ભાણજીભાઈ લીંબાણી ૧૯૯૯-૨૦૧૧
અમદાવાદ



શ્રી ડાહ્યાભાઈ હીરજીભાઈ રામાણી ૨૦૦૮-૨૦૧૧
અમદાવાદ

# કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના અધિવેશનો

- સી. કે. પટેલ

## પ્રથમ પરિષદ ૧૯૬૦

આપણી જ્ઞાતિમાં જ્યારે આજના જેટલા શિક્ષણનો પ્રસાર નહોતો, અને ગુલામીની મનોદશામાંથી બહાર આવેલી જ્ઞાતિ ખેતી અને ધંધા-રોજગાર ક્ષેત્રે બેઠી થઈ રહી હતી ત્યારે ૧૯૬૦માં કેળવણીને વેગ આપવા માટે નખત્રાણામાં બનાવવામાં આવેલ વિદ્યાર્થીભવનના ઉદ્દ્ઘાટન પ્રસંગે મળી ગયેલ સમાજનું અધિવેશન આપણી જ્ઞાતિનું સૌ પ્રથમ અખિલ ભારતીય કક્ષાનું પૂર્ણ સમયનું અધિવેશન હતું.

સમાજનું સંગઠન જળવાઈ રહે અને ભારતભરમાં પથરાયેલ આપણી જ્ઞાતિના સભ્યો એકસરખા રીતરિવાજો પાળે તે માટે સમાજનાં ધારા-ધોરણો ઘડી કાઢવા માટે સૌ પ્રથમ આ અધિવેશનનું આયોજન કરવામાં આવ્યું હતું.

જોકે અધિવેશનોના ઈતિહાસને લાગે વળગે છે ત્યાં સુધી ૧૯૬૦ના અધિવેશન અગાઉ પણ જ્ઞાતિના આદ્ય સુધારક જ્ઞાતિરત્ન પૂ. નારાયણજી રામજી લીંબાણીની આગેવાની હેઠળ જ્ઞાતિના હિતચિંતક વડીલો તેમજ કેટલાક ક્રાંતિકારી અને તરવરિયા યુવાનો દ્વારા સમાજમાં પેસી ગયેલાં કેટલાંક અનિષ્ટ તત્ત્વોને દૂર કરવા અને જનજાગૃતિ માટે મુંબઈ અને કરાંચીમાં પણ અધિવેશન જેવું આયોજન કરવામાં આવેલ હતું.



સમાજના પ્રથમ પ્રમુખશ્રી શિવદાસ કાનજી નાકરાણીનું સન્માન કરતા સ્વાગત સમિતિના પ્રમુખશ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર

૧૯૨૫ના અરસામાં મુંબઈમાં આવું અધિવેશન યોજાયું હતું. તે અગાઉ કરાંચીમાં પણ આ પ્રકારનું અધિવેશન મળ્યું હતું. ૧૯૬૦ પહેલાંનું ત્રીજું અધિવેશન પણ કરાંચીમાં જ યોજાયું હતું તે ઉપરથી ખ્યાલ આવે છે કે તે વખતે કરાંચીમાં આપણા ભાઈઓની કેટલી બધી મોટી વસ્તી હતી ! મુંબઈ અને કરાંચીનાં અધિવેશનોમાં હાજરી આપી હોય તેવા ઘણા વડીલો હજુ આજે પણ હયાત છે.

જેમ કોઈપણ રાષ્ટ્રનું રાજતંત્ર વ્યવસ્થિત ચલાવવા માટે બંધારણની ખાસ આવશ્યકતા રહે છે તે જ પ્રમાણે કોઈ પણ જ્ઞાતિ, જૂથ કે સમાજના સભ્યોના અંદર અંદરના વહેવાર માટે ધારા ધોરણની જરૂરત રહે છે. બંધારણના અભાવે રાષ્ટ્ર અગર તો જ્ઞાતિ બન્નેમાં માત્ર અવ્યવસ્થા અને અંધાધૂંધી જ ફેલાઈ રહે અને એ અંધાધૂંધીમાંથી અરસપરસના ઝઘડા અને ઐકયનો અભાવ પેદા થાય. આપણી જ્ઞાતિના ભાઈઓ જ્યારે માત્ર કચ્છમાં જ વસતા હતા અને ખેતી એ જ એમનો એકમાત્ર વ્યવસાય હતો ત્યારે ઘડવામાં આવેલા સમાજનાં ધારાધોરણો સમયના વહેણ સાથે દેખીતી રીતે જ અપૂરતાં જણાવા લાગ્યાં. ભારતના જુદા જુદા ભાગોમાં વસવાને લીધે, અન્ય કોમો અને જૂથોના સંપર્કમાં આવવાના લીધે આપણા જ્ઞાતિભાઈઓનું લક્ષ આપણાં અપૂર્ણ ધારા-ધોરણો તરફ ખાસ કરીને ખેંચાયું.

સમાજના આગેવાનો છાત્રાલય અને સમાજની વાડીઓના ફાળા માટે જ્યારે ભારતભરમાં ઘૂમી રહ્યા હતા ત્યારે આપણી જ્ઞાતિનાં ધારા-ધોરણોને જમાનાને અનુરૂપ બનાવવાનો સમય આવી પહોંચ્યો છે એવી જોરદાર માગણી ઊભી થઈ. એ તો દેખીતું જ છે કે જ્ઞાતિના ગમે ત્યાં વસતા કોઈપણ ભાઈઓને બંધનકર્તા હોય એવું જ્ઞાતિનાં ધારા-ધોરણોનું બંધારણ જ્ઞાતિના અધિકૃત પ્રતિનિધિઓ જ બનાવી શકે. આ વસ્તુને ધ્યાનમાં રાખી ઠેર ઠેરથી એક જ્ઞાતિ પરિષદ યોજવાની માગણી થવા લાગી.

# કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના અધિવેશનો

સને ૧૯૬૦ના ફેબ્રુઆરીમાં જ્યારે નાગપુર ખાતે પાટીદાર-ભવનનું ઉદ્‌ઘાટન થયું તે સમયે દેશના જુદા જુદા ભાગોમાંથી પધારેલા આગેવાનોએ સમસ્ત કચ્છ કડવા પાટીદાર પરિષદ સમાજના છાત્રાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે નખત્રાણા ખાતે બોલાવવી, એવું નક્કી કર્યું. આ નિર્ણય લેવાની પાછળ બે ઉદ્દેશ હતા. એક તો ઉદ્‌ઘાટન પ્રસંગે દેશના દરેક ભાગમાંથી આગેવાનો અને પ્રતિનિધિઓ હાજર રહેવાના હતા. અને એ જ પ્રસંગે આપણા જ્ઞાતિજનો સવિશેષ સંખ્યામાં હાજર રહેવાનાં હતા. બીજો ઉદ્દેશ પરિષદને માટે કંઈ ખાસ જુદો ખર્ચ ન કરવો પડે તે હતો, સામાન્ય રીતે જો નિર્ધારિત પરિષદ ઉદ્‌ઘાટનના સમયથી જુદા સમયે બોલાવવામાં આવી હોત તો, વ્યર્થ ખર્ચ અને સમયની બરબાદી ઉપરાંત એ આવા સંપૂર્ણ પ્રતિનિધિત્વવાળી પણ ન બની શકી હોત.

નાગપુર ખાતે ભેગા થયેલા જ્ઞાતિબંધુઓએ ઉપરોક્ત પરિષદ બોલાવવી એટલો જ માત્ર નિર્ણય ન કર્યો પરંતુ એ નિર્ણયને મૂર્તસ્વરૂપ આપવા સક્રિય પગલાં લીધાં. પરિષદ નિર્ણીત સમયે અને સ્થળે મળી શકે તે માટે ચર્ચાવિચારણા કરી નિર્ણયો લીધા. જેમાં પ્રતિનિધિઓ કઈ રીતે હાજર થાય તે વિષે સૂચન કર્યું. વધુમાં જ્ઞાતિના પીઢ આગેવાન શ્રી શિવદાસ કાનજી પરિષદનું પ્રમુખસ્થાન સંભાળે તથા કચ્છ પ્રદેશના જ્ઞાતિ અગ્રેસર શ્રી પરબત લખુ પરિષદના સ્વાગતપ્રમુખ તરીકે નિયુક્ત થાય એવી ભલામણ કરી. નાગપુર ખાતે લેવાયેલ ઉપરોક્ત નિર્ણયો, કચ્છ પ્રદેશના આગેવાનોની વિચારણા અને નિર્ણયો માટે મોકલવામાં આવ્યા. અંતે તા. ૨૮-૨-૬૦ના રોજ મળેલી કચ્છના આગેવાનોની સભાએ એ વસ્તુ માન્ય કરી.

પરિષદ ભરવાનો નિર્ણય લીધા પછી અને પરિષદની નિર્ણીત તારીખ વચ્ચે સમય બહુ ઓછો હતો. પરંતુ પરિષદને સફળ બનાવવા માટે જ્ઞાતિના અગ્રેસરો અને જ્ઞાતિના કાર્યકર્તાઓએ ઝુંબેશ શરૂ કરી દીધી. સમસ્ત દેશમાં જુદે જુદે ઠેકાણે સ્થાનિક પાટીદાર સમાજોને તેમના પ્રતિનિધિઓ મોકલવાની વિજ્ઞપ્તિઓ કરવામાં આવી, અને પરિષદને સફળ કરવા શક્ય તેટલી બધી મદદ કરવા કાર્યકર્તાઓને વિનંતિ કરવામાં આવી. પરિણામે કચ્છના ગામેગામ પરિષદના સ્વયંસેવકો અને આગેવાનો પ્રચાર અર્થે નીકળી પડ્યા. અને કચ્છને ગામેગામ પરિષદમાં લેવાનાર નિર્ણયોની ચર્ચા વિચારણા થવા લાગી. આ જ રીતે પરદેશોમાં પણ પરિષદ માટેનો ઉત્સાહ વધતો જ ગયો અને પરિષદની તારીખ જેમ જેમ નજદીક આવતી ગઈ તેમ તેમ કાર્યકર્તાઓ કચ્છમાં આવવા લાગ્યા.

પરિષદની પૂર્વતૈયારીરૂપ પ્રચાર અર્થે સ્વયંસેવકો જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં જ્ઞાતિ વિષયક માહિતી એકઠી કરવાનો પ્રયત્ન કરતા. આ હેતુને ધ્યાનમાં રાખીને પરિષદના કાર્યકર્તાઓએ જ્ઞાતિ વિષયક જુદી જુદી માહિતીઓ મેળવવા માટે એક પ્રશ્નપત્ર



**અધિવેશનમાં ઉપસ્થિત જ્ઞાતિજનો**

તૈયાર કર્યું જેમાં દરેક ગામની જ્ઞાતિવિષયક માહિતી મેળવવી જેમકે, જ્ઞાતિજનોની વસ્તી, કેળવણીનું પ્રમાણ અને કેળવણીવિષયક સગવડતાઓ તેમજ જ્ઞાતિના બંધારણ વિષયક અભિપ્રાયો જાણવા માટે પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા. કચ્છનાં લગભગ દરેક ગામમાં તથા કચ્છ બહારના લગભગ પ્રત્યેક પાટીદાર સમાજને આવાં પ્રશ્નપત્રો મોકલવામાં આવ્યાં હતાં. અને તે તે જગ્યાના આગેવાનોને એ પ્રશ્નપત્રો માગવામાં આવેલી માહિતી સાથે પરિષદના કાર્યાલયને પાછાં મોકલવાની વિજ્ઞપ્તિ કરવામાં આવી. પરિષદ કચેરીને આવાં પૂરાં ભરાયેલાં ૮૪ ફૉર્મ મળ્યાં. આ પ્રશ્નપત્રોની ચકાસણી કર્યા પછી બહુજન માન્ય હોય એવાં ધારાધોરણોનો એક ખરડો બનાવવામાં આવ્યો.



શ્રી નથુભાઈ નાનજી છાભૈયાનું જ્ઞાતિજનોને સંબોધન

પરિષદની તારીખ ૧૦-૫-૧૯૬૦ મુકરર કરવામાં આવી હતી. ત્યાર પહેલાં જ પરિષદ કાર્યાલયને ઠેક-ઠેકાણેથી મળેલી માહિતીઓ મુજબ અને આવી પહોંચેલા પ્રતિનિધિઓની અરસ- પરસની મંત્રણાને પરિણામે પરિષદના ખુલ્લા અધિવેશનમાં જ્ઞાતિના ધારા-ધોરણોનું બંધારણ માન્ય કરવા માટે ઉપરોક્ત પ્રતિનિધિઓની બનેલી વિષય વિચારિણી સમિતિ (સબ્જેક્ટ કમિટી) નિયુક્ત કરવામાં આવી. આ વિષય વિચારિણી સમિતિએ એની બે સભાઓમાં ખૂબ ચર્ચા-વિચારણા કર્યા પછી, પરિષદના ખુલ્લા અધિવેશન સમક્ષ મૂકવાનો અને મંજૂર કરવાનો જ્ઞાતિવિષયક ધારા-ધોરણોનો ખરડો બનાવ્યો.

વિષય વિચારિણી સમિતિમાં ૨૨૪ સભ્યોનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

પરિષદનું ખુલ્લું અધિવેશન તા. ૧૦-૫-૧૯૬૦ના દિવસે બપોરના ૩-૦૦ વાગે ખાસ તૈયાર કરેલા મંડપમાં ભરાવાનું હતું. પરંતુ અસહ્ય તાપ અને ઉકળાટના લીધે તથા પરિષદની કાર્યવાહી જાણવાની તાલાવેલી અને ઉત્સુકતાને લીધે વહેલી સવારથી ઊમટી પડેલી લગભગ વીસથી પચીસ હજારની માનવમેદનીના ભોજનને પ્રબંધ કરવાના કારણે કાર્યકર્તાઓએ પરિષદના ખુલ્લા અધિવેશનનો સમય બપોરના ૩-૦૦ ના બદલે રાતના ૮-૦૦ વાગ્યાનો રાખ્યો. આમ તો આપણા સમાજની બોર્ડિંગના ઉદ્‌ઘાટન ઉત્સવ નિમિત્તે તા. ૧૦-૫-૬૦ના રોજ સાંજના અને તા. ૧૧-૫-૬૦ના રોજ બપોરના એમ બે ટંકનો ભોજનપ્રબંધ કરવામાં આવ્યો હતો, પરંતુ તા. ૧૦-૫-૬૦ના રોજ વહેલી સવારથી વહી રહેલા માનવમહેરામણ ને માટે બપોરના ભોજનની વ્યવસ્થા તો કરવી જ રહી. આમ પરિષદના નિયત સમયમાં ફેરફાર થવાના કારણે ધાર્યા કરતાંય વધુ સફળ રીતે પરિષદનું કાર્ય પાર પડ્યું.

આ રીતે તા. ૧૦-૫-૧૯૬૦ના રોજ સાંજના ભોજન સમારંભ પછી રાતના પૂરા ૮-૦૦ના ટકોરે પરિષદના ખુલ્લા અધિવેશનની કાર્યવાહી શરૂ થઈ. પરિષદ માટે ઉભા કરેલા વીજળીની બત્તીઓથી સુશોભિત અને ઝગમગતા વિશાળ મંડપ નીચે માનવમહેરામણ ઊમટી રહ્યો હતો. તલ માત્ર બેસવાની પણ જગા નહોતી. આખરે એ માનવ મહેરામણે કંપાઉન્ડની દીવાલની માઝા મૂકી બહાર પથરાઈ ગયો. હજારો આબાલ, વૃદ્ધો સંપૂર્ણ શાંતિથી કંપાઉન્ડની બહાર બેસીને ધ્વનિવર્ધક યંત્રો દ્વારા પરિષદની કાર્યવાહી સાંભળી રહ્યાં. વિશેષ ખુશીની વાત તો એ છે કે જ્ઞાતિના રીત-રિવાજોનાં ધારા-ધોરણ સાથે જેમને સીધો સંપર્ક છે અને ઘર્ષણ થવાનું હોય તો જ્યાંથી એવું ઘર્ષણ શરૂ થાય એવી આપણી જ્ઞાતિની બહેનો હજારોની સંખ્યામાં ત્યાં હાજર હતી. અમારો એવો અંદાજ છે, કે અર્ધી કરતાંય વધુ સંખ્યામાં બહેનોની હાજરી હતી. બહેનો સાથે બાળકો પણ હતાં. છતાં ખુલ્લા અધિવેશનની સમગ્ર કાર્યવાહી દરમ્યાન જે નિરવ શાંતિ જળવાઈ રહી એનો ખરેખરો યશ ત્યાં હાજર રહેલી બહેનોને ફાળે જાય છે. કલાકો સુધી ચાલી રહેલી ખુલ્લા અધિવેશનની એ કાર્યવાહી દરમ્યાન એક પણ બાળક રડ્યું હોય અગર તો બીજી કોઈ પણ જાતની ગરબડ થઈ હોય એવું બન્યું

નહોતું. જાણકારો કહે છે કે સભાઓ તો ઘણીયે થઈ અને જોઈ, પરંતુ આ પરિષદના ખુલ્લા અધિવેશનની સભા ખરેખર અપૂર્વ અને બેનમૂન હતી. આવા ઉત્સાહી, ઉલ્લાસભર્યા અને કંઈક ઉત્સુક એવા વાતાવરણ વચ્ચે પરિષદના ખુલ્લા અધિવેશનની કાર્યવાહી શરૂ થઈ.

મંચ ઉપર પ્રમુખશ્રી, સ્વાગત પ્રમુખ તથા જ્ઞાતિના આગેવાનો અને પ્રતિનિધિઓ (ડેલિગેટો) બેઠા હતા. વ્યાસપીઠને ફરતે મુકરર કરેલી ખાસ જગ્યામાં અન્ય પ્રતિનિધિઓ બેઠા હતા. સભાસ્થાનની એક બાજુ બહેનો માટે અને બીજી બાજુએ ભાઈઓ માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. પરિષદની શરૂઆત લક્ષ્મીબહેન આર. પટેલના મંગળ ગીતથી શરૂ થઈ. ત્યાર બાદ નાગપુર પ્રતિનિધિ શ્રી માવજી જેઠાભાઈએ પરિષદના ખુલ્લા અધિવેશનનું પ્રમુખસ્થાન જ્ઞાતિના અગ્રેસર શ્રી શિવદાસભાઈ કાનજી લે એવી દરખાસ્ત રજૂ કરતાં જણાવ્યું હતું કે આ પરિષદ આજે દશકાઓના ગાળા પછી મળી રહી છે. જેમાં જ્ઞાતિના ભવિષ્યને સ્પર્શતા મહત્ત્વના નિર્ણયો લેવાના છે, એ ટાંકણે પરિષદનું સંચાલન એક અતિ કુશળ સુકાનીને સોંપવું જરૂરી છે. તેમજ અગાઉ ભરાયેલી પરિષદોથી સુમાહિતગાર હોય એવા સજ્જન પ્રમુખસ્થાન શોભાવે એ પણ એટલું જ મહત્ત્વનું છે. છાત્રાલયના ફંડફાળા નિમિત્તે અતિ લાંબો પ્રવાસ કરવાના કારણે દેશના દરેક ભાગના રહેવાસી આપણા જ્ઞાતિબંધુઓના પરિચયમાં આવવાના કારણે અને જ્ઞાતિની આકાંક્ષાઓ અને અપેક્ષાઓથી સુમાહિતગાર બનેલા તથા જૂની અને નવી પેઢીની વચ્ચે સેતુ સમાન એવા મુરબ્બી શ્રી શિવદાસભાઈ પરિષદનું પ્રમુખસ્થાન ગ્રહણ કરે એ જ યથાર્થ છે. તેથી આ અધિવેશનના પ્રમુખસ્થાન માટે હું મુરબ્બી શ્રી શિવદાસભાઈના નામની દરખાસ્ત મુકું છું. આ દરખાસ્તને સમસ્ત માનવમેદનીએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધી હતી.

પ્રમુખસ્થાનની દરખાસ્તને અનુમોદન આપતાં મુંબઈના પ્રતિનિધિ શ્રી ખીમજી કચરાએ જણાવ્યું હતું કે 'શ્રી માવજીભાઈએ જે દરખાસ્ત રજૂ કરી છે તેને હું હાર્દિક ટેકો આપું છું. કારણ શ્રીમાન શિવદાસભાઈને હું છેલ્લાં ચાલીસ વર્ષ થયાં જ્ઞાતિના સુધારક કાર્યકર તરીકે ઓળખું છું. જ્ઞાતિમાં રહેલ અનેક કુરૂઢિઓ ને અંધશ્રદ્ધાને છેદવા-નાબૂદ કરવા કરાંચીની તથા મુંબઈની પરિષદોમાં તેમણે સક્રિય હિસ્સો લીધો છે. જ્ઞાતિનો અભ્યુદય થાય અને જ્ઞાતિમાં કેળવણીની તથા નૈતિક પ્રગતિ થાય એવી એમની પ્રવૃત્તિઓની પ્રત્યક્ષ સાક્ષી બનવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું છે. તેમાંય છેલ્લાં ત્રણ વર્ષથી તેઓશ્રીની સાથે બોર્ડિંગનાં ફંડફાળા માટે ભારતના અનેક વિભાગોમાં પ્રવાસ કરવાનું સદ્‌ભાગ્ય મળ્યું છે. તેઓશ્રી મુંબઈ પાટીદાર સમાજમાં પણ પ્રમુખ તરીકે વર્ષોથી તેમની અજોડ સેવા આપી રહ્યા છે. એવા સેવાભાવી સજ્જન આજનું પ્રમુખ સ્થાન સંભાળે એ યોગ્ય જ છે.'

ઉપરોક્ત દરખાસ્તને પ્રતિનિધિઓએ તાળીઓના ગડગડાટ



**અધિવેશનમાં ભોજન પ્રસાદ લેતાં જ્ઞાતિજનો**

વચ્ચે સર્વાનુમતે વધાવી લીધી હતી. અને સ્વાગતાધ્યક્ષ શ્રી પરબત પટેલ, મુરબ્બી શ્રી શિવદાસભાઈને પ્રમુખસ્થાને દોરી ગયા હતા. સમગ્ર માનવમેદનીના હર્ષનાદો અને તાળીઓના ગડગડાટ વચ્ચે મુરબ્બી શ્રી શિવદાસભાઈ પ્રમુખસ્થાને બિરાજ્યા અને પરિષદની કાર્યવાહીનું સુકાન સંભાળ્યું.

પ્રમુખશ્રીએ જ્યારે આ છેલ્લા ઠરાવની સર્વાનુમતે પસાર થયાની જાહેરાત કરી, બરાબર તે જ સમયે ઘડિયાળમાં બારના ટકોરા પડ્યા અને ફરીથી એક નવીન દિવસની શરૂઆત થઈ, જાણે કુદરત જ જાહેર ન કરતી હોય કે કચ્છી પાટીદાર જ્ઞાતિએ કુરૂઢિઓએ અઘોર રાત્રી પાછળ મૂકીને સુધારા અને પ્રગતિના ઊગતા નવા સૂરજ તરફ સફળ સફર શરૂ કરી છે.

ત્યારબાદ પ્રમુખશ્રીએ સમસ્ત સમુદાયમાંથી કોઈ પણ ભાઈ બહેનને પ્રસંગોચિત સંબોધન કરવું હોય તો તેઓએ તેમ કરવાનું નિમંત્રણ આપ્યું.

આ નિમંત્રણને માન આપીને શ્રી પ્રેમજી પુંજાભાઈ વિથોણવાળાએ પરિષદને સંબોધતાં જણાવ્યું કે 'આપણે અહીં જે ઠરાવો સર્વસંમતિથી પસાર કર્યા છે, તે આપણી જ્ઞાતિની પ્રગતિનું એક શુભ ચિહ્ન છે. માત્ર ઠરાવો પસાર કર્યાથી જ આપણી જવાબદારી પૂરી થતી નથી અગર તો સુધારો થઈ જવાનો નથી. હવે પછી આપણી સૌની એ ફરજ બની રહે છે કે આપણે પસાર કરેલા ઠરાવોનું પાલન કરીએ અને બીજાઓ તેનું પાલન કરે તે તરફ સજાગ રહીએ.'

ત્યાર બાદ શ્રીમતી લક્ષ્મીબહેન આર. પટેલ નેત્રાવાળાએ પોતાના વિચારો વ્યક્ત કરતાં જણાવ્યું કે 'આ પરિષદ અને આ છાત્રાલય એ બંને આપણી જ્ઞાતિને માટે અતિ મહત્ત્વનાં સીમા ચિહ્નો છે. પરંતુ કેળવણી એટલે માત્ર છોકારાઓની જ કેળવણી, એ જાતનું માનસ અત્યારે પ્રદર્શિત થઈ રહ્યું છે તે વ્યાજબી નથી. કન્યા કેળવણીનો પ્રશ્ન પણ એટલો જ મહત્ત્વનો છે. સ્ત્રી અને પુરુષ એ રથનાં બે ચક્ર સમાન છે. પ્રગતિ કરવી હશે તો બંને ચક્રોએ સાથે જ ફરવું પડશે અને આગળ વધવું પડશે. રથનું એક ચક્ર ફરે અને બીજું જો સ્થિર હોય તો એ રથ આગળ વધવાનો નથી. તેવી જ રીતે જો કન્યા કેળવણીની આપણે ઉપેક્ષા કરીશું તો આપણા સમસ્ત સમાજનું અર્ધું અંગ કામ નહીં કરે અને સમસ્ત સમાજની પ્રગતિ અશકય બનશે. તો મારી આપ સૌ વડીલોને નમ્ર વિનંતી છે કે કન્યા કેળવણીના વિષય તરફ તેઓ દુર્લક્ષ ન સેવે.'

ત્યાર બાદ પરિષદ સમક્ષ બોલતાં કુમારી જયાબહેન મનજી દહાણુંવાળાએ જણાવ્યું કે 'લક્ષ્મીબહેને કન્યા કેળવણી પ્રત્યે આપનું જે ધ્યાન દોર્યું છે તે સર્વથા યોગ્ય છે. હું એ બાબતને મારો હાર્દિક ટેકો આપું છું અને આશા રાખું છું કે સમાજના આગેવાનો કન્યા કેળવણીની ફરજ તરફ બેદરકાર નહીં રહે.'

ત્યાર બાદ શ્રી ખીમજી કચરા મુંબઈવાળાએ પરિષદને સંબોધતાં જણાવ્યું કે 'આપણા સમાજની બહુ જ જૂજ કેળવાયેલી બહેનોમાં શ્રીમતી લક્ષ્મીબહેનનું અગ્રસ્થાન છે. આપણી સમસ્ત જ્ઞાતિમાં મેટ્રિક થનારાં તેઓ પહેલા બહેન છે. શ્રીમતી લક્ષ્મીબેહેનને હું અંગત રીતે ઓળખું છું. અમારા ગામ રવાપુરના શ્રી કરમશી શીવદાસ મદ્રાસવાળાનાં તેઓ સુપુત્રી છે. આપણી કંઈક માન્યતા એવી છે કે છોકરીઓને ભણાવશું તો તેઓ મહેનત મજૂરીનું કામ નહીં કરે. શ્રીમતી લક્ષ્મીબહેન મેટ્રિક સુધી ભણ્યાં છે, અને મદ્રાસ જેવા શહેરમાં રહ્યાં હોવા છતાં પણ એમને શહેરીપણાંની નાજુકતા અગર કેળવણીનું ખોટું અભિમાન રજ માત્ર પણ સ્પર્શ્યાં નથી, કેવળ ઘરનું જ કામકાજ નહીં પરંતુ બહારનું ખેતર મજૂરીનું કામકાજ લક્ષ્મીબહેન આપણી બીજી અભણ બહેનોની જેમ જ કરે છે. લક્ષ્મીબહેનના આ દાખલાથી એ સાબિત થાય છે કે ભણેલી છોકરીઓ કામ નહીં કરે એ માન્યતા ખોટી છે. એટલે મારી આપ સૌને વિનંતી છે કે ઉપરોક્ત બહેનોએ કન્યાકેળવણીના મહત્ત્વ ઉપર જે ભાર મૂક્યો છે તે યથાર્થ છે. અને મને શ્રદ્ધા અને વિશ્વાસ છે કે આપણો આ પાટીદાર સમાજ કન્યા કેળવણીને છોકરાઓની કેળવણી જેટલું જ મહત્ત્વ આપશે.'

ત્યારબાદ શ્રી અખૈરામ વાલજી અંગીઆવાળાએ પરિષદ તથા બોર્ડિંગના ઉદ્ઘાટન પ્રસંગને અનુરૂપ સ્વરચિત ગીત ગાઈ સંભળાવ્યું હતું જે નીચે મુજબ છે :

'સૂનો સૂનો ઓ ગામ જનો, મહેમાનજનો, સૌ કડવા પાટીદારજનો,<br>
આજ આપણી કચ્છ ભૂમિમાં, બોર્ડિંગનો સત્કાર કરો... સૂનો.<br>
નહીં મંદિર નહીં જ્યોતિષધામ, સરસ્વતી માતનો વાસ ખરો,<br>
ભેદભાવનું કશું ન સમજી, તન, મન, ધનથી સાથ દિયો.. સૂનો.<br>
પચાસ રૂમનું ભવ્ય ભવન, ઘેરાવો અપરંપાર ઘણો,<br>
વિશાળ ચોરસ ચોગાન એનું, પાટીદારોથી ઊભરાઈ ગયું... સૂનો.<br>
કચ્છ ભૂમિના, ગામ ગામના, પ્રતિનિધિઓ સાથે જ મળ્યા,<br>
ઘડ્યાં બંધારણ સૌ સાથે મળીને, થઈ ધન્ય અમારી જ્ઞાતિ રે...સૂનો.<br>
સ્વયંસેવકો અરજ એ જ, નિજ કાર્યોમાં મશગૂલ રહો,<br>
ગૌરવભર્યું આ કાર્ય આપણું, સેવાથી સૌ પાર કરો... સૂનો<br>
શિવદાસ બાપુના પ્રમુખપદે, આ કાર્યક્રમ ફળીભૂત થયો,<br>
મળી સંમેલન અમ જ્ઞાતિનું, બોર્ડિંગનો ઉદ્ધાર થયો... સૂનો<br>
સંવત સોળ, વૈશાખ માસમાં, પૂર્ણિમાને બુધવાર થયો,

ભીમજી બાપુના વરદ્ હસ્તે, ઉદ્ઘાટનનો લાવ લીઓ... સૂનો.
ગુણ ગાઉં હું સ્વયંસેવક, મુજ અંગીઆમાં નિવાસ ખરો,
અરજ એ જ સૌ સાથ મળીને, બોર્ડિંગનો જયજયકાર કરો... સૂનો

ત્યાર બાદ જનકપુર (ગ્વાલિયર)વાળા આપણા કાર્યકર અને સાહિત્યપ્રેમી શ્રી પૂંજાભાઈ ખેતસીએ પોતાની અનોખી શૈલીમાં 'હરિયાળી થઈ વાડી' એ નામનું એક કાવ્ય આ પ્રસંગને અનુરૂપ તથા સમાજની અગાઉની થયેલ પ્રવૃત્તિઓને વણી લેતું રજૂ કર્યું હતું.

સૌથી છેલ્લે પરિષદની કાર્યવાહીનો ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે 'સૌથી પ્રથમ આપ સૌ ભાઈ-બહેનોએ પરિષદની કાર્યવાહી સંપૂર્ણ શાન્તિથી સાંભળી પરિષદના આ ખુલ્લા અધિવેશનને સફળ બનાવવામાં જે સહકાર આપ્યે છે તે બદલ મારા હાર્દિક-અભિનંદન આપું છું. પરિષદની કાર્યવાહીમાં ભાગ લઈ ખેલદિલીથી પોતપોતાનાં મંતવ્યો રજૂ કરી બહુ જનમાન્ય સમાજનાં રીતરિવાજોનું બંધારણ બનાવવામાં જે સહકાર આપ્યો છે તે બદલ તેઓને પણ હું મારાં હાર્દિક અભિનંદન આપું છું. આપ સૌ પ્રતિનિધિ ભાઈઓએ અહીં જે ઠરાવો પસાર કર્યા છે તેને લીધે અન્ય જ્ઞાતિબંધુઓ કરતાં એ ઠરાવોનું પાલન કરવાની અને કરાવવાની આપ સૌની જવાબદારી વિશેષ છે. આપ જ્યારે પોત- પોતાના સ્થાને પાછા ફરો ત્યારે અહીં પસાર થયેલા ઠરાવોની વધુ ને વધુ જ્ઞાતિબન્ધુઓને માહિતી અને સમજણ પડે તે દિશામાં પ્રયત્નો જારી રાખજો. એમ કરશો તો જ અહીં આપણે આજે પસાર કરેલા ઠરાવોનો હેતુ સફળ થશે. અને જ્ઞાતિની પ્રગતિ થવાની આપણે જે આશા સેવી છે તે પણ બર આવશે.

આજે આપણે જે ઠરાવો અહીં પસાર કર્યા છે તે આજના જમાનાને અનુરૂપ છે અને લગભગ જ્ઞાતિને આર્થિક રીતે પોસાય તેવા છે. બીજી એક મહત્ત્વની વાત એ છે કે આજે પહેલી જ વખત સમસ્ત જ્ઞાતિને સ્વીકાર્ય હોય એવું બંધારણ ઘડવામાં આપણે સફળ થયા છીએ. અત્યાર પહેલાં પાંચાડા પાંચાડામાં, અને ગામ-ગામમાં, પણ રીતરિવાજોનાં જુદાં જુદાં બંધારણ હતાં. એમ કહીએ તો પણ અતિયશયોક્તિ નથી. અગાઉનાં કોઈ પણ બંધારણ, આપણે આજે જે લોકશાહી ઢબથી બંધારણ પસાર કર્યું છે તેવી રીતે કરેલા નહોતાં. આજે ગામે ગામના અને કચ્છ બહાર ઠેર ઠેર વસતા આપણા ભાઈઓના પ્રતિનિધિઓએ અહીં પધારી, ચર્ચાવિચારણા કરી સર્વસંમતિથી આ બંધારણને મંજૂર કર્યું છે. આ બંધારણના નિયમોનું સાંગોપાંગ નિષ્ઠાપૂર્વક પાલન કરવું એ આપણી સૌ જ્ઞાતિભાઈ-બહેનોની પવિત્ર ફરજ છે.

સૌથી છેલ્લે આ પરિષદની કાર્યવાહીનું સફળ સંચાલન કરવામાં આપ સૌ ભાઈ-બહેનોએ મને જે સાથ-સહકાર આપ્યો છે તે બદલ હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આ પરિષદની કાર્યવાહીમાં ઠરાવ રજૂ કરનાર, ટેકો આપનાર તથા સુધારા-વધારા રજૂ કરનાર, સર્વે પ્રતિનિધિઓ જ્યારે જ્યારે બોલવા ઉભા થયા ત્યારે તેઓ સૌને આ સભા બરાબર જાણી શકે તે રીતે એ પ્રતિનિધિઓનો ટૂંક પરિચય આપવાની સફળ કામગીરી શ્રી પચાણ શિવજી નાગપુરવાળાએ બજાવી તે માટે તેઓને હું અભિનંદન આપું છું.

હું જાણું છું કે હું અદા કરી શકું તે કરતાં ઘણી ગંભીર જવાબદારી આપે મારા પર મૂકી હતી. એ જવાબદારીને મારા એકલાની શક્તિથી પાર પાડવી એ શકય નહોતું. એટલે અહીં ચાલેલી કાર્યવાહીની સફળતાનો ખરો યશ આપ સૌને ઘટે છે. મારી અનેક ત્રુટીઓ હશે તે આપ સૌએ મોટું મન રાખી નિભાવી લીધી છે. અને આપ સૌના સહકારથી સફળ બનેલી આ પરિષદમાં મેં લીધેલો નાનકડો ભાગ મારી જિંદગીનું મહામૂલું સંભારણું બની રહેશે. ફરીને એક વખત હું આપ સૌ અને ખાસ કરીને પ્રતિનિધિઓનો તેમણે આપેલા સહકાર બદલ, આપ સૌ શ્રોતાજનોનો, આપે જાળવેલી શિસ્ત અને શાન્તિ બદલ, આપ સૌ સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓનો વ્યવસ્થા જાળવવા માટે લીધેલા પરિશ્રમ બદલ અને અન્ય સૌ નાનામોટા કાર્યકરોએ આ પરિષદને સફળ બનાવવા માટે અથાગ પ્રયત્નો બદલ ફરીને આપ સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. અને પરિષદની કાર્યવાહી સમાપ્ત થયાનું જાહેર કરું છું.'

પ્રમુખશ્રીનું પ્રવચન સમાપ્ત થયું ત્યારે પરિષદની સફળતાને વધાવી લેતા તાળીઓના ગડગડાટ અને પરિષદ તથા આપણી કુળદેવી ઉમિયા માતાજીના જયઘોષથી આખો યે સભામંડપ ગાજી ઊઠયો હતો.

## નખત્રાણાના પ્રથમ અધિવેશનમાં સ્વાગત પ્રમુખ શ્રી પરબત લખુ તેમજ અધિવેશન પ્રમુખ શ્રી શિવદાસ કાનજી નાકરાણીએ કરેલ ઐતિહાસિક મંગળ પ્રવચન...

પ્રમુખશ્રી, પ્રતિનિધિભાઈઓ તથા ઉપસ્થિત જ્ઞાતિભાઈ-બહેનોનું ઉમળકાભર્યું સ્વાગત કરતાં, સ્વાગત પ્રમુખ શ્રી પરબત લખુએ જણાવ્યું કે :

"પ્રમુખશ્રી, જ્ઞાતિ બંધુઓ તથા બહેનો !

## કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના અધિવેશનો

આ પરિષદમાં આપ સૌ ભાઈ-બહેનોનું સ્વાગત કરતાં મને અનેરો આનંદ થાય છે. અને સાથે સાથે હું જીવનની ધન્યતા અનુભવું છું.

આપ સૌ જાણો છો તેમ આ પરિષદ મેળવવાની વિચારણા અનેક વર્ષોથી થતી આવી છે. આટલી લાંબી વિચારણા પછી આ પરિષદ અહીં કચ્છને આંગણે મળે છે તેથી મને ઘણો જ આનંદ થાય છે. એક વસ્તુ તરફ આપ સૌનું લક્ષ ખેંચવાની વૃત્તિ થાય છે અને તે એ કે કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિની આવી પરિષદ આજે કચ્છમાં પહેલી જ વાર મળે છે. અગાઉ મળેલી બે પરિષદોમાંની પહેલી કરાંચીમાં અને બીજી મુંબઈ ખાતે મળી હતી. બીજી પરિષદ મુંબઈમાં મળી તેને આજે પાંત્રીસ કરતાંય વધારે વરસો વીતી ગયાં છે.

આપણી જ્ઞાતિની એ પરિષદો મેળવવામાં અને એ પરિષદો દ્વારા જ્ઞાતિમાં સુધારણાની પ્રવૃત્તિ શરૂ કરનાર એ નર શાર્દૂલ સ્વર્ગસ્થ શ્રી નારાયણજી રામજી લીંબાણીનું મને સહેજે સ્મરણ થઈ જાય છે. એ હકીકતનો ઇન્કાર થઈ શકે એમ નથી કે જો શ્રી નારાયણજીભાઈએ સમાજસુધારાની પ્રવૃત્તિનો ઝંડો એ દિવસોમાં ના ફરકાવ્યો હોત તો આપણી જ્ઞાતિની આજે કેવી દુર્દશા હોત તેનો વિચાર માત્ર કરતાં પણ કંપારી છૂટે છે.

આપણા સદ્‌ભાગ્યે શ્રી નારાયણજીભાઈના સાથીઓ, સહકાર્યકરો અને શિષ્યોમાંના થોડાક આજે આપણી વચ્ચે મોજૂદ છે. એ આપણા સદ્‌ભાગ્યની નિશાની છે. એ હકીકત છે કે આજે આપણી જ્ઞાતિએ જે કંઈ સામાજિક, ધાર્મિક અને કેળવણી વિષયક પ્રગતિ સાધી છે તેમાં શ્રી નારાયણજીભાઈ તથા એમના સહકાર્યકરોનો ફાળો નાનોસૂનો નથી.

આપ સૌ જાણો છો તેમ જ્ઞાતિના ગલઢેરાઓની જોહુકમી સત્તાનો અંત આણ્યા પછી મળેલી સ્વતંત્રતાનો ઉપયોગ જ્ઞાતિએ સ્વચ્છંદી રીતે કરવો શરૂ કર્યો અને એ દુઃખભરી છતાં સત્ય બીના છે કે આપણી જ્ઞાતિનું સર્વમાન્ય એવું રીત-રિવાજોની બાબતનું કોઈ બંધારણ નથી. અલબત્ત જુદા જુદા સમયે જુદા જુદા પાંચાડાઓમાં ત્યાંની સ્થાનિક પરિસ્થિતિને અનુરૂપ બંધારણ બનાવવાના અને તે પ્રમાણે વર્તવાના પ્રયત્નો અવારનવાર કરવામાં આવ્યા છે. સમસ્ત કચ્છ પ્રદેશને માન્ય અને પાળી શકાય એવું એક બંધારણ પણ થોડાંક વરસો પહેલાં અમલમાં આવ્યું છે. અને તેનો ઓછે વધતે અંશે અમલ કરાઈ રહ્યો છે.

પરંતુ આજે જ્યારે આપણી જ્ઞાતિ કચ્છ બહાર સારા પ્રમાણમાં વસી રહી છે, અને જેની આવતી પેઢીઓનો સંબંધ કચ્છ પ્રદેશ સાથે કેવો રહેશે તે જાણવું આજે મુશ્કેલ બન્યું છે ત્યારે ભારતભરમાં વસતા કચ્છી પાટીદારોનાં લગ્ન, મરણ અને એવા અન્ય શુભ અશુભ પ્રસંગોએ પાળવાના ધારા-ધોરણોનું બંધારણ બનાવવું જરૂરી બન્યું છે.

વિષય વિચારણી સમિતિએ પસાર કરેલા ઠરાવો આપણી સમક્ષ મંજૂરી માટે આવશે. મારી આપ સૌ પ્રતિનિધિ ભાઈ-બહેનોને એટલી જ વિનંતી છે કે એવા જ ઠરાવો મંજૂર કરજો કે જે સર્વને સ્વીકાર્ય હોય. અમલ કરવામાં ઓછામાં ઓછા બોજારૂપ, વિઘ્ન રહિત હોય અને જે ધારા-ધોરણો આજના જમાનાના માનસને અને જીવનને અનુરૂપ હોય અને જે જ્ઞાતિને પ્રગતિના પંથે દોરી જાય.

આપણું એ સદ્‌ભાગ્ય છે કે આપણી જ્ઞાતિના એક પીઢ અને સેવાભાવી કાર્યકર શ્રી શિવદાસ કાનજીને પ્રમુખ તરીકે મેળવવામાં ભાગ્યશાળી થયા છીએ. આપ સૌના વતી હું એમનું હાર્દિક સ્વાગત કરું છું. મને લેશ માત્ર શંકા નથી કે એમની કુનેહભરી રાહબરી નીચે આપણી આ પરિષદનું કાર્ય સફળતાપૂર્વક પાર પડશે.

આપ સૌ પ્રતિનિધિઓ તથા અન્ય ભાઈઓ તથા બહેનોનું આ શુભ અવસરે સ્વાગત કરતાં મને અતિ હર્ષ થાય છે. પ્રતિનિધિ (ડેલિગેટ) મિત્રોને મારી એટલી જ વિનંતી છે કે આ અવસરને અનુરૂપ ગૌરવ અને દૃઢતા, ચર્ચામાં તેઓ જરૂર દાખવે. પરંતુ એકબીજાના પ્રમાણિક મતભેદોની પવિત્રતા અને તટસ્થતા સમજે અને જાળવે. આપણે સૌ જ્ઞાતિનું હિત થાય એવું કાર્ય કરવા અહીં એકઠા થયા છીએ. આપણી અંગત માન્યતાઓ કે લાગણીઓ, ગમા કે અણગમાનો પ્રશ્ન ગૌણ બનવો જોઈએ. અને આપણું ધ્યાન એક જ વસ્તુ ઉપર કેન્દ્રિત થવું જોઈએ અને તે છે જ્ઞાતિનું હિત અને જ્ઞાતિની પ્રગતિ.

ફરીથી એક વખત પ્રમુખશ્રીનું તથા આપ સૌનું હાર્દિક સ્વાગત અને અભિવાદન કરું છું. અને મને આ સ્વાગત પ્રમુખસ્થાન આપી જ્ઞાતિની આ સેવા કરવાની તક આપી તે બદલ આપ સૌનો હાર્દિક આભાર માનું છું.

સભાજનોએ સ્વાગત પ્રમુખના ઉપરોક્ત ભાષણને તાળીઓથી વધાવી લીધું હતું. ત્યારબાદ સ્વાગત પ્રમુખશ્રીએ સમસ્ત જ્ઞાતિના માન અને પ્રેમના પ્રતીકરૂપે પુષ્પહારો અર્પણ કરી પ્રમુખશ્રીનું સ્વાગત કર્યું અને પ્રમુખશ્રીને એમનું પ્રેરક પ્રવચન કરવાની વિનંતી કરી.

સભાજનો તથા પ્રતિનિધિઓના અવિરત તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખશ્રી પોતાનું પ્રવચન કરવા ઊભા થયા અને ફરીને એક વખત ટાંકણી પડે તોય સંભળાય એવી નિરવ શાંતિ સભામંડપમાં છવાઈ ગઈ. પ્રમુખશ્રીએ એમનું મંગળ પ્રવચન કરતાં જણાવ્યું કે :

"પ્રતિનિધિ મહાશયો, ભાઈઓ અને બહેનો !

આપણી સમગ્ર જ્ઞાતિની આ સર્વ પ્રથમ પરિષદ આજે અહીં મળી રહી છે તે આપણે સૌને માટે અતિ આનંદનો વિષય છે. જ્ઞાતિ પરિષદો આ પહેલાં પણ મળી છે, પરંતુ આજની આપણી આ પરિષદ અનેક રીતે અનોખી ભાત પાડે છે. જે સ્થળે આ પરિષદ મળી રહી છે તે આ બોર્ડિંગ આપણી જ્ઞાતિની પ્રગતિનું સીમાચિહ્ન છે. આગળ મળી ગયેલી પરિષદના કાર્યકરોએ સ્વપ્નમાંય નહીં સેવેલી આશાઓ આજે આપણે મૂર્તમંત થતી નિહાળીએ છીએ. આપણી સૌથી છેલ્લી પરિષદ અને આજ વચ્ચે યુગપ્રવર્તક પલ્ટાઓ આવી ગયા છે. વિશેષ કરીને ખેતીપ્રધાન એવી આપણી જ્ઞાતિની અતિ કંગાલિયત ભરેલી હાલત આજે ખેતીની આબાદીની સાથે આબાદ બની છે, પરદેશમાં વસી રહેલા આપણા હજારો જ્ઞાતિબંધુઓ વ્યવસ્થિત ધંધાઓ મારફત આબાદ બન્યા છે એ વખતે આપણી જ્ઞાતિમાં મેટ્રિક સુધી ભણેલો માનવી મળવોય મુશ્કેલ હતો, ત્યારે આજે આપણી જ્ઞાતિમાં જ એન્જિનીયરો, ડૉક્ટરો, વકીલો અને એવા બીજા વ્યવસાયોમાં પડેલા બહુ સંખ્યામાં તો નહીં પણ છે તો ખરા જ, આપણા દેશના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીએ તો પરદેશી રાજ્ય. રાજાશાહી વગેરે બાબતો નષ્ટ થઈ છે, અને આપણું ભાગ્ય આપણને ઘડવાનો અધિકાર અને અવસર સાંપડ્યો છે. આ બધી બાબતો પ્રત્યે નિર્દેશ કરવાનો હેતુ માત્ર એટલો જ છે કે જે કાર્ય કરવા માટે પરિષદ આજે અહીં મળી રહી છે તે આ પલટાયેલી પરિસ્થિતિનો ખ્યાલ રાખે અને એવા નિર્ણયો લે કે જે આજના જમાનાને, આજની હવાને અને આજના જીવનને અનુરૂપ હોય.

આપ સૌને વિદિત છે તેમ આપણી જ્ઞાતિની સર્વ પ્રથમ પરિષદ કરાંચીમાં, ત્યાર પછી બીજી પરિષદ મુંબઈમાં અને ત્યાર પછી ફરીને ત્રીજી પરિષદ કરાંચીમાં મળી હતી. આ સૌ પરિષદોની પ્રવૃત્તિઓ અને પરિષદો પાછળ એક વ્યક્તિની જ્વલંત તપશ્ચર્યા હતી અને એ વ્યક્તિ તે પ્રાતઃસ્મરણીય શ્રી નારાયણજી રામજી લીંબાણી. આપણી જ્ઞાતિની પ્રગતિનો પાયો નાખનાર શ્રી નારાયણજીભાઈ હતા. અજ્ઞાન અને અંધારામાં અટવાયેલી આપણી જ્ઞાતિના શ્રી નારાયણજીભાઈ જ્યોતિર્ધર હતા. જ્ઞાતિ ઉપર બની બેઠેલા મોટેરાઓની નાગચૂડમાંથી એમણે જ્ઞાતિને છોડાવી. શ્રી નારાયણજીભાઈને જ સર્વ પ્રથમ લાગ્યું કે આપણી જ્ઞાતિને સુધારવાની ને કેળવવાની જરૂરત પરિષદ જેવી યોજનાઓથી જ મહદ્ અંશે પાર પડી શકે. એ બધી પરિષદો એમની પ્રેરણા અને દોરવણી નીચે મળી હતી.

શ્રી નારાયણજીભાઈના સ્વર્ગવાસ પછી એ પ્રવૃત્તિ કંઈક મંદ પડતી હોય એવું લાગ્યું પરંતુ મંદ પડેલી પ્રવૃત્તિમાં ફરીને એક વખત જોમ અને જોશ પૂર્યા આપણા બીજા અગ્રણી જ્ઞાતિભાઈઓએ. આમાંથી હું માત્ર બે નામોનો જ નિર્દેશ કરીશ. એક શ્રી રતનશીભાઈ ખીમજી વીરાણીવાળા, જેમણે આ પરિષદો વચ્ચેના લાંબા ગાળા દરમ્યાન શ્રી નારાયણજીભાઈએ અધૂરું મૂકેલું જ્ઞાતિનું કાર્ય આગળ ધપાવ્યું. એટલું જ માત્ર નહીં પણ કચ્છ, ગુજરાત અને અન્ય પ્રદેશોમાં વારંવાર પ્રવાસ કરીને સુધારાની મશાલ જલતી રાખી. આપણા કમનસીબે શ્રી રતનશીભાઈ આજે અહીં હાજર નથી. તેઓશ્રીનાં નાદુરસ્ત તબિયતને લીધે તેઓ અહીં હાજર રહી શક્યા નથી. પરંતુ મારી ચોક્કસ ખાતરી છે કે તેઓ દૂર મુંબઈમાં બેઠાં બેઠાંયે આપણી આ પરિષદ ઉપર આશીર્વાદ વરસાવી રહ્યા હશે. મારી પ્રભુને પ્રાર્થના છે કે શ્રી રતનશીભાઈને તંદુરસ્તી અને દીર્ઘાયુ બક્ષે, અને જ્ઞાતિસેવાનું કામ તેઓ તેમની જૂની ધગશ અને જોમથી કરતા થઈ જાય. બીજા ભાઈ જેમણે શ્રી રતનશીભાઈને એમના કાર્યમાં સાથ આપ્યો તે આપણા શ્રી નથુભાઈ નાનજી, તેઓ અહીં હાજર છે એટલે એમના વિષે કંઈક કહેતાં હું ક્ષોભ અનુભવું છું. પરંતુ આ જ્ઞાતિની સેવા કરવામાં તેઓશ્રીએ એમનો પોતાનો કીમતી ફાળો આપ્યો છે અને તે માટે હું તેમને ધન્યવાદ આપું છું. આ વ્યક્તિઓનાં નામનો નિર્દેશ કરીને હું બીજા ભાઈઓએ કરેલી સેવાઓનું મૂલ્યાંકન જરા પણ ઓછું કરવા નથી માગતો. જ્યારે આપણી જ્ઞાતિની સેવા કરનારા મહાનુભાવોની વાતો કરતા હોઈએ ત્યારે સ્વર્ગસ્થ પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજને કેમ વીસરી શકીએ ? છેલ્લાં પચીસ ત્રીસ વરસોમાં તો ગુરુદેવ ઓધવરામજી જ આપણી જ્ઞાતિના સુખ અને દુઃખના સાથી રહ્યા છે. આપણે કરેલી નાનીમોટી કલ્યાણકારી યોજનાઓના પ્રેરક તેઓશ્રી બન્યા છે. અને વખત આવ્યે આપણી ભૂલો તરફ બહુ મોડું ન થાય ત્યાર પહેલાં લાલ બત્તી પણ એમણે જ ધરી છે. પૂજ્યશ્રી મહારાજશ્રીનો આત્મા અત્યારે પણ આપણી અત્યારની કાર્યવાહી ઉપર નિરીક્ષણ કરી રહ્યો હશે, અને આપણી જ્ઞાતિ ઉપર એમના અમૂલ્ય આશીર્વાદ વરસાવી રહ્યો હશે.

આપ સૌ જાણો છો તેમ અને આ બાબતોનો આ જ પ્રવૃત્તિમાં પડેલા ઘણા ભાઈઓને અંગત અનુભવ થયો છે તેમ, સમાજ-સુધારાની વાતો કરવી સહેલી છે. વ્યક્તિગત રીતે સુધારાઓ અપનાવવા સહેલા છે. પરંતુ સામાન્ય રીતે માનવીનો સ્વભાવ રૂઢિચુસ્ત હોય છે, પરંપરાઓની જંજીરોમાં જકડાયેલો હોય છે અને નવું માત્ર નવું હોવાના કારણે જ કરવું જોઈએ એટલા માટે પોતાની જૂની ઘરેડમાંથી નીકળતો નથી. વળી સામુદાયિક રીતે જ્ઞાતિની પ્રગતિનો જ્યારે આપણે સમગ્રપણે વિચાર કરીએ છીએ

ત્યારે આ કામમાં રહેલી મુશ્કેલીઓ અને ભયસ્થાનોનો આપણને વિચાર કરવો પડે છે. ખૂબ જ ઝડપથી આગળ વધવાની આકાંક્ષા રાખતા સુધારકોને માટે આપણે લગામની વ્યવસ્થા કરવી પડે છે, અને જમાના સાથે કદમ ન મિલાવનારને માટે ચાબુકની જરૂરિયાત ક્યારેક ઊભી થાય છે. પરંતુ વ્યક્તિની જેમ સમાજ પણ સ્થગિત રહી શકે નહીં. જમાનાની સાથે સમાજે પણ આગળ વધવું જ રહ્યું. સમાજ એટલે ઝડપથી સુધારણાની ઈચ્છા રાખતા અને જૂની ઘરેડમાંથી નીકળવાની આનાકાની કરતા માનવીઓનો શંભુમેળો. આ સંઘને આપણે દ્વારકા પહોંચાડવાનો છે.

આ કામ મુશ્કેલ, અતિ મુશ્કેલ છે. પરંતુ માનવી પ્રયત્ન કરે તો એને માટે કોઈ વાત અશક્ય નથી. તે છતાં આ કાર્ય ભગીરથ પ્રયત્નો માંગી લે છે. આપ અહીં એકત્ર થયેલા જ્ઞાતિના પ્રતિનિધિઓની આ બાબત કસોટીરૂપ છે. અહીં આપે લીધેલા નિર્ણયો, જ્ઞાતિને પ્રગતિને પંથે જેટલી ઝડપે લઈ જશે તેટલી આપના પ્રયત્નોને સફળતા મળી છે એમ ગણાશે. આપના ઉપર આજે મહાન જવાબદારી આવી છે. અને મને સંપૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ છે કે આપ સૌ એ જવાબદારીને સફળતાપૂર્વક પાર પાડશો.

ઘણા વખતથી આપણી જ્ઞાતિના રીત-રિવાજોનું બંધારણ નહિવત્ છે. સ્વાગત પ્રમુખે એમના પ્રવચનમાં કહ્યું તેમ આ દિશામાં ભૂતકાળમાં પ્રયત્નો થયા છે. પરંતુ આજે આપણને એ ધારા ધોરણોથી પૂરેપૂરો સંતોષ હોય એમ લાગતું નથી. જેથી બહુ મોટા ભાગના જ્ઞાતિબંધુઓને સમગ્ર જ્ઞાતિ માટે એક આદર્શ બંધારણની જરૂર છે એમ લાગ્યા કર્યું છે. આજે અહીં આપણે એવું બંધારણ ઘડવા એકઠા થયા છીએ. આ બંધારણ એવું હોય છે કે જે આજની પરિસ્થિતિને અનુરૂપ બની કચ્છ અને કચ્છ બહાર પથરાયેલા આપણા જ્ઞાતિબંધુઓ વચ્ચે સાંકળરૂપ બની રહે તથા આવી જુદી જુદી જગાઓએ વસતા આપણા જ્ઞાતિભાઈઓ માટે સામાજિક તહેવારોના સર્વમાન્ય અને સુસંગત નિયમો ઘડી કાઢે.

પરંતુ પરિષદ માત્ર આવું બંધારણ કરીને વિખરાઈ જાય તો હું નથી માનતો કે પરિષદે પોતાની ઉપયોગિતા અને યથાર્થતા પુરવાર કરી છે એમ માની શકાય. પરિષદ આજે તો કેટલાંય વરસો પછી મળી છે. અને આ બે પરિષદોની વચ્ચે તો જાણે પરિષદ અસ્તિત્ત્વમાં જ ન હતી. મારી આપ સૌ સાથીઓને એટલી વિનંતી છે કે આપણે આ પરિષદને કાયમી સ્વરૂપ આપવાનાં પગલાં લઈએ અને એ દિશામાં શક્ય એવા પ્રયત્નો કરીએ. આજે એવી કેટલીએ સામાજિક અને અન્ય પ્રવૃત્તિઓ છે, જેમાં પરિષદને આપણે કેન્દ્રસ્થાને મૂકી શકીએ. અને સૂર્યની આસપાસ બીજાં નક્ષત્રો ફરે છે તેમ આપણી પરિષદની આસપાસ એ પ્રવૃત્તિઓને ફરતી કરી દઈએ. આવી પ્રવૃત્તિઓની રૂપરેખા આપવાનું આ સ્થાન નથી અને મારી એવી ઈચ્છા પણ નથી. પરંતુ સૌને મારી એટલી વિનંતી છે કે મેં જે અહીં આ વિચાર-પરિષદને કાયમી રૂપ આપવાનો વિચાર મૂક્યો છે તે તરફ આપનું લક્ષ કેન્દ્રિત કરજો અને જરૂર પડે અને યોગ્ય લાગે તો એ દિશામાં પણ ચર્ચા, વિચારણા અને પ્રયાસો કરજો.

પરિષદમાં પ્રમુખપદનું આ માન મને આપવા માટે હું આપ સૌનો આભારી છું. એ નિઃશંક છે કે આ પરિષદના પ્રમુખ માટે મારા કરતાંય ઘણી વધુ ઊંચી લાયકાતો ધરાવતા મહાનુભવો અહીં મોજૂદ હોવા છતાં આપ સૌના માન અને પ્રેમની મારા પ્રત્યેની લાગણીના પુરાવા રૂપે મને આ માન આપ્યું છે. હું આપ સૌને એટલો વિશ્વાસ આપવા માંગું છું કે મારી શક્તિ પ્રમાણે આ પરિષદની કાર્યવાહીનું હું તટસ્થ રીતે સંચાલન કરીશ અને મારી એ ફરજ બજાવવામાં આપ સૌનો સહકાર મળશે જ એવી મને દૃઢ શ્રદ્ધા છે.''

પ્રમુખશ્રીનું પ્રવચન પૂરું થતાં ફરીને એક વખત તાળીઓના ગડગડાટ, હર્ષનાદો અને પરિષદ તથા આપણી કુળદેવી ઉમિયા માતાજીની જયઘોષથી સભામંડપ ગાજી ઊઠ્યો હતો.

# શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવનનો ઉદ્‌ઘાટન સમારોહ

- સી. કે. પટેલ



કચ્છ તથા ગુજરાતમાં રહેતા આપણા જ્ઞાતિબંધુઓનો વ્યવસાય મુખ્યત્વે ખેતીનો છે. તથા ભારતભરમાં વેરવિખેર પથરાયેલા આપણી જ્ઞતિજનોની મુખ્ય પ્રવૃત્તિ બાંધકામ ઇમારતી લાકડાંનો વેપાર વગેરે મજૂરીનો વ્યવસાય છે. આમ સમગ્રપણે આપણી કોમ પરિશ્રમશીલ છે. બીજી રીતે જોઈએ તો ભારતના અન્ય પ્રદેશોના મુકાબલે કચ્છ એ અણવિકસિત પ્રદેશ છે. અને કચ્છીઓમાં પણ આપણી જ્ઞાતિ કેળવણી વગેરે ક્ષેત્રોમાં પછાત છે. આપણી જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણી પામેલાઓની સંખ્યા નહિ જેવી છે. કેવળ અક્ષરજ્ઞાનને જ કેળવણી ગણવામાં આવે તો પણ આપણી જ્ઞાતિ નિરક્ષર જ ગણાઈ શકે.

આજના યુગમાં અને ખાસ કરીને ભારત આઝાદ થયા પછી પ્રજાની કેળવણી ઉપર જે ભાર મૂકવામાં આવે છે તે સકારણ છે. કારણ કે લોકશાહીની સફળતાનું મૂળ કેળવાયેલા અને શિક્ષિત પ્રજામત ઉપર જ નિર્ભર છે. આપણી અનેક સામાજિક કુરૂઢિઓ કેળવણી દ્વારા જ દૂર કરી શકાય. આમ આપણી જ્ઞાતિનાં બાળકોની કેળવણી ઉપર જેટલો પરિશ્રમ આપણે કરીએ છીએ અને આપણી જ્ઞાતિ કેળવણીમાં જેટલી પ્રગતિ સાધે તે અંતે તો ભારતીય જનતાની જ પ્રગતિ ગણાશે.

આપણે જ્યારે માત્ર ખેતીને જ મુખ્ય વ્યવસાય તરીકે અપનાવી હતી અને કચ્છ બહાર સંપર્ક ઓછો હતો ત્યારે અને કંઈક તો પહેલેથી જ આપણી એવી માન્યતા હતી કે કેળવાયેલા ને શિક્ષિત છોકરાઓ ખેતીવિષયક ધંધા ઉપર ધ્યાન નહીં આપે. અને કેળવણી પ્રત્યેની ઉદાસીન કચ્છની આગળની રાજાશાહી મનોવૃત્તિ, આવી કેટલીયે બાબતોને લઈને આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર અતિ ઓછા પ્રમાણમાં હતો. જ્યારે આપણા જ્ઞાતિબંધુઓ દેશ-પરદેશ વ્યાપાર અર્થે વિચર્યા, શહેરોના બીજા લોકોના સમાગમમાં આવ્યા ત્યારે એમને પોતાની બિનકેળવાયેલી પરિસ્થિતિ તરફ સ્વાભાવિક રીતે જ અસંતોષ ઊપજ્યો. બીજી જ્ઞાતિઓમાં જ્યારે સામાન્ય રીતે પણ બાળકો મેટ્રિક સુધી તો ભણેલાં જ હોય એવી જ્ઞાતિઓના મુકાબલે આપણે કેટલા પછાત છીએ એનું દુઃખદ સ્મરણ આપણા જ્ઞાતિબંધુઓને થયું.

પરંતુ આ પરિસ્થિતિનો ઉપાય શો ? કચ્છના નખત્રાણા તાલુકામાં જ્યાં આપણી જ્ઞાતિની મુખ્ય વસ્તી છે ત્યાં હજુ ગયે વર્ષે તો હાઈસ્કૂલ આવી. આ હાઈસ્કૂલ થવાની છે એવા સમાચારો પ્રગટ થયા કે તરત જ આપણી જ્ઞાતિની કેળવણીમાં રસ લેતા આગેવાનોએ આ દિશામાં કંઈક નક્કર કાર્ય કરવાનો મનોરથ ઘડ્યો. આ પ્રસંગે પરમ પૂજ્ય સદ્‌ગત શ્રી ઓધવરામજી મહારાજનું સાહજિક જ સ્મરણ થાય છે. આપણી જ્ઞાતિની

કેળવણી અર્થે એમણે ઊંચા મનોરથો સેવ્યા હતા. એમની પોતાની અનોખી રીતે એમણે ઈશ્વર નગર (વાંઢાય) ખાતે એક ગુરુકુળ પણ સ્થાપ્યું હતું. એમના ઉદ્દેશનો મુખ્ય સૂર એ જ હતો કે કચ્છી પાટીદાર જ્ઞાતિના આગેવાનો પોતાની જ્ઞાતિનાં બાળકોની કેળવણી અર્થે સક્રિય કાર્ય કરે. પૂ. મહારાજશ્રીની હાજરીમાં જ અને એમના આશીર્વાદ સાથે ધનસુરા- (ગુજરાત)માં પાટીદાર ભવન નામનું છાત્રાલય શરૂ થયું.

ઉપર જણાવ્યું તેમ નખત્રાણામાં હાઈસ્કૂલ થવાની છે એવા સમાચાર વહેતા થયા એ અરસામાં જ પૂજ્ય શ્રી ઓધવરામજીના સ્વર્ગવાસ પછી જે ઓચ્છવ વાંઢાય ખાતે થયો હતો તેમાં ઉપસ્થિત આપણી જ્ઞાતિના આગેવાનોએ પૂ. મહારાજશ્રીએ કચ્છી પાટીદારો માટે છાત્રાલય હોવાની સેવેલી આકાંક્ષાને મૂર્તસ્વરૂપ આપવાનો નિર્ણય કર્યો. અને આ બાબતમાં નક્કર પગલાં લેવા માટે ચર્ચા-વિચારણા કરવા માટે ફરીને મળવું એવો નિર્ણય કરી છૂટા પડ્યા.

ઉપરોક્ત નિર્ણયાનુસાર તા. ૨૨-૫-૧૯૫૭ના રોજ કોટડા મુકામે શ્રીમાન્ ભીમજી કેશરાના નિવાસસ્થાને કચ્છના ગામે ગામના આગવાનોની એક સભા મળી, એ સભામાં વિગતવાર ચર્ચા-વિચારણા કર્યા બાદ નખત્રાણામાં જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે એક છાત્રાલય તથા ભૂજ અને માંડવી ખાતે જ્ઞાતિબંધુઓના ઉપયોગ માટે એક એક વાડી બનાવવાનો નિર્ણય લેવામાં આવ્યો. આ દિશામાં સક્રિય પગલાં લેવા માટે તથા આ કાર્યને વ્યવહારિક સ્વરૂપ આપવા માટે એક એડહોક કમિટીની નિમણૂક કરવામાં આવી. આ એહડોક કમિટીમાં નીચે જણાવેલા મહાનુભાવો હોદ્દેદારો હતા.

| | | |
|---|---|---|
| પ્રમુખ | : | શ્રી પરબત લખુભાઈ |
| ઉપપ્રમુખ | : | શ્રી શિવદાસ કાનજી |
| મંત્રી | : | શ્રી કરશન શિવદાસ |
| સહમંત્રી | : | શ્રી વિશ્રામ કાનજી |
| ખજાનચી | : | શ્રી ભીમજી કેશરા |

સદરહુ એડહોક કમિટીએ એની નિમણૂક પછી તરત જ સમાજ માટે ભુજમાં વાડી બનાવવા પ્રયાસો ગતિમાન કર્યા. અને ભુજમાં શ્રી તુલસીદાસ શેઠનો બંગલો આ હેતુસર ખરીદી લીધો. તે ઉપરાંત તે બંગલામાં સાત નવા રૂમો બાંધવામાં આવ્યા. અમને જણાવતાં અતિ હર્ષ થાય છે કે જ્ઞાતિનાં પરદેશ આવતાં-જતાં ભાઈ-બહેનો તથા ભુજમાં કારણવશાત્ આવતાં જ્ઞાતિ ભાઈ-બહેનો આ વાડીનો સારા પ્રમાણમાં ઉપયોગ કરી રહ્યાં છે. તદુપરાંત ભુજની કોલેજમાં ભણતા આપણી જ્ઞાતિના



પાટીદાર વિદ્યાર્થી ભવનનું ઉદ્‌ઘાટન કરતા શ્રી ભીમજી કેસરા લીંબાણી

વિદ્યાર્થીઓમાંથી થોડાક આપણી વાડીનો કાયમી લાભ લઈ રહ્યા છે. વધુમાં વાડીની બાજુનો ખુલ્લી જમીનનો પ્લૉટ પણ ખરીદી લીધો છે. સમાજના કાર્યકર્તાઓના મનોરથ છે કે નજદિકના ભવિષ્યમાં જ આપણી જ્ઞાતિના ભુજમાં કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે સંપૂર્ણ સગવડતાઓ સાથેનું એક છાત્રાલય બનાવવું.

એ જણાવવું અતિ મહત્ત્વનું છે કે જ્યારે સમાજ માટેની આ વાડી ખરીદવામાં આવી ત્યારે સમાજે હજુ ફંડ પણ ઉઘરાવવાનું શરૂ કર્યું નહોતું. પરંતુ જ્ઞાતિના આગેવાનોનો ઉમંગ, ઉત્સાહ અને જ્ઞાતિભાઈઓની દાનશક્તિમાં અપાર શ્રદ્ધાને કારણે એ આગેવાનોએ પોતાનાં અંગત નાણાં રોકી આ વાડી ખરીદી હતી. આ માટે જ્ઞાતિ આ એકનિષ્ઠ આગેવાનોની કાયમી ઋણી બની છે. અને સમય આવે આગેવાનોની હાકલને માન આપી જ્ઞાતિએ દાનની ઝોળી છલકાવી દઈને આગેવાનોએ જ્ઞાતિમાં મૂકેલા



જ્ઞાતિજનોને સંબોધતા સમાજના ખજાનચી અને વિદ્યાર્થી ભવનના ઉદ્‌ઘાટક શ્રી ભીમજી કેશરા લીંબાણી

વિશ્વાસને યથાર્થ ઠરાવ્યો છે.

આ જ આરસામાં માંડવી ખાતે પણ સમાજ માટે એક વાડી લેવાનો સોદો કરવામાં આવ્યો હતો. પરંતુ પાછળથી ઘણા જ્ઞાતિ ભાઈઓના વિચારને માન આપી અને વધુ વિચારણાને અંતે સૂચિત જગ્યા જ્ઞાતિના ઉપયોગ માટે બધી રીતે સાનુકૂળ ન જણાતાં સમાજના આગેવાનોએ સમાજની વાડી માટે એક બીજું મકાન ચાલુ સાલમાં ખરીદ્યું છે. જેની સવિસ્તર વિગત અન્યત્ર સંસ્થાના પ્રથમ વર્ષના અહેવાલમાં આપવામાં આવી છે.

ઉપરોક્ત છાત્રાલય માટે હાઈસ્કૂલની બાજુમાં ૧૫૬૦૯ ચોરસવારનો એક વિશાળ પ્લૉટ ખરીદવામાં આવ્યો અને છાત્રાલયના મકાનનું બાંધકામ કરવા માટે નીચે જણાવેલ મહાશયોની એક બાંધકામ સમિતિ નીમવામાં આવી હતી.

૧. શ્રી નારાયણ શિવજી (વીરાણી) ૨. શ્રી શિવદાસ કાનજી (વીરાણી) ૩. શ્રી કરશન શિવદાસ (વીરાણી) ૪. શ્રી હીરજી કેશરા (કોટડા) ૫. શ્રી લાલજી દાનાભાઈ (નખત્રાણા) ૬. શ્રી લાલજી સામજી (રવાપર) ૭. શ્રી અરજણ રામજી (ભુજ)

આ સમિતિના સલાહકાર તરીકે શ્રી ભીમજી કેશરાને નિયુક્ત કરવામાં આવ્યા.

છાત્રાલયના મકાનમાં પ્લાન બનાવવામાં શ્રી લાલજી દાનાભાઈએ ખાસ જહેમત લીધી હતી. બાંધકામ સમિતિએ મંજૂર કર્યો પ્રમાણે મકાન બનાવવા માટે મજૂરી કામનો કોન્ટ્રેક્ટ આપણી જ્ઞાતિના બાહોશ કોન્ટ્રેક્ટરો શ્રી કરમશી ઍન્ડ ભીમજી કું.ને આપવામાં આવ્યો. આ ઉપરાંત સમિતિએ મકાન બાંધકામ ઉપર દેખરેખ રાખવા આપણી જ્ઞાતિના આગેવાન કાર્યકર અને બાંધકામના નિષ્ણાત શ્રી કરસન ઉકેડા દેશલપુરવાળાને સુપરવાઈઝર તરીકે નિયુક્ત કર્યા.

છાત્રાલયના બાંધકામની શરૂઆત સને ૧૯૫૮ના ફેબ્રુઆરી માસમાં કરવામાં આવી. છાત્રાલયનું ખાત મુહૂર્ત જ્ઞાતિના પીઢ અને અગણી કાર્યકર શ્રી ભીમજી કેશરાના વરદ્ હસ્તે તા. ૧૫-૧-૧૯૫૮ના શુભ દિને કરવામાં આવ્યું. આ સમારંભનું પ્રમુખસ્થાન જ્ઞાતિના આગેવાન કાર્યકર શ્રી નારાયણ શિવજીએ શોભાવ્યું હતું.

સને ૧૯૫૯ના જુલાઈ-ઑગસ્ટમાં છાત્રાલયનું ભવ્ય મકાન બંધાઈ રહ્યું. મુખ્ય મકાન ૩૬૦ ફીટ લાંબું છે, મકાનને બે માળ છે. જેમાં એક રૂમમાં ચાર વિદ્યાર્થીઓ સુવિધાથી રહી શકે એવા ૪૮ ઓરડા, નીચે-ઉપર મળીને ચાર વિશાળ હૉલ તથા પાર્ટિકો ઉપર દાદરાની સામે કાર્યાલય માટેનો એક ઓરડો બનાવવામાં આવ્યો છે. પ્લૉટમાં બીજી જગ્યાએ ૪૦૦ વિદ્યાર્થીઓ એક પંગતે જમી શકે એવું સંપૂર્ણ સગવડતાવાળું આલીશાન ભોજન ગૃહ તે સાથે એક રસોડું, એક કોઠાર અને પાણીના નળની વ્યવસ્થાવાળું એક વિશાળ મકાન બનાવવામાં આવેલ છે. છાત્રાલયમાં એક કૂવો બનાવવામાં આવ્યો છે. અને તે પર ઈલેક્ટ્રિક મોટર પંપ બેસાડી પાણી માટેની વ્યવસ્થા કરવામાં આવી છે. કૂવાની બાજુમાં નાહવા ધોવા માટે નળ સાથે ૧૬ સ્નાન ગૃહની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. છાત્રાલયના મુખ્ય મકાનની બરાબર સામે એક વિશાળ દરવાજો જેની બંને બાજુએ વિશાળ ઓટલા અને એક એક રૂમ બનાવવામાં આવ્યાં છે. છાત્રાલયના મકાનમાં વીજળીની બત્તીઓની પણ વ્યવસ્થા કરવામાં આવી છે અને છાત્રાલયના પ્લૉટને ફરતી પાકી દીવાલ છે. એમ કહેવામાં જરા પણ અતિશ્યોક્તિ નથી કે હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટેના છાત્રાલયના આ મકાનનો જોટો કચ્છ કે ગુજરાતમાં તો શું પરંતુ સારાયે ભારતભરમાં મળવો મુશ્કેલ છે. આ આલીશાન છાત્રાલયનું જમીન તથા બંધકામનું અંદાજે ખર્ચ રૂા. ૨,૭૫,૦૦૦ થયું છે.

ઉપરોક્ત મકાનના બાંધકામ દરમ્યાન બાંધકામ સમિતિના સભ્યોએ અથાગ પરિશ્રમ લઈ આપણી જ્ઞાતિને હંમેશને માટે

ઋણી બનાવી છે. અને આ વિશાળ છાત્રાલય એમની કાર્યદક્ષતા અને સિધ્ધીનું કાયમી સ્મારક બની રહ્યું છે.

પરંતુ આ ઉજ્જડ વગડામાં આવી આલીશાન ઈમારતનું મંડાણ એ કાંઈ માત્ર વાતો કરવાથી જ શક્ય નથી બન્યું, આની પાછળ પડી છે અનેક નામી અને અનામી કાર્યકરોના અવિરત પરિશ્રમ અને પ્રયાસોની એક અતિ ઉજ્જવળ કથા. આ કાર્યકરોના ફંડ એકઠું કરવાના પ્રયાસોથી કથા એટલે જાણે આપણી જ્ઞાતિની એક ગૌરવ કથા. આપણી જ્ઞાતિએ વર્ષો પહેલાં અંધશ્રધ્ધાને લીધે લાખો રૂપિયાનો અપવ્યય કર્યો છે, જે હકીકતથી આપણે સૌ સુવિદિત છીએ. પરંતુ સામુદાયિક લાભાર્થે અને જ્ઞાતિ હિત માટે કોઈ ખાસ મોટુ કાર્ય આપણી જ્ઞાતિમાં થયું હોય એવો અમોને ખ્યાલ નથી. એડહોક કમિટિ નિયુક્ત થયા પછી આગેવાનોને પહેલી જ વખત લાગ્યું કે તેમની સામે કેવું ભગીરથ કાર્ય પડ્યું છે અને એ કાર્યને સફળ કરવા એમને કેટકેટલી શક્તિ ખર્ચવી પડશે. સ્વાભાવિક રીતે જ એમને લાગ્યું કે આ ફંડ કેમ થશે અને ક્યાં પહોંચશે ? કેટલા રૂપિયા ભેગા કરવા એનો તો કોઈએ આંક જ નહોતો મૂક્યો. પરંતુ જે કાર્ય તેઓએ હાથમાં લીધું હતું તેને માટે લાખો રૂપીયાની જરૂર પડશે એ વાત તો નિઃશક હતી.

સંસ્થા માટે ફંડ એકઠું કરવાની આગેવાનોની પ્રવૃત્તિઓએ જેમ આપણા કાર્યકરોની શક્તિનો ગૌરવવંતો ઈતિહાસ છે તેમજ આગેવાનોની હાકલને જ્ઞાતિએ આપેલો ઉમળકાભર્યો અને પ્રશંસનીય જવાબ એ પણ જ્ઞાતિ ઈતિહાસનું એક ગૌરવભર્યું પ્રકરણ છે.

એક વાત તો નક્કી છે કે છેલ્લા બે કે ત્રણ દાયકાઓથી આપણી જ્ઞાતિએ સમગ્ર રીતે જોતાં આર્થિક ક્ષેત્રે સારી એવી પ્રગતિ કરી છે. ખેતીના વ્યવસાયમાં રહેલા જ્ઞાતિભાઈઓ સુખી થયા છે અને મજૂરીનો ધંધો કરતા હોવા છતાં અન્ય જ્ઞાતિભાઈઓ પણ આર્થિક રીતે આબાદ થયા છે. ખાસ કરીને ગુજરાત પ્રદેશમાં વસતા જ્ઞાતિભાઈઓની આબાદીનું દૃષ્ટાંત ધનસુરાનું છાત્રાલય તથા કપડવંજ, તલોદ, ધનસુરા, મોડાસા વગેરેની જ્ઞાતિની ધર્મશાળાઓ છે. અન્ય વ્યવસાયમાં રોકાયેલા જ્ઞાતિભાઈઓની આબાદીનું દર્શન આપણને નાગપુરના "પાટીદાર ભવન"માં થાય છે. આ પાટીદાર ભવનમાં બાળકો માટેની પ્રાથમિક શાળા, બાળવાડી, લાયબ્રેરી તથા સમાજની વાડીનો સમાવેશ થાય છે. સમસ્ત જ્ઞાતિની આબાદીનું દર્શન આપણને નખત્રાણાના "પાટીદાર ભવન" છાત્રાલયમાં તથા ભુજ અને માંડવી ખાતેની સમાજની વાડીઓમાં થાય છે. આ ઉપરાંત આપણી જ્ઞાતિના દાનનો પ્રવાહ આપણી જ્ઞાતિનાં નાનાં-મોટાં ગામોમાં દૃષ્ટિગોચર થતી શાળાનાં મકાનો તરફ વળ્યો છે. જ્ઞાતિએ કરેલા આ કેળવણી પાછળના મબલખ ખર્ચ માટે આપણે સૌ ખરેખર ધન્યતા અનુભવીએ છીએ. અને ગૌરવપૂર્વક અભિમાન પણ લઈ શકીએ છીએ. છેલ્લાં કેટલાંક વર્ષોથી દાનનો પ્રવાહ જુદાં જુદાં ગામોમાં દેવમંદિરો ઊભાં કરવા તરફ વળ્યો છે. અને તે યોગ્ય જ થયું છે. પરંતુ હમણાં હમણાં કેળવણીવિષયક સંસ્થાઓ તરફ જે નવો વળાંક જોવામાં આવે છે તે જ્ઞાતિને માટે અનેક રીતે મંગળકારી થઈ પડશે એમાં કોઈ શક નથી.

કહેવાની જરૂર નથી કે એડહોક કમિટીનું સૌથી અગત્યનું કાર્ય સમાજની ઉપરોક્ત પ્રવૃત્તિઓ માટે એક ભંડોળ (ફંડ) ઊભું કરવાનું હતું અને એડહોક કમિટીના સભ્યોએ એ જવાબદારી અતિ યશસ્વી રીતે અને ધારણા કરતાં વધુ સરસ રીતે પાર પાડી છે. એ વસ્તુ અત્રે નોંધવી જરૂરી છે કે જ્યારે છાત્રાલયનું નખત્રાણા ખાતે મકાન બંધાઈ રહ્યું હતું તે સમય દરમ્યાન પણ છાત્રાલય ચાલુ કરવાથી દાન ઉઘરાવનાર આગેવાનોના હાથ મજબૂત બને આ દિશામાં સક્રિય પ્રયાસો થઈ રહ્યા છે એ સૌને વિદિત થાય એવા ઉદ્દેશથી નખત્રાણામાં એક કામચલાઉ છાત્રાલયની વ્યવસ્થા કરવામાં આવી હતી. અને તે વર્ષ દરમ્યાન આશરે ૩૦ વિદ્યાર્થીઓએ છાત્રાલયની સગવડતાનો લાભ લીધો હતો. આ છાત્રાલયના ઉપયોગ માટે શ્રી નખત્રાણા પાટીદાર સમાજે પોતાના મકાનનો ઉપયોગ કરવાની તથા તેને લગતી વ્યવસ્થાની જવાબદારી નખત્રાણાના આગેવાન જ્ઞાતિબંધુઓએ જે ઉત્સાહ અને કુશળતાથી પાર પાડી હતી તે માટે જ્ઞાતિ તેઓનું હાર્દિક અભિવાદન કરે છે.

છાત્રાલયની આ તત્પૂરતી વ્યવસ્થા કર્યા પછી એડહોક કમિટીએ પોતાનું ધ્યાન ભંડોળ એકઠું કરવા તરફ કેન્દ્રિત કર્યું, અને એડહોક કમિટીના આગેવાન સભ્યો શ્રી ભીમજી કેશરા, શ્રી શિવદાસ કાનજી અને શ્રી નારાયણ શિવજી ફંડની શરૂઆત કરવા મુંબઈ ગયા.

મુંબઈમાં તા. ૬-૧૦-૫૭ના દિવસે 'પટેલ સદન' ઘાટકોપરમાં મુંબઈમાં વસતા ભાઈઓની પહેલી સભા મળી. સભામાં ઉપરોક્ત પ્રવૃત્તિઓ વિષે વિશદ્ ચર્ચા કરવામાં આવી. અને જ્ઞાતિભાઈઓએ આ બાબતમાં અનહદ ઉત્સાહ દાખવ્યો. આ સભામાંજ ફંડની વ્યવસ્થિત શરૂઆત કરવામાં આવી. આપણી જ્ઞાતિના આગેવાન કાર્યકર અને વિદ્યાપ્રેમી શ્રી નારાયણ શિવજીએ રૂા. ૧૦૦૦૧ (અંકે દશ હજાર) એક પોતાનાં ધર્મપત્ની શ્રીમતી કુંવરબાઈના નામથી નોંધાવી ફંડની શુભ શરૂઆત કરી.

કુદરતનો નિયમ છે કે કોઈક કાર્યની શુભ શરૂઆત જ એવા સુમંગળ ચોઘડીએ થાય છે કે જેની પૂર્ણાહુતિ વિષે ક્યાંય ખૂણેખાંચરે પડેલી શંકા-આશંકાઓ નિર્મૂળ થઈ જાય. આ દાખલામાં પણ આવું જ કંઈક બન્યું. એ જ સભામાં મુંબઈના જ્ઞાતિભાઈઓ તરફથી હજારો રૂપિયાની રકમ આ ફંડમાં આપવામાં આવી.

વધુમાં એ જ સભામાં ફંડ ઉઘરાવવાની વધુ કાર્યસાધક વ્યવસ્થા કરવા માટે વિચારણા કરવામાં આવી, અને એવું ઠરાવ્યું કે ભારતભરમાં વેરવિખેર પથરાયેલા આપણા જ્ઞાતિબંધુઓનો સંપર્ક સાધી તે સૌ આ ફંડમાં પોતાનો યત્કિંચિત ફાળો નોંધાવી શકે તે માટે મુખ્ય મુખ્ય શહેરોના સ્થાનિક કાર્યકરોની, એમની આજુબાજુના પ્રદેશના ભાઈઓ પાસેથી ફાળો ઉઘરાવવામાં સહાયતા લેવી. અને બની શકે તો એમની મારફતે જ ફાળો ઉઘરાવવો. આમ કરવાથી બે જાતના ઉદ્દેશ બર આવ્યા. એક તો ટૂંકા સમયમાં લગભગ સારાય ભારતભરમાં ફંડની ટહેલ નંખાઈ ગઈ અને ફાળો નોંધાયો. અને બીજો જુદા જુદા પ્રદેશોમાં વસતા જ્ઞાતિના કાર્યકર ભાઈઓ એકબીજાના નિકટના સંપર્કમાં આવ્યા. આ બીજી વાત આપણા માટે આગળ ઉપર વિશેષ મહત્ત્વની બની ગઈ.

ફાળો નોંધાવનાર ભાઈઓના નામની યાદી ઉપર એકમાત્ર ટૂંકી દૃષ્ટિ કરવાથી આપને માલૂમ પડશે કે ક્યાં ક્યાં વસતા ભાઈઓએ આપણા ફંડની ઝોળી છલકાવવામાં ફાળો આપ્યો છે. અમે ખાતરીપૂર્વક માનીએ છીએ કે ઉપરોક્ત પ્રવૃત્તિઓ અને તેને માટે આદરેલી ફંડની પ્રવૃત્તિને લીધે દૂર દૂર વસતા આપણા જ્ઞાતિભાઈઓ એકબીજાના એટલા ગાઢ સમાગમમાં આવ્યા છે અને એ જુદા જુદા પ્રદેશોમાં વસતા ભાઈઓમાં ઐક્યનો એવો ઉદ્ભવ થયો છે જે ભૂતકાળમાં ક્યારે પણ નહોતો. આ બીના એ કંઈ જ્ઞાતિ માટે નાનીસૂની સિદ્ધિ નથી.

મુંબઈની ઉપર જણાવેલી સભાની સફળ કાર્યવાહીથી અત્યંત ઉત્સાહિત થઈને સમાજના આગેવાનો શ્રી ભીમજી કેશરા તથા શ્રી શિવદાસ કાનજી નાગપુર ગયા.

નાગપુર પહોંચી એ આગેવાનોએ જ્ઞાતિબંધુઓને એકઠા કરી નાગપુર અને તેની આજુબાજુના પ્રદેશમાંથી ઉપરોક્ત ફંડ માટે રૂપિયા પચાસ હજારની ટહેલ નાખી. એક વસ્તુની ખાસ નોંધ લેવી અહીં જરૂરી બને છે અને તે એ કે, નાગપુર પાટીદાર સમાજ આ સમયે પોતાની સ્થાનિક પ્રવૃત્તિઓ માટે સારી એવી રકમ ખર્ચવાની યોજના ઘડી રહ્યો હતો. નાગપુરના જ્ઞાતિભાઈઓ આવા સંજોગોમાં શરૂઆતમાં તો સહેજ દ્વિધામાં પડી ગયા, પરંતુ નાગપુરના ભાઈઓએ ઉપરોક્ત આગેવાનોની ટહેલનો જવાબ રૂપીઆ પચાસ હજારથીએ વધારી આપીને વાળ્યો. છતાં પણ એ જ અરસામાં નાગપુરના આપણા જ્ઞાતિભાઈઓએ નાગપુર ખાતે એક આલિશાન "પાટીદાર ભવન" બનાવ્યું જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે.

ઉપર મુજબ નાગપુરમાં ફંડ કર્યા પછી અને મુંબઈમાં નક્કી કર્યાનુસાર નાગપુરના આજુબાજુના વિસ્તારોમાંથી ફંડ ઉઘરાવવાનું કાર્ય નાગપુર સમાજને સોંપી ઉપરોક્ત આગેવાનો કલકત્તા જવાના હતા, પરંતુ દિવાળીના તહેવારો નિમિત્તે શ્રી શીવદાસભાઈ મુંબઈ પાછા ગયા અને શ્રી ભીમજીભાઈ કલકત્તા ગયા. દિવાળી પછી શ્રી શીવદાસભાઈ ફંડ માટે કલકત્તા જવાના હતા, પરંતુ શ્રી ભીમજી કેશરા કલકત્તા પહોંચ્યા અને આપણા જ્ઞાતિભાઈઓની આ ફંડ બાબતમાં વિચારણા કરવા માટે એક અનૌપચારિક સભા બોલાવી. સભા બોલાવવાનો તાત્કાલિક હેતુ તો માત્ર ફંડ કેમ એકત્ર કરવું તેની વિચારણા કરવાનો હતો. શ્રી ભીમજીભાઈએ જ્ઞાતિ વતી કલકત્તાવાસી જ્ઞાતિ ભાઈઓને એટલું તો કહી જ દીધું હતું કે કલકત્તા અને આજુબાજુના વિસ્તારોમાંથી જ્ઞાતિ રૂપિયા એક લાખની અપેક્ષા રાખે છે. પરંતુ આ સભામાં તો માની પણ ન શકાય એવી વાત બની ગઈ. અમુક જ્ઞાતિ ભાઈઓએ સભામાં જણાવ્યું કે આજે આપણે ફાળો કેમ ભેગો કરવો તેની વિચારણા કરી. પછી સભા બોલાવશું ત્યારે એ સભામાં આપણા સિવાય બીજા કોણ આવવાના છે ? તેથી એઓએ સૂચન કર્યું કે આ જ સભામાં ફાળાની શરૂઆત કરવી. વધુમાં એવી પણ દલીલ કરવામાં આવી કે કલકત્તાનો ફાળો ઉઘરાવવામાં શ્રી ભીમજી બાપા હાજર હોય તો પછી બીજા આગેવાનોનો કીમતી સમય નાહક શા માટે બરબાદ કરવો ? અમને જણાવતાં અતિ મગરૂબી ઊપજે છે કે એ જ સભામાં બે થી ત્રણ કલાકની અંદર જ્ઞાતિની રૂપીયા એક લાખની અપેક્ષાનો જવાબ કલકત્તાના આપણા ભાઈઓએ રૂપિયા ૧,૨૦,૦૦૦ આપીને વાળ્યો. આટલું કરીને કલકત્તાના જ્ઞાતિભાઈઓએ સંતોષ ન માન્યો. કલકત્તા અને બંગાળના અન્ય વિસ્તારોમાંથી ફાળો એકત્ર કરવાની જવાબદારી કલકત્તા પાટીદાર સમાજે પોતાના ઉપર લીધી. અમને જણાવતાં અતિ હર્ષ થાય છે કે આજ સુધીમાં કલકત્તાનો કુલ ફાળો રૂા. ૧,૬૪,૦૧૦ ઉપર પહોંચ્યો છે.

કલકત્તાની આ સભામાં ભરાયેલા રૂપિયા એક લાખ વીસ હજારના આનંદદાયક અને કંઈક અંશે વિસ્મયકારક સમાચાર વાયુ વેગે ભારતભરમાં પ્રસરી ગયા. આ કાર્યની જવાબદારી

લેનાર આગેવાનોનો ઉત્સાહ અનેક ગણો વધી ગયો. એમણે ધારેલી રૂપિયા પાંચ લાખની રકમનું સ્વપ્ન એક નક્કર હકીકત બની ગઈ. એટલું જ નહીં પરંતુ સમાજનો સમગ્ર ફાળો ૭૦૦૦૦૦ (સાત લાખ) રૂા. ઉપર પહોંચી ગયો છે.

ફંડ એકઠું કરવાની પ્રવૃત્તિને કલકત્તાના ફાળાથી અનેરો વેગ મળ્યો. અને દેશના અન્ય ભાગોમાંથી પણ ફાળાને એવોજ ઉત્સાહી જવાબ મળવાના સમાચારો આવવા લાગ્યા. ફાળાને મળેલા આ જોશીલા જવાબની એક સીધી અસર મકાનના બાંધકામની વ્યવસ્થા કરતા આગેવાનો ઉપર પડી, અને બંધાતી ઈમારત વધુ ને વધુ આલીશાન બને એવાં પગલાં તેઓ લેવા લાગ્યા. એનું પરિણામ એ; નખત્રાણા ખાતે ઊભેલું પાટીદાર ભવનનું શાનદાર અને આલીશાન મકાન.

મુંબઈ, નાગપુર અને કલકત્તાના ફંડ ઉઘરાવ્યાની નોંધ લીધા પછી અમારી એ ફરજ બની રહી છે કે આપ સૌની સમક્ષ ભારતના અન્ય પ્રદેશોમાં ફાળો ઉઘરાવવા માટે થયેલી પ્રવૃત્તિઓની અતિ આછી રૂપરેખા આપ સમક્ષ રજૂ કરીએ.

મુંબઈ સમાજના કાર્યકરો સર્વ શ્રી શિવદાસ કાનજી, ખીમજી કચરા, મણિભાઈ વાલજી, ભાણજી દેવસી, મનજી વાલજી, વીરજી કરશન, ખેતા માવજી વગેરે ભાઈઓ ફંડ એકઠું કરવા નાશિક ગયા, નાશિકના જ્ઞાતિભાઈઓએ ઉત્સાહપૂર્વક ફાળો નોંધાવ્યો. નાશિકથી એ જ કાર્યકરો ફંડ માટે પૂના ગયા અને પૂનામાં જ્ઞાતિ- ભાઈઓએ અતિ ઉત્સાહપૂર્વક પોતાનો ફાળો નોંધાવ્યો, પૂનાનો કુલ ફાળો સારા પ્રમાણમાં થયો છે.

ત્યાર બાદ મુંબઈથી સર્વ શ્રી શિવદાસ કાનજી, માવજી ધનજી, મનજી વાલજી, તથા પૂનાથી શ્રી લાલજી ભાણજી અને દેવજી કાનજી મહારાષ્ટ્ર અને મહિસુરના વિવિધ ભાગોમાં રહેતા આપણા જ્ઞાતિ ભાઈઓ પાસે ફાળો ઉઘરાવવા ગયા. જ્યાં જ્યાં આ કાર્યકર ભાઈઓ ગયા ત્યાં ત્યાં આપણા ભાઈઓએ અતિ ઉમંગ અને ઉત્સાહથી એમનો આદર કર્યો અને ફાળામાં યથાશક્તિ સારી રકમો લખાવી.

થોડા સમય બાદ મુંબઈથી સર્વ શ્રી શિવદાસ કાનજી, ખીમજી કચરા અને ભાણજી દેવશી હૈદ્રાબાદ ગયા. ત્યાં સારી રકમનો ફાળો ઉઘરાવ્યા બાદ હૈદરાબાદના આગેવાન કાર્યકર શ્રી વિશ્રામ કાનજી સાથે આંધ્ર પ્રદેશના અન્ય ભાગોમાં ફાળા અર્થે ફર્યા અને ફાળો નોંધ્યો. મદ્રાસમાં મદ્રાસ પાટીદાર સમાજે ફંડ માટે આવેલ આગેવાનોને મળવા માટે સમાજની એક સભા બોલાવી એ સભામાં અતિ ઉત્સાહપૂર્વક ફાળો નોંધાવ્યો. મદ્રાસથી ઉપરોક્ત આગેવાનો, મદ્રાસના સ્થાનિક કાર્યકર શ્રી કાનજી ભીમજીની સાથે તામિલનાડુ અને બાકી રહેલા દક્ષિણ ભારતના પ્રવાસે ગયા. દક્ષિણ ભારતમાં નાનાંમોટાં શહેરો અને ગામોમાં આપણી બોર્ડિંગના ફંડની ટહેલ નાખી અને જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમને ઉત્સાહપૂર્વક ફાળામાં નાણાં મળ્યાં.

આ પ્રવાસ દરમ્યાન ઓલાવકોટ નિવાસી શ્રી બાબુભાઈ શાહ કચ્છ રાયણવાલાએ એમની કેળવણી પ્રત્યેની ભાવના અને આપણી જ્ઞાતિના આ અભૂતપૂર્વ કાર્યમાં મદદ કરવાની ભાવનાથી પ્રેરાઈને ઉપરોક્ત આગેવાનોની સાથે કેરાલા પ્રદેશનાં જુદાં જુદાં સ્થળોએ ફરવામાં સાથ આપ્યો તે બદલ તેઓશ્રીને ધન્યવાદ.

દક્ષિણ ભારતનો પ્રવાસ પૂરો કરી મુંબઈના આગેવાનો શ્રી શિવદાસ કાનજી અને શ્રી ખીમજી કચરા ઉત્તર ભારત અને રાજસ્થાનમાંથી ફાળો એકઠો કરવા માટે દિલ્હી ગયા.

દિલ્હી પાટીદાર સમાજે આગેવાનોને મળયા અને ફાળો ઉઘરાવવાના ઉદ્દેશથી જ્ઞાતિભાઈઓની એક સભા યોજી, આ સમાજના ફાળામાં હોશભેર રકમો નોંધાવી. ઉપરોક્ત આગેવાનો દિલ્હીથી જયપુર, જોધપુર, અજમેર, ઉદયપુર વગેરે સ્થળોએ રહેતા આપણા જ્ઞાતિભાઈઓ પાસેથી ફાળો નોંધાવી નાગપુરમાં પાટીદાર ભવનના ઉદ્‌ઘાટન સમારોહમાં ભાગ લેવા નાગપુર ગયા.

નાગપુરથી પાછા મુંબઈ ગયા બાદ થોડા સમય પછી સર્વશ્રી શિવદાસ કાનજી, ખીમજી કચરા અને રામજી પુંજા (દોલતપરવાળા) ગુજરાતનાં શહેરોમાં ફાળો ઉઘરાવવા ગયા. મુંબઈથી પાલઘર, દહાણુ, વલસાડ, ઉદવાડા, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડિયાદ વગેરે જગાએ ફાળો ઉઘરાવી અમદાવાદ પહોંચ્યા. અમદાવાદમાં અમદાવાદ પાટીદાર સમાજના આશ્રયે ફંડ એકઠું કરવા માટે જ્ઞાતિભાઈઓની એક સભા બોલાવી. અમદાવાદના શ્રી દેવસી રામજી, શ્રી કરશન ખીમજી વગેરે ભાઈઓના સહકારથી લગભગ રૂપિયા ત્રીસ હજારનો ફાળો નોંધાયો. ત્યાંથી આજુબાજુનાં ગામોમાં જઈ ત્યાંનો ફાળો પણ ઉઘરાવવામાં આવ્યો. આ આગેવાનો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં આપણા જ્ઞાતિભાઈઓએ એમનું ભાવભર્યું સ્વાગત કર્યું અને ઉત્સાહથી યથાશક્તિ ફાળો નોંધાવ્યો.

આ ઉપરાંત મુંબઈના આગેવાન કાર્યકરોએ કોંકણપટી અને મહારાષ્ટ્રના બાકી રહેલા ભાગો કરાડ, સાંગલી, કોલ્હાપુર, રોહા, રત્નાગીરી, વેનગુર્લા, મીરજ, પંઢરપુર, નીપાણી, સોલાપુર, બીજાપુર, અક્કલકોટ, કોરેગાંવ, ઈચલકરંજી વગેરે વગેરે ગામોમાંથી સારો એવો ફાળો એકઠો કર્યો.

આવી જ રીતે નાગપુરના સ્થાનિક આગેવાન સર્વશ્રી શીવજી

જેઠાભાઈ, નારાયણ ધનજી, વાલજી જશરાજ અને રામજી નારાયણ નાગપુરની આજુબાજુના પ્રદેશોમાં ફંડ કરવા માટે નીકળ્યા. ભંડારા, રાજનંદગાંવ, ધમતરી, નારણપુર, જગદલપુર, જયપુર, બાગબારા, કાંટાબાજી વગેરે સ્થળોએ ફરીને સારી એવી રકમનું ફંડ ઉપરનાં સ્થળોએ વસતા આપણા જ્ઞાતિભાઈઓના ઉત્સાહ અને સહકારથી એકઠું કર્યું.

ત્યાર બાદ ફરી એક વાર સર્વશ્રી શિવજી જેઠાભાઈ, નારાયણ ધનજી અને રામજી નારાયણ તથા જબલપુરવાળા શ્રી વીરજી લાલજી સાથે મળીને જબલપુર તરફના અન્ય વિસ્તારો જેવા કે કટની, ભોપાળ, સાગર, બનારસ, શિહોર, ખંડવા, બરહાનપુર, હરદા, અબ્દુલાગંજ, ઇન્દોર, અમરાવતી અને જુનારદેવ વગેરે સ્થળોએ ફરી સારા પ્રમાણમાં ફંડ ઉઘરાવ્યો. ઉપરોક્ત બન્ને પ્રવાસ દરમ્યાન શ્રી નારાયણ ધનજીને પોતાની મોટર ગાડી આપી એ લાંબા પ્રવાસની સગવડતા કરી આપવા બદલ હાર્દિક ધન્યવાદ.

આ સમય દરમ્યાન નાગપુરના બીજા સ્થાનિક કાર્યકરો સર્વશ્રી મેઘજી હંસરાજ, અબજી દેવજી અને શિવદાસ માનાએ સમાજના આ ફંડ માટે યવતમાલ, કારંજા, અકોલા, મલ્કાપુર, ભુસાવલ, જલગાંવ, બલ્લારશા, વર્ધા, અમલનેર અને જામનેર વગેરે સ્થળોએ ફરી, સમાજ માટે સારું એવું ફંડ એકઠું કર્યું.

આ સમય દરમ્યાન કલકત્તાવાળા યુવાન કાર્યકર શ્રી કરશન ભીમજી તથા નાગપુરના આગેવાન કાર્યકર શ્રી રામજી નારાયણે મળીને જબલપુરમાં ફંડ ઉઘરાવવા પ્રયાસ કર્યો. જબલપુરમાં આશરે રૂપિયા પંદર હજારની માતબર રકમ જબલપુરના જ્ઞાતિભાઈઓના ઉત્સાહ અને સહકારથી એકઠી કરી.

આ ઉપરાંત બંગાળ વિસ્તારના ભાગોમાં ફંડ ઉઘરાવવા માટે કલકત્તા સમાજના આગેવાન કાર્યકરો સર્વશ્રી ભીમજી કેશરા, વાલજી લધા, કરશન ભીમજી, કરમશી હીરજી, ધનજી દેવશી અને વેલજી હીરજી તથા કલકત્તા નિવાસી શ્રી બાબુભાઈ કારીયા (જેઓ આપણી જ્ઞાતિની દરેક સામાજિક પ્રવૃત્તિઓમાં આપણા પોતાના જ્ઞાતિબંધુ હોય એવા ઉત્સાહથી ભાગ લે છે) આ બધા આગેવાનોએ શ્રીરામપુર, નીયાંમતપુર, બરાકર, બર્દવાન, આશનસોલ, ઝરીયા, કતરાસનગર વગેરે સ્થળોએ ફરીને સારી એવી રકમ સમાજના ફંડમાં ભરાવી. ફરીને એક વાર કલકત્તાના કાર્યકરો સર્વ શ્રી કરશન ભીમજી, કરમશી હીરજી, ધનજી દેવશી, વેલજી હીરજી અને બાબુભાઈ કારીઆએ બંગાળ વિસ્તારનાં અન્ય સ્થળો જેવાં કે : બાકુંડા, બાલાસોર, ભદરક, બરહામપુર, કટક, સમ્બલપુર, બાંમડા, રાચી, ચક્રધરપુર, ચાયબાસા, મેમારી, પંડવા, રાઉલકીલા, શાન્તિપુર, ક્રીષ્નાનગર, રાણાઘાટ અને આસામ વગેરે ઠેકાણેથી સારા પ્રમાણમાં ફાળો એકત્ર કર્યો.

અહીં એક વાતની ખાસ નોંધ લેતાં હર્ષ થાય છે કે કલકત્તાના શ્રીમાન આઈ.બી. સેનગુપ્તાએ એડવોકેટ આપણી આ શુભ પ્રવૃત્તિમાં સહાયભૂત થવાના શુભ ઉદ્દેશથી પ્રેરાઈને પોતાની મોટરગાડી આપી પ્રવાસની સગવડતા કરી આપી તે બદલ તેમને અમારા હાર્દિક ધન્યવાદ.

આ ઉપરાંત કચ્છના સ્થાનિક અને અન્ય આગેવાનો સર્વશ્રી ભીમજી કેશરા, નારાયણ શિવજી, શિવદાસ કાનજી, હીરજી કેશરા, પરબત લખુ, અરજણ રામજી, લધા વિશ્રામ, નથુભાઈ નાનજી, કરશન ભીમજી, કરસન શિવદાસ, ભાણજી પચાણ, શામજી વાલજી, ખીમજી નાગજી, વિશ્રામ કાનજી, પ્રેમજી પુંજા, કરમશી ખેતા, રાજા શિવદાસ વગેરેએ કચ્છનાં જુદાં જુદાં ગામોમાં ફરી સ્થાનિક કાર્યકરોના સહકારથી અને જ્ઞાતિભાઈઓના ઉત્સાહથી ફંડ એકત્ર કર્યું.

આમ એક તરફ ફંડ એકત્ર કરવાનું કાર્ય જોરશોરથી ચાલી રહ્યું હતું, જ્યારે બીજી તરફ છાત્રાલયના મકાનનું કામ લગભગ પૂરું થવા આવ્યું હતું. સને ૧૯૫૯ના ઑગસ્ટ માસની શરૂઆતમાં મકાનનું કામ પરિપૂર્ણ થયું. એટલે શાસ્ત્રોક્ત વિધિતી તા. ૧૦-૮-૧૯૫૯ના રોજે આપણી જ્ઞાતિના ઉત્સાહી અને ખંતીલા યુવાન કાર્યકર શ્રી કરશન ભીમજીના શુભ હસ્તે વાસ્તુ કરવામાં આવ્યું.

સને ૧૯૬૦ના ફેબ્રુઆરી માસમાં "શ્રી નાગપુર પાટીદાર સમાજ" બગડગંજ તરફથી નાગપુર ખાતે બંધાયેલા 'પાટીદાર ભવન'નું ઉદ્‌ઘાટન થયું. આ ઉદ્‌ઘાટન સમારોહ પ્રસંગે સમસ્ત ભારતભરના આગેવાન જ્ઞાતિબંધુઓ અને ઉપરોક્ત ફંડમાં દાન આપનાર દાતાઓ મોટી સંખ્યામાં હાજર રહ્યા હતા. વધુમાં આપણા છાત્રાલયના ઉદ્‌ઘાટનનો પ્રસંગ આવવાનો હતો તે અંગે પણ ચર્ચા- વિચારણા કરી તારીખો મુકરર કરવાની હતી, તેમજ તે બાબતને લગતી સર્વ પ્રકારની કાર્યવાહીની રૂપરેખા બનાવવાની હતી. સાથે સાથે દેશના જુદા જુદા ભાગોમાંથી આપણા જ્ઞાતિબંધુઓની એક જોરદાર માગણી હતી કે છાત્રાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે જ સમસ્ત જ્ઞાતિ-જ્ઞાતિનાં ધારા-ધોરણો ઘડવા માટેની એક પરિષદ ભરવી. આ પ્રસંગે નાગપુરમાં ઉપરોક્ત બાબતોની વિચારણા થવાની હોવાથી ભારતના લગભગ બધા ભાગોમાંથી મોટી સંખ્યામાં આગેવાનો, કાર્યકર્તાઓ અને દાતાઓ ઉપસ્થિત રહ્યા હતા. એ વખતે જ્ઞાતિની એક પરિષદ ભરવી એવો નિર્ણય લેવામાં આવ્યો. દરેક બાબતોનો વિચાર કરતાં તારીખ ૧૦-૫-૧૯૬૦ના દિવસે જ્ઞાતિની પરિષદ ભરવી અને

તા. ૧૧-૫-૧૯૬૦ના દિવસે ઉદ્‌ઘાટન વિધિ કરવો એવું ઠરાવવામાં આવ્યું. પરિષદના અને ઉદ્‌ઘાટન સમારંભના પ્રમુખ તરીકે શ્રી શિવદાસ કાનજી પટેલને તથા સ્વાગત પ્રમુખ તરીકે શ્રી પરબત લખુ પટેલને નિયુક્ત કરવામાં આવ્યા. વધુમાં શ્રી ભીમજી કેશરાના વરદ્ હસ્તે ઉદ્‌ઘાટન વિધિ કરાવવાનું ઠરાવવામાં આવ્યું.

નાગપુરમાં લેવાયેલા ઉપરોક્ત નિર્ણયોની જાણ એડહોક કમિટીને કરવામાં આવી. એડહોક કમિટીએ તેની તા. ૨૮-૨-૬૦ની મળેલી સભામાં એ નિર્ણયો પર મંજૂરીની મહોર મારી.

આ સમયે નાગપુર ખાતેથી વિખરાઈ જતાં પહેલાં સૌ કાર્યકરોને વિનંતી કરવામાં આવી કે તેઓ જ્યારે પોતપોતાના સ્થાને પાછા ફરે ત્યારે ત્યાં ઉદ્‌ઘાટન વિધિ પ્રસંગે તથા પરિષદમાં આપણા જ્ઞાતિબંધુઓ વધુમાં વધુ સંખ્યામાં ઉપસ્થિત રહે એવા પ્રયાસો કરવા.

આમ આ ત્રણ માસ દરમ્યાન ભારતભરમાં જ્યાં જ્યાં આપણા જ્ઞાતિબંધુઓ વસે છે, ત્યાં ત્યાં "ચલો નખત્રાણા"નો સાદ ગૂંજી ઊઠ્યો અને કેટલાય કાર્યકર્તાઓ મહિનાઓ અગાઉથી નખત્રાણા ખાતે કાર્યને ઉપાડી લેવા ઊતરી પડ્યા. કલકત્તા અને નાગપુરથી મોટરના કાફલાઓ સાથે કેટલાય યુવાન કાર્યકરો આવી પહોંચ્યા. સમસ્ત જ્ઞાતિનું યુવાનધન અને પ્રતિભા જાણે નખત્રાણામાં જ આવીને વસી ગયાં. ઉપરોક્ત પ્રસંગોએ ઉપસ્થિત થવા માટે એડહોક કમિટીએ હજારોની સંખ્યામાં દેશભરમાં નિમંત્રણો પાઠવ્યાં અને આ નિમંત્રણોને માન આપી ઠેકઠેકાણેથી આપણા જ્ઞાતિબંધુઓ નખત્રાણા આવવા લાગ્યા. કાર્યકર્તાઓની એટલી ધારણા તો હતી જ કે ઉપરોક્ત પ્રસંગોએ જ્ઞાતિ જનોનો માનવમહેરામણ ઊમટશે, અને નખત્રાણા જેવી નાની જગ્યાએ આ બધી વ્યવસ્થા કરવી મુશ્કેલ પડશે. પરંતુ કાર્યકરોના અપાર ઉત્સાહ અને અપ્રતિમ પ્રયાસોને પરિણામે એ વ્યવસ્થા પણ સફળતાપૂર્વક પાર પડી.

નખત્રાણા ખાતે સ્થાનિક અને કચ્છ બહારથી આવી પહોંચેલા આગેવાનો તથા કાર્યકરોએ આ સમારંભોને સફળતાપૂર્વક પાર પાડવા માટે ચર્ચાવિચારણા શરૂ કરી, અને જુદાં જુદાં કાર્યોની વ્યવસ્થા માટે નીચે જણાવ્યા પ્રમાણે સમિતિઓની રચના કરી. આ કાર્ય એટલું ગહન હતું કે કોઈ અમુક વ્યક્તિઓજ એ બોજો ઉપાડી શકે નહીં. એટલે સમગ્ર કાર્યનું તથા જવાબદારીઓનું વિકેન્દ્રીકરણ આવશ્યક બન્યું. આ જુદી જુદી સમિતિઓના પ્રયાસોને પરિણામે કાર્ય અત્યંત દીપી ઊઠ્યું.

# સમિતિઓ

**૧. વ્યવસ્થા સમિતિ**

સભ્યો : ૧ શ્રી ભીમજી કેશરા, ૨. શ્રી શિવદાસ કાનજી, ૩. શ્રી નારાયણ શિવજી, ૪. શ્રી પરબત લખુ, ૫. શ્રી નથુભાઈ નાનજી, ૬. શ્રી માવજી જેઠાભાઈ, ૭. શ્રી શિવદાસ મનજી, ૮. શ્રી નારાયણ કાનજી અને ૯. શ્રી હીરાલાલ ગોપાળ.

**૨. મંડપ સમિતિ**

સભ્યો : ૧. શ્રી રામજી નારાયણ, ૨. શ્રી માવજી હીરજી, ૩. શ્રી કરશન કાનજી, ૪. શ્રી વિશ્રામ કાનજી, ૫. શ્રી ખીમજી નાગજી, ૬. શ્રી લાલજી ભાણજી, ૭. શ્રી મનજી વાલજી અને ૮. શ્રી કાનજી શિવદાસ.

**૩. રસોડા સમિતિ**

સભ્યો : ૧. શ્રી ભાણજી પચાણ, ૨. શ્રી લધાભાઈ ડુંગર, ૩. શ્રી દેવજી વિશ્રામ, ૪. શ્રી પ્રેમજી પુંજાભાઈ, ૫. શ્રી કરમશી શિવદાસ, ૬. શ્રી હંસરાજ દાના, ૭. શ્રી જેઠા વાલજી, ૯. શ્રી શામજી વાલજી, ૧૦. શ્રી ડાયા તેજાભાઈ, ૧૧. શ્રી શિવગણ લાલજી, ૧૨. શ્રી રાજાભાઈ શિવજી, ૧૩. શ્રી મેઘજી જેઠા, ૧૪. શ્રી લધા વિશ્રામ અને ૧૫. શ્રી રૈયા શામજી.

**૪. જનરલ સ્ટોર્સ સમિતિ**

સભ્યો : ૧. શ્રી પ્રેમજી ખીમજી, ૨. શ્રી મણિલાલ પુંજાભાઈ, ૩. શ્રી કાનજી ભીમજી, ૪. શ્રી પ્રેમજી હીરજી.

**૫. ખરીદી સમિતિ**

સભ્યો : ૧. શ્રી કરશન શિવદાસ, ૨. શ્રી લધાભાઈ હીરજી, ૩. શ્રી મનજી પ્રેમજી અને ૪. શ્રી કાનજી લાલજી.

**૬. સ્વયંસેવક સમિતિ**

સભ્યો : ૧. શ્રી પચાણભાઈ શિવજી, ૨. શ્રી ખીમજી કચરા, ૩. શ્રી નારાયણ વેલજી અને ૪. શ્રી માવજી હીરજી.

**૭. કાર્યાલય સમિતિ**

સભ્યો : ૧. શ્રી માવજી ધનજી, ૨. શ્રી પચાણભાઈ શિવજી, ૩. શ્રી ખીમજી લખમશી, ૪. શ્રી કરશન માવજી.

**૮. ટ્રાન્સપોર્ટ સમિતિ**

સભ્યો : ૧. શ્રી શામજી વાલજી, ૨. શ્રી કરશન કચરા

**૯. પાણી પુરવઠા સમિતિ**

સભ્યો : ૧. શ્રી દેવજી ધરમશી અને સ્વયંસેવકો

**૧૦. પ્રચાર સમિતિ**

સભ્યો : ૧. શ્રી વાલજી જશરાજ, ૨. શ્રી ખીમજી નાગજી

**૧૧. પ્રાથમિક ઉપચાર સમિતિ**

સભ્યો : ૧. શ્રી ડૉ. ગંગદાસભાઈ પટેલ

**૧૨. સંપર્ક સમિતિ**

સભ્યો : ૧. શ્રી કરશન ભીમજી, ૨. બાબુભાઈ કારીઆ

**૧૩. બંધારણ સમિતિ**

સભ્યો : ૧. શ્રી વીરેન્દ્ર શીવદાસ, ૨. શ્રી માવજી જેઠાભાઈ, ૩. શ્રી ખીમજી નાગજી, ૪. શ્રી મણિલાલ પુંજાભાઈ, ૫. શ્રી ખીમજી કચરા, ૬. શ્રી પચાણ શિવજી, ૭. શ્રી માવજી ધનજી, ૮. શ્રી દેવશીભાઈ રામજી, ૯. શ્રી વીરજી કરશન, ૧૦. શ્રી કરમશી શિવદાસ, ૧૧. શ્રી પુંજાભાઈ ખેતસી, ૧૨. શ્રી હરીભાઈ રામજી, ૧૩. શ્રી કરશન ભીમજી, ૧૪. શ્રી રામજી નારાયણ, ૧૫. શ્રી નારાયણ પેથાભાઈ, ૧૬. શ્રી લાલજી ભાણજી અને ૧૭. શ્રી વિશ્રામ કાનજી.

જનરલ વ્યવસ્થા સમિતિ એ તમામ વ્યવસ્થાની શિખર સંભાળી હતી. સમારંભની સર્વ પ્રકારની કાર્યવાહી ઉપર તેની સીધી દેખરેખ રહેતી હતી, અને રાહબરી મળતી હતી. હર વખતે ઉપસ્થિત થતા નાજુક અને ગહન પ્રશ્નોનો ઉકેલ લાવી અને સમારંભનું સફળતાપૂર્વક સંચાલન આ સમિતિએ કર્યું. આ માટે ઉપરોક્ત સમિતિના સર્વ મહાનુભાવ સદસ્યોની આપણી જ્ઞાતિ સદા ઋણી રહેશે.

શ્રી રામજી નારાયણ નાગપુરવાળા અધ્યક્ષપદ નીચે મંડપ સમિતિએ બહુજ પ્રસંશસનીય કામગીરી બજાવી. છાત્રાલયના સારાય ચોગાનને મંડપથી આવરી લેવું એ કંઈ નાનીસૂની વાત નહોતી. પરંતુ આજુબાજુનાં ગામોમાંથી જોઈતી સાધનસામગ્રી મંગાવી એક વિશાળ મંડપ ઊભો કર્યો, એમાં વીજળીની બત્તીઓની સુંદર વ્યવસ્થા કરી. તેમજ છાત્રાલયના વિશાળ મકાનને વીજળીના દીવાઓથી ઝગમગતું કરી જાણે પરી પ્રદેશમાં ફેરવી દીધું. નખત્રાણા અને આજુબાજુનાં ગામોમાંથી અન્ય જ્ઞાતિના માણસો પણ એ રોશની જોવા મોટી સંખ્યામાં ઊમટી પડ્યાં. આ ઉપરાંત આવા મોટા સમારંભને સફળ બનાવવો હોય તો સૌથી અગત્યની વાત એ છે કે ચાલતી કાર્યવાહી સમગ્ર સમુદાય અવલોકી શકે તથા પ્રવચનો નિર્વિઘ્ને સાંભળી શકે એ અતિ જરૂરનું છે. આ હેતુસર મંડપ સમિતિએ મંડપ નીચે આથમણા ભાગમાં વિશાળ મંચ ઊભો કર્યો અને ધ્વનિપ્રસારક ભૂંગળાંઓની અતિ સુંદર વ્યવસ્થા કરી. મંડપ સમિતિને વીજળીના કાર્યમાં સર્વશ્રી જયંતિલાલ નારાયણ, અર્જુનદેવ ગોપાલજી, અરજણ ભાણજી અને હીરાલાલ હંસરાજે કીમતી મદદ કરી. મંડપ સમિતિના સભ્યો અને વીજળીનું કાર્ય કરનાર ઉપરોક્ત બંધુઓને અમારાં હાર્દિક અભિનંદન.

સર્વશ્રી હંસરાજ દાના, ભાણજી પચાણ અને પ્રેમજી પુંજાની સંયુક્ત રાહબરી નીચે રસોડા સમિતિએ જે કામગીરી બજાવી છે તેનાં તો જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. પૂરાં એક અઠવાડિયા સુધી સેંકડો અને છેલ્લે વીસ-પચીસ હજાર માણસોને જમાડવાની વ્યવસ્થા કરવી એ કેટલું મહાન કાર્ય હતું ! ભોજન માટે બનાવવામાં આવેલ માત્ર લાડુનો જ ગંજ જેણે જોયો હોય તેને રસોડા સમિતિએ કરેલી કામગીરીનો કંઈક ખ્યાલ આવી શકે. એ યાદ રાખવું જરૂરી છે કે ઉનાળાના એ ધોમધખતા દિવસોમાં ઊમટી પડેલા એ જનસમુદાયને રસોઈ કરી જમાડવા એ કેટલું કપરું કાર્ય હતું. છતાંયે સઘળી કામગીરી સફળતાપૂર્વક પાર પાડવા માટે એ સમિતિના સર્વ સદસ્યોને અમે સમાજ વતી હાર્દિક ધન્યવાદ આપીએ છીએ.

શ્રી પ્રેમજી ખીમજીની રાહબરી નીચે જનરલ સ્ટોર્સ સમિતિએ પણ સુંદર કામગીરી બજાવી હતી. કલ્પના તો કરો કે આવા સમારંભમાં નાનીમોટી કેટકેટલી ચીજોની જરૂર પડે ? એ બધીને વ્યવસ્થિત રીતે સાચવવી, અને ક્ષણ માત્રની સૂચનાથી રજૂ કરવી એ કેવી વ્યવસ્થા માગી લે છે ? પિન, પેપર, પેન્સિલ જેવી સ્ટેશનરીની વસ્તુઓથી માંડીને ગાદલાં-ગોડદાં જેવાં સૂવાનાં સાધનો, થાળી, વાટકા, તપેલાં વગેરે ભોજનની સામગ્રી, વીજળીના ગોળા અને એવી હજારો નાનીમોટી ચીજો ક્યાંથી આવી ? કેટલી આવી ? કેટલી વપરાઈ ? વગેરેની વિગતવાર યાદી રાખવી વગેરે કાર્યો આ સમિતિએ સફળતાથી પાર પાડ્યાં. સમિતિના સભ્યોએ આપેલી સેવાઓ બદલ તેમને અમારા હાર્દિક અભિનંદન.

શ્રી કરશન શિવદાસના અધ્યક્ષપદે નિમાયેલી ખરીદી સમિતિએ એવા મોટા સમારંભ માટે જોઈતી ભોજનસામગ્રી અને અન્ય વસ્તુઓ સારી જાતની અને કિફાયત ભાવે ખરીદીને પૂરી પાડવામાં જે જહેમત ઉઠાવી હતી તે ખરેખર પ્રશંસાપાત્ર છે. આવી સુંદર કામગીરી બજાવવા બદલ એ ભાઈઓને ધન્યવાદ.

શ્રી પચાણ શિવજીની રાહબરી નીચે શ્રી નારાયણ વેલજીના સહકારથી સ્વયંસેવક સમિતિએ અતિ સુંદર કામગીરી બજાવી હતી. આવા મોટા સમારંભને સફળ બનાવવા માટે નિયુક્ત કરેલ દરેક સમિતિઓને સોંપેલાં કાર્યને પહોંચી વળવા માટે

જોઈતા સ્વયંસેવકો પૂરા પાડવા, અને ક્યાંય પણ ગેરવ્યવસ્થા ઊભી ન થાય એ રીતે સ્વયંસેવકોને ફરજ પર હાજર રાખવા એ કંઈ મામૂલી કાર્ય ન હતું. આ બધાં કાર્યને પહોંચી વળવા માટે ૬૪ કૅપ્ટનોના હાથ નીચે લગભગ ૧૨૦૦ સ્વયંસેવકો દરેક વિભાગોમાં સેવા આપી રહ્યા હતા. આવા મોટા સમારંભોની વ્યવસ્થા જાળવવા માટે કાર્યદક્ષ સ્વયંસેવકોની ખાસ જરૂર પડે છે. અમને નોંધતાં અતિ હર્ષ થાય છે કે સ્વયંસેવક ભાઈઓએ દરેક વિભાગમાં પોતપોતાની ફરજ એકનિષ્ઠાપૂર્વક અદા કરી આ સમારંભની વ્યવસ્થા જાળવવામાં જે સુંદર સેવા આપી છે તે બદલ એ સમિતિના સર્વ સદસ્યો તથા સ્વયંસેવક ભાઈઓને અભિનંદન આપતાં અમને અતિ હર્ષ થાય છે.

શ્રી માવજી ધનજીના નેતૃત્વ નીચે કાર્યાલય સમિતિએ વખાણવા લાયક સેવા આપી છે. જનસંપર્ક અને પૂછપરછ ખાતું અતિ કૌશલ્યથી સંભાળ્યું, સમારંભને લગતો સઘળો પત્રવહેવાર ચીવટ અને ઝડપથી સંભાળ્યો, અને સમારંભને લગતાં દરેક કાર્યોની ટૂંકી નોંધ રાખી આ સમારંભને સફળ બનાવવામાં સુંદર કામગીરી બજાવી એ બદલ તેઓને હાર્દિક અભિનંદન આપીએ છીએ.

શ્રી શામજી વાલજીની દોરવણી હેઠળ માલસામાનની હેરફેરની વ્યવસ્થા સારી રીતે સંભાળી હતી તે બદલ તેઓને ધન્યવાદ.

શ્રી દેવજી ધરમશીના સંચાલન હેઠળ પાણી પુરવઠા સમિતિએ કરેલું કાર્ય ખાસ ઉલ્લેખ માગી લે છે. અમે જ્યારે પાણી પુરવઠા સમિતિની કામગીરી વિષે જે કંઈ કહીએ છીએ તે બીજી સમિતિઓએ કરેલા કાર્યની કિંમત ઓછી આંકવા માટે નહીં પરંતુ ધોમધખતા ઉનાળાના એ દિવસોમાં પાણી માટેની જે વ્યવસ્થા કરી હતી તેનો પૂરો ખ્યાલ તો જેમણે એ કામગીરી નજરે જોઈ છે તેમને જ આવી શકે. હજારો માણસોની રસોઈ માટે જોઇતું પાણી અને ઊમટેલા એ માનવમહેરામણની તૃષાને છીપાવવા જળાશયો પણ ખૂટી પડે એવી પરિસ્થિતિમાં પાણી પુરવઠા સમિતિના એ ઉત્સાહી કાર્યકરોએ પોતાની સુંદર કામગીરી અતિ સફળ રીતે અદા કરી છે. પાણીની કાવડો સાથે દોડી જતા એ સ્વયંસેવકોનાં ચિત્રો હજુ પણ નજર સામે તરવરે છે. એ સૌ સ્વયંસેવકભાઈઓને તથા તેનું સંચાલન કરનાર એ સમિતિના સભ્યોને અમારા હાર્દિક અભિનંદન આપતાં અતિ આનંદ થાય છે.

શ્રી વાલજી જશરાજ તથા શ્રી ખીમજી નાગજીની બનેલી પ્રચાર સમિતિએ બજાવેલી સફળ કામગીરીની નોંધ લેતાં અમને અતિ આનંદ થાય છે. એ સજ્જનોને પણ હાર્દિક અભિનંદન.

આટલી મોટી સંખ્યામાં જનસમુદાય જ્યારે ભેગો થાય ત્યારે અકસ્માતો અને અણધારેલી માંદગીઓનો પ્રશ્ન ખાસ ધ્યાન માગી લે છે. આ કારણે આપણી જ્ઞાતિના આગેવાન ડૉક્ટર શ્રી ગંગદાસભાઈએ પોતાની સેવાઓ આપવાની સામે ચાલીને ખુશી બતાવી. ડૉ. ગંગદાસભાઈની એકલાની જ પ્રાથમિક ઉપચાર સમિતિ નીમવામાં આવી. આ કાર્ય માટે ડૉ. શ્રીએ જે પ્રશંસનીય કામગીરી બજાવી તે બદલ તેમના અત્યંત ઋણી છીએ.

ઉપર જણાવેલી સમિતિઓની સફળ કામગીરી માટે એ સમિતિઓ સતત સંપર્કમાં રહે અને કાર્યમાં એકવાક્યતા જળવાઈ રહે એ હેતુથી શ્રી કરશન ભીમજી તથા શ્રી બાબુભાઈ કારીઆની એક સંપર્ક સમિતિ નિયુક્ત કરવામાં આવી હતી. એ સંપર્ક સમિતિએ પોતાની કામગીરી યશસ્વી રીતે પાર ઉતારી હતી. તેની નોંધ લેતાં અમને અત્યંત આનંદ થાય છે. એ મહાનુભાવોનો જેટલો આભાર માનીએ એટલો ઓછો છે.

ઉપર જણાવેલી સમિતિઓએ પોતપોતાની કામગારી ઉત્સાહપૂર્વક આરંભી દીધી. સમારંભનો દિવસ નજદીક આવવા લાગ્યો ત્યારે આપણા સમાજનું એક વ્યવસ્થિત બંધારણ ઘડવા માટે એક બંધારણ સમિતિની નિમણૂક કરવામાં આવી. આપણી જ્ઞાતિના વિદ્વાન બૅરિસ્ટર શ્રી વીરેન્દ્રભાઈની દોરવણી હેઠળ સમાજનું વ્યવસ્થિત સંચાલન કરવા માટે એક બંધારણનો ખરડો તૈયાર કરવામાં આવ્યો. તે ખરડાને સમાજના સભ્યોની તા. ૧૦-૫-૧૯૬૦ની સભામાં મંજૂર કરવામાં આવ્યો. સમાજનું પસાર થયેલ બંધારણ અન્યત્ર આપવામાં આવ્યું છે.

આમ એ તા. ૧૧-૫-૧૯૬૦ના મંગળ દિનનો ઉદય થયો. શરૂઆતમાં પ્રમુખ શ્રી શિવદાસ કાનજી તથા જ્ઞાતિના મહાનુભાવો શ્રી ભીમજી કેશરા, શ્રી નારાયણ શિવજી વગેરે પ્રમુખ શ્રી પરબત લખુ પટેલે કુમકુમ તિલક અને પુષ્પહારોથી સ્વાગત કર્યું. સ્વયંસેવક દળ તરફથી સલામી આપવામાં આવી. અને ઢોલ દુંદુભિના સુમધુર નાદ સાથે વાજતેગાજતે એ મહાનુભાવોને સરઘસાકારે સભામંડપમાં લાવવામાં આવ્યા.

સરઘસની મોખરે જળ કળશો માથે મૂકીને કુમારિકાઓ મંગળ ગીતો ગાતી ચાલતી હતી, તેમની પાછળ સમસ્ત જ્ઞાતિના દેશ-પરદેશથી પધારેલા તથા સ્થાનિક આગેવાનો ચાલતા હતા. પ્રમુખશ્રી જ્યારે સભામંડપમાં પધાર્યા ત્યારે હાજર રહેલી વીસ-પચ્ચીસ હજારની માનવમેદનીએ ઊભા થઈ તાળીઓના ગડગડાટો અને હર્ષનાદો સાથે તેઓશ્રીનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. સ્વાગત પ્રમુખ, પ્રમુખશ્રીને પ્રમુખસ્થાને દોરી ગયા

હતા. વ્યાસપીઠ ઉપર પ્રમુખશ્રી અને સ્વાગતપ્રમુખની સાથે જ્ઞાતિના અગ્રેસરો પૈકી ઉદ્‌ઘાટક શ્રી ભીમજી કેશરા, આગેવાન કાર્યકર્તાઓ શ્રી નારાયણ શિવજી, શ્રી કાનજી ભીમજી, શ્રી નથુભાઈ નાનજી, શ્રી કરમશી શિવદાસ, શ્રી હીરાલાલ ગોપાલ, શ્રી ખીમજી કચરા, શ્રી મણિલાલ પુંજાભાઈ, શ્રી હીરજી કેશરા, શ્રી મણિલાલ વાલજી, શ્રી વીરેન્દ્ર શિવદાસ, શ્રી શિવજી જેઠાભાઈ, શ્રી માવજી ધનજી, શ્રી માવજી જેઠાભાઈ, શ્રી લાલજી ભાણજી, શ્રી વિશ્રામ કાનજી, શ્રી નારાયણ પેથાભાઈ, શ્રી ખીમજી નાગજી, શ્રી લાલજી કરશન, શ્રી અરજણ રામજી, શ્રી લાલજી સોમજી, શ્રી દેવશી રામજી, શ્રી પચાણ તથા અન્ય જ્ઞાતિ અગ્રેસરો બિરાજમાન હતા. આ ઉપરાંત અન્ય આમંત્રિત સજ્જનોમાં શ્રી ભવાનજી અરજણ ખીમજી, એમ. પી. (મેમ્બર લોકસભા), કચ્છના કલેક્ટર શ્રી ખાબડે, શ્રી કુન્દનલાલ ધોળકીયા, એમ.એલ.એ., કચ્છ જીલ્લા બોર્ડના પ્રમુખ શ્રી જુગતરામ રાવળ, કચ્છ જિલ્લા કૉંગ્રેસ કમિટીના પ્રમુખશ્રી કૃષ્ણદાસ પુંજાણી, નખત્રાણા તાલુકા કૉંગ્રેસ કમિટીના માજી પ્રમુખ શ્રી વિશ્રામ તુલસીદાસ, વગેરે કચ્છના આગેવાન નેતાઓ ઉપરાંત પૂ. શ્રી ખીમજી ભગત બીબ્બરવાળા તથા પૂ. શ્રી માવજી લાલજી ભગત વગેરે મહાનુભાવો વ્યાસપીઠને શોભાવી રહ્યા હતા.

સમારંભની શરૂઆત શ્રીમતી લક્ષ્મીબહેન આર. પટેલના મંગળ સ્વાગતગીતથી થઈ હતી.

આજના આ સમારંભના પ્રમુખસ્થાન માટે શ્રી શીવદાસ કાનજીના નામની દરખાસ્તનો પ્રસ્તાવ રજૂ કરતાં શ્રી ખીમજી કચરાએ જણાવ્યું હતું કે 'આજના આ પાટીદાર વિદ્યાર્થી ભવનના ઉદ્‌ઘાટન સમારોહના પ્રમુખસ્થાન માટે મુરબ્બી શ્રી શિવદાસભાઈના નામની દરખાસ્ત રજૂ કરતાં મને ઘણો જ આનંદ થાય છે, કારણ કે તેઓશ્રી આ કાર્ય માટે આજ બે વર્ષથી કામધંધો છોડીને પોતાના કીમતી સમયનો ભોગ આપી રહ્યા છે. સમાજનો ફાળો ઉઘરાવવા માટે ભારતના ખૂણે ખૂણાઓ પોતાના ખર્ચે તેઓશ્રી ફરી વળ્યા છે. અને એ રીતે આપણા જ્ઞાતિભાઈઓના સંપર્કમાં આવી સમસ્ત જ્ઞાતિની ચાહના મેળવી છે. જેથી આજના આ સમારંભનું પ્રમુખસ્થાન કેળવણીપ્રિય મુરબ્બી શ્રી શિવદાસભાઈ સ્વીકારે એ યોગ્ય જ છે. તો આપ સૌ મારી આ દરખાસ્તને વધાવી લેશો એવી આપ સૌને મારી વિનંતી છે.'

શ્રી ખીમજીભાઈએ રજૂ કરેલી દરખાસ્તને ટેકો આપતાં શ્રી દેવસીભાઈ રામજી(ગુજરાત)એ જણાવ્યું કે 'પ્રમુખસ્થાન માટે મુરબ્બી શ્રી શિવદાસભાઈના નામની જે દરખાસ્ત ખીમજીભાઈએ રજૂ છે કરી તેનો મારો હાર્દિક ટેકો આપું છું. કારણ કે આ ભવન બનાવવામાં શ્રી શિવદાસભાઈએ મહાન ભોગ આપ્યો છે. એ વાતથી આપ સૌ માહિતગાર છો તેથી વિશેષ તે અંગે કંઈ કહેવા જેવું હોય નહીં. તો મુરબ્બી શ્રી શિવદાસભાઈ પ્રમુખસ્થાને શોભાવે એવી આ દરખાસ્તને આપ સૌ વધાવી લેશો એવી મારી પ્રાર્થના છે.' જેને તાળીઓના ગડગડાટથી સૌએ વધાવી બહાલી આપી હતી. ત્યારબાદ શ્રી શિવદાસભાઈ પ્રમુખસ્થાને બિરાજ્યા અને સમારંભની દોરવણીનું સુકાન સંભાળ્યું.



**પ્રમુખશ્રી શિવદાસ કાનજી નાકરાણી બંગાળ વિભાગને તાળાની ચાવી સોંપી રહ્યા છે.**

શરૂઆતમાં શ્રી વીરેન્દ્ર પટેલે, રાષ્ટ્રપતિ, ઉપ-રાષ્ટ્રપતિ અને અન્ય આગેવાનોના ભારતના જુદા જુદા ભાગોમાંથી આવેલા સમારંભની સફળતા ઇચ્છતા મહાનુભાવોના શુભ સંદેશાઓ વાંચી સંભળાવ્યા. સંદેશાવાંચન પછી સ્વાગતાધ્યક્ષ શ્રીમાન પરબત પટેલે પ્રમુખશ્રી તથા અન્ય આમંત્રિત સજ્જનો તથા ઉપસ્થિત જ્ઞાતિજનોનું સ્વાગત કરતાં માંગલિક પ્રવચન કર્યું હતું.

પોતાનું પ્રવચન પુરું કર્યા પછી જ્ઞાતિના અગ્રેસર શ્રીમાન ભીમજીભાઈને પાટીદાર ભવનનું ઉદ્ઘાટન કરવાની વિનંતી કરી. એટલે શ્રી ભીમજી કેશરા, પ્રમુખશ્રી શિવદાસ કાનજી, સ્વાગત પ્રમુખ શ્રી પરબત પટેલ, શ્રી નારાયણ શિવજી, શ્રી ભગવાનજી અરજણ ખીમજી, કચ્છના કલેકટર શ્રી ખાબડે અને અન્ય આગેવાનો સહિત મકાનના પગથાર ઉપર ગયા અને રેશમી દોરીમાં લટકાવેલ ચાંદીના તાળાને ખોલીને પાટીદાર ભવનને ખુલ્લું મૂકવાની જાહેરાત કરી. આ ઉદ્ઘાટન વિધિને પધારેલાં ભાઈ-બહેનોએ તાળીઓના ગડગડાટ અને હર્ષનાદોથી વધાવી લીધી હતી. ઉદ્ઘાટન વિધિ પૂર્ણ કરી મુરબ્બી શ્રી ભીમજીભાઈ, પ્રમુખ સાહેબ અને અન્ય આગેવાનો સાથે વ્યાસપીઠ પર પધાર્યા. શ્રી ભીમજીભાઈએ ઉદ્ઘાટનને લગતું પોતાનું પ્રેરક પ્રવચન કરતાં જણાવ્યું કે :-

મહેરબાન પ્રમુખ સાહેબ, મુરબ્બીઓ, ભાઈઓ અને બહેનો,

આજનો આ માંગલિક પ્રસંગ જે રીતે ઊજવાઈ રહ્યો છે તે જોઈને મારું હૈયું ગજ ગજ ઊછળે છે. મારા અને મારા સહકાર્યકરોના માટે જીવનની આ એક સુભગ અને ધન્ય ઘડી છે. આ બોર્ડિંગ તો અમારું પોતાનું બાળક છે. અને પોતાના બાળક માટે કયાં મા-બાપને હેત અને વહાલ ન ઊપજે ? અમારા આ કાર્યમાં અનેક ત્રુટીઓ રહી ગઈ છે, એનું બીજા કોઈ કરતાં વિશેષ અમને ભાન છે. પરંતુ આજના આ સુઅવસરે તો હું માત્ર આનંદની જ વાતો કરીશ.

સદ્ગત પૂજ્યશ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણાથી જ્યારે આપણી જ્ઞાતિના સેવાભાવી અને ઉત્સાહી કાર્યકર્તાઓએ એક બોર્ડિંગ નિર્માણ કરવાનો નિર્ધાર કર્યો, અને એ દિશામાં સક્રિય પ્રયાસો કરવાના શરૂ કર્યા એ વાતને આજે લગભગ બે વરસ ઉપરનો સમય થઈ ગયો છે. આ સમયનો ઈતિહાસ એટલે આપણી જ્ઞાતિના કેળવણી માટેના ભગીરથ પ્રયત્નોનું સોનેરી પ્રકરણ. આ કાર્યમાં આપણી જ્ઞાતિના નાનાથી મોટા સૌ ભાઈઓએ અમને સંપૂર્ણ સાથ અને સહકાર આપ્યો છે, દાનવીર ગૃહસ્થોએ એમનો હાથ ઉદાર દિલે અમારી તરફ લંબાવ્યો છે અને કેટલાય સંજોગોમાં તો જુદા જુદા શહેરના ભાઈઓએ અમારું કામ એમણે પોતે જ કરીને અમારી મહેનત ખૂબ જ ઓછી કરી દીધી છે. અમારા કલકત્તાવાળા ભાઈઓએ એક જ દિવસમાં અમને રૂપિયા એક લાખને સાઠ હજાર કરી આપ્યા. નાગપુરમાં પણ એક જ દિવસમાં સારો ફાળો થયો અને મુંબઈમાં પણ. તેમજ આ બારામાં મારો જે અનુભવ છે તે જ અનુભવ મારા સાથી શ્રી શિવદાસભાઈ અને બીજા સહકાર્યકરોનો છે. શ્રી શિવદાસભાઈ અને શ્રી ખીમજીભાઈએ ખાસ કરીને કચ્છ બહાર ઘણા ભાગમાં ફરીને આ બોર્ડિંગ માટે ફાળો ઉઘરાવવાનું કામ કર્યું છે. આપણી જ્ઞાતિનું ધનભાગ્ય છે કે આવા નિસ્વાર્થી અને સેવાભાવી કાર્યકર્તાઓ આપણને મળ્યા છે અને આપણી જ્ઞાતિના ભાઈઓનો સદ્ભાવ એમાં ભળ્યો છે. એ બન્નેનો સુમેળ આજે આપ આપની નજર સામે આ આલીશાન ઈમારતમાં જોઈ રહ્યા છો. આ કાર્યમાં સાથ આપનાર સૌ સજ્જનોને હું હાર્દિક ધન્યવાદ આપું છું અને મને આશા, શ્રદ્ધા અને વિશ્વાસ છે કે આપણી જ્ઞાતિ આથીયે વધુ મોટાં ને મહત્ત્વનાં કાર્યો ભવિષ્યમાં પણ કરતી જ રહેશે.

હું પોતે બહુ નાનો માણસ છું. મને આવાં કામકાજનો અનુભવ કે આવડત નથી. હું તો જ્ઞાતિનો એક અદનો સેવક છું. જ્યારે આપણા કાર્યકર્તા ભાઈઓએ મારી યોગ્યતા-અયોગ્યતાનો વિચાર કર્યા વગર જ આ મકાનનો ઉદ્ઘાટન વિધિ કરવાનું નિમંત્રણ આપ્યું ત્યારે સ્વાભાવિક અને સાચી રીતે જ મેં ના પાડી દીધી. હું જાણું છે કે આવાં કામ માટે બીજી અનેક સુયોગ્ય વ્યક્તિઓ આપણી જ્ઞાતિમાં અને અહીં પણ મોજૂદ છે. પરંતુ મારા સહકાર્યકરોએ, કરેલા કાર્યના એક માત્ર પ્રતિનિધિ તરીકે, અને આ માન મને વ્યક્તિગત રીતે નથી આપવામાં આવ્યું પરંતુ અમારા કાર્યકરોએ જે આ સુંદર કાર્ય કરી દેખાડ્યું છે તેની પ્રશંસા રૂપે મારા સાથીઓના પ્રતિનિધિ તરીકે મેં સ્વીકાર્યું છે.

આજે ઔપચારિક રીતે હું સગર્વ અને સહર્ષ આ ઈમારતને ખુલ્લી મુકાયેલી જાહેર કરું છું. હું પ્રભુને પ્રાર્થના કરું છું કે આવી અનેક પ્રવૃત્તિઓ આપણી જ્ઞાતિ કરતી રહે, આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર થાય અને એ કેળવણીના પ્રતાપે આપણી જ્ઞાતિ ભારતની સમગ્ર પ્રજામાં ગર્વભેર અને ઉન્નત મસ્તકે ઊભી રહી શકે. ફરીને આપ સૌનો મને આ અનુપમ માન આપવા બદલ હાર્દિક આભાર માનું છું.

ઉપર મુજબ શ્રી ભીમજીભાઈએ પોતાનું પ્રવચન પુરું કર્યા બાદ જે રૂપાનું તાળું ખોલીને પાટીદાર ભવનનું ઉદ્ઘાટન કર્યુ હતું તે તાળાની સમાજના લાભાર્થે, પ્રમુખશ્રીને સ્વૈચ્છિક ભેટ આપ્યું.

આ પ્રસંગે આપણા આમંત્રણને માન આપી પધારેલા લોકસભાના સભ્ય અને કચ્છના અગ્રણી નેતા શ્રી ભવાનજી અરજણ ખીમજીએ સભાને ઉદ્બોધન કરતાં જણાવ્યું હતું કે આજના મેળાવડાના પ્રમુખ શ્રી શિવદાસભાઈને આપેલા વચનનું પાલન કરવા હું આજે અહીં આપની સમક્ષ ઉપસ્થિત થયો છું.

આજના મેળાવડાના પ્રમુખ શ્રી શિવદાસભાઈને આપેલા વચનનું પાલન કરવા હું આજે અહીં આપની સમક્ષ ઉપસ્થિત થયો છું. આ પ્રસંગે મને સરદાર વલ્લભભાઈનું સહેજે સ્મરણ થાય છે. એમના એક નમ્ર સિપાહી થવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું હતું. એટલે એમની કોમનો અને મારો સંબંધ ઘનિષ્ઠ છે. આ પ્રસંગે સ્મરણ થાય છે પૂ. મહારાજશ્રી ઓધવરામજીનું. મહારાજશ્રી ઓધવરામજીએ એમના જીવનકાળ દરમ્યાન પાટીદાર સમાજ માટે ઘણું ઘણું કર્યું. ખેડૂતો અને શ્રમજીવીઓ પ્રત્યે મહારાજશ્રીને સ્વાભાવિક રીતે જ પક્ષપાત હતો. કેળવણીના અભાવે આ જ્ઞાતિ પાછળ રહી ગઈ હતી તેનું તેઓશ્રીને ઊંડું દુઃખ થતું હતું. એટલે જ એમણે કેળવણીની દિશામાં આપણે કંઈક કરીએ એવી ભાવનાનું બીજ વાવ્યું. આ ભવ્ય છાત્રાલય બાંધીને તમે મહારાજશ્રીની ઝંખનાને પૂર્ણ કરી છે.

કૉંગ્રેસની નીતિ હંમેશાં ગામડાઓ કેમ આબાદ થાય, ગામ જનતાનું જીવનધોરણ કેમ ઊંચે આવે અને ગામડાંના ધંધાઉદ્યોગો અને ખેતીવાડી કેમ વિકસે તે જોવા તરફની રહી છે. એટલા માટે વિકાસ ઘટકો, અને સત્તાનું વિકેન્દ્રીકરણ કરવા તરફ કૉંગ્રેસે હંમેશાં પગલાં લીધાં છે. આ કારણે આજે ગામડાંઓમાં કેળવણીનો પ્રચાર વધ્યો છે. થોડા વખત પહેલાં અહીં નખત્રાણામાં હાઈસ્કૂલ બની, આજે તમે અહીં આ છાત્રાલય ખડું કર્યું છે. આ કાર્ય કરવા બદલ તમારા આગેવાનોને હું મારાં હાર્દિક અભિનંદન આપું છું.

શ્રી ભીમજીભાઈ કહે છે કે "તેઓ પોતે એક અભણ માણસ છે" પણ એમની રાહબરી નીચે આ સંસ્થા ઊભી થઈ છે. હું કહું છું કે આવા "અભણ" માણસો પાસેથી આપણે ઘણું ઘણું શીખવાનું છે. અને આવા થોડાક વધુ "અભણ" ભાઈઓ આપણી વચ્ચે હોય તો કેવું સારું !

આજનો આ સમારંભ જોતાં આપના આનંદ, હર્ષ અને ઉત્સાહનું હું સારી રીતે માપ કાઢી શકું છું. મેં સભાઓ તો ઘણીયે જોઈ છે, પરંતુ આટલી વિશાળ સભામાં શિસ્ત, શાન્તિ અને ઉત્સાહનાં જે દર્શન મને અહીં થયાં છે, તેવાં બીજે ક્યાંય થયાં નથી.

અંતમાં આ સંસ્થા દિનપ્રતિદિન વધુ ને વધુ પ્રગતિ કરે અને તેને ઉત્તરોત્તર સફળતા મળતી રહે એવી મારી શુભ કામના વ્યક્ત કરું છું."

ત્યારબાદ કચ્છના કલેક્ટર શ્રી ખાબડે સાહેબે આ પ્રસંગે પોતાનો આનંદ વ્યક્ત કરતાં જણાવ્યું હતું કે "હું ગુજરાતી બરાબર બોલી શકતો નથી તેનું મને દુઃખ થાય છે. છતાં મને ગુજરાતી ભાષા પ્રત્યે પ્રેમ છે. જેથી બોલીશ તો ગુજરાતીમાં જ. તો તેમાં કઈ ત્રુટીઓ હોય તો મને ક્ષમા કરજો.

આ છાત્રાલયનું આટલું ભવ્ય અને વિશાળ મકાન જોઈને મને ઘણો જ આનંદ થયો છે.

અહીંની હાઈસ્કૂલ અને આ છાત્રાલયને લીધે આ તાલુકાનો વિકાસ ઓર બઢ્યો છે. એ બદલ આપ સૌને હું અભિનંદન આપું છું. આવું વિશાળ મકાન આખા કચ્છમાં ક્યાંય નથી. શ્રી ભીમજીભાઈ અને એમના સહકાર્યકરોએ આ બોર્ડિંગ ઊભી કરવામાં જે શ્રમ ઉઠાવ્યો છે તે સર્વ કચ્છીઓને ગર્વ લેવા જેવી બાબત છે. આ સંસ્થાને ઉત્તરોત્તર સફળતા મળતી રહે એવી મારી હાર્દિક અભિલાષા છે."

ત્યારબાદ કચ્છ જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ શ્રી જુગતરામ રાવળે પોતાની શુભ કામના વ્યક્ત કરતાં જણાવ્યું હતું કે "આ તાલુકામાં છાત્રાલય માટે આવું ભવ્ય મકાન બંધાયું એ આપણા સૌનાં અહોભાગ્ય છે, આપની આ કેળવણી પ્રત્યેની લાગણી જોઈ મને પણ આ પ્રસંગે અત્યંત આનંદ થાય છે. આ સંસ્થા દિન- પ્રતિદિન પ્રગતિ સાધતી રહે એ જ અભ્યર્થના."

કચ્છના જિલ્લા કૉંગ્રેસના પ્રમુખશ્રી કૃષ્ણદાસ પંજુઆણીએ આ પ્રસંગે પોતાની શુભેચ્છા વ્યક્ત કરતાં જણાવ્યું કે "આજના આ શુભ પ્રસંગે મારા પાટીદાર ભાઈઓના ચહેરા પર ઉત્સાહ અને આનંદ જોઈ મને અત્યંત હર્ષ થાય છે. આ પ્રસંગને સફળ બનાવવા હજારો માઈલ છેટેથી કાર્યકરોએ પધારી પોતાના હાથે આવો વિશાળ મંડપ અને દરેક જાતની સગવડતાઓ ઊભી કરવામાં ઉત્સાહ દાખવવા બદલ હું સૌને ધન્યવાદ આપું છું. અને આવી શુભ પ્રવૃત્તિઓ કરવાની પ્રભુ આપને શક્તિ આપે એવી મારી હાર્દિક ભાવના વ્યક્ત કરું છું."

ત્યારબાદ નખત્રાણા તાલુકાના માજી કૉંગ્રેસ પ્રમુખ શ્રી વિશ્રામ તુલસીદાસે જણાવ્યું કે "આપ પાટીદાર ભાઈઓ ખરેખર સાહસિક છો, અને એ ગુણના લીધે જ આવું મહાન કાર્ય કરી શક્યા છો. પાટીદાર સમાજમાં જે સંપ અને સંગઠન છે તેનું જ આ પ્રતીક છે. આપ કેળવણીના ક્ષેત્રે આગળ વધવાની જે ભાવના ધરાવી રહ્યા છો તેમાં સફળતા મળે એ જ મારી હાર્દિક મનોકામના છે."

પાટીદાર સમાજને અભિનંદન આપતાં શ્રી કુન્દનલાલ ધોળકીયા એમ.એલ.એ. એ જણાવ્યું કે તમારામાંથી ઘણા ભાઈઓ ધંધારોજગાર અર્થે કચ્છ બહાર વસો છો છતાં કચ્છને ભૂલ્યા નથી એ ઘણું જ પ્રસંશનીય છે.

આપને કડવા પાટીદાર કહેવામાં આવે છે પણ કડવાની છાંયડી તો મીઠી જ હોય છે જેમકે "કડવી હોજો લીંબડી મીઠી તેની છાંય."

પૂ. વિનોબાજી પણ, પોતાની કમાઈમાંથી છઠ્ઠો ભાગ ગરીબોને આપવા ભલામણ કરી રહ્યા છે, તમે પણ આજના યુગને ઓળખી ગરીબોના દુઃખને જાણી બધાંનો વિકાસ થાય તેવાં કાર્યો કરી રહ્યા છો. તમારાં આવાં કાર્યની હું સફળતા ઇચ્છું છું.''

ઉપર્યુક્ત આમંત્રિત સજ્જનોનાં માંગલિક પ્રવચનો બાદ મુરબ્બી શ્રી ભીમજી કેશરાએ સમાજને અર્પેલા ચાંદીના તાળાની જાહેરાત કરતાં પ્રમુખશ્રીએ આ તાળું હરાજીથી સમાજના ભંડોળ અર્થે વેચવાનું સૂચન કર્યું હતું. આ સૂચનના અનુમોદનમાં શ્રી નથુભાઈ નાનજીએ જણાવ્યું કે ''આ ઉદ્‌ઘાટન સમારોહ અને પરિષદ નિમિત્તે સમાજને સારો એવો ખર્ચ થયો છે, અને તે સમાજના સામાન્ય ભંડોળમાંથી આપવો પડે એ ઇચ્છનીય નથી. શ્રી ભીમજી બાપાએ, એમની ઉદ્‌ઘાટકની હેસિયતથી મળેલું તાળું સમાજને અર્પણ કર્યું છે એ તાળાંની કિંમત તો મામૂલી છે, પરંતુ શ્રી ભીમજી બાપા પ્રત્યે આપણા સમાજને કેટલાં માન અને મમતા છે, તે બતાવવાનો આપણને આ અમૂલ્ય અવસર મળ્યો છે. માટે મારી આપ સૌ ભાઈઓને વિનંતી છે કે આ તાળાની કિંમત એવા આંકે પહોંચાડીએ કે જેથી આ પ્રસંગનો તમામ ખર્ચ એમાંથી કાઢી શકાય. અને આપણા વડીલોએ ઊભી કરેલી આ ભવ્ય ઇમારત માટે આપણે તેમના ઋણી છીએ અને તેમણે કરેલી આ સિદ્ધિ માટે કેટલા મગરૂર છીએ તેની સૌ કોઈને ખાતરી કરાવી આપીએ.''

ત્યારબાદ કલકત્તાવાળા શ્રી બાબુભાઈ કારીઆએ તેમની અનોખી અને લાક્ષણિક ઢબે તાળાની ખરીદી કરવા ચડાવા માગવાનું શરૂ કર્યું. શ્રી બાબુભાઈ કેટલા કુનેહવાળા અને કુશળ વેપારી છે અને જરૂર પડે તો લોકોને ઉત્સાહમાં લાવવાની તેમનામાં કેટલી શક્તિ છે તેનો આ પ્રસંગે પરિચય થાય છે.

શરૂઆતમાં રૂપિયા એકસોની રકમ બોલાતાં જ નાગપુરવાળા શ્રી વાલજીભાઈ જશરાજ રૂા. ૨૦૦૦ એ તાળું લેવા માટે ચડાવો બોલ્યા. અને પછી તો વધુ ને વધુ કિંમત આપવાની જાણે હરીફાઈ જામી આ ઉત્સવ નખત્રાણાને આંગણે ઊજવાતો હતો અને તાળું માત્ર રૂપિયા બે હજારમાં નખત્રાણાથી બહાર જાય તે નખત્રાણા સમાજ કેમ સાંખી શકે ? અને તેથી નખત્રાણા પાટીદાર સમાજે એ તાળું રૂ. ૫૦૦૧/-માં લેવાનો ચડાવો કર્યો. પરંતુ તાજેતરમાં જ આવા જ શુભ પ્રસંગે નાગપુર ખાતે શ્રી ભીમજી બાપાના હસ્તે જ ખુલ્લા મુકાયેલ પાટીદાર ભવનના તાળાંની કિંમત રૂા. ૧૫૦૦૦/- ઊપજી હતી તે સ્મૃતિ તો તાજી જ હતી. એટલે બંગાળ વિભાગના ભાઈઓએ તાળાં માટે રૂા. ૧૦૦૦૧/- દસ હજાર એક રૂપિયાનો ચડાવો કર્યો. આ ચડાવાની રકમ રૂપિયા દસ હજાર ઉપર પહોંચતાં આખીએ સભામાં ઉત્સાહનું મોજું ફરી વળ્યું. સૌ અંદરો અંદર તર્કવિતર્ક અને ચર્ચાવિચારણા કરવા લાગ્યા. અને છેવટનો આંકડો ક્યાં પહોંચશે તેની ઉત્સુકતાપૂર્વક રાહ જોવા લાગ્યા. શ્રી બાબુભાઈ કારીઆએ સભાજનોને ફરીને યાદ દેવરાવી કે આ પ્રસંગને અનુરૂપ તથા આ તાળા સાથે જે વ્યક્તિનું નામ સંકળાયેલું છે તે શ્રી ભીમજીબાપા પ્રત્યેના આપણા મનને અનુરૂપ આ દસ હજારની રકમ મોટી હોવા છતાં ઓછી જ છે. એટલે તરત જ મુંબઈની શ્રી પટેલ ઍન્ડ કું. એ રૂા. ૧૫૦૦૧/- પંદર હજાર એક રૂપિયાનો ચડાવો આપ્યો. પરંતુ માત્ર જૂજ ક્ષણોમાં જ બંગાળ વિભાગના ભાઈઓએ એ ચડાવો રૂા. ૨૦૦૦૧/- વીસ હજાર ને એક રૂપિઆનો કર્યો. એ રૂપિયા વીશ હજાર ને એકના ચડાવાને શ્રી બાબુભાઈ કારીઆ જાહેર કરે ત્યાં નાગપુર પાટીદાર સમાજે રૂા. ૨૫૦૦૧/- પચીસ હજાર ને એક રૂપિયાની ઓફર આપી. દરેક ચડાવાની જાહેરાત થાય છે ને સભાજનો તાળીયોના ગડગડાટથી સભામંડપને ગજાવી મૂકે છે.પણ બંગાળ વિભાગ અને નાગપુર વિભાગને ચેલેંજ કરવા મહારાષ્ટ્ર વિભાગના આપણા જ્ઞાતિબંધુઓએ એ તાળું રૂા. ૩૦૦૦૧/- (ત્રીસ હજારને એક) રૂપિયામાં લેવાનો ચડાવો કર્યો. આ ત્રીસ હજારનો આંક સાંભળતાંજ સભાજનો અને ખાસ કરીને આમંત્રિત સજ્જનો પણ વિસ્મય પામી ગયા હતા. આવા પ્રસંગો તો અનેક બને છે અને ભાવનાત્મક અમૂલ્ય ચીજોની હરાજીઓ પણ બોલાય છે. પરંતુ આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિને લક્ષમાં લેતાં આ તાળાની કિંમત રૂપિયા ત્રીસ હજાર સુધી બોલાય એ જાણીને આમંત્રિત સજ્જનો પણ આશ્ચર્યમાં ગરકાવ બની ગયા. પરંતુ તાળાની હરાજી કરનાર શ્રી બાબુભાઈ એ તાળું રૂપિયા ત્રીસ હજારમાં આપી દે એમ માનવાનું કોઈ પ્રયોજન નહોતું. આ સમાજ પ્રત્યે લાગણી ધરાવતા સમાજસેવકોના ઉત્સાહથી શ્રી બાબુભાઈ તાળાની કિંમત વધુમાં વધુ ઉપજાવવાની ભાવના ન રોકી શક્યા. આટલી કિંમતમાં એ તાળું આપવા રાજી ન હોય તેમ તેઓ સભાજનો પાસે વધુ થોડાક ઓછા છે. હવે એક બે ચડાવાની જરૂરત છે. એ રીતે અપીલ કરતા હતા. એ રૂપિયા ત્રીસ હજાર એક ''એક વાર'' બોલ્યા ત્યાં જ નાગપુર સમાજનો રૂા. ૩૫૦૦૧/- (પાંત્રીસ હજાર એક)નો આંક આવીને ઊભો. આમ ચડાવો તો જાણે પાંચ હજારનો જ હોઈ શકે એવી પરિસ્થિતિ નિર્માણ થઈ ગઈ. શ્રી બાબુભાઈએ ફરીને શ્રી ભીમજી બાપા અને બંગાળ વિભાગના ખાસ સંબંધનો પુનરોચ્ચાર કર્યો. અને બંગાળ વિભાગે રૂા. ૪૦૦૦૧-૦૦ (ચાલીસ હજાર ને એક) રૂપિયા માં એ તાળું લેવાની ઑફર કરી. આમ લગભગ અર્ધા કલાકમાં તાળાંની કિંમત રૂપીયા ચાલીસ હજાર ને એક ઉપર પહોંચી અને શ્રી બાબુભાઈને જાણે કંઈક સંતોષ થયો હોય તેમ

"એક વાર", "બે વાર" અને "ત્રણ વાર" બોલી રૂા. ૪૦૦૦૧/- માં બંગાળ વિભાગે એ તાળું લીધાનું જાહેર કર્યું. આ વખતે આખો સભામંડપ તાળીઓના ગડગડાટ અને હર્ષનાદોથી ગાજી ઊઠ્યો હતો.

આ તાળાના ચડાવા બોલતી વખતે એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચતી હતી અને તે એ કે ચડાવા જોકે વ્યક્તિગત રીતે આપવાના હોવા છતાં એ આપનાર ભાઈઓ પોતાનાં નામ ગુપ્ત રાખીને પોતાના પ્રદેશને આગળ કરતા હતા અને ગૌરવવંતો બનાવતા હતા. અમને જણાવતાં અતિ આનંદ થાય છે, અને એ વાતનું અમે ગૌરવ અનુભવીએ છીએ કે જયાં સુધી આપણા જ્ઞાતિબંધુઓમાં અનામી રહીને ગુપ્ત દાનની વૃત્તિ છે ત્યાં સુધી આપણી જ્ઞાતિનું ભાવી ઉજજ્વળ છે અને સદાય રહેશે. બંગાળ વિભાગના નામે રૂપિયા ૪૦૦૦૧-૦૦ ચાલીસ હજારને એક રૂપિયામાં એ તાળાંના ખરીદનાર ભાઈઓ તો અનામી જ રહેવા માગતા હતા અને માગે છે. બંગાળ વિભાગને મળેલું ગૌરવ જ તેઓ પોતાનું ગૌરવ માને છે પરંતુ અમે બંગાળ વિભાગના નામે રૂા. ૪૦૦૦૧-૦૦ જેવી માતબર રકમ આપનાર એ મહાનુભાવોનાં નામ નિર્દેશન ન કરીએ તો અમે અમારી ફરજ ચૂક્યા ગણાઈએ. આ રહ્યા મહાનુભાવોનાં નામ, જેમણે બંગાળ વિભાગને નામે એ તાળાની ખરીદી કરી.

૧. શ્રી ધનજીભાઈ હરજીભાઈ ભડલીવાળા - આસનસોલ
૨. શ્રી કરશનભાઈ ખેતાભાઈ ચોપરા અંગીઆવાળા - કલકત્તા
૩. શ્રી કરમશીભાઈ હીરજીભાઈ મંગવાણાવાળા - કલકત્તા
૪. શ્રી કરશનભાઈ ભીમજીભાઈ કોટડાવાળા - કલકત્તા
૫. શ્રી ધનજીભાઈ મેઘજીભાઈ કોટડાવાળા - કલકત્તા

આ સૌ મહાનુભાવોને આપણી જ્ઞાતિના સૌહાર્દિક આશીર્વાદ અને અમારા સૌનાં હાર્દિક અભિનંદન.

આ મહાનુભાવોએ બેસાડેલો આ દાખલો જ્ઞાતિના અન્ય દાનવીરોને ભવિષ્યમાં પ્રેરણા આપતો રહેશે. એ નિઃશક હકીકત છે.

ત્યારબાદ પ્રમુખશ્રીએ એ તાળું ઉપરના મહાનુભાવોના પ્રતિનિધિ તરીકે શ્રી ધનજીભાઈ હરજીભાઈને વિધિપૂર્વક અર્પણ કર્યું હતું. આ અર્પણ વિધિ સમયે ફરીને આખો સભામંડપ હર્ષનાદો અને તાળીઓના ગડગડાટોથી ગાજી ઊઠ્યો હતો.

આ તબક્કે ભોજન ઇત્યાદિ માટે સભા મુલતવી રહી હતી. અને બપોર પછી ૩-૦૦ વાગે ફરીને શરૂ થઈ હતી.

સભાની શરૂઆત કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે આપણા આ છાત્રાલયનું આવું ભવ્ય મકાન બનાવનાર કોન્ટ્રેક્ટરોનો ફાળો પણ નાનોસૂનો નથી, એમણે આ કાર્ય પોતાનું જ કાર્ય હોય એમ માનીને કર્યું છે, દરેક રીતે આપણને અનુકૂળ થવાનો પ્રયત્ન કર્યો છે. અને આપણને સંતોષકારક કામ કરી આપ્યું છે. તે બદલ સમાજ કોન્ટ્રેક્ટર કંપનીના ભાગીદારો શ્રી કરમશી મનજી, શ્રી ભીમજી વાલજી તથા શ્રી માવજી શિવદાસના આભારી છે. અને સમાજ વતી સંતોષ વ્યક્ત કરવાના પ્રતીક રૂપે તે ત્રણે ભાઈઓને પ્રમુખશ્રીએ રૂપાના ચંદ્રકો અર્પણ કરી બહુમાન કર્યું હતું જેને સભાજનોએ તાળીઓથી વધાવી સંમતિ આપી હતી. આવી જ રીતે વીજળીને લગતા કામના કોન્ટ્રેક્ટર શ્રી અરજણ ભાણજીને પણ સમાજ વતી તેમની સુંદર કામગીરી બદલ પ્રમુખશ્રીએ રૂપાનો ચંદ્રક એનાયત કર્યો હતો.

આ ઉપરાંત પ્રમુખશ્રીએ શ્રી કરશન ઉકેડા, જેઓએ કૌશલ્યથી સમાજના સુપરવાઇઝર તરીકે છાત્રાલયના બાંધકામ દરમ્યાન દેખરેખ રાખી સુંદર કામગીરી બજાવી હતી તે બદલ સમાજને થયેલો સંતોષ વ્યક્ત કર્યો હતો. અને સમાજ વતી તેઓશ્રીએ શ્રી કરશનભાઈને રૂપાનો ચંદ્રક અર્પણ કરી બહુમાન કર્યું હતું.

આ પ્રસંગે પ્રમુખશ્રીએ એવી જાહેરાત કરી હતી કે આપણા સમાજના એક યુવાન અને અતિ ઉત્સાહી કાર્યકર શ્રી કરશન ભીમજી (ગાભુભાઈ)એ આપણી આ તમામ પ્રવૃત્તિઓમાં પહેલેથી છેલ્લે સુધી જે અથાગ પ્રયત્નો કર્યા છે અને હરેક પ્રકારની તેમને સોંપાયેલી કામગીરી એમણે જે ઊત્સાહ અને કુનેહપૂર્વક પાર પાડી છે તે બદલ આપણો સમાજ એમને ધન્યવાદ આપે છે. પ્રમુખશ્રીએ વિશેષમાં જણાવ્યું કે પાટીદાર યુવક સમાજ તરફથી શ્રી ગાભુભાઈએ કેરલી કામગીરી અને ભવ્ય ભોગનો બદલો તો શું આપી શકીએ ? પરંતુ તેઓશ્રીની કદરદાનીના એક નાના એવા પ્રતીક રૂપે એક સૂવર્ણચંદ્રક શ્રી ગાભુભાઈને એનાયત કરવો એવી વિનંતી કરવામાં આવી છે. પ્રમુખશ્રીએ પોતાનો અભિપ્રાય દર્શાવતાં જણાવ્યું કે શ્રી પાટીદાર યુવક સમાજની આ વિનંતી સદંતર વ્યાજબી છે. અને તેઓ તેમાં હૃદયપૂર્વક સંમતિ દર્શાવે છે.

પ્રમુખશ્રીના આ વિધાનને ઉપસ્થિત સભાજનોએ હર્ષનાદોથી અને તાળીઓના ગડગડાટથી માન્ય કર્યું હતું.

ત્યાર બાદ શ્રી વીરેન્દ્રભાઈએ જણાવ્યું કે પાટીદાર યુવક સમાજે શ્રી ગાભુભાઈને સુવર્ણ ચંદ્રક આપી તેમનું બહુમાન કરવાનો નિર્ણય કર્યો છે તે અનેક રીતે આવકાર્ય અને સ્તુત્ય છે. આજે આ સમારંભો જે સફળતાથી ઊજવાઈ રહ્યા છે તે સફળતાનો યશ જો કોઈ એક વ્યક્તિને ફાળે જતો હોય તો તે વ્યક્તિ શ્રી ગાભુભાઈ છે. એમ નિઃશંક કહી શકાય. શ્રી ગાભુભાઈએ કોલકાતાથી આવ્યા પછી અહીંની કાર્યવાહીમાં જે અગ્રભાગ લીધો છે તેથી તો આપ સૌ વિદિત છો. પરંતુ આપણી આ બોર્ડિંગના ફાળા માટે એમણે જે પ્રયાસો કર્યા છે તે પૂર્વ ભારતમાં

તો સૌને સુવિદિત છે એમણે પોતાની અંગત સુખ-સગવડો કે ધંધાનો ખ્યાલ રાખ્યા વગર આ છાત્રાલયનો ફાળો કેમ વધુ થાય એ તરફ જ લક્ષ રાખ્યું છે. પોતે આ કામમાં ઉત્સાહથી ભાગ લઈ રહ્યા છે એટલું જ નહીં, પણ એમની અસરથી બીજા અસંખ્ય યુવકો પણ આ પ્રવૃત્તિમાં લાગી ગયા અને આ કાર્યને સફળ બનાવ્યું છે. તેનો યશ પણ શ્રી ગાભુભાઈને ફાળે જ જાય છે છેલ્લાં કેટલાંય અઠવાડિયાંઓથી કચ્છમાં ફાળા અર્થે જે સભાઓ યોજાઈ રહીછે તે સર્વ ઠેકાણે શ્રી ગાભુભાઈ હાજર જ હોય છે. એમના ઉત્સાહ અને ઉમંગનો જાણે કે આપણને સૌને ચેપ લાગ્યો છે. એમની પાસેથી આજના યુવકોએ દાખલો લેવા જેવો છે. અને ઘણું શીખવાનું છે. શ્રી ગાભુભાઈનો એક ખાસ ગુણ એ છે કે એમનું નિરભિમાન અને બીનઆડંબરી સ્વભાવ. સામાન્ય રીતે તો માણસ કાર્ય થોડું કરે અને દેખાવ ઝાઝો કરે. અને બધી જગાએ પોતે જ અગ્રસ્થાને હોવાનો પ્રયત્ન કરે. જ્યારે શ્રી ગાભુભાઈ ભાષણો કરવાનું તો જાણે શીખ્યા જ નથી, તેઓ તો એક જ ચીજ જાણે છે કે મૂંગે મોંએ સફળતાપૂર્વક કાર્ય કરી સંતાઈ જવું. અને એ કરેલાં કાર્ય બદલ મળનારું માન ભલે એના સહકાર્યકરોમાં વહેંચાઈ જતું. આવા શ્રી ગાભુભાઈનું સન્માન કરીને ખરેખર તો આપણે આપણું જ સન્માન કરીએ છીએ. હું પ્રભુને પ્રાર્થના કરું છું કે આવતાં કેટલાંય વર્ષો સુધી શ્રી ગાભુભાઈની સેવાઓ આપણા સમાજને મળતી રહે.

ત્યાર બાદ શ્રી પચાણ શિવજીએ સભાને સંબોધતાં જણાવ્યું કે શ્રી પાટીદાર યુવક સમાજ શ્રી ગાભુભાઈનું જે રીતે સન્માન કરવા માગે છે તેમાં હું પણ મારો સૂર પુરાવું છું. છેલ્લા કેટલાય દિવસોથી શ્રી ગાભુભાઈની સાથે કાર્ય કરવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું છે. એમની કામ કરવાની રીત અને ઉત્સાહનો સાક્ષી બનવા હું મારું અહોભાગ્ય માનું છું. એક જ દિવસમાં ભુજ, માંડવી જેવાં દૂર દૂરનાં સ્થળોએ સમાજની કામગીરી બજાવી સાંજે પાછા કોઈ આથમણી બાજુના ગામમાં પ્રચાર સભામાં હાજર થઈ જવું તે શ્રી ગાભુભાઈને મન સહજ વાત હતી. સમાજનાં કામ કરવામાં શ્રી ગાભુભાઈએ નથી જોઈ રાત કે નથી જોયો દિવસ, નથી કરી જમવાની કે આરામની દરકાર, કેટલાય દિવસો સુધી એમણે અઢારથી વીસ વીસ કલાક આપણા આ સમારંભો સફળ રીતે પાર પડે તે વિષેની કામગીરીમાં જ ગુજાર્યા છે. શ્રી ગાભુભાઈને માટે સમાજનું કોઈ પણ કામ અતિ મોટું નથી કે અતિ નાનું નથી. જ્યારે જ્યારે આપણને એમની જરૂર પડી છે, ત્યારે ત્યારે એમણે આપણી હાકલને માન દીધું છે. મને તો ખરેખર શંકા થાય છે કે માણસ પોતાના ઘરના અવસરે પણ શ્રી ગાભુભાઈએ જે ખંત અને ઉમંગથી આપણા સમાજનું આ કામ કર્યું છે તે રીતે કરી શકે નહીં. શ્રી ગાભુભાઈનું આપણે જે સન્માન કરીએ છીએ તેથી લાભ તો આપણા સમાજને જ થવાનો છે. આ સન્માન સમારંભમાંથી પ્રેરણા મેળવીને જો બીજા માત્ર પણ ગાભુભાઈ જેવા યુવાનો સમાજને સાંપડે તો પણ આપણા સમાજની ખૂબ જ ઉન્નતિ થાય, એમ હું મક્કમપણે માનું છું. પ્રભુ શ્રી ગાભુભાઈને દિન પ્રતિદિન વધુ ને વધુ શક્તિ આપે અને શ્રી ગાભુભાઈ એમની રીત મુજબ સમાજસેવા અર્થે એ શક્તિ વધુ ને વધુ વાપરતા રહે એ જ પ્રભુને પ્રાર્થના.

શ્રી બાબુભાઈ કારીઆએ ઉપરોક્ત વિષય પર બોલતાં જણાવ્યું કે શ્રી ગાભુભાઈને અને મારે ઘણો જૂનો અને ભાઈ જેવો સંબંધ છે. એટલે ગાભુભાઈનાં વખાણ કરવાં એ જાણે હું મારાં જ વખાણ કરતો હોઉં એમ લાગે છે. અને એટલા પૂરતો મને અહીં બોલતાં સંકોચ થાય છે. પરંતુ શ્રી ગાભુભાઈએ આ બોર્ડિંગના ફાળા માટે જે જે પ્રવૃત્તિઓ અને પ્રવાસો કર્યા છે. તેની મને અંગત માહિતી છે. શ્રી ગાભુભાઈનો મિલનસાર સ્વભાવ અને નિર ભિમાન પહેલી જ મુલાકાત સામેનાનાં મન જીતી લે છે. શ્રી ગાભુભાઈ વાદવિવાદમાં ઊતરવાનું કે પોતાનો જ કક્કો ખરો કરવામાં માનતા નથી. પણ તડજોડ અને સમાધાનનો જ માર્ગ હંમેશાં પસંદ કરે છે. સામાને સમજાવવાની એમની શક્તિએ આ સંસ્થાનો ફાળો મેળવવામાં બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે. અને એમની પોતાની પ્રેરણાથી એમણે અનેક યુવાન મિત્રોને આ કાર્યમાં ખેંચ્યા છે. શ્રી ગાભુભાઈનો સ્વભાવ જ એવો છે કે તેઓ માત્ર યુવાનોને પ્રેરણારૂપ બને છે એટલું જ નહીં, પણ એ પોતે યુવાન હોવા છતાંયે અનુભવે વૃદ્ધ છે. એટલે મુરબ્બીઓને એમની સલાહસૂચન વગેરેની અવારનવાર જરૂર પડે છે. અને શ્રી ગાભુભાઈ તે કોઈ પણ જાતના દેખાવ કે આડંબર વિના આપે છે. આવા શ્રી ગાભુભાઈનું જે સન્માન અહીં થાય છે તે સર્વથા યોગ્ય જ છે.

ત્યાર બાદ આપણી જ્ઞાતિના યુવાન અને ઉત્સાહી કાર્યકર શ્રી નારાયણજી પેથાભાઈ પોકારે પોતાના સૂર પુરાવતાં કહ્યું કે શ્રી ગાભુભાઈનો મને અંગત પરિચય નથી પરંતુ શ્રી ગાભુભાઈમાં એવી કંઈક ચીજ હોવી જ જોઈએ કે જેને લીધે આપણે સૌ એમના પ્રશંસકો બની રહ્યા છીએ. કેટલાય કેળવાયેલા યુવકો પાસે જ્ઞાતિ જે અપેક્ષા રાખે તે કરતાંય અતિ ઘણું કાર્ય બહુ નહીં ભણેલા એવા ગાભુભાઈએ જ્ઞાતિ અર્થે કર્યું છે. શ્રી ગાભુભાઈએ સમાજસેવાના કરેલા આ કાર્ય બદલ હું તેમને મારા હાર્દિક અભિનંદન આપું છું.

શ્રી ખીમજી કચરાએ બોલતાં જણાવ્યું કે મારી અગાઉ જે ભાઈઓ શ્રી ગાભુભાઈ વિષે બોલી ગયા છે અને ગાભુભાઈના

ગુણો, સ્વભાવ વગેરેનું જે વર્ણન કર્યું છે તેમાં હું મારો સૂર પુરાવું છું. પરંતુ પુનરોકિત કરવાની જરૂર જોતો નથી. શ્રી ગાભુભાઈને આપણે જે માન આપીએ છીએ તે યોગ્ય જ છે.

આ વક્તાઓ ઉપરાંત શ્રી માવજી ધનજી, શ્રી નથુભાઈ નાનજી અને શ્રી ખીમજી નાગજીએ પણ શ્રી ગાભુભાઈના સ્વભાવ અને સમાજ પ્રત્યેની ભાવના અને સેવાનો ઉલ્લેખ કર્યો હતો. અને શ્રી ગાભુભાઈનું સન્માન થાય છે તે પ્રત્યે પોતાનો હાર્દિક સંતોષ અને આનંદ વ્યક્ત કર્યા હતા.

ત્યારબાદ સભાજનોના હર્ષનાદ અને તાળીઓના ગડગડાટો વચ્ચે પ્રમુખશ્રીએ શ્રી ગાભુભાઈને પાટીદાર યુવક સમાજ તરફથી સુવર્ણચંદ્રક અર્પણ કર્યો હતો. અને પોતાના સ્વહસ્તે શ્રી ગાભુભાઈની છાતી ઉપર એ ચંદ્રક લટકાવી દીધો હતો.

ઉપરના સન્માનનો જવાબ આપતાં શ્રી ગાભુભાઈએ જણાવ્યું કે આપ સૌએ કરેલાં મારાં સન્માન બદલ તથા આપના પ્રેમના પ્રતીક રૂપે મને અર્પેલા આ સુવર્ણ ચંદ્રક બદલ હું આપ સૌનો અત્યંત આભારી થયો છું. અહીં મારા વિષે જે જુદા જુદા વક્તાઓએ જણાવ્યું છે, તે બધા ગુણો મારામાં મોજૂદ છે એમ માની લેવા જેટલો હું મૂર્ખ નથી. આ જે સન્માન અપાયાં છે તેમાં મને તો આપણી સમગ્ર યુવાન પેઢીને એક કદર થઈ રહી હોય અને તે યુવાન પેઢીના એક મૂક પ્રતિનિધિ તરીકે મારે એ પુરસ્કાર સ્વીકારવાનો હોય એમ હું માનું છું. મારા વિષે અહીં જે કંઈ કહેવામાં આવ્યું છે તેમાં અતિ ઘણી અતિશયોક્તિ છે. મેં મારી ફરજ ઉપરાંત કંઈ જ વિશેષ કર્યું નથી. બલ્કે મારા કરતાં પણ વધુ કાર્ય કરવાવાળા કાર્યકર્તાઓ અહીં મોજૂદ છે, તે હું જાણું છું, છતાં આપ સૌને મારા પ્રત્યે જ પ્રેમ અને મમતા છે તેને લીધે જ આપ આવા મારામાં ન હોય એવા સદ્ગુણોનું આરોપણ કરો છો અને મારી ફરજ પ્રમાણે કરેલી નાની એવી સેવાનાં આટલાં બધાં વખાણ કરો છો. આજે અપાયેલા માનને હું લાયક નથી તે હું સારી રીતે જાણું છું. પરંતુ આપના પ્રેમના પ્રતીકને નકારવાની મારામાં હિંમત નથી. એટલે અને કંઈક તો અમારી સમગ્ર યુવાન પેઢીનું આ સન્માન છે એમ માની હું એનો સ્વીકાર કરું છું. મારી આપ સૌને વિનંતી છે કે આપણે જે સહકાર અને ઐક્યતાથી આ પરિષદ, છાત્રાલય અને છાત્રાલયનો ઉદ્ઘાટન વિધિ પાર પાડ્યાં છે એ જ રીતે આવતાં વર્ષોમાં આપણા સમાજને ઉપયોગી એવી પ્રવતિઓ આપણે પાર પાડીશું. મને લાંબાં ભાષણો કરતાં આવડતું નથી. હું તો સિપાહી છું. મારી ફરજ ઑર્ડરો લેવાની અને બજાવવાની, ફરીને એક વખત હું આપ સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.''

ત્યાર બાદ સ્વાગત પ્રમુખ શ્રી પરબત લખુ વતીથી સમગ્ર સમાજ તરફથી આભાર વિધિ કરતાં શ્રી પચાણભાઈ શિવજીએ જણાવ્યું હતું કે ''સમાજ આપ સૌનો ઋણી છે.''

પ્રમુખશ્રી : આપે જે કુનેહ અને સરળતાથી આ સભાનું સંચાલન કર્યું છે અને આપના અમૂલ્ય સમયનો ભોગ આપી અમારા આમંત્રણને માન દઈ આ પ્રમુખપદની જવાબાદારી સ્વીકારી અને યશસ્વી રીતે પાર પાડી તે બદલ;

સમાજના અગ્રણી, નામી અને અનામી સૌ કાર્યકર ભાઈઓનો : જેમણે પોતાની સુખ-સગવડની દરકાર કર્યા વગર સમગ્ર ભારતમાં આપણા આ કાર્ય માટે ફાળો એકઠો કર્યો તે બદલ;

સૌ કાર્યકર ભાઈઓનો : જેમણે આપણા આ કાર્યમાં તન, મન અને ધનથી દરેક જાતનો સહકાર આપી આ કાર્યને સફળતાપૂર્વક પાર પાડવા બદલ,

આપ સૌ દાનવીર ભાઈઓનો : સમાજની ઝોળી અતિ ઉત્સાહ પૂર્વક છલકાવી દેવા બદલ;

આ સૌ ભાઈઓનો : જેમણે છાત્રાલયના મકાનમાં આવી સુંદર કામગીરી બજાવી તે બદલ;

આપ સૌ પરિષદ અર્થે પ્રચારકાર્ય કરનારા ભાઈઓનો : જેમણે સફળતાથી અને ઉત્સાહ પૂર્વક પરિષદની પૂર્વભૂમિકા તૈયાર કરી તે બદલ;

આપ સૌ પ્રતિનિધિ ભાઈઓનો : જેમણે જ્ઞાતિના રીતરિવાજોને પરિષદમાં મળી બંધારણીય મહોર મારવા બદલ;

આપ સૌ સ્વયંસેવક ભાઈઓ તથા બહેનોનો, અને એમાંય ખાસ કરીને રસોડા તથા જળ વિભાગના ભાઈઓનો : આપ સૌએ કરેલી સેવાની સુંદર કામગીરી બદલ;

ડૉ. શ્રી ગંગદાસભાઈ ! આપે બજાવેલી પ્રાથમિક ડૉક્ટરી સહાય બદલ;

એ સૌ મહાનુભાવોનો : તેમણે પાઠવેલા શુભેચ્છાના સંદેશાઓ બદલ,

આ ઉપરાંત આપ સૌ અત્રે પધારેલાં ભાઈ-બહેનોનો, આપ સૌએ આમંત્રણને માન આપી અહીં પધારી અમારી અનેક ત્રુટીઓ ચલાવી એવા બદલ તથા સંપૂર્ણ શાન્તિ અને શિસ્તથી આ કાર્યવાહી ચલાવવામાં મદદ કરવા બદલ;

અને છેલ્લે એ સૌ નામી અને અનામી જ્ઞાતિજનો, અમલદારો અને બિન અમલદારોનો : જેમણે અમારા આ કાર્યમાં પોતાનાથી બનતી બધી મદદ કરીને આ કાર્ય સફળતાથી પાર પાડવામાં જે સહાયતા કરી છે તે બદલ...

ઉપર મુજબ આભારવિધિ પછી પ્રમુખશ્રીએ આ સમારોહ પૂર્ણ થયાની જાહેરાત કરી હતી, અને સભાજનો - ઉલ્લાસમય વાતાવરણ વચ્ચે ગામે ગામ અહીં ચાલેલી કાર્યવાહીનો સંદેશો આપવા વિખરાઈ ગયા હતા.

## પાટીદાર વિદ્યાર્થી ભવન નખત્રાણાના ઉદ્દ્ઘાટન પ્રસંગે સ્વાગતાધ્યક્ષ શ્રીમાન પરબત લખુ પટેલ તેમજ પ્રમુખ શ્રી શિવદાસ કાનજી નાકરાણીએ કરેલ માંગલિક પ્રવચન ....

### સ્વાગત પ્રમુખનું સ્વાગત પ્રવચન

માનનીય પ્રમુખશ્રી, સજ્જનો તથા સન્નારીઓ, આપ સૌ અમારા આમંત્રણને માન આપી આ બોર્ડિંગના ઉદ્દ્ઘાટન પ્રસંગે પધાર્યા છો તે માટે આપ સૌનો અમારી સમસ્ત જ્ઞાતિ વતી હું આભાર માનું છું.

આપ સૌને વિદિત છે તેમ અમારી આ જ્ઞાતિનો મુખ્ય વ્યવસાય ખેતીનો છે. કચ્છમાં સામાન્ય રીતે કેળવણીનો પ્રચાર ઓછો જ રહ્યો છે. તેમાંય અમારી જ્ઞાતિમાં તો એ ખૂબ જ ઓછો રહ્યો છે. અમારી જ્ઞાતિ મુખ્યત્વે કચ્છમાં અગર તો કચ્છ બહાર મહેનત- મજૂરીનાં જ કાર્યો કરે છે. પરંતુ હાલના યુગ પ્રવાહોથી અમે પણ વંચિત કેમ રહી શકીએ ? આજે આ સમયે અને આ સ્થળે મારે કેળવણીની જરૂરિયાત વિશે શું કહેવાનું હોય ? જ્ઞાન એ માનવીનું ત્રીજું લોચન છે. માત્ર બે આંખોથી જોઈએ એટલું પૂરતું નથી. અને કેળવણી વગર જ્ઞાન કેમ સંભવી શકે ?

આ બધા વિચારોને મૂર્ત સ્વરૂપ આપવા જ્ઞાતિના આગેવાનોએ કેળવણીની દિશામાં કંઈક કરવું જોઈએ એવો નિર્ણય કર્યો, પ્રવૃત્તિઓ આદરી જેનું આજે આ વિદ્યાર્થી ભવનમાં મૂર્ત સ્વરૂપ સર્જાય છે. અમારી અભિલાષા અને આકાંક્ષાઓની આ કલગી નથી; આ તો માત્ર શરૂઆત છે, અમારા મનોરથો આવાં અનેક છાત્રાલયો જ - "કન્યાઓ માટે પણ " - નહીં પરંતુ શાળાઓ અને કૉલેજો પણ પૂરી પાડવાના છે. પણ આ પ્રસંગે મેં ફક્ત અમારી ભવિષ્યની આકાંક્ષાઓનો નિર્દેશ માત્ર જ કર્યો છે.

આ સ્થળે આ બોર્ડિંગની સ્થાપના માટે કરવામાં આવેલા પ્રયત્નોની સહેજ ઝાંખી આપને કરાવું તો તે અસ્થાને નહીં ગણાય. આ બધા વિચારો કરીએ છીએ ત્યારે સ્વર્ગસ્થ પૂજ્ય મહારાજશ્રી ઓધવરામજીનું સહેજે સ્મરણ થઈ જાય છે. અમારી જ્ઞાતિ માટે લાગણી અને મમતા ધરાવી વારંવાર આપણને બોર્ડિંગ બારામાં ભલામણ કરતા, તેને પરિણામે જ આપણને આ બોર્ડિંગ કરવાની પ્રેરણા મળી. આજે તેઓ આપણી વચ્ચે નથી પણ તેઓશ્રી વર્ષોથી જે ઇચ્છતા હતા તે બોર્ડિંગ બન્યાથી આજે અંતરિક્ષમાંથી પણ તેઓશ્રીનો આત્મા આપણને આશીર્વાદ આપી રહ્યો હશે.

સને ૧૯૫૭ ની શરૂઆતમાં આ નિમિત્તે એક એડહોક કમિટીની રચના કરવામાં આવી અને એ કમિટીના પ્રયત્નોરૂપ એ આ આપણી આજની બોર્ડિંગ. આપ સમજી શકશો કે આવી ભવ્ય ઇમારત માટે કેવા પ્રયત્નો કરવા પડ્યા હશે ? જમીનો લેવી, લાગતા વળગતા સત્તાવાળાઓ સાથે સંપર્ક સાધવો, બાંધકામની વ્યવસ્થા કરવી, અને સૌથી અગત્યનું એવું એને લગતું ભંડોળ ઊભું કરવાનું. આ સર્વે જવાબદારીઓ એડહોક કમિટીના માનનીય સભ્યોએ ખૂબ જ સફળતાપૂર્વક પાર પાડી છે. એ આપ સૌ જાતે જોઈ શકો છો. જ્ઞાતિ વતી એ સૌ સજ્જનોનો હું હાર્દિક આભાર માનું છું અને એવી આશા રાખું છું કે આ ઉપર જણાવેલા મહાનુભાવો ઉપરાંત આ કાર્યમાં અનેક નામી-અનામી ભાઈઓનો સહકાર અને પરસેવો પડ્યો છે. એ હું કેમ ભૂલી શકું ? નામાવલી આપવા જાઉં તો ઘણું જ લંબાણ થઈ જાય. પરંતુ થોડાંક નામોનો નિર્દેશ માત્ર પણ ન કરું તો હું મારી ફરજ ચૂક્યો ગણાઉં. આવા ભાઈઓમાં આવે છે શ્રી લાલજી દાના, શ્રી કરશન શિવદાસ, શ્રી અરજણ રામજી, શ્રી હીરજી કેસરા, શ્રી ખીમજી કચરા, શ્રી કરશન ઉકેડા, શ્રી ખીમજી નાગજી, શ્રી વિશ્રામ કાનજી અને શ્રી ભાણજી પચાણ.

ઉપર જણાવેલા ભાઈઓ ઉપરાંત સેંકડો ને હજારો સેવાભાવી કાર્યકરોનો અને દાતાઓનો તથા નાના અને મોટા સૌ - કચ્છમાં અને કચ્છ બહાર પથરાયેલા - સૌએ આ કાર્યને પોતાનું ગણી, પોતાની સગવડ-અગવડનો ખ્યાલ કર્યા સિવાય જે કૌશલ્યથી સફળ બનાવ્યું છે તે બદલ હું તે સૌ ભાઈઓનો હાર્દિક આભાર માનું છું. ખાસ કરીને આ કાર્યને આજે અઠવાડિયાંઓથી પોતાનું સર્વસ્વ આપી રહેલા કોલકાતા, નાગપુર, મુંબઈ, ચેન્નાઈ, ગુજરાત વગેરે દૂર દૂરનાં સ્થળોએથી પધારેલા ભાઈઓનો ખાસ આભાર માનું છું. એમની મહેનત અને માર્ગદર્શન વગર આજનો આ મંગળ પ્રસંગ આવો ભવ્ય અને ઉજ્જવળ ન બની શક્યો હોત.

અમારા આમંત્રણને માન આપી અહીંનાં સ્થાનિક ભાઈ-બહેનોએ પધારી સમારોહને સફળ બનાવ્યો છે અને આનંદમાં અનેરો વધારો કર્યો છે તે બદલ અહીં પધારેલા સૌનો હું સમાજ વતી હાર્દિક આભાર માનું છું.

આ શુભ કાર્ય પ્રત્યે હાર્દિક ભાવના ધરાવનાર ઘણાં બહેનો સંજોગવશાત્ અત્રે પધારી શક્યાં નથી, પરંતુ તેઓનાં મન તો અહીં જ હશે, એવાં સૌ ભાઈ-બહેનોને આ શુભ અવસરે યાદ કરી હું સૌનો હાર્દિક આભાર માનું છું. આપ સૌ તરફથી અત્યાર

સુધી જે સાથ-સહકાર મળતો રહ્યો છે અને તે હંમેશાં મળતો રહેશે એવી અમોને શ્રદ્ધા છે.

આ શુભ પ્રસંગે જાતે હાજર ન હોવા છતાં જે મહાનુભાવોએ આપણી ઉપર શુભેચ્છાના સંદેશાઓ પાઠવ્યા છે તે બદલ એ સૌ સજ્જનોનો હું આભાર માનું છું. અમારા આ કાર્યમાં અમોને પ્રત્યક્ષ અથવા તો પરોક્ષ રીતે મદદ કરી છે તે બદલ એ સૌ ખેલદિલ સજ્જન અધિકારીઓનો અમારા સમાજ વતી હું હાર્દિક આભાર માનું છું.''

સ્વાગત પ્રમુખશ્રીના સ્વાગત ભાષણ બાદ સમારંભના પ્રમુખ શ્રી શિવદાસ કાનજીએ સભાને સંબોધતા જણાવ્યું હતું કે :

જ્ઞાતિ બંધુઓ તથા ભગિનીઓ, આજના આ માંગલિક પ્રસંગે આપ સૌએ આ સમારંભનું પ્રમુખસ્થાન મને આપ્યું છે, તેને માટે હું આપ સૌનો અત્યંત આભારી છું. હું એ બરાબર જાણું છું કે આ પ્રમુખસ્થાન લેવા માટેની મારી લાયકાતો મર્યાદિત છે. આપણી જ્ઞાતિમાં મારા કરતાં વધુ સુયોગ્ય વ્યક્તિઓ મોજૂદ છે. એટલે આ બાબતમાં મહાનુભાવોના પગલે પગલે આપણી જ્ઞાતિના આજના યુવાનો અને આવતી કાલના ઘડવૈયાઓ જો ચાલશે તો જ્ઞાતિનું ભાવિ અતિ ઉજળું છે, એમાં મને શંકા નથી.

આપ સૌ જાણો છો તેમ આપણા સમાજની આ બોર્ડિંગ કંઈ એક માત્ર પ્રવૃત્તિ નથી. સમાજ તરફથી ભુજમાં એક મકાન લઈ તેમાં ઘટતા-વધતા સુધારા-વધારાઓ કરી સમાજની વાડી તરીકે તેનો ઉપયોગ થઈ રહ્યો છે તે આપને સુવિદિત છે. આપણામાંથી ઘણાં ભાઈઓ તથા બહેનોએ એ વાડીની મુલાકાત લીધી હશે. આ ઉપરાંત માંડવીમાં પણ આવી જ વાડી માટે સમાજ તરફથી જગ્યા લેવામાં આવી છે અને તેમાં પણ આપણા સમાજની જરૂરિયાતોને અનુરૂપ બને એવા ફેરફારો કરવાની આશા રાખીએ છીએ. આવી રીતે આપણા સમાજના સભ્યો ભુજ અને માંડવી જાય ત્યારે તેમનું પોતાનું ત્યાં સ્થાન છે. જ્યાં તેઓ પુરી સગવડતાઓ મેળવી શકે છે. ભુજની વાડીનો તો ભૂજની કોલેજમાં ભણતા આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ ઉપયોગ કરી રહ્યા છે. તે વાડીની બાજુમાં જ એક જમીનનો ખુલ્લો પ્લોટ લઈ રાખ્યો છે. જ્યાં અનુકૂળ સમયે આપણી જ્ઞાતિના કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલની સગવડતા કરવાની અભિલાષા છે.

સજ્જનો તથા સન્નારીઓ ! આ બોર્ડિંગનું કામ કેમ બન્યું તેની લંબાણ હકીકતોમાં હું આપને લઈ જવા માગતો નથી. પરંતુ આ પ્રસંગ આપણી જ્ઞાતિના ઇતિહાસમાં જ માત્ર નહીં પરંતુ સમસ્ત કચ્છની કેળવણીના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થશે. આજના મંગળ દિને આપણે સેવેલી આકાંક્ષાઓ મૂર્તિમંત કરવાનો ભગીરથ પ્રયત્ન શરૂ કરીએ છીએ. આ બોર્ડિંગમાંથી જ ભવિષ્યમાં કોઈ એવી વ્યક્તિ પાકશે કે જેને લઈને આ બોર્ડિંગની સાથે સંકળાયેલા સૌ તેમ જ આપણી સમગ્ર જ્ઞાતિ ગૌરવપૂર્વક અભિમાન લેશે અને ધન્યતા અનુભવશે. આપણા આ પુરુષાર્થ ઉપર પ્રભુના આશીર્વાદ ઊતરશે.

આપણા સમાજના એક આગેવાન કાર્યકર કે જેઓએ બે વરસ લગી પોતાનો ધંધો-રોજગાર છોડી ભારતભરમાં આ સંસ્થા માટે ફાળો ઉઘરાવવા માટે અથાગ પરિશ્રમ કર્યો છે એ શ્રી શિવદાસભાઈએ આજના આ સમારોહના પ્રમુખસ્થાનની જવાબદારી સ્વીકારી આપણને આભારી કર્યા છે. એમણે સમાજ માટે આપેલા ભોગની પ્રશંસા શબ્દો દ્વારા તો થઈ જ ન શકે, પરંતુ હું આપણી જ્ઞાતિ વતી તેઓશ્રીનો હાર્દિક આભાર માનું છું.

અને જ્યારે હું આભારવિધિ ઉપર જ છું ત્યારે શ્રી ભીમજીભાઈ કેશરા અને શ્રી નારાયણ શિવજી જેવા આપણા એ પિતામહોને કેમ ભૂલી શકું ? એમણે એમના ખંત અને ઉત્સાહથી યુવાનોને પણ શરમાવે એવો પરિશ્રમ કરી આ કાર્યને સફળ બનાવ્યું છે. આ રીતે તેઓશ્રીઓએ જ્ઞાતિને હંમેશને માટે ઋણી બનાવી છે એ મહાનુભાવોનો પણ હું આપણી સમસ્ત જ્ઞાતિ વતી હાર્દિક આભાર માનું છું.

મારી લાયકાત કરતાં આપ સૌના મારા પ્રત્યેના પ્રેમ અને લાગણીનું દર્શન કરું છું.

આપ સૌ જાણો છો તેમ આપણે ઘણી બાબતોમાં અને ખાસ કરીને કેળવણી વિષયક બાબતોમાં આપણા દેશની બીજી જ્ઞાતિ કરતાં ખૂબ જ પાછળ છીએ. આજની દુનિયામાં આજના આ સમાનતાના જમાનામાં, પ્રજાના કોઈ પણ વર્ગો કે જ્ઞાતિઓમાં દેખીતો તફાવત રહે એ કોઈ રીતે યોગ્ય નથી. આપણી જ્ઞાતિના આગેવાનોએ નક્કી કર્યું કે ઓછામાં ઓછું આપણી જ્ઞાતિ કેળવણીની બાબતમાં બીજી આગળ ગણાતી જ્ઞાતિઓની હરોળમાં આવે એવા પ્રયત્નો કરવા.

મેં આગળ કહ્યું તેમ આપણી જ્ઞાતિ પ્રમાણમાં અભણ છે. માત્ર થોડા જ્ઞાતિ બંધુઓ યુનિવર્સિટીની કેળવણી મેળવી હોય - અને એવા કેટલાક યુવાનો આપણી જ્ઞાતિમાં અવશ્ય છે જેમને માટે આપણી જ્ઞાતિ ગૌરવ લે છે એટલે કંઈ જ્ઞાતિ કેળવાયેલી બની જતી નથી. ઉચ્ચ કેળવણીનો પાયો એ સાર્વત્રિક અને સર્વદેશીય પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી વિકાસમાં

રહેલો છે.

આપણી જ્ઞાતિના લોકોની મુખ્ય વસ્તી નખત્રાણા તાલુકામાં છે અને આખા નખત્રાણા તાલુકામાં હાઈસ્કૂલ માત્ર નખત્રાણામાં છે. આ દૃષ્ટિએ પણ આ નખત્રાણાની હાઈસ્કૂલમાં આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ સરળતાથી ભણી શકે એટલા માટે આ બોર્ડિંગ જેવી એક સંસ્થાની અનિવાર્ય જરૂરત હતી.

સદ્‌ગત પૂ. મહારાજશ્રી ઓધવરામજી જેમના આપણી જ્ઞાતિ ઉપર હજારો ઉપકાર છે. એમના હૈયામાં આપણી જ્ઞાતિનું આગવું અને અનોખું સ્થાન હતું. પૂ. મહારાજશ્રીના ગુરુ આપણા જ્ઞાતિ-ભાઈ હતા, જેમનું સ્મરણ પૂજ્ય મહારાજશ્રી નિરંતર કરતા, એમના ગુરુને જન્મ આપનાર જ્ઞાતિ માટે તેઓ સતત ધગશ ધરાવતા અને પરિશ્રમ કરતા. પૂજ્ય મહારાજશ્રીની એ મનોકામના હતી કે કચ્છી પાટીદાર જ્ઞાતિનાં બાળકોની કેળવણી માટે આવી બોર્ડિંગ જેવી કોઈ સંસ્થાની સ્થાપના થાય. પૂ. મહારાજશ્રીની માત્ર એવી ઈચ્છાથી જ સંતોષ ન પામ્યા પણ એમના જીવનકાળ દરમ્યાન જ એમણે વાંઢાયમાં આપણી જ્ઞાતિનાં બાળકો માટે અતિ નાના પાયા પર  પરંતુ સર્વ પ્રથમ એવી બોર્ડિંગની સ્થાપના કરી.

પૂજ્ય મહારાજશ્રીની પ્રેરણા અને આશીર્વાદથી ગુજરાતમાં વસતા આપણી જ્ઞાતિના કચ્છી પાટીદાર ભાઈઓએ ધનસુરા મુકામે મોટા પાયા ઉપર આવી જ બોર્ડિંગની સ્થાપના કરી. મને જણાવતાં હર્ષ થાય છે કે એ બોર્ડિંગ આજે પણ સફળતાપૂર્વક આપણી જ્ઞાતિમાં રહેલા નિરક્ષરતા રૂપી અંધકારમાં પ્રકાશ આપી રહી છે.

પૂજ્ય મહારાજશ્રી ઓધવરામજીના દેહવિલય પછી એમની પુણ્ય સ્મૃતિમાં એમના ભક્તો-પ્રશંસકો તરફથી વાંઢાય ખાતે જ્યારે તેમના ઓચ્છવ નિમિત્તે ભેગા મળ્યા ત્યારે પૂ. મહારાજશ્રીને સૌથી વહાલો આ પાટીદાર બોર્ડિંગનો વિષય ફરીને એક વખત ચર્ચાની એરણ ઉપર ચડ્યો ત્યાં જ વિચારબીજ નંખાયું. તેમાંથી જે વિશાળ મહાલય આપ અત્યારે જોઈ રહ્યા છો તેનો ઉદ્‌ભવ થયો. એટલે જો કોઈ એક વ્યક્તિને આજના પ્રસંગને મૂર્ત બનાવવાનું માન ઘટતું હોય તો તે માન પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજને ઘટે છે એવું મારું નમ્ર માનવું છે.

મેં ઉપર કહ્યું તેમ બોર્ડિંગ કરવાના વિચારનો ઉદ્‌ભવ અને એ વિચારનું આ વિશાળ ભવનમાં જે રૂપાંતર થયું છે, તે બે વચ્ચે આપણા સમાજના સેંકડો બલ્કે હજારો કાર્યકર્તાઓની મહેનત, પરસેવો, લાગણી અને ઉત્સાહ પડ્યાં છે. એ ઉત્સાહ, ધગશ, લાગણી અને પુરુષાર્થના ઇતિહાસનો હું એક નમ્ર સાક્ષી રહ્યો છું. એ મારું ધનભાગ્ય હતું કે આ કાર્યમાં જે હજારો ભાઈઓએ જહેમત ઉઠાવી છે તેમાંથી ઘણાખરાના પરિચયમાં હું આવ્યો છું એવા સહ-કાર્યકર સાક્ષીઓનો સહકાર અને પ્રેમ મેળવવાનું મને જે સદ્‌ભાગ્ય સાંપડ્યું છે એ મારા જીવનની સાચી કમાઈ અને મહામૂલ્ય ધન છે. જેને હું મારી જિંદગીના અંત સુધી ભૂલીશ નહીં.

આજે આપણા સ્વાગત પ્રમુખશ્રીએ મારા જે પ્રવાસોનો નિર્દેશ કર્યો છે એ પ્રવાસમાં બની ગયેલા કેટલાય પાવક અને કલ્યાણકારી પ્રસંગો મારી નજર સામે ખડા થાય છે. હું નમ્રતાપૂર્વક પરંતુ સચ્ચાઈથી એટલું કહેવા માંગું છું કે આ બોર્ડિંગના કાર્યમાં મારો જે કાંઈ નમ્ર હિસ્સો છે તે કરતાં અનેક ગણો વધુ લાભ મને આ પ્રવાસોમાં આપણા જ્ઞાતિભાઈઓના સંપર્કમાં આવ્યાથી મળ્યો છે. આ બોર્ડિંગના ફાળા નિમિત્તે મારા સાથીઓ અને હું ભારતના લગભગ બધા ભાગમાં ફર્યા છીએ. મોટા ભાગે તો અમને માત્ર આપણા ભાઈઓના ઉત્સાહ, પ્રેમ અને ભાવનાનાં જે દર્શન થયાં છે એ પ્રેમ, ઉત્સાહ અને ભાવના વ્યક્તિગત અમારા તરફ દેખાડવામાં આવ્યાં હતાં, એમ તો હું કેમ જ માની શકું ? એ પ્રેમ, ઉત્સાહ અને ભાવના તો દેખાડવામાં આવ્યા હતાં આપણી આ બોર્ડિંગના કામ પ્રત્યે, જેના અમે તો માત્ર પ્રતીક જ હતા. અમે એવાં ગામોમાં ફર્યા છીએ, અને એવા જ્ઞાતિ-ભાઈઓના પરિચયમાં આવ્યા છીએ કે જેમાં એમણે ધાર્યું હતું તેના કરતાં ઘણું વધારે આપ્યું છે. ઘણી વખત બને છે તેમ ફંડ ઉઘરાવવાળાઓને સામાન્ય રીતે સંતોષ થતો નથી. પરંતુ હું સચ્ચાઈપૂર્વક એટલું તો કહી શકું કે આપણા જ્ઞાતિભાઈઓ એક વખત સમજપૂર્વક જ્યારે આપવા માંડે છે ત્યારે જાણે એમની વચ્ચે આપવાની, વધારે આપવાની હરીફાઈ જામે છે. એવી કેટલીય કસોટીઓનો હું સાક્ષી બન્યો છું. અલબત્ત એવા પણ પ્રસંગો મને યાદ આવે છે કે જ્યારે અમુક ભાઈઓ પાસેથી અમોએ અમુક રકમની અપેક્ષા રાખી હોય અને તે પ્રમાણે મેળવવામાં અમે નિષ્ફળ ગયા હોઈએ. આવા કિસ્સાઓ માત્ર સાધનસંપન્ન વ્યક્તિઓ પૂરતા જ મર્યાદિત રહ્યા છે અને તે બહુ જ જૂજ.

આજના યુગમાં કેળવણીનો પ્રશ્ન એક કોયડો બની રહ્યો છે. હું પોતે કેળવાયેલો માણસ નથી, એટલે એ વિષયમાં મારા કોઈ ખાસ વિચારો નથી. અગર તો એ કોયડાના સર્વદેશીય ઉકેલ માટે જવાબો નથી પરંતુ હું એક બાબત બહુ જ ભારપૂર્વક

કહેવા માગું છું અમે તે આપણી ગરીબ જ્ઞાતિ માટે બહુ જ બોજારૂપ છે. આનો એક માત્ર ઉપાય આવી બોર્ડિંગની સ્થાપના કરવાનો છે. અને આપણી જ્ઞાતિનાં સખી ભાઈઓ સહર્ષ પોતાનો હાથ દાન માટે લંબાવે અને જ્ઞાતિના બાળકોનો ગરીબીના કારણે અભ્યાસ અટકી ન જાય તે તરફ લક્ષ આપે એ છે.

કેળવણીના પ્રશ્નોની બાબતોનો વિચાર કરીએ છીએ ત્યારે એક બીજા પ્રશ્ન તરફ પણ આપણું લક્ષ સહેજે દોરાય છે, અને તે પ્રશ્ન છે આજની કેળવણીથી થતી આપણી યુવાન પ્રજા ઉપરની અસરનો. આપણા ઘણા ભાઈઓનું માનવું છે કે આજની કેળવણી બાળકોને નિર્માલ્ય, દેખાદેખી કરવાવાળા અને શિસ્ત વિહોણા બનાવે છે. બાળક થોડુંક જ ભણે અને જાણે તો એ એનાં માબાપથી જ્ઞાતિથી અને સમાજથી જુદો પડી જતો હોય એવો આભાસ થાય છે. હકીકતમાં આ વસ્તુ સત્ય નથી. બાળક ઉપર કેળવણી કરતાં વધુ અસર થાય છે. ઘરના અને ગામના વાતાવરણની સમાજનાં દૂષણો અને અનિષ્ટોનું બાળકમાં પ્રતિબિંબ પડે છે. કુરૂપ ચહેરાવાળો માણસ અરીસામાં સુંદર કેમ દેખાય ? બાળક એ આપણા જીવનનો આપણા સામાજિક રિવાજોનો અને આપણા સ્વભાવનો અરીસો છે. ઘરમાં જેવું વાતાવરણ હશે તેવું જ બાળકમાં પ્રતિબિંબ પડશે. આજે આ બોર્ડિંગ સ્થાપીને આપણે એવાં કેટલાંય બાળકોને આવા વિકૃત વાતાવરણમાંથી સરળ અને સ્વચ્છ વાતાવરણમાં ફેરવવાની તક આપીએ છીએ. આ બોર્ડિંગમાં બાળકો એકબીજાના પરિચયમાં આવશે, સામુદાયિક જીવન જીવતાં શીખશે, સહકાર અને સ્વાશ્રયના પાઠો શીખશે અને સમાજના એક જોશીલા અને પ્રગતિશીલ અંગ તરીકે સ્થાન મેળવે આપણી આ બોર્ડિંગનો એ પણ એક ઉદ્દેશ છે. આ બોર્ડિંગની વ્યવસ્થા જે ભાઈઓના હાથમાં આવશે એમને મારી વિનંતી છે કે આ હકીકત એમના લક્ષની બહાર ન જાય, આ બાબતમાં તેઓ સજાગ રહે.

આપણે સૌ જાણીએ છીએ કે આજના યુગમાં આપણે જ્ઞાતિ તરીકે કે પ્રજા તરીકે સહકાર ભાવના અને સંગઠન નહીં કેળવીએ તો આપણા માટે આવતા દિવસો દુ:ખમય બની રહેશે. આપણી જ્ઞાતિ પૂરતું સંગઠન કે સહકાર કરવો એટલે એનો અર્થ એવો નથી થતો કે આપણે કોમવાદી માનસ ધરાવીએ છીએ. માણસ જ્યારે પોતાનાં સંતાન, આડોશી-પડોશી અગર તો જ્ઞાતિજનો પ્રત્યે પોતાપણાની ભાવના કેળવે ત્યારે એ પ્રજાથી વિમુખ બને છે, એમ માનવાનું કંઈ જ પ્રયોજન નથી. આખરે તો જ્ઞાતિ પણ પ્રજાનું જ અવિભાજ્ય અંગ છે. અને જ્ઞાતિનો ઉત્કર્ષ, જ્ઞાતિની ઉન્નતિ અગર તો જ્ઞાતિની પ્રગતિ એ સમગ્ર પ્રજાની પ્રગતિ, ઉન્નતિ અને ઉત્કર્ષ બની રહે છે. આપણે જાણીએ છીએ કે એક હાથે તાળી ન પડે. સહકાર ગમે એટલા નાના પાયા ઉપર પણ હરેક સંજોગોમાં ઈચ્છા યોગ્ય છે. આવા સહકારનું પ્રથમ દૃષ્ટાંત એ સંયુક્ત હિંદુ કુટુંબની ભાવના. આજ સુધી કોઈ સમજુ અને જવાબદાર વ્યક્તિએ સંયુક્ત હિંદુ કુટુંબની ભાવનાની ટીકા કરી હોય એવું હું જાણતો નથી. આપણા જેવી ખેતીપ્રધાન અને મહેનતુ કોમને માટે તો એ માત્ર ઈચ્છવા યોગ્ય જ નહીં પરંતુ એક અનિવાર્ય જરૂરિયાત છે, એમ આપણે સૌ આપણા પોતાના અનુભવથી જાણીએ છીએ. આવી જ રીતે જ્ઞાતિ અને સમાજમાં એવાં અસંખ્ય કાર્યો અને પ્રવૃત્તિઓ છે કે જેમાં સહકાર અને સંગઠનની અનિવાર્ય જરૂર ઊભી થાય છે. ભાગીદારીથી ધંધો કરતી પેઢીનો દાખલો લ્યો, અગર તો સહકારી ધોરણે ચાલતી મંડળીઓનો દાખલો લ્યો, રાજકીય પક્ષો લ્યો કે ધાર્મિક સંપ્રદાયો લ્યો, આ સૌમાં તમને સંગઠન અને સહકારનાં જ દર્શન થશે. આજે જ્યારે ભારતમાં વર્ગવિહીન સમાજરચનાની સ્થાપનાનો ઉદ્દેશ આપણે આપણી નજર સમક્ષ રાખ્યો છે અને સર્વે વર્ગો, જ્ઞાતિઓ કે પક્ષોની સર્વદેશીય પ્રગતિ તરફ આપણે પગલાં માંડ્યાં છે, તે પ્રસંગે આપણે સહકાર અને સંગઠનના ગુણો તરફ માત્ર મૌખિક અને ઔપચારિક પ્રશંસાના શબ્દોથી જ વિરમીએ પરંતુ વાસ્તવમાં એ ગુણોને અનુસરીએ અને આપણાં સ્વપ્નોને મૂર્તિમંત કરીએ.

અંતમાં ફરીને એક વખત મને આ માન આપવા બદલ આપ સૌનો આભારી છું અને સવિશેષ કરીને મારા સહકાર્યકરોનો હું આભારી છું કે જેમના સહકાર વિના આ કામમાં મેં જે નમ્ર ફાળો આપ્યો છે તે આવા નિસ્વાર્થ સહકાર્યકરો વિના શક્ય ન બનત.

આજના માંગલિક પ્રસંગે પરમ કૃપાળુ પરમાત્માને મારી પ્રાર્થના છે કે આપણી જ્ઞાતિ અને પ્રજાની સર્વ રીતે ઉન્નતિ કરે, અને આપણી આ બોર્ડિંગ એ પ્રગતિની અંતિમ મંજિલ નહીં પરંતુ માત્ર એક સીમાચિહ્ન જ બની રહે.

# જ્ઞાતિનું દ્વિતીય અને તૃતીય અધિવેશન

સી. કે. પટેલ

૧૯૬૦ની પ્રથમ અધિવેશન પછી સમાજનું બીજું અધિવેશન ૧૭ વર્ષ પછી છેક ૧૯૭૭માં મળ્યું. આ બીજા અધિવેશનમાં સમાજના અધિવેશન સાથે યુવકસંઘ જેવી સંસ્થાનું સૌ પ્રથમ અધિવેશન પણ આ વખતે જ યોજાયું. કન્યા કેળવણી, સંગઠન જેવી બાબતો પર આ અધિવેશનમાં વિશેષ ભાર મુકાયો હતો. યુવક સંઘના આ અધિવેશનમાં યુવક સંગઠન, કન્યા કેળવણી અને સનાતન ધર્મના પ્રચાર પર વિશેષ ભાર મૂકવામાં આવ્યો હતો.

૧૯૬૦ના અધિવેશનમાં સાબરકાંઠા - ગુજરાત તરફના ભાઈઓએ ભાગ લીધો નહોતો પણ યુવક સંઘના અથાક પ્રયત્નોને કારણે ૧૯૭૭ના અધિવેશનમાં સાબરકાંઠાના કંપા વિસ્તારના ભાઈઓએ પણ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. યુવક સંઘના જોશીલા કાર્યકરો અધિવેશનની સફળતા માટે ભારતભરમાં ઘૂમી વળ્યા હતા. યુવક સંઘના આ કાર્યની નોંધ ખુલ્લા અધિવેશનમાં સમાજે લીધી હતી. સૌ પ્રથમ જ્ઞાતિના રીતરિવાજો અંગેના ૧૭ ઠરાવો, આ અધિવેશનમાં પસાર કરવામાં આવ્યા હતા.

૧૯૭૭નું દ્વિતીય અધિવેશન ૨૨-૫-૭૭ અને ૨૩-૫-૭૭ એમ બે દિવસનું યોજાયું હતું. ખુલ્લું અધિવેશન ૨૨ મીની રાત્રે ૯ કલાકે યોજાયું હતું. બીજા દિવસે બપોર પછી યુવક સંઘનું અધિવેશન મળ્યું હતું. યુવક સંઘના પ્રમુખ શ્રી ખીમજી લીંબાણી (કોલકાતા) અને મહામંત્રી અખેરાજ પ્રેમજીની આગેવાની નીચે યુવકોનું મળેલું આ પ્રથમ અધિવેશન ધારણા કરતાં વિશેષ સફળ રહ્યું હતું. આ પ્રસંગે મહિલાઓનું અધિવેશન પણ પ્રથમ વખત જ યોજાયું હતું.

બીજા અધિવેશન દરમ્યાન સમાજના મહાનુભાવોનાં તૈલચિત્રોનું અનાવરણ કરવાનો કાર્યક્રમ પણ યોજાયો હતો. ૧૯૬૦ના અધિવેશનમાં થયેલા ઠરાવો અને સમાજસુધારણાની અસર બીજા અધિવેશનમાં સ્પષ્ટ જણાઈ આવી હતી.

૧૯૭૭ પછી જ્ઞાતિનું ત્રીજું અધિવેશન આઠ વર્ષના સમયગાળા પછી ૧૯૮૫માં વિદ્યાર્થીભવન ખાતે જ યોજાયું હતું. યોગાનુયોગ પાટીદાર વિદ્યાર્થીભવનને પણ આ વર્ષે ૨૫ વર્ષ પૂરાં થતાં હોઈ તેનો રજતજયંતી મહોત્સવ પણ સાથે જ યોજાયો હતો.

ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું મિલન, યુવક સંઘનું દ્વિતીય અધિવેશન ઉપરાંત મહિલા અધિવેશનનું પણ ગઠન થયું હતું. ઘૂંઘટ પ્રથા, કન્યા કેળવણી અને સમૂહલગ્ન જેવા વિષયો આ મહિલા અધિવેશનનો મુખ્ય સૂર રહ્યા હતા.

૧૯૮૫નું આ તૃતીય અધિવેશન તા. ૧૮-૫-૮૫ અને ૧૯-૫-૮૫ એમ બે દિવસ માટે યોજાયું હતું. આ ત્રીજા અધિવેશનમાં પણ યુવક સંઘના કાર્યકરો જ છવાયેલા રહ્યા હતા. યુવક અને મહિલા અધિવેશનો તેમજ ખુલ્લા અધિવેશનમાં યુવાન ભાઈ-બહેનોને પ્રથમ વખત જ મોટી સંખ્યામાં પોતાના વિચારો રજૂ કરવાનો મોકો આ અધિવેશને પૂરો પાડ્યો હતો.

સમાજનાં ધારાધોરણો પાળવામાં ક્યાં ક્યાં વાસ્તવિક રીતે મુશ્કેલીઓ ઊભી થાય છે તે જાણવા અને આવાં ધારાધોરણોનો અમલ કેવો થઈ રહ્યો છે તેની સમીક્ષા કરવા માટે આવાં અધિવેશનોની અતિ આવશ્યકતા છે. ભારતભરમાં પથરાયેલા જ્ઞાતિબંધુઓમાં પરસ્પર પ્રેમ, સહકાર અને સંગઠન જળવાઈ રહે તે પણ એક મુખ્ય ઉદ્દેશ છે.

સમાજ દ્વારા યોજાતાં આવાં અધિવેશનોની સ્મૃતિ લોકોમાં લાંબા સમય સુધી જળવાઈ રહે તે જરૂરી છે. ૧૯૬૦માં શ્રી વીરેન્દ્ર પટેલની અધ્યક્ષતામાં રચાયેલ સમિતિએ આ અધિવેશનનો અહેવાલ બહાર પાડવાની ભગીરથ કામગીરી સફળતાપૂર્વક પાર પાડી હતી અને જે સુંદર અહેવાલ બહાર પાડ્યો હતો તેના માટે તેમને અભિનંદન આપવા ઘટે. સંજોગવશાત્ ૧૯૭૭ અને ૧૯૮૫ના અધિવેશનનો અહેવાલ બહાર પાડવાની કામગીરી થઈ શકી નહોતી, જેના કારણે આ બંને અધિવેશનોની કાર્યવાહી અંગે બહુ જૂજ માહિતી જ મળે છે.

તે સમયના વર્તમાન પત્રોમાં કોઈ અહેવાલો હશેને?

## અધિવેશનની તવારીખ

પ્રથમ અધિવેશન ૧૯૬૦-શ્રી શિવદાસ કાનજી પટેલના પ્રમુખસ્થાને
દ્વિતીય અધિવેશન ૧૯૭૭-શ્રી ખીમજી નાગજી પટેલના પ્રમુખસ્થાને
તૃતીય અધિવેશન ૧૯૮૫-શ્રી ખીમજી નાગજી પટેલના પ્રમુખસ્થાને
ચતુર્થ અધિવેશન ૧૯૯૩-શ્રી પ્રેમજી પુંજા પટેલના પ્રમુખસ્થાને

અત્યાર સુધીનાં આપણાં અધિવેશનો ઉનાળામાં એપ્રિલ-મે મહિના દરમિયાન જ યોજાયા છે. સમાજના માજી પ્રમુખ શ્રી ખીમજી નાગજી લીંબાણીને ૧૯૭૭ અને ૧૯૮૫ એમ બબ્બે અધિવેશનમાં પ્રમુખસ્થાન શોભાવવાનો અવસર મળ્યો છે. આ ત્રણે અધિવેશનોનો કાર્યક્રમ બે દિવસનો રહ્યો છે. ૧૯૯૩નું ચોથું અધિવેશન ૨૮,૨૯ અને ૩૦ એપ્રિલ-ત્રણ દિવસ યોજાયું હતું.

૧૯૬૦,૧૯૭૭, ૧૯૮૫ અને ૧૯૯૩નાં અધિવેશનો તમામ રીતે સફળ થયાં હતાં પણ જાણકારોના મત મુજબ ૧૯૬૦ની ખુલ્લા અધિવેશનની સભા ખરેખર અપૂર્વ અને બેનમૂન હતી !

૧૯૭૭ના બીજા અધિવેશનમાં સમય પ્રમાણે રીતરિવાજોના ધારા-ધોરણો ઘડી તેને જરૂરી સુધારાવધારા સાથે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા. યુવક સંઘને બંધારણીય સ્વરૂપ આપી તેના હોદ્દેદારોની વરણી ભારત સ્તરે, વસ્તીની સંખ્યાના આધારે બેઠકો નક્કી કરી, કારોબારી સમિતિની રચના પણ કરવામાં આવી હતી.

અત્રે એ ઉલ્લેખનીય છે કે પ્રથમ અધિવેશન વખતે સ્ટેજ સંચાલન અને વક્તા આંગળીને વેઢે ગણી શકાય તેટલાં હતાં જ્યારે દ્વિતીય અધિવેશન સમયે વડીલો અને સાથે યુવક-યુવતીઓની મોટી સંખ્યા તૈયાર હતી. આ બધું સમાજમાં થયેલ શિક્ષણના પ્રસારને આભારી હતું.

૧૯૭૭ના અધિવેશનમાં ભુજ ખાતે હોસ્ટેલ ઊભી કરવાનો નિર્ણય કરવાને બદલે નખત્રાણા ખાતે હૉસ્પિટલ ઊભી કરવાનો ઝડપથી ભૂલભરેલ નિર્ણય લેવાયો તે માટે ફંડ અને જમીન સંપાદનની કાર્યવાહી કરવામાં આવી. સમય જતાં બધાને સમજાયું અને હૉસ્પિટલ ન બનાવવાનું નક્કી કર્યું. જોકે પાછળથી પાટીદાર સર્વોદય સેવા સંઘના નેજા હેઠળ "દેવાશિષ" હૉસ્પિટલ નિર્માણ કરવામાં આવી જેનાથી જ્ઞાતિજનો સુપેરે પરિચિત છે જ.

૧૯૭૭ના અધિવેશનમાં જ સમાજના વસ્તીપત્રકનું પ્રકાશન કરવાનો નિર્ધાર થયો હતો તે માટે તેની સમિતિએ વ્યક્તિદીઠ રૂા. ૧ એકત્ર કરેલ પરંતુ કેટલાક ભાઈઓને આ સામાજિક પ્રવૃત્તિમાં ધાર્મિક પ્રવૃત્તિની ગંધ આવતાં કુટુંબની વિગતો અને રકમ ન આપી અસહકાર જેવું વલણ પ્રદર્શિત કરતાં સમાજના વડીલો અને યુવાનોએ આ કામ પડતું મૂક્યું. વસ્તી ગણતરીના એકઠા થયેલ રૂપિયા ભુજની સમાજવાડીના આધુનીકીરણ અને વિદ્યાર્થીઓની સવલતો વધારવામાં વાપરવામાં આવ્યા.

૧૯૭૭ના અધિવેશનમાં જ્ઞાતિના રીતરિવાજોને લગતા નિયમોમાં એક મહત્ત્વપૂર્ણ કલમ ૧૮મી બાહ્ય આચરણો અંગે પસાર કરવામાં આવેલ. જ્ઞાતિમાં સંપૂર્ણ એકવાક્યતા જળવાઈ રહે તે માટે કચ્છ - ગુજરાત, ભારત તેમજ વિદેશમાં વસતા આપણા સમાજમાં જ્ઞાતિજનોએ જન્મથી મરણોત્તર સુધીના સંસ્કારો હિન્દુ રીતરિવાજો મુજબ પાળવા (આચરવા)ના રહેશે તેવું ઠરાવવામાં આવેલ. ૧૯૮૫ના અધિવેશનમાં પણ આ ૧૮મી કલમ બાબતે વિશદ ચર્ચા થયેલ અને કેટલાંક સ્પષ્ટીકરણ કરવામાં આવ્યાં જેમાં મરણ પછીની ક્રિયામાં સ્પષ્ટ રીતે અગ્નિસંસ્કાર કરવો એવું સૂચિત કરવામાં આવેલ.

તા. ૩૦-૪-૧૯૯૩ના યોજાયેલ ચતુર્થ અધિવેશનમાં જ્ઞાતિના રીતરિવાજોને વધુ અપડેટ કરવામાં આવેલ અને મહત્ત્વપૂર્ણ ૧૯મા ઠરાવને અગાઉની યાદીમાં ઉમેરવામાં આવ્યો જેના પર મંચ પરના વિવિધ વક્તાઓએ પોતપોતાનાં મંતવ્યો આપ્યાં જેણે સારો એવો સમય લીધેલો. શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણીએ પોતે તૈયાર કરેલો આ ઓગણીસમો ઠરાવ અનુમોદિત કરવા આપેલા વક્તવ્યમાં એવું પ્રતિપાદિત કર્યું કે સમાજમાં પ્રવર્તમાન સામાજિક અને ધાર્મિક વિવાદોને અદાલત સુધી ન લઈ જતાં જો સમાજે રચેલા ન્યાયપંચ સમક્ષ મૂકવામાં આવે તો ત્વરિત અને સાચો ન્યાય મળી શકે તેમ છે અને સમાજનો અનાદર કરીને સીધો અદાલતનો આશરો લેનારને સમાજનો ગુનેગાર ગણવો જોઈએ. એવો તેમનો મત હતો જેમને એલ.વી. પટેલનું સમર્થન સાંપડ્યું. આ ઠરાવને પણ સર્વાનુમતે પસાર કરવામાં આવેલ.

# દ્વિતીય અધિવેશનની ઝલક



અધિવેશન પ્રસંગે પધારતા મહાનુભાવો



અધિવેશનમાં પધારતા સંતો અને મહાનુભાવો



દ્વિતીય અધિવેશનમાં મંચસ્થ જ્ઞાતિના મહાનુભાવો તથા મહેમાનો



અધિવેશનમાં ઉપસ્થિત જ્ઞાતિજનો



યુવકસંઘના પ્રથમ અધિવેશન વેળાએ સંબોધતા પ્રમુખશ્રી ખીમજી લખમશી લીંબાણી



પ્રથમ મહિલા સંમેલનની ઝલક



અધિવેશનમાં ઉપસ્થિત જ્ઞાતિજનો

# તૃતીય અધિવેશનની ઝલક



શ્રી ખીમજી નાગજી લીંબાણીનું
જ્ઞાતિજનોને સંબોધન



યુવક સંઘના દ્વિતિય અધિવેશનને સંબોધતા
યુવક સંઘના પ્રમુખશ્રી દેવજી વાલજી રૂડાણી



મહિલા સંમેલનમાં સંબોધન કરતાં મંજુલાબેન ઉકાણી



અધિવેશનમાં ઉપસ્થિત જ્ઞાતિજનો



અધિવેશનમાં ઉપસ્થિત જ્ઞાતિજનો



ભૂતપૂર્વ વિદ્યાર્થી સંમેલનને સંબોધતા
શ્રી પ્રેમજી પૂંજા વાસાણી

# જ્ઞાતિનું ચતુર્થ અધિવેશન

સી. કે. પટેલ

ઈ.સ. ૧૯૬૦માં મળેલ અ.ભા.ક.ક.પા. સમાજના પ્રથમ અધિવેશનમાં દર દસ વર્ષે જ્ઞાતિનું અધિવેશન યોજવું એવું નક્કી થયું અને ૩૩ વર્ષના ગાળામાં જ્ઞાતિના ત્રણ અધિવેશન યોજાયાં (જોકે દસ વર્ષના સમય ગાળાની પાબંધી જાળવી શકાઈ નથી) પ્રથમ અધિવેશન બાદ ૧૭ વર્ષે ૧૯૭૭માં દ્વિતીય અધિવેશન મળ્યું અને તૃતીય અધિવેશન આઠ વર્ષ પછી ૧૯૮૫માં યોજાયું. જ્યારે ઈ.સ. ૧૯૯૩માં જ્ઞાતિનું ચતુર્થ અધિવેશન યોજવા માટે વિશિષ્ટ સંજોગો ઊભા થયા હતા. અ.ભા.ક.ક.પા. સમાજ દ્વારા બાંધવામાં આવેલ જ્ઞાતિની કન્યાઓ માટેના વિશાળ કન્યા છાત્રાલયના ભવનને ખુલ્લું મૂકવાનું આ વર્ષે નક્કી થયું. આ ભવ્ય પ્રસંગની સાથે સાથે જો જ્ઞાતિનું મહાઅધિવેશન પણ યોજાય તો નૂતન કન્યા છાત્રાલયને ખુલ્લું મૂકવાનો પ્રસંગ વધુ દેદીપ્યમાન બને અને જ્ઞાતિજનો વિશાળ સમુદાયમાં હાજરી આપી શકે એ શુભ આશયથી સમાજના કર્ણધરોએ ચતુર્થ અધિવેશનને સફળ બનાવવા કમર કસી. સમાજનું કાર્યાલય ધમધમતું થયું. ચુનંદા કાર્યકરોની અધિવેશન આયોજન સમિતિની રચના કરવામાં આવી અને એ સમિતિની સીધી દેખરેખ હેઠળ આયોજનની કામગીરી શરૂ કરવામાં આવી. કચ્છમાં કડવા પાટીદારની વસ્તી ધરાવતાં ગામોના પ્રતિનિધિઓની તબક્કાવાર મીટિંગો યોજવામાં આવી અને તેમાંથી અધિવેશનને લગતી વિવિધ કામગીરી માટે જુદી જુદી સમિતિઓ અને તેના સૂત્રધારોની વરણી કરવામાં આવી. પ્રત્યેક સમિતિએ ખંત અને ઉત્સાહથી પોતાને સોંપાયેલ કામગીરી આરંભી દીધી અને સમયાંતરે યોજાતી મીટિંગોમાં વિવિધ સમિતિઓ દ્વારા અધિવેશન પૂર્વે કરવાની જરૂરી કામગીરીની સમીક્ષા પણ કરવામાં આવી.

બીજી તરફ કચ્છ અને કચ્છ બહાર ચતુર્થ અધિવેશનના પ્રચારનું કાર્ય જોરશોરથી આરંભી દેવામાં આવ્યું. સમાજના અને યુવક સંઘના કાર્યકરો જૂથોમાં કચ્છને ગામડે ગામડે ફરી વળ્યા અને વધુમાં વધુ સંખ્યામાં ભાઈ-બહેનો અધિવેશનમાં ભાગ લે એ માટે ગામોગામ મીટિંગો ભરી અને આગ્રહભરી અપીલ કરી. આ ઉપરાંત, અખબારો, જાહેરાતો, પત્રો, પોસ્ટરો અને બેનરોથી પણ પ્રચારકાર્ય વેગીલું બનાવવામાં આવ્યું. પ્રત્યેક ગામડે ગામડે જ્ઞાતિનાં ધારાધોરણોની સમીક્ષા માટેની મીટિંગો યોજાવા લાગી. દરેક ગામના સમાજ તરફથી મળતાં સૂચનો પર વિષય વિચારણી સમિતિએ ચર્ચા કરીને ધારાધોરણોમાં જરૂરી સુધારા કરવાના હતા.

ચતુર્થ અધિવેશન નિમિત્તે માથાદીઠ રૂા. ૧૦ લેખે દરેક ગામના પાટીદાર સમાજો પાસેથી ઉઘરાવવામાં આવ્યા હતા. જે નાના મોટા સૌનું પ્રતીક યોગદાન ગણી શકાય. જેમ જેમ અધિવેશનના દિવસો નજીક આવતા ગયા તેમ તેમ ઉત્સાહમાં ભરતી આવતી ગઈ. સૌને એક જ સંકલ્પ હતો કે આ આપણો સૌનો સહિયારો પ્રસંગ છે એ તો ભવ્યાતિભવ્ય બનવો જોઈએ. સૌએ પોતાની શક્તિ કામે લગાડી પ્રત્યેક જે સમિતિમાં હતા અને તેમને જે કામગીરી સોંપાઈ હતી તેને નિષ્ઠાથી પાર પાડવા લાગી ગયા.

તા. ૨૮, ૨૯, અને ૩૦ એપ્રિલ ૧૯૯૩ના અ.ભા.ક.ક.પા. સમાજના હૃદય (મુખ્ય કાર્યાલય) સમા નખત્રાણા પાટીદાર વિદ્યાર્થી ભવનના પટાંગણની શોભા કંઈક અનેરી જ હતી. આખાય પ્રાંગણને વિશાળ મંડપથી આચ્છાદિત કરવામાં આવ્યું હતું. અને મધ્યમાં વિશાળ મંચ ઊભો કરવામાં આવ્યો હતો. સભા મંડપ અને ભોજન મંડપ એક જ આંગણામાં હોવા છતાં અલગ રખાયા હતા. આ ઉપરાંત દૂરસુદૂરનાં ગામડાંઓમાંથી જ્ઞાતિજનોને લાવવાં મૂકવાનાં વાહનોની વ્યવસ્થા હતી. એટલે જ નખત્રાણાની સડકો પર માનવ- મહેરામણ ઊમટ્યો હતો. ભોજન માટે બુફે અને પંગતમાં બેસવાની સુંદર વ્યવસ્થા હતી. બહારથી આવનાર મહેમાનો માટે ઉતારાની વ્યવસ્થા હતી. સ્વયંસેવકોની શિસ્તબદ્ધ ટુકડીઓ પાડી કાર્ય-વહેંચણી કરવામાં આવી હતી. અને ગામેગામથી આવેલા સ્વયંસેવકો લગનથી કામ કરી રહ્યા હતા.

અધિવેશન માટે નિયુક્ત તમામ સમિતિઓએ પરસ્પર સુમેળ અને સંકલન કરી સુગ્રથિત રીતે ખંત, ઉત્સાહ અને નિષ્ઠાપૂર્વક કામગીરી કરી છે એટલે ચતુર્થ અધિવેશનની સફળતાના યશના અધિકારી સમાજના કર્ણધારો અને કાર્યકરો છે, એટલા જ સમિતિના કન્વીનરો અને સભ્યો પણ છે એ નિર્વિવાદ હકીકત છે.

## પૂ. શ્રી નારાયણજી બાપાની પ્રતિમાના અનાવરણનો અને કન્યા છાત્રાલયનો ઉદ્‌ઘાટન સમારંભ

તા. ૨૮-૪-૯૩ના શુભદિનનું એ મંગલ પ્રભાત હતું. જ્યારે કચ્છના ગામડે ગામડેથી અને કચ્છ બહારનાં ગામો અને નગરો તરફથી જ્ઞાતિગંગાનો પાવન પ્રવાહ નખત્રાણા તરફ વહી રહ્યો હતો. જેમ નાનાં નાનાં ઝરણાં એકત્ર થઈને મહાનદનું સ્વરૂપ ધારણ કરે છે એમ વિભિન્ન ગામોમાં વસતો પાટીદાર જ્ઞાતિનો સમુદાય એક જ સ્થળે એકત્ર થઈ મહાઅધિવેશનના



**પૂ. નારાયણજી બાપાની પ્રતિમાનું અનાવરણ કરી રહેલા સમાજના પ્રમુખ શ્રી પ્રેમજી પુંજા વાસાણી**

રૂપમાં મળવાનો હતો; જ્ઞાતિજનોનો અનેરો સંગમ થવાનો હતો. એ રીતે તો આજનો દિવસ મહત્ત્વનો હતો જ, પણ બીજા બે શુભ પ્રસંગને કારણે પણ આજની તારીખ સમાજ માટે ઐતિહાસિક બની રહેવાની હતી. આજના શુભ દિને નખત્રાણા મધ્યે સમાજના સૂત્રધારોના અથાગ પુરુષાર્થ અને જ્ઞાતિજનોના બહુમૂલ્ય દાનના પરિપાકરૂપ નિર્માણ પામેલ કન્યા છાત્રાલયના ભવ્ય અને વિશાળ ભવનનાં દ્વાર ખોલવાની સાથે સાથે સમાજની કન્યાઓના જીવનમાં પ્રકાશ પાથરનાર જ્ઞાનના દ્વાર પણ ખૂલી જવાનાં હતાં. સાથે સાથે સમાજના કેન્દ્રીય કાર્યાલય સમા પાટીદાર વિદ્યાર્થીભવનના પ્રાંગણમાં પાટીદાર સમાજનું પથ પ્રદર્શન કરનાર, સમાજના આદ્ય સુધારક મહાપુરુષ શ્રી નારણજી રામજી લીંબાણીની પ્રતિમાનું અનાવરણ પણ કરવાનો સમારંભ હતો.

નવલા પ્રભાતની ઉદિત થતાં રવિ કિરણોની સાથે સાથે સમાજના આગેવાનો, કાર્યકરો અને ગામેગામથી પધારેલા જ્ઞાતિનાં ભાઈબહેનો પાટીદાર વિદ્યાર્થીભવનના પટાંગણમાં એકઠાં થવા લાગ્યાં હતા. પાટીદાર સમાજમાં ચેતનાની જ્યોતિ પ્રગટાવનાર પ. પૂ. સંત શ્રી ઓધવરામજી મહારાજના પટ્ટશિષ્ય અને મહાન સંત પ. પૂ. શ્રી વાલદાસજી મહારાજના પુનિત પગલાંએ પ્રાંગણને પાવન કર્યું અને બરાબર સવારે સાડા સાત વાગ્યે પ. પૂ. શ્રી વાલદાસજી મહારાજના શુભ કર કમળથી દીપજ્યોતિ પ્રગટાવી અખિલ ભારતીય કચ્છ કડવા, પાટીદાર સમાજના ચતુર્થ અધિવેશનને ખુલ્લું મૂકવામાં આવ્યું અને સાથે સાથે પૂ. શ્રી નારણજી રામજી લીંબાણીની સ્મૃતિને કાયમ રાખવા (વિરાણી મોટી) પાટીદાર સમાજ દ્વારા અર્પણ કરાયેલ અને પાટીદાર વિદ્યાર્થીભવનના અગ્ર ભાગમાં પ્રસ્થાપિત કરાયેલ પૂ. નારણજી બાપાની પ્રતિમાનું અનાવરણ અ.ભા.ક.ક.પા. સમાજના પ્રમુખશ્રી પ્રેમજીભાઈ પૂંજાભાઈ પટેલના વરદ હસ્તે કરવામાં આવ્યું. આ રીતે પૂ. શ્રી નારણજી બાપાએ સમાજસુધારણામાં આપેલ અવિસ્મરણીય યોગદાનને સ્મરણાંજલિ અર્પવામાં આવી હતી. અને આખુંય વાતાવરણ ઉમિયા માતાજીના અને નારણજીબાપાના જયઘોષથી ગાજી ઊઠ્યું હતું, ત્યારબાદ પ્રાતઃ સ્મરણીય પ. પૂ. સંતશ્રી વાલદાસજી મહારાજે ચતુર્થ અધિવેશનના ભંડારામાં પવિત્ર પગલાં પાડ્યાં અને ભંડારો ખુલ્લો મૂક્યો.

આ સમારંભ પૂરો થયા બાદ પાટીદાર વિદ્યાર્થી ભવનના આંગણમાં એકત્રિત થયેલ સૌએ શોભાયાત્રાના રૂપમાં ગોઠવાઈ કન્યા છાત્રાલયના નવનિર્મિત ભવન તરફ પ્રસ્થાન કર્યું. હર્ષોલ્લાસના વાતાવરણ વચ્ચે નીકળેલી આ શોભાયાત્રામાં પ. પૂ. સંતશ્રી વાલદાસજી મહારાજ પણ જોડાયા હતા. સમાજના આગેવાનો, કાર્યકર્તાઓ અને વિશાળ સંખ્યામાં જ્ઞાતિજનોએ ઉપસ્થિત રહીને આ શોભાયાત્રા સફળ બનાવી હતી. અને સાથે સાથે ધાવડાની બૅન્ડ પાર્ટી અને કળશધારી બહેનોએ શોભાયાત્રાને જીવંત અને ધબકતી બનાવી દીધી હતી. તા. ૨૭-૩-૯૩ થી શરૂ થયેલ કન્યા છાત્રાલયના નવા ભવનની વાસ્તુપૂજન વિધિ તેમજ હવનના કાર્યની પૂર્ણાહુતિ પ. પૂ. સંતશ્રી વાલદાસજી મહારાજના શુભ હસ્તે નાળિયેર હોમીને કરવામાં આવી. આ હવનના મુખ્ય યજમાન પદે નખત્રાણાના શ્રી મણિલાલ પૂંજાભાઈ પટેલ રહ્યા હતા. અને તેમની સાથે ૧૧ જેટલા સહાયક યજમાનોએ પણ આ યજ્ઞીય કાર્યમાં ભાગ લીધો. કન્યા છાત્રાલયના વિશાળ ભવનના દ્વારનું પૂજન પ. પૂ. સંતશ્રી વાલદાસજી મહારાજ દ્વારા કરવામાં આવ્યું ને ત્યારબાદ કન્યા છાત્રાલયના ઉદ્દ્ઘાટક લુડવાવાળા શ્રી લધાભાઈ વિશ્રામભાઈ પટેલના શુભ હસ્તે રીબીનની ગાંઠ ખોલીને કન્યા છાત્રાલયના નવા ભવનને વિધિસર રીતે ખુલ્લું મૂકવામાં આવ્યું.

કન્યા છાત્રાલયના પ્રાંગણમાં ઊભા કરાયેલ શમિયાણામાં કન્યા છાત્રાલયનો ઉદ્દ્ઘાટન સમારંભ ગોઠવાયો હતો જેમાં પાટીદાર સમાજના આગેવાનો ઉપરાંત નખત્રાણાના વેપારી આગેવાનો, સરકારી અધિકારીઓ તેમજ, બહારથી પધારેલા વિશેષ મહેમાનો પણ ઉપસ્થિત હતા. પ્રારંભમાં કચ્છ કડવા પાટીદાર સમાજના મહામંત્રી શ્રી વાલજીભાઈ નારણભાઈ ભગતે સૌને આવકાર્યા હતા. અને ત્યારબાદ પ. પૂ. સંતશ્રી વાલદાસજી મહારાજે સમાજને આશીર્વચન પાઠવ્યાં અને કામના કરી કે કચ્છમાં વેળાસર નર્મદાનાં નીર આવે, કચ્છમાં પુષ્કળ વરસાદ થાય અને કચ્છ કડવા પાટીદાર સમાજ વધુ ને વધુ સુખી અને સમૃદ્ધ બને.

કન્યા છાત્રાલયના ભવન નિર્માણમાં રૂ. ૫૦,૦૦૦ કે તેથી વધુ દાન આપનાર દાતાશ્રીઓનું જાહેર બહુમાન પણ આ સમારંભમાં કરવામાં આવ્યું હતું તેમાં પ્રાર્થના હૉલના રૂ. ૩,૫૦,૦૦૦, સરસ્વતીની મૂર્તિ રૂ. ૩૩,૩૩૩, ભોજનાલય રૂ. ૩,૫૧,૦૦૦, લાઈબ્રેરી રૂ. ૨,૫૧,૦૦૦ આવી રીતે લગભગ રૂ. દશ લાખ જેવી માતબર રકમ આપનાર ભાઈઓ પૂ. પાંડુરંગ શાસ્ત્રીજી દ્વારા મેળવેલ સ્વાધ્યાય વિચારોથી પ્રેરાઈ કોઈ પણ જાતની કાયમી તકતી, નામ, સન્માન કે જાહેરાતની અપેક્ષા વગર ભગવાનના ભાગ તરીકે આપેલ છે જેથી સન્માન પોતાનું ન થાય તે માટે ભગવાનને હાર પહેરાવી તેમનું પૂજન કરવું તેવી ભાવના વ્યક્ત કરતું સૂચન દાતાઓ તરફથી થયેલ. તે મુજબ ભગવાન યોગેશ્વર, ભગવાન શંકર અને મા ઉમિયાજીના રાખવામાં આવેલ ફોટાઓને અનુક્રમે પ્રમુખશ્રી, મંત્રીશ્રી અને ખજાનચીશ્રીએ પુષ્પમાળા અર્પણ કરેલ.

આ ગુપ્તદાનના ઉમદા વિચારો સમાજમાં પ્રવર્તે છે. તેને સમાજના પ્રમુખશ્રી અને ઉપસ્થિત અન્ય આગેવાનોએ બિરદાવેલ અને વર્તમાનપત્રોએ પણ તેની વિશેષ નોંધ કરેલી.

આ ત્રણ વિભાગના ખંડોમાં તક્તીઓ, દાતાઓની ઇચ્છાનુસાર નીચે પ્રમાણે રાખવાનું નક્કી થયેલ :

ભોજનાલય - અન્નપૂર્ણા હૉલ
પ્રાર્થના ખંડ - ઉમા મહેશ્વરમ
વાંચનાલય ખંડ - વાલ્મીકિ જીવન

ત્યારબાદ કન્યા છાત્રાલયના વાસ્તુપૂજનના હવનકાર્યના મુખ્ય યજમાન શ્રી અને છાત્રાલયના મુખ્ય દાતા કે જેમણે રૂ. ૩,૩૩,૩૩૩/- નું બહુમૂલ્ય દાન સમાજને આપ્યું. એવા દાતા શ્રી મણિલાલ પૂંજાભાઈ રામાણીનું શાલ ઓઢાડીને સન્માન કરવામાં આવ્યું હતું.

આ સમારંભમાં મોરબીથી ખાસ પધારેલા મહેમાન અને ત્યાંના સમાજના આગેવાન શ્રી જયરાજભાઈ પટેલે સમાજના ઉત્થાન માટે કેળવણીના મહત્ત્વ ઉપર ખૂબ જ ભાર મૂક્યો હતો. નખત્રાણા વિસ્તારના નાયબ કલેકટર શ્રી આઈ. કે. પટેલે કેળવણી ક્ષેત્રે વિકાસ કરવાની ઘણી જરૂર છે. તેમ જણાવ્યું હતું. કન્યાછાત્રાલયના ઉદ્‌ઘાટા શ્રી એલ. વી. પટેલે (મુંબઈ) પૂજ્ય નારણજી બાપાની પ્રતિમા મૂકી તે બદલ આનંદની લાગણી વ્યક્ત કરી હતી. સમારંભના અધ્યક્ષ અને સમાજના પ્રમુખશ્રી પ્રેમજીભાઈ પૂંજાભાઈ પટેલે કન્યા છાત્રાલય માટે દાન આપનાર વિવિધ દાતાઓનો સમાજ વતી આભાર માન્યો હતો. સમાજના મહામંત્રીશ્રી વાલજીભાઈ નારણભાઈ પટેલે સંચાલનનો દોર સંભાળ્યો હતો.

## ખુલ્લું અધિવેશન

૩૦મી એપ્રિલના સૂર્યોદયની સાથે અ.ભા.ક.ક. પાટીદાર સમાજના ઇતિહાસના સીમાચિહ્નરૂપ દિનનો પણ ઉદય થયો. આજનો શુભ દિન સમાજના ચતુર્થ અધિવેશનના હાર્દરૂપ અને ખૂબ જ મહત્ત્વપૂર્ણ સમારંભ એટલે કે જ્ઞાતિના ખુલ્લા અધિવેશનનો હતો. આ અધિવેશનના મંચ પરથી સમાજના સૂત્રધારોએ સમાજે આજ લગી કરેલ વિકાસયાત્રાના લેખાં-જોખાં કરવાના હતા. સમાજે કરેલ પ્રગતિનો ચિતાર આપવાનો હતો.



પાટીદાર વિદ્યાર્થી ભવનના મુખ્ય દ્વારે ઉપસ્થિત મહાનુભાવો

સમાજના સુકાનીઓ સમાજના ભાવિ આયોજનની રૂપરેખા રજૂ કરવાના હતા. સમાજના શુભચિંતકો સમાજના ઉત્કર્ષ માટે ઉપયોગી વિચારસ્રોત વહેવડાવવાના હતા. એથી વિશેષ તો આ ખુલ્લા અધિવેશનમાં મંચ પર બેઠેલા અને મંચ સામે બેઠેલા સમગ્ર કચ્છ અને કચ્છ બહારથી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના જ્ઞાતિજનો સમસ્ત જ્ઞાતિના હિતમાં ઘડાયેલા જ્ઞાતિનાં ધારાધોરણો અને ઠરાવો પર ચર્ચા કરી મંજૂરીની મહોર મારવાના હતા. એ દૃષ્ટિએ આ સમારંભ જ્ઞાતિ માટે ઐતિહાસિક બની રહેવાનો હતો.

પ્રારંભમાં અ.ભા.ક.ક.પા. સમાજના અને સમારંભના પ્રમુખશ્રીને સ્વાગત પ્રમુખમંચ સુધી દોરી ગયા. અને સાથે સમાજના કારોબારીના સદસ્યો, આયોજન સમિતિના સભ્યો અને અ.ભા.ક.ક.પા. યુવક સંઘના હોદ્દેદારોએ પણ મંચ પર

સ્થાન લીધું. ત્યારબાદ મંત્રીશ્રીના આદેશથી કચ્છ અને કચ્છ બહારથી પાટીદાર સમાજના અને ટ્રસ્ટના પ્રતિનિધિઓ તેમજ મહિલા પ્રતિનિધિઓ અને અતિથિ વિશેષ આગેવાનોએ મંચ પર પોતાનું સ્થાન ગ્રહણ કર્યું. ત્યારે દૂરદૂરથી ઊમટેલા જ્ઞાતિજનોથી વિશાળ મંડપ છલકાતો હતો. સૌના મુખાર્વિન્દ પર જ્ઞાતિગંગામાં સ્નાન કરી પાવન બન્યાનો આનંદ અને સંતોષ વિલસતો હતો. આવા ઉલ્લાસભર્યા વાતાવરણમાં સમારંભનો શુભારંભ થયો.



ચતુર્થ અધિવેશન દરમ્યાન મંચસ્થ મહાનુભાવો

અ.ભા.ક.ક.પા. સમાજના અને સમારોહના પ્રમુખ માનનીય મુ. શ્રી પ્રેમજીભાઈ પૂંજાભાઈ પટેલે અધિવેશનને ખુલ્લું મૂકવાનો વિધિ કર્યો. અને સ્વાગત પ્રમુખ મુ. શ્રી ખીમજીભાઈ નાગજીભાઈ પટેલે સમાજના પ્રમુખ, ઉપપ્રમુખ તથા યુવક સંઘના પ્રમુખનું હારતોરાથી સ્વાગત કર્યા બાદ પોતાના સ્વાગત પ્રવચનમાં સૌને આવકાર્યા અને સમાજના પ્રમુખ મુ. શ્રી પ્રેમજીબાપા અને સમાજના પ્રવર્તમાન આગેવાનોએ સમાજની ઉન્નતિમાં આપેલા બહુમૂલ્ય યોગદાનને બિરદાવ્યું. તેઓશ્રીએ કન્યા છાત્રાલયમાં લાખો રૂપિયાનું અનામી દાન કરનાર દાતાઓનો ઉલ્લેખ કરી જણાવ્યું કે યશની અપેક્ષા વિના નિષ્કામ સેવા આપનાર ઋષિતુલ્ય લોકો આપણી જ્ઞાતિમાં છે. તેનું આપણને ગૌરવ હોવું જોઈએ. સમારંભના પ્રમુખ અ.ભા.ક.ક.પા. સમાજના પ્રમુખ મુરબ્બી શ્રી પ્રેમજીબાપાએ પ્રતિભાવ આપતાં જણાવ્યું કે સમાજનો વિકાસ સૌના સહિયારા પુરુષાર્થને આભારી છે. તેમણે કચ્છ કડવા પાટીદાર સમાજનો મજબૂત પાયો નાખનાર કચ્છભરના સદ્‌ગત વડીલોનું સ્મરણ કરી તેમને શ્રદ્ધાંજલિ અર્પી.

સમાજના ચતુર્થ અધિવેશનની સફળતા માટે શુભેચ્છા પાઠવતાં કેટલાંક ઉપયોગી સૂચનો સાથેના, જુદી જુદી સંસ્થાઓ અને વ્યક્તિઓનાં પત્રોનું વાંચન યુવકસંઘના માજી મંત્રી શ્રી અખૈભાઈ પ્રેમજી પટેલે કર્યું. અ.ભા.ક.ક.પા. સમાજના ઉપપ્રમુખ મુ. શ્રી લાલજીભાઈ ભાણજી પોકારે પોતાના ટૂંકા છતાં માર્મિક પ્રવચનમાં જૈન સમાજનું ઉદાહરણ આપીને જણાવ્યું કે આપણી જ્ઞાતિએ આગામી દસ વર્ષમાં સો ટકા શિક્ષિત બનવાનો લક્ષ્યાંક રાખવો જોઈએ. વધુમાં તેમણે બાળકોના સંસ્કારસિંચન માટે પ્રત્યેક ગામમાં બાલસંસ્કાર કેન્દ્રો શરૂ કરવાનો આગ્રહ પણ પોતાના વક્તવ્યમાં રાખ્યો. શ્રી જેઠાભાઈ મનજી પટેલ (મુંબઈ)ના વક્તવ્યનો સાર એ હતો કે સમાજમાં આર્થિક વિકાસની સાથે સંસ્કારોનું સિંચન નથી થતું તે સમાજનું પતન થાય છે. એટલે સંસ્કારઘડતરની તાતી જરૂરિયાત પ્રત્યે સમાજે અને આપણે આ બાબતે સજાગ રહેવાની આવશ્યકતા છે. ઉમિયા માતાજી સંસ્થાનના પ્રમુખ અને કચ્છ જિલ્લા પંચાયતના માજી પ્રમુખ શ્રી શિવદાસભાઈ ગોવિંદ પટેલે પોતાના જોશીલા વક્તવ્યમાં જ્ઞાતિજનોએ ઓછા સમયમાં જે આર્થિક વિકાસ સાધ્યો છે તેની પ્રશંસા કરવાની સાથે તેને સાચવી રાખવા સંગઠ્ઠનાત્મક, રક્ષણાત્મક ભૂમિકા અદા કરવાની યુવાનોને પાટીદાર યુવા ક્રાન્તિદળ જેવાં સંગઠનોનો દાખલો લઈ શક્તિ ઊભી કરવા હાકલ કરી અને સાથે સાથે સમાજની કન્યાઓની તુલનામાં છોકરાઓ ઓછો અભ્યાસ કરે છે. એ બાબતે પણ ચિંતા વ્યક્ત કરી.

કન્યા છાત્રાલયના દાતા અને તેના નિર્માણમાં વિશેષ યોગદાન આપનાર શ્રી દેવજીભાઈ હરજી ધનાણી (નખત્રાણા)નું સમાજના પ્રમુખ શ્રી પ્રેમજીબાપાના શુભ હસ્તે અને વિદ્યાર્થીભવન નખત્રાણાને પોતાનું મૂલ્યવાન યોગદાન આપનાર વયોવૃદ્ધ મુ. શ્રી શિવગણ નાગજી લીંબાણીનું બહુમાન સમાજના ઉપપ્રમુખશ્રી લાલજીબાપાના વરદ હસ્તે શાલ અને શ્રીફળ અર્પણ કરીને કરવામાં આવ્યું ઉમિયા માતાજી અન્નક્ષેત્ર ટ્રસ્ટના પ્રમુખ નારણભાઈ રામજીભાઈ પોકારે માંડવી વિદ્યાર્થી ભવનને આ સત્રથી શરૂ કરવાની જાહેરાત કરી.

અ.ભા.ક.ક.પા. સમાજના ખજાનચી શ્રી નારણભાઈ ભાણજીએ દૂરદૂરના વિસ્તારની કન્યાઓ વધુ ને વધુ સંખ્યામાં નવનિર્મિત કન્યા છાત્રાલયમાં દાખલ થઈ વધુ ને વધુ લાભ ઉઠાવે એવો અનુરોધ કર્યો. અ.ભા.ક.ક.પા. યુવક સંઘના સંસ્થાપક પ્રમુખ ખીમજીભાઈ લખમશીએ પોતાના ધારદાર પ્રવચનમાં જણાવ્યું કે આપણે એક થવાની સાથે નેક પણ થવું પડશે. સમાજના સંગઠ્ઠન માટે ભાવ અને વિચાર ઘેર ઘેર લઈ જવા પડશે. સંસ્કાર વગર લક્ષ્મી ટકશે નહિ. તેઓશ્રીએ વધુમાં પૂ. પાંડુરંગ શાસ્ત્રીજી દાદાના અવતરણ ટાંકતાં જણાવ્યું કે સમાજમાં આપણે જન્મ લીધો તે સમાજનું કામ નહીં કરીએ તો

પાપ લાગશે. પણ જો આપણે સમાજોપયોગી કાર્ય કરીશું તો પુણ્ય નહિ મળે કારણ કે એ આપણી ફરજ છે. અંગીયાના શ્રી ભાણજીભાઈ રામજીએ પોતાના વક્તવ્યમાં ૧૮ થી ૧૯ મી સદીમાં આપણી જ્ઞાતિમાં જ્ઞાનનો પ્રકાશ મંદ પડ્યો ત્યારે જ્ઞાન જ્યોત પ્રગટાવનાર પૂ. નારણબાપાનું સ્મરણ કર્યું હતું. અને સમાજની મહિલાઓને ઘૂંઘટ પ્રથા દૂર કરવાની સાથે કુળની લાજ જાય નહિ તેનું ધ્યાન રાખવા ઈશારો કર્યો હતો.

અ.ભા.ક.ક.પા. યુવક સંઘના વર્તમાન પ્રમુખ શ્રી ગંગારામભાઈ પટેલે પોતાનું અવલોકન રજૂ કરતાં જણાવ્યું કે જ્ઞાતિના ધારાધોરણો ૮૦ થી ૯૦ ટકા પળાય જ છે. પણ સો એ સો ટકા પળાય તે માટે કટીબદ્ધ થવા યુવાનોને હાકલ કરી હતી. કચ્છી લેઉવા પટેલ સમાજના પ્રમુખશ્રી વી. કે. પટેલે પોતાના ઉદ્‌બોધનમાં કડવા પાટીદાર સમાજના પ્રગતિશીલ વિચારોની નોંધ લેતાં જણાવ્યું કે લેઉવા પટેલ સમાજ આ સમાજનાં કન્યા છાત્રાલયો બનાવવાનું ઉદાહરણ લઈ ભુજ ખાતે કન્યા છાત્રાલય શરૂ કરી અને સમૂહલગ્નના વિચારને અનુસરવા પ્રયાસો જારી છે. સમારંભના પ્રમુખશ્રીએ કચ્છ લેઉવા પટેલ સમાજના પ્રમુખના વક્તવ્યનો પ્રતિભાવ આપતાં જણાવ્યું કે લેઉવા પટેલ સમાજની કાર્યશૈલી અને સમાજવિકાસ માટે અપાતા આર્થિક યોગદાન બાબતે પ્રેરણા લેવા જેવી છે. ગુજરાત સરકારના મહેસૂલ વિભાગના નાયબ સચિવ અને પાટીદાર સંદેશના તંત્રી શ્રી સામજીભાઈ પટેલે પણ લાંબું વક્તવ્ય આપવાને બદલે પાટીદાર સંદેશમાં અધિવેશન વિશે લખાયું છે તેનો હવાલો આપવાનું ઉચિત માન્યું. દુર્ગાપુરના શ્રી રતનશીભાઈ લાલજીએ સમાજના વિકાસની જેટલી જવાબદારી મંચથી નીચે બેઠેલાની છે તેથી વિશેષ જવાબદારી મંચ પર બેઠેલાની છે. એવું જણાવ્યું. મુંબઈ સ્થિત ડૉ. નવીનભાઈ પટેલે સમાજના ઉત્કર્ષમાં બુદ્ધિધનનો વધુમાં વધુ ઉપયોગ કરવાની વિનંતી કરી.

અધિવેશનની બીજી બેઠક બપોર બાદ શરૂ થઈ. અ.ભા.ક.ક.પા. સમાજના મહામંત્રી શ્રી વાલજીભાઈ નારણે સભાના સંચાલનનો દોર હાથમાં લીધો. પ્રારંભમાં કડોદરાવાળા ભાણજીભાઈ પટેલે સમાજની આર્થિક પ્રગતિની સાથે સાથે શૈક્ષણિક વિકાસમાં પણ ગતિ લાવવા પર ભાર મૂક્યો.

અતિથિવિશેષ તરીકે ઉપસ્થિત ડી.વાય.એસ.પી. શ્રી ડાહ્યાભાઈ પટેલે સભાને સંબોધતાં એ વાતનો સ્વીકાર કર્યો કે મહેસાણાના કડવા પટેલ સમાજ કરતાં કચ્છ કડવા પાટીદાર સમાજ વધુ પ્રગતિશીલ છે, પણ સાથે સાથે એવી ટકોર પણ કરી કે ઉત્તર ગુજરાત કરતાં અહીંના સમાજમાં શિક્ષણનું પ્રમાણ ઓછું છે. તેમનું સૂચન હતું કે શિક્ષણ માત્ર નોકરી માટે જ નથી. શિક્ષણ જીવનના તમામ ક્ષેત્રોમાં ઉપયોગી નીવડે છે. ખાસ કરીને ધંધાકીય ક્ષેત્રે સરકારી તંત્ર પાસેથી કામ લેવામાં શિક્ષણ ખૂબ જ ઉપયોગી બની રહે છે. જિલ્લાના નાયબ પોલીસ વડાએ વધુમાં સમાજની મહિલાઓ પર થતા અત્યાચારોની વાત કરી અને અત્યાચારોનો એકમાત્ર વિકલ્પ આત્મહત્યા નથી. મહિલાઓએ પોતાના પ્રશ્નોના ઉકેલ માટે સમાજના અગ્રણીઓ કે મહિલા સંગઠનો પાસે ધા નાખવી જોઈએ. અને જરૂર પડે પોલીસતંત્રની મદદ લેવી જોઈએ. તેઓશ્રીએ સમાજસેવાના અતિઉત્સાહમાં આવી કાયદો હાથમાં લેનાર યુવાનો અને યુવા સંગઠ્ઠનો સામે પણ લાલ બત્તી ધરી.

સમાજમાં વિશિષ્ટ સિદ્ધિ મેળવનાર વ્યક્તિઓ પૈકી એક મહાનુભવ ગુજરાત રાજ્ય મહેસૂલ વિભાગમાં નાયબ સચિવ એકમાત્ર કડવા પાટીદાર ભાઈશ્રી શામજીભાઈ રામજીભાઈ બાથાણી કે જેઓ પાટીદાર સંદેશના માનદ્‌તંત્રી છે. તેમનું બહુમાન અ.ભા.ક.ક.પા. યુવક સંઘ દ્વારા કરવામાં આવ્યું. જે બહુમાન



અધિવેશનમાં ઉપસ્થિત જ્ઞાતિજનો

અ.ભા.ક.ક.પા. સમાજના પ્રમુખ શ્રી પ્રેમજીભાઈ પુંજાભાઈ પટેલે શ્રી શામજીભાઈ પટેલને રૌપ્યચંદ્રક એનાયત કરીને કર્યું.




**ચતુર્થ અધિવેશન સંબોધતા યુવક સંઘના પ્રમુખ શ્રી ગંગારામ હિરાલાલ સાંખલા**

સન્માનનો પ્રતિભાવ આપતાં શ્રી શામજીભાઈએ જણાવ્યું કે મારા જીવનની ધન્ય ક્ષણ હું એને માનું છું કે જે સમાજમાં મેં જન્મ લીધો છે. આજે સમાજ મારું સન્માન કરે છે. તેઓશ્રીએ પોતાના વક્તવ્યમાં બીજી પણ એક સરસ વાત કરી કે કોઈપણ સમાજમાં વૈચારિક મતભેદો હોવા એ તંદુરસ્ત સમાજનું લક્ષણ છે. પણ સમાજમાં મનભેદ ઊભા ન થાય તે જોવું પડશે. વધુમાં તેમણે પોતાના હોદ્દાની રૂએ જ્ઞાતિજનોને ઉપયોગી થવાની ખાતરી ઉચ્ચારી. સન્માનનીય ભાઈશ્રી શામજીભાઈ આર. પટેલ મૂળે નખત્રાણા તાલુકાના વીરાણીમોટીના છે. અને અમદાવાદ જિલ્લાના સાણંદ ખાતે રહે છે અને ગાંધીનગર સચિવાલયમાં ફરજ બજાવે છે.

ઓગણીસમા ઠરાવને અગાઉની યાદીમાં ઉમેરવામાં આવ્યો જેના પર મંચ પરના વિવિધ વક્તાઓએ પોતપોતાનાં મંતવ્ય આપ્યાં એમણે સભાનો સારો એવો સમય લીધો જેમાં શ્રી




**યુવક સંઘના તૃતિય અધિવેશનમાં મંચસ્થ મહાનુભાવો**

ખીમજીભાઈ લખમશીએ પોતે તૈયાર કરેલા આ ઓગણીસમો ઠરાવ અનુમોદિત કરવા આપેલા વક્તવ્યમાં એવું પ્રતિપાદિત કર્યું કે સમાજમાં પ્રવર્તમાન સામાજિક અને ધાર્મિક વિવાદોને અદાલત સુધી ન લઈ જતાં જો સમાજે રચેલા ન્યાયપંચ સમક્ષ મૂકવામાં આવે તો ત્વરિત અને સાચો ન્યાય મળી શકે તેમ છે. અને સમાજનો અનાદર કરીને સીધો અદાલતનો આશરો લેનારને સમાજનો ગુનેગાર ગણવો જોઈએ એવો તેમનો મત હતો, જેમને એલ. વી. પટેલનું સમર્થન સાંપડ્યું.

જ્ઞાતિના રીતરિવાજને લગતા ઠરાવો પસાર થયા બાદ શ્રી શિવદાસભાઈ ગોવિંદભાઈ પટેલે (ભૂતપૂર્વ કચ્છ જિલ્લા પંચાયતના પ્રમુખશ્રી) કચ્છને નર્મદાનાં નીરની કેટલી તાતી જરૂર છે તેની સમજ આપ્યા બાદ નર્મદાનાં નીર અંગેનો ઠરાવ રજૂ કર્યો. જેને ડૉ. વી. એચ. પટેલ અને ખીમજીભાઈ નાગજીભાઈ પટેલ (માજી ધારાસભ્ય)એ સમર્થન આપ્યું. શ્રી ઈશ્વરલાલ માવજી ભગતે બ્રોડગેજ રેલવે લાઇન ગાંધીધામથી ભુજ સુધી લંબાવવા અંગેનો ઠરાવ રજૂ કર્યો જેને માવજીભાઈ કેસરાભાઈ




**માજી વિદ્યાર્થી પરિષદને સંબોધતા શ્રી રતિલાલ મનજી પોકાર**

પટેલે અનુમોદન આપ્યું.

અ.ભા.ક.ક.પા. યુવક સંઘે પોતાની યુવા પરિષદમાં પસાર કરેલા ઠરાવોનું વાંચન પણ આ સભામાં કરવામાં આવ્યું. અમે સભાના અંતે નિયમાનુસાર અ.ભા.ક.ક.પા. સમાજના અને સમારંભના પ્રમુખ મુ. શ્રી પ્રેમજીભાઈ પૂંજાભાઈ પટેલે પ્રમુખ સ્થાનેથી પોતાના ભાવવાહી ઉદ્‌બોધનમાં સમાજના તમામ ભાઈ-બહેનોને પરિષદે પસાર કરેલા ઠરાવોનું જવાબદારીપૂર્વક પાલન કરવાની અપીલ કરી, અને તેઓશ્રીએ પોતાનું તારણ રજૂ કરતાં જણાવ્યું કે સમાજે આ અગાઉ ઘડેલા ધારાધોરણોનું એંસી ટકા પાલન થાય છે જ. તેમણે જ્ઞાતિજનોને વધુ ને વધુ સમૂહલગ્ન યોજવા અને તેમાં જોડાવા અનુરોધ કર્યો. તેઓશ્રીએ બીજી જ્ઞાતિઓની અપેક્ષાએ આપણી જ્ઞાતિમાં વ્યસનોનું પ્રમાણ ઘણું ઓછું છે, એ માટે સંતોષ વ્યક્ત કર્યો. પણ સાથે સાથે વ્યસનો



યુવા ક્રાંતિદળના સંમેલનમાં મંચસ્થ મહાનુભાવો

અને દૂષણો ઘૂસી ન જાય તે માટે યુવાનોને સાવધ રહેવા જણાવ્યું હતું. અને બાળકોમાં નાનપણથી જ પાયાના સંસ્કારોનું સિંચન થાય એ માટે પ્રત્યેક ગામમાં બાલસંસ્કાર કેન્દ્રો શરૂ કરવા ભલામણ કરી.

કોઈપણ ધર્મ કે સંપ્રદાયમાં માનનારા તમામ સમાજને ખોળે સમાન છે. સમાજ આ મંચ પરથી કોઈ ધર્મની ટીકા કરતો નથી એવી સ્પષ્ટતા પ્રમુખશ્રીના સ્વમુખે કરવામાં આવી. અને તેઓએ સામાજિક જાગૃતિમાં કેસરાબાપાએ આપેલા યોગદાનને યાદ કરી તેમને ભાવાંજલિ અર્પી હતી. તેમણે સમાજની અલ્પ સમયમાં થયેલ કાયા પલટ અને ઉન્નતિ બદલ આનંદ વ્યક્ત કર્યો અને આશીર્વચનો સાથે તેમનું પ્રવચન પૂર્ણ થયું. અને સમાજના મંત્રીશ્રી વાલજીભાઈ નારણભાઈના આભારદર્શન સાથે ઢળતી સાંજે સમારંભ પૂર્ણ થયો અને સાથે ચતુર્થ અધિવેશન પણ પૂર્ણ થયું.

ચતુર્થ અધિવેશન દરમ્યાન તા. ૨૮-૪-૯૩ના સરસ્વતી સન્માન સમારોહ અને ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું મિલન પણ યોજવામાં આવેલ. પાટીદાર યુવા ક્રાંતિદળની પરિષદનુ પણ ગઠન કરવામાં આવેલ.

તા. ૨૯-૪-૯૩ના સવારના મહિલા પરિષદ ભાનુબહેન પટેલના અધ્યક્ષસ્થાને અને બપોર બાદ યુવા પરિષદ યુવક સંઘના પ્રમુખશ્રી ગંગારામ હીરાલાલ સાંખલાના અધ્યક્ષપદે યોજાયેલ. આ બંને પરિષદોમાં કેટલાક મહત્ત્વપૂર્ણ ઠરાવો પણ પસાર કરવામાં આવેલ.

## મહિલા સંઘે ચતુર્થ અધિવેશનમાં પસાર કરેલ ઠરાવો

**ઠરાવ નં. ૧**

સમાજની વર્તમાન પરિસ્થિતિને અનુલક્ષીને સમાજની બહેનોને મુંઝવતા રોજબરોજના કૌટુંબિક પ્રશ્નો આત્મહત્યા, હત્યા, તેમજ છુટાછેડા જેવા પ્રશ્નોના નિરાકરણ માટે તેમજ સમાજના બંધારણના પાલન કરાવવા માટે તેમજ બહેનોના શૈક્ષણિક અને સામાજિક ક્ષેત્રે સર્વાંગી વિકાસ માટે સમાજની મહિલા પાંખ શક્તિશાળી હોવી જરૂરી છે. આજની આ પરિષદ મહિલા પાંખને જરૂરી સત્તાઓ અને બંધારણ સાથે વિધિસર માન્યતા આપવા સમાજને અનુરોધ કરે છે.

**ઠરાવ મૂકનાર : શ્રીમતી મંજુલાબહેન નાનાલાલ ઉકાણી-ભુજ**

**ટેકો આપનાર : શ્રીમતી નર્મદાબહેન નારાણભાઈ પટેલ-મુંબઈ**

**ઠરાવ નં. ૨ શિક્ષણ અંગે**

આજે એકવીસમી સદીમાં આગેકૂચ કરતી વખતે શિક્ષણનું મહત્ત્વ આપણા સમાજમાં સમજાયું છે. તે સાથે અભિગમ બદલાયો છે. દીકરીના શિક્ષણ વિના સમાજની પ્રગતિ શક્ય નથી, ખાસ કરીને કન્યા કેળવણીમાં બહેનોને પ્રાથમિક શિક્ષણ આપવાનું વલણ ચાલુ છે. પણ માધ્યમિક શિક્ષણ તથા ઉચ્ચ શિક્ષણ તરફ મા-બાપનો અભિગમ સંતોષકારક નથી. આજની આ બહેનોની સભા સમાજના દરેક મા-બાપને કન્યાઓને ઓછામાં ઓછું એસ.એસ.સી. સુધીનું શિક્ષણ આપવાનો અનુરોધ કરે છે.

**ઠરાવ મૂકનાર : હંસાબહેન લાલજીભાઈ પારસીયા (અંગીઆનાના)**

**ટેકો આપનાર : જયાબહેન વાલજીભાઈ ભગત (નખત્રાણા)**

**ઠરાવ નં. ૩**

આપણા સમાજમાં ઘૂંઘટ પ્રથા ઘણા લાંબા સમયથી ચાલી આવે છે. આજે સમાજમાં જ્યારે આર્થિક, નૈતિક, શૈક્ષણિક પરિવર્તન આવી રહ્યું છે ત્યારે આ પ્રથાને વહેલી તકે તિલાંજલી આપવી જરૂરી છે. આજની આ મહિલા સભા યુવાન પેઢીને આ પ્રથા દૂર કરવા તથા વડીલોને તેમાં સહકાર આપવા અનુરોધ કરે છે.

**ઠરાવ મૂકનાર : રતનબહેન માવજીભાઈ ભગત-ભુજ**

**ટેકો આપનાર : પાર્વતીબહેન માધવજીભાઈ (ભુજ)**

**ઠરાવ નં. ૪, બહેનો પરના અત્યાચારો રોકવા અંગે....**

આપણા સમાજમાં હાલના સંજોગોમાં બહેનો પરના અત્યાચારો વધતા જાય છે. કેટલીક બહેનો પર કુટુંબના સભ્યો દ્વારા જુલમ ગુજારવામાં આવે છે. ઘણી વાર સાસુ, જેઠાણી કે નણંદ દ્વારા પણ આવા જુલમો થતા હોય છે. આપણે બહેનો જ એકબીજાના દુશ્મન બની જઈએ છીએ. આજની આ મહિલા સભા બહેનો પરના થતા અત્યાચારો રોકવા તથા અત્યાચાર ગુજારનારને યોગ્ય શિક્ષા આપવા સમાજને અનુરોધ કરે છે.

**ઠરાવ મૂકનાર : શુશીલાબહેન કાંતિલાલ પાટીદાર (ભુજ)**

**ટેકો આપનાર : દેવકાંબહેન શિવદાસભાઈ ધનાણી**

**(નખત્રાણા) મહિલા પરિષદમાં કરવામાં આવેલ સૂચનો**

(૧) અગાઉ આપણા સમાજમાં લગ્નપ્રસંગે કન્યા પક્ષવાળા લગ્ન થઈ ગયા પછી કન્યાના સાસરાને ઘરે આણાં નિમિત્તે સૌ સગાંવહાલાં સાથે જમવા જવાનું ગોઠવતા જેને આણું જમવા ગયા તેમ સૂચવવામાં આવતું ગત અધિવેશન સમયે આ આણા પ્રથામાં જમવાને બદલે કન્યાના ઘરે માત્ર નાસ્તો કરવાનું સૂચન કરવામાં આવેલ પરંતુ આજની પરિસ્થિતિને અનુલક્ષીને હાલ એવું સૂચવવામાં આવે છે કે આ આણા પ્રથા સદંતર બંધ કરી દેવી જોઈએ.

(૨) આપણા સામાજિક રીતરીવાજો મુજબ હવે મહિલાઓ દ્વારા એવું સુચન કરવામાં આવે છે કે દીકરીને ત્યાં પહેલું બાળક આવતાં બોલામણું કે પછેડા જેવો પ્રસંગ દીકરીના સાસરાને ઘરે જ કરવામાં આવે જેથી કન્યા પક્ષના સૌ સગાંવહાલાં આ પ્રસંગે દીકરીના સાસરાના ઘરે જઈ શકે.

(૩) દીકરીને સારા દિવસો જતા હોય ત્યારે સાતમા મહિને દીકરીના માબાપને ઘરેથી લાડુ બનાવીને દીકરીને પહોંચાડવાનો રીવાજ છે. વર્તમાન સમયે સૌ દેશપરદેશ દૂર રહેતાં હોય ત્યારે પ્રથા બંધ કરી દેવાનો મહિલા સભા અનુરોધ કરે છે.

(૪) સમાજમાં જ્યારે બહેન વિધવા બને છે ત્યારે આ અસહાય બહેનનો સંપૂર્ણ શણગાર ઉતારી લેવામાં આવે છે અને તેને આ દુરાચારી દુનિયામાં વધુ અસહાય અને અસલામત બનાવી દેવાય છે. આ અમંગળ પ્રસંગ બહુ નાની બહેનો સાથે બનતા હોય છે. ત્યારે આવી બહેનોનો શણગાર ઉતારી નિઃસહાય બનાવવાને બદલે હિંમતવાન બહેનની રીતે શણગાર સાથે પગભર જીવન જીવવાનો મોકો આપવા આ મહિલા સભા સૂચન કરે છે.

## ચતુર્થ અધિવેશનમાં યુવક સંઘે પસાર કરેલ ઠરાવો

**ઠરાવ નં. ૧ : યુવક સંઘના સંગઠન બાબત**

આથી યુવક સંઘ તમામ યુવાનોને આગ્રહભરી અપીલ કરે છે કે પ્રત્યેક પાટીદાર ગામમાં પાટીદાર યુવક મંડળની રચના અવશ્ય કરવી જોઈએ જેથી કરીને સમાજના યુવાનો સંઘભાવ કેળવીને સમાજનું રચનાત્મક કામ કરી શકે.

હાલે જે યુવક મંડળો નિષ્ક્રિય હોય તેને સક્રિય કરવાં જોઈએ અને તેને યુવકોની કેન્દ્રીય સંસ્થા સમા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ સાથે જોડી દેવાં જોઈએ. જેથી કરીને સમાજમાં ચાલતી વિવિધ પ્રવૃત્તિઓથી જે તે મંડળો વાકેફ રહી શકે અને પોતાનું બહુમૂલ્ય યોગદાન આપી શકે.

યુવક સંઘ સાથે જોડાવા માટે આજીવન લવાજમ આ મુજબ છે.

૧ થી ૫૦ સભ્ય માટે રૂ. ૧૫૧-૦૦
૫૧ થી ૧૦૦ " " રૂ. ૨૫૧-૦૦
૧૦૧ થી વધુ " " રૂ. ૫૦૧-૦૦

ગામડાંઓનાં યુવક મંડળોની પ્રવૃત્તિઓને પ્રોત્સાહિત કરવા તેમજ તેમને માર્ગદર્શન આપવાના હેતુથી દશથી પંદર ગામોના યુવક મંડળના સભ્યો સાથે વિભાગીય મિલનો અવાર-નવાર યોજીશું.

**ઠરાવ મૂકનાર : મોહનલાલ શિવજીભાઈ ધોળુ**
**ટેકો : વીરજીભાઈ લધાભાઈ ધોળુ**

**ઠરાવ નં. ૨ : સમાજના નીતિનિયમો પાળવા અંગે**

સમાજ દ્વારા બનાવવામાં આવતા નીતિનિયમો પાળવા અંગે યુવક સંઘે વિશેષ જાગૃતિ દાખવવી જરૂરી છે.

આ સ્થળેથી યુવક સંઘ દરેક યુવકોને ખાસ અનુરોધ કરે છે કે સમાજના નીતિનિયમોનું પાલન કરે અને દરેક યુવકમંડળોએ પ્રહરીની ફરજ બજાવવાની રહે છે. સાથે સાથે મહિલામંડળોએ પણ આ નિયમોના પાલનમાં વિશેષ જાગૃતિ બતાવવાની છે.

(બારમાં ને બદલે તેરમું કરી નીતિનિયમો તોડે તે પણ યોગ્ય નથી)

**ઠરાવ નં. ૩ : પરિવાર મિલનો અંગે**

કડવા પાટીદાર સમાજના પ્રવર્તમાન વિવિધ અટકોવાળા પરિવારો પોતાનાં પરિવાર મિલનો યોજે છે. પરિવારના સભ્યો પરસ્પર નિકટ આવવાની ભાવનાથી યોજાતાં આવાં મિલનો આવકારદાયક છે.

પરંતુ સાથે સાથે આપણે એ બાબતે પણ જાગૃત રહેવું પડશે કે પરિવારના ઉત્કર્ષના ભોગે આપણી કેન્દ્રીય સંસ્થા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનો વિકાસ મંદ ન પડે.

પોતાના પિતૃ(પૂર્વજો)ને યાદ કરે તે કદાચ ઉચિત ગણાય પરંતુ પિતૃઓની નડતર તથા પોઠિયાની સ્થાપના એ આજના વૈજ્ઞાનિક યુગમાં કોઈ રીતે યોગ્ય નથી. તેને કારણે ખોટા વહેમો અને અંધશ્રદ્ધાને પ્રોત્સાહન મળે છે એવું અમોને લાગે છે તેથી આવી પ્રથા બંધ થાય એવું યુવક સંઘ સૌ જ્ઞાતિજનોને અનુરોધ કરે છે.

આવાં પરિવાર મિલનોમાં જે ભંડોળ એકત્ર થાય છે તે ભંડોળનો ઉપયોગ સમાજ વિકાસનાં કાર્યોમાં તથા સમાજના શૈક્ષણિક ઉત્કર્ષમાં તેમજ સમાજના આર્થિક રીતે નબળી સ્થિતિ વાળાં કુટુંબોને સહાય કરવામાં થાય એ ઇચ્છનીય છે. અને યુવક સંઘ આવા પરિવારોને આ દિશામાં વિચારવાની નમ્ર અપીલ કરે છે.

**ઠરાવ મૂકનાર : દામજીભાઈ ખેતશીભાઈ માંકાણી (ભુજ)**
**ટેકો : મોહનભાઈ રામજી પટેલ (તખતગઢ)**

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત છાત્રાલયો

- ઈશ્વરભાઈ માવજી ભગત

સમગ્ર દેશના વિવિધ પ્રાંતોમાં ધંધાર્થે ફેલાયેલા સમાજના સભ્યોને શિક્ષણના અભાવે પડતી મુશ્કેલીઓનો અહેસાસ થવા લાગ્યો અને અન્ય પ્રગતિશીલ સમાજોની સરખામણીમાં આપણામાં કાંઈક ખૂટતું હોય એવું લાગ્યું. આ ખૂટતી કડી એટલે શિક્ષણનો અભાવ અથવા તો તેનું અલ્પ પ્રમાણ. શિક્ષણના અલ્પ પ્રમાણને લીધે સહેવી પડતી મુશ્કેલીઓનો અહેસાસ થતાં આપણા વડીલોએ શિક્ષણને ઉચ્ચ પ્રાથમિકતા આપવાનું નક્કી કર્યું. અને તેના પરિણામ રૂપે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત સૌ પ્રથમ વિદ્યાર્થી ભવન, નખત્રાણા મધ્યે સાકાર થયું, આપણા વડીલોના અથાક પ્રયત્નો અને પુરુષાર્થથી વિવિધ જગ્યાઓએ આવાં વિદ્યાર્થીભવનો - છાત્રાલયોનું નિર્માણ કરવામાં આવેલ છે. શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત આવા છાત્રાલયો - વિદ્યાર્થી ભવનોનો થોડો પરિચય મેળવીએ.

## પાટીદાર વિદ્યાર્થી ભવન - નખત્રાણા

૧૯૫૬ના અરસામાં નખત્રાણા મધ્યે સરકારશ્રી દ્વારા હાઈસ્કૂલ શરૂ કરવામાં આવી એટલે આપણી જ્ઞાતિની કેળવણીમાં રસ ધરાવતા આગેવાનો આ દિશામાં કાંઈક કરવાના મનસૂબા સેવવા લાગ્યા. આ સ્થળે પ. પૂ. સદ્‌ગત શ્રી ઓધવરામજી મહારાજની યાદ તાજી થાય છે. તેમણે આપણી જ્ઞાતિની કેળવણી માટે અનેક મનોરથો સેવ્યા હતા અને તેમના સ્વર્ગવાસ પછી જે ઓચ્છવ વાંઢાય ખાતે થયો તેમાં ઉપસ્થિત રહેલ આપણા સમાજના આગેવાનોએ મહારાજશ્રીના આ સ્વપ્નને મૂર્તસ્વરૂપ આપવાનો નિર્ણય કર્યો. અને તેને વ્યવહારુ સ્વરૂપ આપવા માટે કોટડા મધ્યે તા. ૨૨-૫-૫૭ની મિટિંગમાં સ્વ. શ્રી પરબત લખુભાઈના પ્રમુખપદે એડહોક કમિટીની રચના કરવામાં આવી. આ સમિતિમાં પરબત લખુ ઉપરાંત શિવદાસ કાનજી (વિરાણી), કરશન શિવદાસ (વિરાણી), વિશ્રામ કાનજી (દેશલપર-ગુંતલી), ભીમજી કેશરા (કોટડાજ) પણ હોદ્દેદારો હતા.

વિદ્યાર્થી ભવનના નિર્માણ માટે હાઈસ્કૂલની બાજુમાં ૧૫,૬૦૯ ચોરસ વારનો વિશાળ પ્લોટ લેવામાં આવેલ ને તા. ૧૫-૧-૧૯૫૮ના રોજ સ્વ. શ્રી ભીમજીભાઈ કેશરાભાઈ (કોટડાવાળા)ના શુભ હસ્તે શિલાન્યાસ કરવામાં આવેલ.

સમાજ દ્વારા નિર્મિત પ્રથમ છાત્રાલયનું સત્તાવાર રીતે ઉદ્‌ઘાટન તા. ૧૧-૫-૧૯૬૦ના રોજ કરવામાં આવેલ હતું; પરંતુ વિદ્યાર્થીઓની સગવડ્ સચવાઈ રહે એ દૃષ્ટિએ હંગામી ધોરણે બોર્ડિંગની વ્યવસ્થા નખત્રાણા મધ્યે, પશ્ચિમ વિભાગના લક્ષ્મીનારાયણ મંદિરના મેડા ઉપર કરવામાં આવેલ હતી અને આ અંગેનો ઠરાવ પણ તા. ૩૧-૫-૧૯૫૯ના રોજ નખત્રાણા પાટીદાર બોર્ડિંગના મકાનમાં મળેલ મિટિંગમાં કરવામાં આવેલ હતો. ઉપરાંત બોર્ડિંગની દેખરેખ રાખવા માટે સ્થાનિક ભાઈઓમાંથી પાંચ સભ્યોની એક સમિતિની રચના કરવામાં આવેલ હતી.

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું ઉપર્યુક્ત પ્રથમ છાત્રાલય નખત્રાણા ગામથી ઉત્તર દિશામાં, નખત્રાણા - નારાયણ સરોવર રોડ ઉપર લગભગ એક કિમી.ના અંતરે આવેલ છે. આ છાત્રાલયની અંદર કુલ્લ ૪૮ ઓરડા અને ચાર સભાખંડ ઉપરાંત એક ઑફિસ રૂમ આવેલ છે, અને એકીસાથે ૨૦૦ વિદ્યાર્થીઓ છાત્રાલયમાં રહી શકે એવી વ્યવસ્થા કરવામાં આવેલ છે. સાથે સાથે વિદ્યાર્થીઓને જમવા માટે એક સાથે ૨૫૦ વ્યક્તિઓ જમી શકે એવો, સંપૂર્ણ સગવડવાળો વિશાળ ભોજન ખંડ, તે સાથે રસોઈઘર ઉપરાંત રાશન રાખવા માટે સ્ટોરરૂમ પણ બનાવવામાં આવેલ છે.

સમાજના ઉપર્યુક્ત પ્રથમ છાત્રાલયમાં રહીને કેટલાય વિદ્યાર્થીઓ અભ્યાસ કરી ગયેલ છે ને તેમના જીવનમાં,



પાટીદાર વિદ્યાર્થી ભવન - નખત્રાણા

અભ્યાસને કારણે, સરળતાથી વ્યવસ્થિત રીતે પોતાના ધંધારોજગાર વગેરેમાં ગોઠવાઈ ગયેલ છે. અન્યથા શિક્ષણના અભાવે કેટલીયે મુશ્કેલીઓનો સામને કરવો પડ્યો હોત.

આ વિદ્યાર્થી ભવન ઊભું કરવામાં આવેલ ત્યારે આજની જેમ તે સમયે ગ્રામ્ય વિસ્તારોમાં હાઈસ્કૂલોની સંખ્યા ખૂબ જ અલ્પ પ્રમાણમાં હતી, એટલું જ નહીં પરંતુ કેટલાંક એવાં ગામડાંઓ પણ આવેલ હતાં જ્યાં પ્રાથમિક શિક્ષણ મેળવવા માટે પણ ત્રણ થી ચાર કિમી. જેટલું અંતર પગપાળા કાપીને જવું પડતું. હાઈસ્કૂલનું શિક્ષણ મેળવવા માટે આપણી જ્ઞાતિનાં બાળકોને ભુજ, માંડવી, અથવા તો નખત્રાણા તરફ મીટ માંડવી પડતી. અન્યથા શિક્ષણ અટકાવી દેવું પડતું.

ઉપર્યુક્ત પરિસ્થિતિમાં નખત્રાણા મધ્યે પાટીદાર વિદ્યાર્થી ભવનનું નિર્માણ કરવામાં આવતાં આપણી જ્ઞાતિના શિક્ષણ ઇચ્છુક વિદ્યાર્થીઓ માટે ખૂબ જ આશીર્વાદરૂપ પુરવાર થયું. શરૂઆતના વરસોથી જ ૨૦૦ છાત્રોને સમાવી શકવાની ક્ષમતા ધરાવતું આ છાત્રાલય લગભગ હાઉસફુલ રહેવા લાગ્યું હતું. એટલું જ નહીં પરંતુ ૧૯૬૬ના વર્ષની આસપાસ તો પૂર્ણ ક્ષમતા કરતાં પણ વધારે વિદ્યાર્થીઓને સમાવવાની વ્યવસ્થા કરવી પડેલ હતી.

શરૂઆતના તબક્કે એસ.એસ.સી. સુધીનો નખત્રાણા વિદ્યાર્થી ભવનમાં રહીને અભ્યાસ કર્યા બાદ કોલેજમાં ઉચ્ચ શિક્ષણ માટે વિદ્યાર્થીઓની સંખ્યા અલ્પ રહેતી. માંડ ૩ થી ૪ % વિદ્યાર્થીઓ કૉલેજ શિક્ષણ માટે ઇચ્છા ધરાવતા. આટલા અલ્પ પ્રમાણ માટે એક પરિબળ એ પણ હોઈ શકે કે જ્યાં કૉલેજો આવેલ હોય એવા સ્થળે નખત્રાણા જેવી બોર્ડિંગ કે વ્યવસ્થિત માળખાગત સગવડનો અભાવ, તેમ છતાં ભુજ કે માંડવી મધ્યે સમાજ પાસે માંગણી કરવાથી સમાજવાડીની અંદર રહેવાની વ્યવસ્થા (વિનામૂલ્યે) સમાજ દ્વારા કરી આપવામાં આવતી હતી. આપણા સમાજમાં આર્થિક સમૃદ્ધિ સારા એવા પ્રમાણમાં આવેલ હતી તેમ છતાં દરેક બાળકોના વાલીની આર્થિક સ્થિતિ સમાન ન જ હોઈ શકે. આવી પરિસ્થિતિમાં નબળી આર્થિક સ્થિતિ ધરાવતા છાત્રો તેમજ સમાજની નબળી સ્થિતિ ધરાવતી વિધવાઓનાં બાળકોને છાત્રાલયમાં ભોજન ફી માફીની સગવડ પણ ઉપલબ્ધ હતી.

આમ સમગ્ર રીતે જોતાં નખત્રાણા સ્થિત પાટીદાર વિદ્યાર્થી ભવન સમાજના બાળકોમાં હાઈસ્કૂલ સુધીના શિક્ષણના ફેલાવા માટે ખૂબ જ ઉપયોગી સાબિત થયું છે. આપણા વડીલોએ શિક્ષણના ફેલાવા માટે સેવેલું સ્વપ્નું સાર્થક થયું છે એમ કહી શકાય. આ સંસ્થાની અંદર રહીને હાઈસ્કૂલના શિક્ષણ બાદ કૉલેજશિક્ષણ મેળવીને કેટલાય યુવકોએ વિવિધ ક્ષેત્રે વ્યવસાયમાં પદાર્પણ કરીને સમાજને ગૌરવ અપાવેલ છે. આમ જ્ઞાતિનાં બાળકોને આ વિદ્યાર્થીભવન હાઈસ્કૂલ સુધીના અને હાલમાં ઉચ્ચતર માધ્યમિક શિક્ષણ મેળવવા માટે ઉપકારક સાબિત થયું છે.

આ ભવનનું મકાન એટલી ઉચ્ચ ગુણવત્તાવાળું છે કે આજે પણ તે અડીખમ ઊભું છે એટલું જ નહીં પરંતુ સામાન્ય રીપેરીંગ સિવાય ખાસ કોઈ ફેરફાર કરવામાં આવેલ નથી. પરંતુ આજે પચાસ વરસ બાદ દરેક રૂમની અંદર આજના સમયને અનુરૂપ સગવડો વધારવા માટે એટેચ્ડ બાથરૂમ-સંડાસનું બાંધકામ કરવામાં આવેલ છે.

## પાટીદાર સ્ટુડન્ટ હોસ્ટેલ - ભુજ

અગાઉ ઉલ્લેખ કર્યા મુજબ પહેલાંની જૂની એસ.એસ.સી. અને હાલમાં ઉચ્ચતર માધ્યમિક સુધીના અભ્યાસની શૈક્ષણિક સવલત નખત્રાણા બોર્ડિંગમાં ઉપલબ્ધ છે; પરંતુ કૉલેજના શિક્ષણ માટે તો ભુજ અથવા તો માંડવી તરફ જ નજર દોડાવવી રહી. કચ્છમાં કૉલેજ શિક્ષણ ભુજ, માંડવી તથા આદિપુર સિવાય ઉપલબ્ધ નથી. આપણા સમાજના શિક્ષણ પ્રેમી વડીલોને આ હકીકતનો ખ્યાલ હતો. પરંતુ શરૂઆતના તબક્કામાં કૉલેજના ઉચ્ચ શિક્ષણ માટે નખત્રાણા જેવી બોર્ડિંગની સુવિધા ઉપલબ્ધ ન હતી તેમ છતાં સમાજ આગળ માંગણી કરવાથી ભુજ તેમજ માંડવીની સમાજવાડીની અંદર વિદ્યાર્થીને રહેવાની વ્યવસ્થા કરી આપવામાં આવતી. આજના જેવી ભુજ તથા માંડવી મધ્યે હોસ્ટેલ બિલ્ડિંગ અગાઉ ન હતી પરંતુ વડીલોના મનમાં આ હકીકતનો ખ્યાલ હતો જ.



પાટીદાર સ્ટુડન્ટ હોસ્ટેલ - ભુજ

ભુજમાં શરૂઆતમાં વિદ્યાર્થીઓને રહેવા માટે મર્યાદિત સુવિધાઓથી ચલાવી લેવું પડતું કારણ કે માત્ર વિદ્યાર્થીઓને રહેવા માટે રૂમ ફાળવવામાં આવેલ, પરંતુ ધીમે ધીમે કૉલેજના ઉચ્ચ શિક્ષણ માટે ઉત્સુક વિદ્યાર્થીઓની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થતો ગયો તેમ તેમ રૂમોની પણ ફાળવણી વધારતા જવી પડી. ૧૯૬૭-૬૮ની અંદર સમાજવાડીમાં આવેલ પૂર્વ તરફના સાત

રૂમમાંથી ચાર રૂમ ફાળવવામાં આવેલ જેમાંથી ત્રણ રૂમ રહેવા માટે અને એક રૂમ વિદ્યાર્થીઓ રસોડા તરીકે ઉપયોગ કરતા. પરંતુ દિવસો જતાં વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થતાં પૂર્વ તરફના બધા રૂમો વિદ્યાર્થીઓને રહેવા માટે આપવામાં આવ્યા અને રસોડા માટે દક્ષિણના ભાગમાં અલગથી વ્યવસ્થા કરવામાં આવી. સમય જતાં કૉલેજશિક્ષણ મેળવવા ઉત્સુક વિદ્યાર્થીઓનો ધસારો વધતાં રૂમની સંખ્યા ઓછી પડવાથી પૂર્વ તરફના મકાન ઉપર એક માળ ઉપર લેવાની જરૂરત ઊભી થઈ. અને આ બાબત વડીલોના ગળે ઉતારવામાં નાનાલાલ વી. ઉકાણીનો વિશેષ ફાળો રહ્યો હતો.

વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલનું અલાયદું મકાન બનાવવા માટેના પ્રયાસો ચાલુ જ હતા અને સમાજવાડીથી થોડેક જ દૂર એક વિશાળ પ્લોટ રૂા. ૫૫,૦૦૦/- ની કિંમતે લેવામાં આવેલ અને વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ બિલ્ડિંગ બનાવવાનું નક્કી કરવામાં આવેલ. આજે વિદ્યાર્થીઓ માટેનું હોસ્ટેલ બિલ્ડિંગ આવેલ છે તે આ પ્લોટ ઉપર ઊભેલ છે. આ હોસ્ટેલમાં વિદ્યાર્થીઓને રહેવા માટેની શરૂઆત વર્ષ ૧૯૮૭-૮૮ના સત્રથી કરવામાં આવેલ હતી.

આ હોસ્ટેલ બિલ્ડીંગ કુલ ૫૬ રૂમનું બનેલ છે અને વિદ્યાર્થીઓને જમવા માટે એક ભોજન ખંડ તથા એક હૉલ આવેલ છે. ૫૬ રૂમમાંથી પાંચ રૂમો લાઇબ્રેરી ઑફિસરૂમ તથા ગૃહપતિ અને રસોઇયા માટે ફાળવવામાં આવતા બાકીના ૫૧ રૂમો વિદ્યાર્થીઓના રહેવાના ઉપયોગમાં લેવામાં આવે છે. આમાંથી ૪૯ રૂમોમાં દરેક રૂમમાં ત્રણ વિદ્યાર્થીઓ, બે રૂમની અંદર બે વિદ્યાર્થીઓને સમાવી શકાતાં કુલ ૧૫૧ વિદ્યાર્થીઓ એકી સાથે રહી શકે એવી વ્યવસ્થા છે.

હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓને જમવા માટે એક ભોજન ખંડ બનાવવામાં આવેલ છે તેની જોડે રસોડાની વ્યવસ્થા પણ સામેલ છે. અહીં રસોડાની વ્યવસ્થા સમાજ કે વ્યવસ્થાપક સમિતિ દ્વારા કરવામાં આવતી નથી, પરંતુ વિદ્યાર્થીઓએ જાતે જ તેમની રીતે રસોડું ચલાવવાનું રહે છે અને ભોજનની વ્યવસ્થા વિદ્યાર્થીઓએ પોતાની રીતે જ કરવાની રહે છે. હા, એ ખરું કે વ્યવસ્થાપક સમિતિ તથા ગૃહપતિ તરફથી જોઈતું માર્ગદર્શન અને અન્ય જરૂરી મદદ પૂરી પાડવામાં આવે છે.

હોસ્ટેલની અંદર સમાજ તરફથી ગૃહપતિની નિમણૂક કરવામાં આવતી હોય છે. જેમની અંદરમાં રહીને સમાજ દ્વારા નક્કી કરવામાં આવેલ નિયમાનુસાર હોસ્ટેલમાં રહી વિદ્યાર્થીઓ ઉચ્ચ અભ્યાસ કરી શકે છે. અહીં સમાજ દ્વારા એક ૧૧ સભ્યોની વ્યવસ્થાપક સમિતિની નિમણૂંક કરવામાં આવેલ છે. જે સમિતિ આ હોસ્ટેલની સઘળી વ્યવસ્થા સંભાળે છે અને હોસ્ટેલનું સંચાલન કરે છે.

## કન્યા છાત્રાલય - ભુજ

આપણા સમાજમાં કુમાર કેળવણીની સરખામણીમાં કન્યા કેળવણી ક્ષેત્રે થોડી મોડી જાગૃતિ આવેલ હોય એવું જોવા મળે છે. જોકે કન્યા કેળવણીનો ખ્યાલ આપણા વડિલોના ધ્યાન બહાર ન જ હતો; પરંતુ કન્યાઓને કેળવણી આપવા બાબતે તેમનાં માતાપિતા શરૂઆતના તબક્કામાં જાગ્રત ન હતાં એવું અનુભવે જોવા મળેલ છે. કેમકે આપણા સમાજ દ્વારા વિદ્યાર્થીઓ માટે જેમ જેમ સગવડો ઊભી કરવામાં આવતી ગઈ તેમ તેમ તેનો લાભ વધુમાં વધુ સંખ્યામાં લેવાતો ગયો પરંતુ વિદ્યાર્થિનીઓની બાબતમાં તેમના વાલીઓ દ્વારા કન્યા કેળવણી પ્રત્યેની



પાટીદાર કન્યા છાત્રાલય - ભુજ

સભાનતાનો અભાવ જોવા મળેલ પરંતુ આજે આ ચિત્ર પણ બદલાઈ ગયું છે અને વધુમાં વધુ કન્યાઓ સમાજની આવી સવલતોનો લાભ લઈ રહેલ છે.

ભુજ ખાતે આપણા સમાજ દ્વારા સૌપ્રથમ ૧૯૮૧માં કન્યા કેળવણી માટેની સવલતોની શરૂઆત સમાજવાડીની અંદર જ કરવામાં આવેલ અને ખૂબ જ પ્રયાસો છતાં પણ ઉપર જણાવ્યું તેમ કન્યા કેળવણી પ્રત્યેની તેમના માવિત્રોની જાગૃતિના અભાવે માંડ ૭ જેટલી કન્યાઓને તૈયાર કરવામાં આવેલ અને તે પણ કન્યાઓના વાલીઓનો વ્યક્તિગત સંપર્ક અને સમજાવટ પછી આવા પ્રયાસો છતાં પણ શરૂઆતનાં ત્રણ વરસ સુધી સંખ્યા ૭ થી વધીને ૧૫ થઈ અને ત્યારબાદ ઉત્તરોત્તર સંખ્યામાં વધારો થતો ગયો છે. અહીં સમાજ દ્વારા કન્યા કેળવણી માટે હૃદયપૂર્વકના પ્રયાસો કરવામાં આવેલ હતા જેનો ઉલ્લેખ કરવો અસ્થાને નથી. કારણ કે શરૂઆતના વરસોમાં કન્યાઓને સમાજ દ્વારા ભોજન તથા રહેવાની નિઃશુલ્ક વ્યવસ્થા કરી આપવામાં આવતી અને એ રીતે કન્યા કેળવણીને પ્રોત્સાહન પૂરું પાડવામાં આવેલ હતું. ૧૯૮૧ થી ૧૯૮૭ સુધી કોઈપણ જાતની ફી લેવામાં આવતી ન હતી અને ત્યારબાદનાં બે વરસ સુધી પણ માત્ર રૂ. ૨૫/- જેવી મામૂલી ફી લેવાની શરૂઆત કરેલ.

૧૯૮૮ના અંતમાં કન્યાઓના વાલીઓ પાસેથી ફી લેવી

એવો સૈદ્ધાંતિક સ્વીકાર કરવામાં આવેલ અને આ બાબતે વિચારણા કરવા એક ૧૦ સભ્યોની સમિતિની રચના કરવામાં આવેલ. જે સમિતિ દ્વારા તેમનો અહેવાલ ૧૯૮૯ના રજૂ કરવામાં આવેલ. જે મુજબ દરેક કન્યા પાસેથી વાર્ષિક રૂા. ૬૦૦/- ભોજન ફી તથા અન્ય સઘળા ખર્ચ પેટે વસૂલ કરવાનું નક્કી કરવામાં આવેલ. જોકે અહીં પણ જે કન્યાના વાલીઓની આર્થિક પરિસ્થિતિ નબળી હતી તેવી કન્યાઓને નિઃશુલ્ક સવલત કરી આપવાની વ્યવસ્થા પણ ચાલુ હતી જ.

ભુજની અંદર કન્યા છાત્રાલય માટેના અલાયદા મકાનની હજી સુધી વ્યવસ્થા કરવામાં આવેલ નહોતી; પરંતુ સમાજવાડીની અંદર જ આવી વ્યવસ્થા કરવામાં આવેલ. ૧૯૮૭માં વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલના મકાનની અલાયદી વ્યવસ્થા થતાં તેઓ નવા મકાનમાં શીફ્ટ થતાં ભુજ સમાજવાડીની અંદર પૂર્વ ભાગમાં એક માળનું જે મકાન આવેલ હતું તેની અંદર કન્યાઓને વ્યવસ્થા કરી આપવામાં આવેલ હતી. જતે દહાડે આ વ્યવસ્થા અપૂરતી જણાતાં સમાજ દ્વારા પશ્ચિમ ભાગમાં આવેલ રૂમો ઉપર એક માળ ઉપર લઈ તેમાં કન્યાઓ માટે રહેવાની સગવડ કરવામાં આવેલ હતી.

ભુજ સમાજવાડીના ગ્રાઉન્ડના પૂર્વભાગમાં આવેલ મકાન ખસેડી એ જગ્યાએ સાત માળનાં મકાનનું બાંધકામ શરૂ કરવામાં આવ્યું. ભુજ ખાતેની બાંધકામ સમિતિ હેઠળ બાંધકામનું માળખું તૈયાર કરવામાં આવ્યું. ફર્નિચર, બારીઓ અને દરવાજાનું કામ ચાલી રહ્યું હતું. તે દરમ્યાન જ કચ્છમાં વિનાશકારી ભૂકંપ ત્રાટક્યો. જેના કારણે નિર્ધારિત કામોમાં વિલંબ સર્જાયો. પરંતુ સમાજના આગેવાનોની સાથે સમગ્ર સમાજ પડખે રહેતા સાત માળના મકાનમાં જ છાત્રાલય વિધિવત ઉદ્‌ઘાટન વગર જ ચાલુ કરવામાં આવ્યું.

જૂન-૨૦૦૨થી પાટીદાર કન્યા વિદ્યાલય - ભુજના નામે હાઈસ્કૂલની શરૂઆત પણ એ જ બિલ્ડિંગમાં કરવામાં આવી. જેમાં અત્યારે ધો. ૮, ૯, અને ૧૦ સુધીનો અભ્યાસ ચાલી રહ્યો છે. અત્યાર સુધી હોસ્ટેલમાં ભણતી દીકરીઓને જ પ્રવેશ અપાતો હતો. પરંતુ જૂન-૨૦૧૦થી આપણી હોસ્ટેલ સિવાયની અન્ય પાટીદાર દીકરીઓને પણ પ્રવેશ આપવામાં આવશે.

હાઈસ્કૂલ અને હોસ્ટેલમાં અત્યારે એવરેજ ૩૦૦ ઉપર કન્યાઓ અભ્યાસ કરી રહી છે. સ્કૂલમાં જ કમ્પ્યુટર રૂમ, એલ.સી.ડી. પ્રોજેક્ટર પર સોફ્ટવેર દ્વારા ગણિત, વિજ્ઞાન, સામાજિક વિજ્ઞાન અને અંગ્રેજીના વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. શરૂઆતમાં નિવૃત્ત પ્રિન્સિપાલ વિશ્રામભાઈ આર. રૂડાણીના કન્વીનર-પદે સંચાલન સમિતિ કાર્ય સંભાળતી હતી. જ્યારે વર્તમાનમાં કોમર્સ કોલેજ ભુજના પ્રિન્સિપાલ પ્રો. કે. વી. પાટીદારના કન્વીનરપદ હેઠળની ટીમ કાર્ય સંભાળે છે.

# માંડવી - વિદ્યાર્થી છાત્રાલય

માંડવી ખાતે ઉચ્ચ શિક્ષણની સારી સુવિધના કારણે આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ સમાજવાડીના જ કેટલાક રૂમોનો ઉપયોગ કરતા હતા. અનેકવિધ તકલીફો ભોગવતા વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ બનાવવાની વિચારણા ચાલેલ.

હોસ્ટેલના નિર્માણ માટે નક્કર કામગીરી કરવા સક્ષમ એવી હોસ્ટેલ નિર્માણ સમિતિની રચના કરવામાં આવેલ. નિર્માણ સમિતિએ ખૂબ જ ઝડપથી પોતાની કામગીરી આરંભી દીધેલ. માંડવી અને મુંબઈ ખાતે મિટિંગનો દોર ચાલ્યો અને બાંધકામ સમિતિએ પોતાનું કાર્ય ટૂંકા સમયમાં પૂર્ણ કર્યું. ૩૬ રૂમો, પ્રાર્થના હોલ, કમ્પ્યૂટર રૂમ, ગેસ્ટ રૂમ, ભોજનશાળા જેવી સગવડો સાથેનું સરસ્વતી દેવીની મૂર્તિ સાથે ભવ્ય મકાન નિર્માણ કરવામાં આવ્યું છે.

તા. ૧૭-૪-૧૯૯૪ રવિવારે છાત્રાલયના મકાનની નામકરણ વિધિ અને ઉદ્‌ઘાટન કરવામાં આવેલ. જે મુજબ છાત્રાલયને 'શ્રી નાનજીભાઈ વીરજી ધોળુ વિદ્યાર્થી છાત્રાલય'નું નામકરણ શ્રી દેવજીભાઈ નાનજી ધોળુ (દુર્ગાપુર નિવાસી)ના હસ્તે કરવામાં આવેલ. જ્યારે સરસ્વતી દેવીની પ્રતિમાની અનાવરણ વિધિ પ. પૂ. સંત શ્રી હરિદાસજી ગુરુ વાલદાસજીના હસ્તે કરવામાં આવેલ. જે શ્રી કાન્તાબેન કેશરાભાઈ કરસન રામજીયાણી પરિવારના સૌજન્યથી તૈયાર કરવામાં આવેલ. ભવ્ય ઈમારતથી શોભતું આ છાત્રાલય સરસ્વતી માતાની પ્રતિમાના સાંનિધ્યમાં ખરા અર્થમાં વિદ્યાધામ બન્યુ છે.

મકાનમાં ૩૬ રૂમો તેમજ પ્રાર્થના હૉલ, કમ્પ્યૂટર રૂમ, ગેસ્ટ રૂમ, ભોજનશાળા ઇત્યાદિ સગવડો ઉપલબ્ધ છે.

માંડવી હોસ્ટેલના નિર્માણ સમયે જ માંડવી ખાતે ભવિષ્યનાં પ્લાનિંગ માટે વિશાળ પ્લોટ ખરીદવામાં આવેલ. માંડવી ખાતે આવેલ અન્ય સમાજની આપણી દીકરીઓ છાત્રાલયોમાં રહીને ઉચ્ચ અભ્યાસ મેળવી રહી હતી. અને અનેક દિકરીઓ બસમાં અપડાઉન કરતી હતી. ત્યારે સમાજના આગેવાનો ફરી સક્રિય બન્યા અને દીકરીઓ માટે વ્યવસ્થા ગોઠવવા કમર કસી.

અગાઉ ખરીદવામાં આવેલ વિશાળ પ્લોટમાં નવું બાંધકામ



શ્રી નાનજીભાઈ વીરજી ધોળુ કન્યા છાત્રાલય - માંડવી



લખુભાઈ વિરજી ધોળુ વિદ્યાર્થી હોસ્ટેલ - માંડવી

કરી કુમાર છાત્રાલયમાં અદ્યતન સંકુલ નિર્માણ કરવામાં આવ્યું. અત્યાધુનિક સગવડો સાથેનાં બિલ્ડિંગ નિર્માણ બાદ નવાં બંધાયેલ મકાનમાં વિદ્યાર્થી હોસ્ટેલ ચાલુ કરવામાં આવી.

૬૧,૦૦૦ ચો. ફુટના બાંધકામવાળા આ વિશાળ વિદ્યાર્થી છાત્રાલયનું ઉદ્‌ઘાટન તા. ૨-૫-૨૦૦૭ના કરવામાં આવેલ છે. લખુભાઈ વીરજી ધોળુના નામકરણ સાથે શરૂ થયેલ આ છાત્રાલયમાં ૭૫ રૂમ છે. અને ૩૮૫ વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે.

હોસ્ટેલ સંકુલમાં કમ્પ્યૂટર રૂમ, પ્રાર્થના હૉલ, રસોડા ભવન સહિત પાંચ એકરનું મેદાન પણ છે. ધો. ૮ થી ૧૨ના વિદ્યાર્થીઓને પ્રવેશ આપવામાં આવે છે. આ છાત્રાલય માટેની નિર્માણ સમિતિએ ભંડોળ એકઠું કરી અદ્યતન ભવન ટુંકા ગાળામાં જ નિર્માણ કરી સમાજને સુપ્રત કરે આપેલ છે.

જયારે અગાઉનું મકાન જે શહેરની વચ્ચે હતું એ મકાનમાં કન્યા છાત્રાલય ચાલુ કરવામાં આવ્યું. આમ માંડવી ખાતે કન્યા અને કુમાર છાત્રાલયો ધમધમતાં થતાં દાતાઓ અને સમાજના આગેવાનોને પૂર્ણ સંતોષ થયો.

## કન્યા છાત્રાલય - નખત્રાણા

કચ્છમાં નખત્રાણા ખાતે કન્યા છાત્રાલય અને માંડવી ખાતે સ્ટુડન્ટ હોસ્ટેલ બનાવવાના વિચારો સતત વહેતા રહ્યા હતા તે વચ્ચે બંને કામ એકી સાથે જ ઉપાડવાં અને એ કાર્યમાં કાર્યકરો અને સખી દાતાઓએ આપસમાં બેસીને મીઠી હરીફાઈ થાય એ



પાટીદાર કન્યા છાત્રાલય - નખત્રાણા

રીતે મંગવાણાથી માંડવી તરફના દાતાઓ માંડવી હોસ્ટેલમાં યોગદાન નોંધાવે અને નખત્રાણા તરફના દાતાઓ નખત્રાણા કન્યા છાત્રાલયમાં યોગ દાન નોંધાવે એવા નિર્ણયો લેવાયા. ખરેખર ચમત્કાર જ થયો. મીઠી હરીફાઈમાં બંને બાંધકામોમાં ઝડપ આવી અને બાંધકામ પૂર્ણ થયે બંને સંસ્થાઓ પાસે સારી એવી રકમ નિભાવ ખર્ચ માટે રિઝર્વ રાખવામાં આવી.

શ્રી પ્રેમજીભાઈ પુંજા વાસાણીના કન્વીનરપદે અને દેવજી હરજી ધનાણી, માવજી વસતા રૂડાણી, સામજી કાનજી ધોળુ જેવા આગેવાનોના સતત પ્રયાસોથી મકાનનું બાંધકામ પૂર્ણ થયેલ.

વચ્ચે ઓપન ગ્રાઉન્ડ, ત્રણ બાજુ બિલ્ડિંગ તેમજ ચોથી સાઈડમાં ભોજનાલય અને તેની ઉપર પ્રાર્થનાખંડ સાથેનાં આલીશાન મકાનને જોઈ નજર ઠરે એવી સુંદર સજાવટ કરવામાં આવેલ છે.

સમાજના ચતુર્થ અધિવેશન દરમ્યાન જ તા. ૨૮-૪-૧૯૯૩ના દિવસે પ. પૂ. ઓધવરામજી મહારાજના શિષ્ય સંત શ્રી વાલરામજી મહારાજની વિશેષ ઉપસ્થિતિમાં શ્રી એલ. વી. પટેલે રિબિન કાપી છાત્રાલયને વિધિવત્ રીતે ખુલ્લું મુકેલ. બસ સ્ટેશન અને કન્યા હાઈસ્કૂલની બાજુમાં જ બનેલ કન્યા છાત્રાલયની જમીન મેળવવા માટે સર્વ શ્રી મણિલાલ પુંજા રામાણી, શ્રી માવજી કેશરા રામાણી અને રાજ્ય સરકારના ઉપસચિવ શ્રી શામજીભાઈ આર. પટેલે મદદરૂપ ભૂમિકા બજાવેલ.

શરૂઆતના સમયે દીકરીઓને વિના મૂલ્યે છાત્રાલય પ્રવેશ અપાતો. પરંતુ આગળ જતાં રાહતદર સાથેનો ભોજન ચાર્જ લેવાની શરૂઆત કરવામાં આવી.

સમાજનાં વિવિધ છાત્રાલયોમાં રહીને અભ્યાસ કરતાં બાળકોમાં જે વાલીની આર્થિક સ્થિતિ નબળી હોય તે ઉપરાંત વિધવા બહેનનાં બાળકોને સંપૂર્ણ માફી, અર્ધી માફી જેવાં ધોરણ અપનાવીને સમાજ દ્વારા બને એટલી મદદ આપવામાં આવી રહી છે. સમાજનાં આ ભગીરથ કાર્યમાં મદદરૂપ બનવા દાતાઓ અને પરિવારો પણ આગળ આવી રહ્યા છે એ સારી નિશાની છે. એ જ રીતે ઉચ્ચ અભ્યાસ માટે બાળકોને વગર વ્યાજની લોન આપવા માટેની યોજના સમાજ દ્વારા અમલમાં છે એ પણ આશીર્વાદ રૂપ નીવડી રહી છે. જેનો વ્યાપ વધારવાની જરૂર છે.

## વલ્લભ વિદ્યાનગર વિદ્યાર્થી છાત્રાલય

વલ્લભ વિદ્યાનગર ગુજરાતમાં આણંદ શહેરથી ૪ કિ.મી. ના અંતરે આવેલું એક વિદ્યાનું ધામ છે એમ કહેવામાં કોઈ અતિશયોક્તિ નથી જેમ પ્રાચીન સમયમાં તક્ષશીલા-નાલંદા જેવા વિદ્યાના ધામો હતાં તેવું અત્યારના સમયને અનુરૂપ એક વિદ્યાધામ છે.

ભારતની અંદર અભ્યાસની દરેક ફેકલ્ટીની સુવિધા ધરાવતાં



વલ્લભ વિદ્યાનગર હૉસ્ટેલ

ઘણાં શહેરો હશે પરંતુ ત્રણેક કિ.મી. ના વ્યાસમાં જ અભ્યાસની દરેક ફેકલ્ટીની સુવિધા સાથે સાથે વિદ્યાર્થી ભાઈ-બહેનોને રહેવા માટે હોસ્ટેલોની સુવિધાઓ ધરાવતું આવું સ્થળ ભારતમાં બીજે ખાસ હશે નહીં.

વિદ્યાનગરમાં બહારથી સારી એવી સંખ્યામાં વિદ્યાર્થી ભાઈ-બહેનો અભ્યાસ અર્થે આવે છે જેથી ઘણી નાની મોટી સમાજોની હોસ્ટેલો વિદ્યાનગરમાં ઘણા વર્ષોથી બનેલી છે.

આપણી સમાજના કચ્છ-સાબરકાંઠા-ગુજરાતમાંથી વિદ્યાર્થી ભાઈ-બહેનો સારી એવી સંખ્યામાં ઉચ્ચ અભ્યાસ અર્થે છેલ્લા ઘણા વર્ષોથી વલ્લભ વિદ્યાનગર આવે છે. અને જુદી જુદી હોસ્ટેલોમાં કે પ્રાઈવેટ બીજી વ્યવસ્થા કરીને વિદ્યા અર્થે રહે છે.

ઘણા સમયથી વિદ્યાનગરમાં આપણા સમાજની એક હોસ્ટેલ હોવી જોઈએ એવું ખાસ કરીને વિદ્યાનગરમાં રહીને અભ્યાસ કરી ગયેલ જે તે સમયના વિદ્યાર્થીઓએ મહેસુસ કરેલ.

છેવટે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘના તે સમયના (ઈ.સ. ૧૯૮૭) પ્રમુખશ્રી ગંગારામભાઈ અને મહામંત્રી શ્રી અબજીભાઈ વિશ્રામ કાનાણી અને યુવકસંઘના મંત્રી શ્રી રતિલાલ લધારામ ધોળુ બીજા અન્ય કામસર વિદ્યાનગર આવેલ અને વિદ્યાનગરનું વિદ્યા સંકુલ જોયું અને વિદ્યાર્થીઓ તેમજ પ્રો. ભરતભાઈ પાસેથી વિદ્યાસંકુલની માહિતી મેળવી - સમાજની હોસ્ટેલ ઊભી કરવાનો સંકલ્પ કરેલ અને યુવકસંઘના બીજા મંત્રી શ્રી દેવશંકર સોમજી ધનાણી પોતાના ધંધાના કામસર વિદ્યાનગર આવવાનું થતું રહેતું. એટલે એવું મહેસુસ કરેલ કે - વિદ્યાનગર ખાતે આપણી સમાજની હોસ્ટેલ હોવી જોઈએ. અહીં બીજી ઘણી નાની નાની સમાજોની હોસ્ટેલો છે. જ્યારે આપણી આવડી મોટી સમાજની હોસ્ટેલ નથી.

જેથી યુવકસંઘ દ્વારા હોસ્ટેલ ઊભી કરવાનો વિચાર આવેલ અને મહામંત્રી અબજીભાઈ અને મંત્રી રતિલાલ ભાઈએ વિદ્યાનગર રૂબરૂ જઈને હોસ્ટેલ ઊભી કરવા માટેની માહિતી એકત્ર કરેલ - તે દરમ્યાન તેમનો સંપર્ક વિદ્યાનગર ઈન્જીનીયરીંગ કોલેજમાં પ્રોફેસર તરીકે સેવા આપતા આપણી સમાજના ધાવડાના વતની એવા પ્રો. ભરતભાઈ શીવજી પોકાર સાથે થયો એમની સાથે વધારે ચર્ચા કરતાં એમને યુવકસંઘ વિદ્યાનગર ખાતે આપણી સમાજના વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ શરૂ કરે તો તેના સંચાલનની જવાબદારી સ્વીકારવાની તૈયારી બતાવી.

તે બાદ તરત યુવકસંઘની કારોબારી બોલાવીને આ બાબતે નિર્ણય લીધેલ કે તાત્કાલિક ધોરણે વિદ્યાનગર ખાતે ભાડાનું મકાન મેળવીને પણ હોસ્ટેલ તરત ચાલુ કરી દેવી જેથી હોસ્ટેલ ચલાવવા બાબતેનો અનુભવ થાય અને કાયમી હોસ્ટેલ ઊભી કરવા માટેનો સમય મળી રહે.

અને જે મકાન ભાડું થાય તેમાં અંદાજે અર્ધી રકમ યુવકસંઘ ભોગવે અને અર્ધી રકમ વિદ્યાર્થીઓ પાસેથી લેવી એવું નક્કી કરવામાં આવેલ અને તે મુજબ ઈ.સ. ૧૯૮૮માં એક પ્રો. ભરતભાઈનું મકાન ભાડે રાખીને યુવકસંઘે વિદ્યાનગર ખાતે પ્રાયોગિક ધોરણે હોસ્ટેલ ચાલુ કરી દીધેલ. તે બાદ તરત નાગપુર ખાતે ત્યાંના યુવકમંડળના આમંત્રણને માન આપીને યુવકસંઘની કારોબારી સભા અને સામાન્ય સભા રાખવામાં આવેલ.

નાગપુર મુકામે આવેલ યુવકમંડળોના પ્રતિનિધિઓએ વિદ્યાનગર ખાતે હોસ્ટેલ કાયમી ધોરણે ચાલુ કરવા માટેના મંતવ્યો રજૂ કરેલ.

નાગપુરની સામાન્ય સભામાં કચ્છના યુવકસંઘના પ્રતિનિધિઓએ પ્રાયોગિક ધોરણે ચાલુ થયેલ હોસ્ટેલમાં જે ખોટ આવે તેની પ્રથમ પાંચ વર્ષની જવાબદારી લીધેલ અને તે દરમ્યાન વિદ્યાનગર ખાતે જમીન પ્લોટ ખરીદી લેવો અને તે અંગેની ફંડની જવાબદારી કચ્છ સિવાયના વિભાગોએ ઉપાડી લેવી એવું નક્કી કરવામાં આવેલ.

તે બાદ યુવકસંઘની કારોબારી સભાઓ મળતી રહી તેમાં સામાન્ય સુર એવો નીકળતો રહ્યો કે વિદ્યાનગર ખાતે જે અભ્યાસ કરી ગયેલ છે તેવા ભુતપૂર્વ વિદ્યાર્થીઓનું લીસ્ટ બનાવવું અને એમના સરનામા મેળવી હોસ્ટેલ માટેનો સહયોગ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ પાસેથી માંગવો એવું નક્કી કરેલ.

આવા દરેક વિદ્યાર્થીઓને પત્રો લખેલ અને પ્રત્યુત્તર

મંગાવેલ પરંતુ ખાસ કોઈ પત્રોના જવાબ આવેલ નહીં અને વિદ્યાર્થીઓનું લીસ્ટ જોતાં સંખ્યા સાબરકાંઠા વિભાગની જ વધારે હતી એટલે એક યુવકસંઘની સામાન્ય સભા સાબરકાંઠા વિસ્તારમાં રાખવી એવું નક્કી કરવામાં આવેલ તે માટે તખતગઢ યુવકમંડળે તૈયારી બતાવી.

એટલે ઈ.સ. ૧૯૯૦ના ઓગસ્ટ મહિનામાં તખતગઢ મુકામે યુવકસંઘની સામાન્ય સભા મળી તેની અંદર સાબરકાંઠા વિભાગના સમાજના અગ્રણીઓને પણ બોલાવેલ તેમાં હોસ્ટેલ બાબતે સારી એવી ચર્ચાઓ થઈ ત્યાં આવેલ દરેક અગ્રણીઓએ હોસ્ટેલ માટે સહયોગ આપવાની તૈયારી બતાવેલ પરંતુ વ્યક્તિગત રીતે કોઈ દાનની ઓફર આવેલ નહીં.

આ સભામાં આવેલ વિજાપુર વિભાગના મણીભાઈએ ૫૦ હજાર એકઠા કરીને મોકલી આપવાની તૈયારી બતાવેલ જે એ લોકોએ ૪૫ હજાર જેવી રકમ તાત્કાલિક એકઠી કરીને યુવકસંઘને મોકલી આપેલ અને યુવકસંઘના કાર્યકર્તાને પ્રોત્સાહિત કરેલ આ રકમ પાછળથી હોસ્ટેલ માટે મકાન ખરીદ કરેલ તેના સાટા કરાર કરવામાં બહુ ઉપયોગી થયેલ.

તખતગઢ મુકામે મળેલ સભામાં એવું નક્કી કરવામાં આવેલ કે હોસ્ટેલની અનુકૂળતા મુજબનો પ્લોટ ૫૦૦ ચો.વાર અથવા ૧૦૦૦ ચો.વારનો લઈ લેવો. તે સમયે ૫૦૦ ચો.વાર પ્લોટના અઢીથી ૩ લાખ આસપાસનો ભાવ ચાલતો હતો. પ્લોટ ખરીદ કરવા માટેની રકમ બાબતે સાબરકાંઠા વિભાગમાંથી સહયોગ આપવાની તૈયારી તે વખતે હાજર રહેલ સમાજના અગ્રણીઓએ બતાવેલ.

છેવટે વિદ્યાનગરના મોટા બજાર વિસ્તારમાં એક તૈયાર મકાન જે હોસ્ટેલના ઉપયોગમાં જ વપરાતું હતું. તેવું ૧૩ રૂમોવાળું મકાનનો ૮,૧૧,૧૧૧ માં સોદો નક્કી કરેલ અને ૧,૦૫,૧૧૧ આપીને સાટા કરાર કરેલ અને બાકીની રકમ છ મહિનામાં આપીને તેનો કબજો લઈ લેવો તેવું નક્કી કરેલ.

તે વખતે યુવકસંઘ પાસે હાથ ઉપર કંઈ પણ રકમ હતી નહીં. સાટા કરાર કરવા માટે વિજાપુર વિભાગમાંથી આવેલ ફંડ તેમજ યુવકસંઘના ભાઈઓએ ૩૫ હજારની લોન આપવી પડી હતી.

આ માટે તે પછી યુવકસંઘની કારોબારી સભા મળેલ તેમાં એવું નક્કી કરવામાં આવેલ કે વિદ્યાનગર ખાતે સાબરકાંઠા વિસ્તારમાંથી વધારે વિદ્યાર્થીઓ અભ્યાસ અર્થે આવતા હોવાથી વિદ્યાનગરની મહત્તા એ વિસ્તારના ભાઈઓને વધારે સમજાય એટલે પ્રથમ સાબરકાંઠામાં ફંડ માટે પ્રવાસ કરવો.

જે મકાન હોસ્ટેલ માટે ખરીદ કરેલ તેની બાજુમાં જ એવું જ બીજું મકાન પણ મળી શકે તેમ હતું અને બે મકાનની વચ્ચે ૫૦૦ ચો.વારનો પ્લોટ ખાલી છે તે પણ મળી જશે એવી ગણતરી હતી. આ બે મકાનો અને ખાલી પ્લોટ મળીને ૨૫ લાખનું બજેટ થાય તેમ હતું.

તે માટે પ્રથમ જે મકાન ખરીદ કરેલ તેની રકમ ૮ થી ૯ લાખ સાબરકાંઠામાંથી એકઠા કરીને મકાનનો કબજો લઈ લેવો અને તે બાદ બીજો વધારાનો ફંડ સાબરકાંઠા સિવાયના વિસ્તારમાંથી કરવો એ રીતની યુવકસંઘના હોદ્દેદારોની ગણતરી હતી.

એ રીતે સાબરકાંઠાના પ્રવાસ માટે યુવકસંઘના હોદ્દેદારોમાંથી અમુક ભાઈઓના નામો નક્કી કરવામાં આવેલ અને પ્રવાસ માટે તારીખો નક્કી કરવામાં આવેલ.

આ માટે સાબરકાંઠાના પાંચ વિભાગ પાડી દરેક વિભાગના મુખ્ય સ્થળે નક્કી કરેલ તારીખોએ સંમેલન જેવું આયોજન ગોઠવવામાં આવેલ જેથી આની અંદર ફંડ પણ એકઠું થાય અને કચ્છ તથા સાબરકાંઠાનો સંપર્ક ઓછો થતો જાય છે તે સંપર્ક જીવંત બને એવી ગણતરી આ રીતે પાંચ વિભાગમાં અલગ-અલગ સંમેલનો રાખેલ.

ફંડ માટે ૩૩૩૩૩ રૂમ દાતા તરીકે ૧૧૧૧૧ પલંગ દાતા તરીકે તેમજ ૫૦૦૦ ઉપરનું દાન આપનાર માટે જનરલ તકતીમાં નામ લખવા એ રીતે નક્કી કરેલ હતું. તે મુજબ મોડાસા આખા વિભાગ તરફથી ૩૩૩૩૩ના એક રૂમનું દાન મળેલ એ જ રીતે હિંમતનગર વિભાગ તરફથી ૩૩૩૩૩ના એક રૂમનું દાન મળેલ અને વડાલી ખેડબ્રહ્મા વિભાગમાંથી ૫૦ હજાર જેવું ફંડ મળેલ તે સિવાય બીજું પરચૂરણ ફંડ મળીને સાબરકાંઠા વિભાગમાંથી ટોટલ ૧,૩૫,૦૦૦/- જેવું ફંડ મળેલ.

યુવકસંઘના ભાઈઓને જે સાબરકાંઠા વિભાગમાંથી ફંડ મળવાની અપેક્ષા હતી તેના પ્રમાણમાં ઘણું ઓછું ફંડ મળેલ.

આ તરફ મકાન ખરીદ કરેલ તેની બાકીની રકમ ચુકવવાનો સમય નજીક આવતો ગયો તે માટે શું કરવું તે બાબતે ચર્ચા કરવા માટે તાત્કાલિક યુવકસંઘની કારોબારી બોલાવી તેમાં યુવકસંઘના કચ્છના હોદ્દેદારોને રકમ ભેગી કરવાની ફરજીયાત જવાબદારી સોંપવામાં આવેલ - ફંડ એકઠું ન થાય તો અમુક તારીખે - આટલી રકમ - ગમે તે રીતે હાજર કરવી એ રીતે નક્કી કરવામાં આવેલ.

ઉપરોક્ત નક્કી કરેલ રકમ આવે એથી અગાઉ મકાનનું બાકી રહેલ પેમેન્ટ કરવાનું હતું એટલે આ માટે તાત્કાલિક રકમની જરૂરિયાત હતી. તેથી સમાજના અમુક ભાઈઓને વિનંતી કરી અને લોન તરીકે રકમ મેળવીને મકાનનો દસ્તાવેજ કરી લીધો.

મકાનનો દસ્તાવેજ અગાઉ યુવકસંઘમાં નક્કી થયેલ તે મુજબ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના નામે કરેલ.

દસ્તાવેજ થઈ ગયા બાદ જે રકમોની જવાબદારી આપવામાં

આવેલ તે મુજબ સભ્યોએ જહેમત ઉઠાવી ફંડ એકઠું કરતાં તેમાંથી લીધેલી લોનો પરત કરી દીધેલ.

તે સિવાય જ્યારે જ્યારે સમાજની કારોબારી સભા મળતી ત્યારે સમાજના અગ્રણીઓ પાસે રજૂઆત કરતા રહેલ તેમાંથી પણ રૂમ દાતા - પલંગ દાતા મળતા રહેલ.

હોસ્ટેલનું મકાન ખરીદી કરેલ તે અગાઉ છ વર્ષ સુધી મકાન ભાડેથી રાખીને યુવકસંઘે પ્રાયોગિક ધોરણે હોસ્ટેલ ચલાવેલ - તેનું ખર્ચ પણ પ્રથમ - બે વર્ષને બાદ કરતાં યુવકસંઘના કચ્છના ભાઈઓએ જ આપેલ.

પ્રથમ - બે વર્ષ માટે - સવિતાબેન ખીમજી મુળજી સેંઘાણી દરસડી (મુંબઈ)

ત્રીજા વર્ષ માટે દેવશંકર સોમજી ધનાણી - નખત્રાણા

ચોથા વર્ષ માટે - ડૉ. પ્રેમજી રામજી ગોગારી - ગાંધીધામ

પાંચમા વર્ષ માટે - અબજી વિશ્રામ કાનાણી - ભુજ

છઠ્ઠા વર્ષ માટે - પ્રેમજી ભાણજી કેસરાણી - અંગીયાનાના

જે મકાન ખરીદ કરેલ તેની ઉદઘાટન વિધિનો સમારોહ ગોઠવવો એવું સમાજ અને યુવકસંઘ સંયુક્ત રીતે નક્કી કરેલ અને કાર્યક્રમ ભવ્ય રીતે ઉજવાય એ માટે આણંદ સમાજનો સહયોગ લેવો.

એ માટે વિદ્યાનગર મુકામે આણંદ ચિખોદરા વિદ્યાનગર સમાજ અને યુવકમંડળના ભાઈઓની મીટીંગ યુવકસંઘ અને સમાજના હોદ્દેદારોની સાથે રાખેલ કાર્યક્રમની તારીખ ૨૮-૧-૯૫ અને ૨૯-૧-૯૫ નક્કી કરી - આખો કાર્યક્રમ નક્કી કરવામાં આવેલ અને આખા કાર્યક્રમની પુરી જવાબદારી આણંદ - ચિખોદરા - વિદ્યાનગરના ભાઈઓએ ઉપાડી લીધેલ.

અને કાર્યક્રમનું અતિ સુંદર આયોજન ગોઠવીને બહારથી આવેલ ભાઈ-બહેનોને ખુશ કરી દીધેલ અને ઉદઘાટન સમારોહમાં આવેલ દરેક જણ માટે આ એક યાદગાર પ્રસંગ બની રહેલ.

વિદ્યાનગર ખાતે અભ્યાસ કરતા આપણા વિદ્યાર્થી ભાઈ-બહેનોએ રાત્રિના ભવ્ય કાર્યક્રમ ગોઠવીને આવેલ મહેમાનોને મંત્ર મુગ્ધ કરી દીધેલ.

તે વખતે હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓની મહેનત પણ ખરેખર દાદ માંગી લે તેવી હતી. એમનામાં એક અનેરો ઉત્સાહ હતો - હોસ્ટેલનું ઘણું બધું કામ જાતે કરતા હતા. વિદ્યાર્થીઓને પ્રો. મોહનભાઈ અને પ્રો. ભરતભાઈનું સારું માર્ગદર્શન મળતું અને હોસ્ટેલનું સંચાલન પ્રો. મોહનભાઈ અને પ્રો. ભરતભાઈ ત્યાં સ્થાનિકે રહેતા હોવાથી અને ધગશ હોવાથી સારી રીતે થઈ શક્યું.

ઉદ્‌ઘાટન સમારોહ વખતે સારો ઉત્સાહ હોવાથી ફંડ પણ સારું નોંધાઈ ગયેલ. આણંદ સમાજે વ્યવસ્થા સંભાળ્યા ઉપરાંત ૬૬ હજાર જનરલ ફંડમાં દાન નોંધાવ્યું હતું.

રૂમ દાતા અને પલંગના દાતા પુરા નોંધાઈ ગયેલ. બહારથી આવેલ સમાજના ભાઈઓને એવું લાગેલ કે વિદ્યાનગર ખાતે આપણી સમાજની હોસ્ટેલ જરૂરી હતી અને અત્યારે જે હોસ્ટેલ છે - તે ખરેખર નાની પડશે. એવું દરેકે મહેસુસ કરેલ- એટલા માટે - મગોડીલાટના ધનજી વાલજી વેલાણી તરફથી હોસ્ટેલ માટે નવો પ્લોટ ખરીદ કરવા માટે ૫૧ હજારના ફંડની જાહેરાત કરવામાં આવેલ. હોસ્ટેલનું વિસ્તરણ કરવા માટે વિદ્યાનગરમાં હોસ્ટેલને અનુકૂળ જગ્યાએ બીજો મોટો પ્લોટ લેવો પડે અને હોસ્ટેલ મોટી બાંધવી પડે એ માટે વિદ્યાનગર ખાતે મિલ્કતોના જે ભાવો છે એ રીતે મોટું ફંડ એકઠું કરવું પડશે.

હોસ્ટેલ તા. ૨૯-૧-૯૫ થી માલિકીના સ્વતંત્ર મકાનમાં કાર્યરત છે જેની અંદર ૩૯ વિદ્યાર્થીઓ રહી શકે તેવી સુવિધા છે. ઉચ્ચ અભ્યાસ કરી રહેલ-આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ તેનો લાભ લઈ રહ્યા છે.

આ હોસ્ટેલનું સંચાલન અખિલ ભારતીય ક.ક. પાટીદાર સમાજ દ્વારા કરવામાં આવે છે.

કેન્દ્રીય સમાજના ઉમા એજ્યુકેશન ટ્રસ્ટ દ્વારા ૩૨૪૦ ચો.મી.ની એક મોટી જગ્યા વિદ્યાનગર હોસ્ટેલ માટે ખરીદવામાં આવેલ છે. તેની ઉપર હોસ્ટેલ નિર્માણ કાર્ય તરતમાં કરવામાં આવશે.

## શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ સંચાલિત

## સતરાવાળા ઉમા વિદ્યાપીઠ

**- દેવજી રામજી ભાવાણી**

વૈશ્વિક સ્પર્ધાના આ યુગમાં વૈશ્વિક પડકારો સામે આપણી ભાવિ પેઢીને સુસજ્જ કરી શકે તેવું વર્લ્ડ કલાસ શિક્ષણ પ્રદાન કરવા ઑલ ઈન્ડિયા લેવલનાં વિદ્યા સંકુલો નિર્માણ કરવાના



સતરાવાળા ઉમા વિદ્યાપીઠ



પૂર્વ મહામંત્રી
વિશ્રામભાઈ આર.રૂડાણી



પૂર્વ પ્રમુખશ્રી
દામજીભાઈ પ્રેમજી ધોળુ



પ્રમુખશ્રી
દેવજીભાઈ રામજી ભાવાણી



મહામંત્રી
કાન્તિભાઈ હરિભાઈ લીંબાણી

ઉમદા હેતુ સાથેના શૈક્ષણિક ટ્રસ્ટની રચના કરવા માટે આપણા કેન્દ્રીય સમાજમાં લાંબા સમયથી વિચારણા ચાલી રહી હતી. શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની આ હેતુ માટે જ મે-૨૦૦૨માં બોલાવેલ અસાધારણ સામાન્ય સભામાં શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટના નામે શૈક્ષણિક ટ્રસ્ટની રચના કરવાનો નિર્ણય લેવાયો અને તેનું બંધારણ મંજૂર કરવામાં આવ્યું.

શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટને શ્રી દક્ષિણ ગુજરાત ક.ક. પાટીદાર સમાજ દ્વારા સુરત અર્બન ડેવલપમેન્ટ ઓથોરિટીની વિસ્તારમાં, નેશનલ હાઈવે નં.૮ પર, કામરેજ ચોકડી અને કડોદરા ચોકડી વચ્ચે વલથાણ, તા. કામરેજ ખાતે વિદ્યાસંકુલ સબબ સતરાવાળા પરિવારના મુખ્ય યોગદાન સાથે ઉદાર સખાવત મળતાં અને આ સ્થળ ઑલ ઇન્ડિયા લેવલનાં વિદ્યાસંકુલો માટે યોગ્ય જણાતાં આ સ્થળે ઑલ ઇન્ડિયા લેવલનાં પ્રથમ વિદ્યા સંકુલનું નિર્માણ કરવાનું નક્કી કરવામાં આવ્યું. આ વિદ્યાસંકુલનું નામાભિધાન શ્રી દક્ષિણ ગુજરાત ક. ક. પાટીદાર સમાજના સમર્થન સાથે શ્રી કે. બી. રામજી એન્ડ પી. બી. આર. ખીમજી સતરાવાળા ઉમા વિદ્યાપીઠ રાખવાનું નક્કી કરવામાં આવ્યું. જેનો ટૂંકમાં સતરાવાળા ઉમા વિદ્યાપીઠ (SUV) તરીકે ઉલ્લેખ કરવામાં આવે છે.

નવેમ્બર ૨૦૦૪માં, પરમ આદરણીય સ્વામી શ્રી સચ્ચિદાનંદજીની પાવન નિશ્રામાં, સતરાવાળા ઉમા વિદ્યાપીઠનું ભવ્યાતિભવ્ય રીતે ખાતમુહૂર્ત (ભૂમીપૂજન) કરવામાં આવ્યું અને સમાજના વિદ્યાપ્રેમી દાતાઓના યોગદાનના સથવારે આ વિદ્યાસંકુલનું નિર્માણકાર્ય શરૂ કરી દેવામાં આવ્યું.

વર્લ્ડ ક્લાસ શિક્ષણ પ્રદાન કરવાના હેતુને લક્ષમાં લઈ આ ટ્રસ્ટની એકેડેમિક કમિટિએ પુખ્ત વિચારણાને અંતે કરેલ ભલામણોને ટ્રસ્ટી મંડળની તા. ૧૭-૧૨-૨૦૦૬ના રોજ મિટીંગમાં બહાલ રાખ્યા મુજબ કાઉન્સીલ ફોર ઈન્ડિયન સર્ટિફિકેટ સ્કૂલ એકઝામિનેશન (CICSE) પેટર્ન મુજબના અભ્યાસક્રમો અને શિક્ષણ પ્રણાલી આપણા વિદ્યાસંકુલમાં અપનાવવાનું નક્કી કરવામાં આવ્યું. તે અન્વયે સદર કાઉન્સીલ સાથેના એફિલીએશન માટેની કાર્યવાહી હાથ ધરવામાં આવી. ઉપરાંત યુનિવર્સિટી ઑફ કેમ્બ્રીજ ઈન્ટરનેશનલ એકઝામિનેશન્સ (CIE) સાથે આપણા વિદ્યાસંકુલનું ક્રમશઃ રજીસ્ટ્રેશન કરાવવાનું પણ નિયત કરવામાં આવ્યું.

આપણા સંકુલ સંલગ્ન રાજબાઈ પ્રેમજીભાઈ ભાવાણી વિદ્યામંદિર (આર.પી.બી. વિદ્યામંદિર)માં જુન ૨૦૦૭ થી શરૂ થતાં શૈક્ષણિક સત્રથી ધો. ૭ સુધીના અંગ્રેજી માધ્યમમાં વર્ગોના શૈક્ષણિક કાર્યનો શુભારંભ કરવામાં આવ્યો. પછીના પ્રત્યેક વર્ષે ક્રમિક આગળના એક વધારાના ધોરણનો અભ્યાસ પણ શરૂ કરવામાં આવ્યો.

આપણા આ વિદ્યાસંકુલમાં ભારતભરના વિવિધ વિસ્તારમાં વસતાં આપણાં ભાઈબહેન, દીકરા-દીકરીઓ વર્લ્ડ કલાસ છતાં સંસ્કારલક્ષી શિક્ષણનો લાભ લે છે. આ વિદ્યાસંકુલ માં સામાન્યતઃ ધો. ૪ સુધીનો વિદ્યાર્થી ભાઈબહેનો ડે સ્કોલર્સ તરીકે અને ધો. ૫ અને તેથી ઉપરનાં વિદ્યાર્થી ભાઈબહેનો રેસિડેન્શીયલ સ્કોલર્સ તરીકે પ્રવેશ મેળવી સંકુલનો લાભ લઈ શકે છે.

| | |
|---|---|
| સંપર્ક : ફોન | : (૦૨૬૨૨) ૨૭૨૯૦૭ / ૯૦૮ |
| હોસ્ટેલ | : (૦૨૬૨૨) ૨૭૨૯૦૬ / ૯૧૦ |
| ટ્રસ્ટ ઓફિસ | : (૦૨૮૩૨) ૨૨૧૫૦૦ |
| બ્રાન્ચ ઓફિસ | : (૦૨૬૨૨) ૨૭૨૯૦૯ |

# ભુજ-માંડવી અને ગાંધીધામ સમાજવાડીઓ

- ઈશ્વરભાઈ માવજી ભગત

કચ્છની રાજધાની ભુજ કે બંદરી શહેર માંડવીમાં ખરીદી, દવાખાનું કે પરદેશ પ્રવાસ માટે જતાં આવતાં જ્ઞાતિજનોને પોતાની સમાજવાડી હોવાની જરૂરિયાત જણાયેલ.

જ્ઞાતિમાં શિક્ષણના વિકાસ માટે નખત્રાણા ખાતેની બાર્ડીંગ અને સમાજવાડીઓ માટે તા. ૨૨-૫-૫૭ ના કોટડા (જડોદર) ખાતે સ્વ. ભીમજી કેશરા લીંબાણીના નિવાસસ્થાને કચ્છના ગામેગામના આગેવાનોની સભા મળેલ. જેમાં નખત્રાણા બોર્ડિંગ, ભુજ અને માંડવી ખાતે સમાજવાડીઓ બનાવવા માટે સૌ પ્રથમ એડહોક કમિટીની રચના કરવામાં આવેલ. જે મુજબ (૧) પ્રમુખ :- શ્રી પરબત લખુભાઈ (૨) ઉપપ્રમુખ : શ્રી શિવદાસ કાનજી (૩) મંત્રી : શ્રી કરસન શિવદાસ (૪) સહમંત્રી : શ્રી વિશ્રામ કાનજી (૫) ખજાનચી : શ્રી ભીમજી કેશરાની હોદ્દેદારોની બનેલી એડહોક કમિટીએ પોતાનું કાર્ય આરંભી દીધેલ.

ભુજમાં શ્રી તુલસીદાસ શેઠનો બંગલો ખરીદ્યા બાદ જરૂરી સુધારાવધારાના રૂમો બનાવ્યા બાદ સમાજવાડીનો વિધિવત આરંભ થયો. તેમજ તેની બાજુની ખુલ્લી જમીન પણ ખરીદવામાં આવેલ. ભુજ સમાજવાડીમાં યાત્રિકોની સાથે ભુજમાં કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ પણ તેનો લાભ લેવા લાગ્યા. આપણે જોઈએ છીએ કે એ જ વાડીમાં વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ ચાલુ કરવામાં આવી જેને પાછળથી સમાજવાડીથી થોડે દૂર જમીન ખરીદીને વિશાળ સ્ટુડન્ટ હોસ્ટેલ બનાવવામાં આવેલ છે. જ્યારે સમાજવાડીના રૂમો ઉપર વધારાનો માળ ઊભો કરીને કન્યા છાત્રાલય ચાલુ કરવામાં આવેલ છે. આમ ભુજ સમાજવાડી સતત ગુંજતી રહે છે.

ભુજમાં સમાજવાડીની જગ્યાની ખરીદીના સમયે જ ૧૯૫૭માં સમાજવાડી માટેની જમીનનો સોદો કરવામાં આવેલ. પરંતુ એ જગ્યા અનુકુળ નહીં જણાતાં અત્યારની સમાજવાડી વાળી જમીનની ખરીદી કરવામાં આવેલ. માંડવી બંદરી શહેરની જાહોજલાલી પૂર્ણ કળાએ ખીલેલ હોવાથી કચ્છભરમાંથી હટાણાં માટે માંડવી આવતાં ત્યારે જ્ઞાતિજનો માટે માંડવી વાડી ખૂબજ ઉપયોગી સાબિત થયેલ.

ભુજની જેમ જ માંડવી સમાજવાડીમાં પણ વિદ્યાર્થીઓ માટે વિશાળ વિદ્યાર્થી છાત્રાલય બનાવવામાં આવેલ છે. માંડવી સમાજવાડીમાં જ હોસ્ટેલ હોવાથી અને માંડવી વિસ્તારના ભાઈઓની અત્યારની સક્રિયતાના કારણે સમાજવાડી સતત પ્રવૃત્તિઓથી ધમધમતી રહે છે.

ગાંધીધામથી ભારતભરમાં જવા આવવા માટેનાં બ્રોડ ગ્રેજ રેલવે સ્ટેશનનાં કારણે સમાજવાડીની અનિવાર્યતા જણાવાયેલ. જેમાં છેલ્લે ભારતનાં આધુનિક અને પાંચમો ક્રમ ધરાવતાં કંડલા બંદર ઉપર લાકડાંની આયાતના કારણે સમાજવાડીની માંગ વધી જવા પામેલ. સ્થાનિક ગાંધીધામ સમાજના વડીલો અને યુવાનોની ધગશના કારણે અત્યારની આધુનિક સમાજવાડીનું નિર્માણ થઈ શકેલ છે. અત્યારની સમાજવાડીમાં ગાંધીધામ શહેરના કારણે મોટો હૉલ અને અન્ય રૂમોનાં બાંધકામની દરખાસ્ત પણ વિચારણા હેઠળ છે.




સમાજવાડી ભુજ




સમાજવાડી ગાંધીધામ

# સમાજસુધારક પૂ. કેશરા પરમેશ્વરા જીવન અને કાર્ય

- રતિલાલ મનજી પોકાર



એક કાળ એવો હતો કે આપણી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સનાતન ધર્મની રાહથી વિચલિત થઈ ગઈ હતી. એવે વખતે ભટકી ગયેલા સમાજને પથદર્શકની જરૂર હતી. આવા સમયે અજ્ઞાનનાં અંધારાં ઉલેચવા આપણી જ્ઞાતિમાં બે જ્યોતિર્ધરો આવ્યા. એક પૂ. શ્રી નારાયણજી રામજી લીંબાણી (વીરાણીવાળા) ને બીજા પૂ. કેશરા મુખી સાંખલા (નેત્રાવાળા) જેઓ આપણી જ્ઞાતિના સાચા રાહબર બન્યા.

ઈ.સ. ૧૭૬૮ ના વર્ષમાં ચૈત્ર સુદ ૧૫ ને દિને ગામ શ્રી નેત્રા મધ્યે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના સાંખલા કુટુંબના મુખી પટેલ શ્રી તેજા હરજી સાંખલાંના ધર્મપત્ની શ્રીમતી પદ્‌માબાઈની પવિત્ર કૂખે તેજસ્વી રત્નનો જન્મ થયો.

કેશરા મુખી બાળપણથી જ તેજસ્વી હતા. તેમણે નેત્રાની ગામઠી શાળામાં જ પાંચ ધોરણ સુધીનો અભ્યાસ ખૂબ જ હોશિયાર અને ખંતીલા વિદ્યાર્થી તરીકે પૂરો કર્યો અને પિતા તેજા મુખીના ખેતીવાડીના ધંધામાં લાગી ગયા. તેજા મુખીનું ખોરડું ખાનદાન, પ્રતિષ્ઠિત અને ખાધે પીધે સુખી ગણાતું. સંવત ૧૮૬૧ ના ફાગણ વદ ૧૧ ના દિવસે બપોર પછી નેત્રા ગામે એક સુથારને ઘેર સ્વામિનારાયણના બે સંતો મુક્તાનંદજી અને સ્વરૂપાનંદજી પધાર્યા. કેશરામુખી અને તેમના નાનાભાઈ નાથા મુખી તેમના સંપર્કમાં આવ્યા. આ સંતો પાસે બેસીને કેશરા મુખીએ સત્સંગ કર્યો, જ્ઞાન ગોષ્ઠિ કરી અને તેમના મનમાં ઉદ્‌ભવેલા સંશયના સમાધાન માટે સંતો સાથે પ્રશ્નોત્તરી કરી અને જેમ સમુદ્રમાં ગુમરાહ બનેલા નાવિકને દીવાદાંડી દેખાય અને દિશા મળી જાય તેમ કેશરા મુખીને સનાતન ધર્મનો સાચો રાહ એ સંતો પાસેથી સાંપડ્યો અને કેશરા મુખીએ સ્વામિનારાયણ ધર્મ અંગીકાર કર્યો ને જૂના સતપંથ સંપ્રદાયને તિલાંજલિ આપી.

કેશરા મુખી એટલાથી સંતોષ માનીને બેસી ના રહ્યા. તેમને જે સત્ય સમજાયું તે પોતાનાં સગાંસંબંધી, મિત્રો અને આસપાસના ગામના લોકોને સમજાવવા ને જાગૃતિ લાવવા પ્રયત્નો શરૂ કર્યા. પ્રારંભમાં તો તેમને ઘણી મુશ્કેલી પડી, જૂના ધર્મના લોકોએ વિરોધ કર્યો અને અડચણો ઊભી કરી અને સગપણ સાંતરા તોડી નાખવા સુધીનાં શસ્ત્રો અપનાવવાની કોશિશ કરી પણ કેશરા મુખી પોતાના સંકલ્પમાં દૃઢ રહ્યા અને લોકજાગૃતિની મશાલ જલતી રાખી. એમાં તેમને કચ્છના મહારાવશ્રી તરફથી ઘણો સાથ અને સહકાર મળ્યો તેમને આ ધર્મજાગૃતિના કામમાં સંપૂર્ણ સાથ અને સહકાર આપનાર નાથા મુખી, વસ્તા લખુ વાસાણી, ઘડાણીવાળા નાઈયા કરશન ઘોઘારી અને અંગિયાવાળા અબજી કરશન ભગત જેવા નિડર સાથીઓ પણ મળ્યા હતા.

વિક્રમ સંવત ૧૮૬૫ના ફાગણ સુદ બીજની રાત્રે કેશરા મુખીએ તેમના ભાઈ સાથે ભગવાન શ્રી સ્વામિનારાયણના પ્રત્યક્ષ દર્શન કરવા અમદાવાદ જવા પ્રયાણ કર્યું. ઘણી મુશ્કેલીઓ વેઠી તેઓ શ્રી સ્વામિનારાયણ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરી શક્યા અને તેમની પાસેથી ગુરુમંત્ર અને આશીર્વચન લઈ કચ્છમાં પાછા ફર્યા પછી તેમણે પોતાની બધી જ શક્તિ પાટીદાર જ્ઞાતિમાં ધર્મજાગૃતિ લાવવામાં ખર્ચી નાખી. ગામડે ગામડું ઘૂમી વળ્યા ને કેટલાંય રૂઢિચુસ્ત લોકોના વિરોધ છતાં તેમને તેમનું આ કાર્ય વણથંભ્યું ચાલુ રાખ્યું.

રૂઢિચુસ્ત આગેવાનોએ ત્રણેય પાંચડાના જ્ઞાતિ આગેવાનોને ભેગા કરી કેશરા મુખી તથા તેમના સાથીદારોને નાત તરફથી સજ્જડ સજા કરાવવાના પ્રયાસો શરૂ કર્યા.

વિ.સં. ૧૮૭૨ ના ચૈત્ર વદ ૭ ના રોજ આખી નાતના ગઢેરાઓએ વિથોણ ગામે કડવા પાટીદારના ધર્મસ્થાને આખી નાતને ભેગી કરી. તેમાં કેશરા મુખી અને તેમના સાથીદારને ખાસ આમંત્રણ અપાયાં હતાં.

શરૂઆતમાં નાત વતી નખત્રાણાના પટેલ ભોજા માનાણીના વંશના શ્રી અખઈ માનાણીએ ઊભા થઈને કેશરા મુખીને ઠપકો

આપતાં કહેવા માંડ્યું :

"મુખી, તમે એક પાંચડાના આગેવાન થઈ આપણી નાતના ઠરાવનો ભંગ કર્યો છે એમ આખી નાતનું માનવું છે. એ ખરું છે કે ખોટું ?"

"ખરું છે તેમ ખોટું પણ છે." કેશરા મુખીએ શાંતિથી ઠંડે કલેજે જવાબ આપ્યો.

આ સાંભળી આગેવાનો બોલી ઊઠ્યા :

"ખોટું નથી પણ ખરું છે. તમે નાતના ઠરાવનો ભંગ કર્યો છે એટલે તમે અને તમારા સાથીદારો નાતના ગુનેગારો બન્યા છો તે માટે નાત તમને લોકોને જે સજા કરે તે ભોગવવી જ પડશે. તેમ કરવામાં જરા પણ આનાકાની કરશો તો તમને અમારે નાત બહાર મૂકવા પડશે. બોલો, તમારો શી વિચાર છે ?"

ત્યારે કેશરા મુખીએ હાથ જોડી વિનંતીપૂર્વક જવાબ વાળ્યો :

"આપણી નાત તરફથી અમને જે હુકમ ફરમાવવામાં આવ્યો છે તે અમે શાંતિથી સાંભળ્યો છે. હવે નાત અમારી વાત સાંભળે એવી અમારી વિનંતી છે. નાતને અમારી નમ્ર અરજ છે કે સમાજ એ ભગવાનનું જ સ્વરૂપ છે અને આપણા બધાંની જનેતા છે એવી આપણી જનેતા સમક્ષ નિષ્પક્ષપાતી રીતે જે કાંઈ ચર્ચાવિચારણા થાય અને તેને અંતે હાજર રહેલા સમાજના ભાઈઓની અનુમતિથી જે કાંઈ ઠરાવ થાય એ ઠરાવ પસાર થયો કહેવાય."

આગોવાનોએ કહ્યું : "વિક્રમ સંવત ૧૮૩૨ ના ફાગણ વદ ૧૩ ના રોજ નખત્રાણા ગામના આપણા ધર્મસ્થાને ધર્મ સંબંધી જે ઠરાવ થયો હતો તે ઠરાવ આપણો ધર્મ પાળવાવાળા સઘળા લોકોને બલ્કે આખી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને બંધનકર્તા છે."

મુખી : ધર્મ બાબતના ઠરાવને નાત સાથે કાંઈ લાગતું વળગતું નથી. ધર્મ અને સમાજના નિયમો અને તેમના ઠરાવો જુદા જ હોય છે. એટલે એ ધર્મના ઠરાવો જૂના ધર્મને માનતા હોય તેવા ભાઈઓને જ લાગુ પડે. એમાં જે ન માનતા હોય તેમને તે લાગુ ન પડે. ધર્મ અને સમાજ જુદા છે.

આગેવાનો : પણ એ ઠરાવમાં તમારા આગેવાન વડીલોની સહીઓ છે, જે તેમના વંશ વારસોને પણ કબૂલ મંજૂર હોય છે.

મુખી : કોઈના પણ પૂર્વજોએ કરેલા સામાજિક કે રાજકીય ગુના બાબતે તેમની પાછળની પેઢીએ એટલે કે તેમના ભાવિ વારસોએ સજા ભોગવવી જોઈએ તેવું કયા ધર્મનાં શાસ્ત્રોમાં કે રાજ્યના કાયદામાં લખ્યું છે તે અમને જણાવો. આપણા હાલના જૂના કલ્પિત ધર્મને અમે અને અમારા વડીલોએ જ્યાં સુધી માન્યો હતો ત્યાં સુધી અમે તે ધર્મના ઠરાવોને પૂરી રીતે માન આપ્યું હતું અને યથાર્થ રીતે પાલન કર્યું હતું પણ અમે જ્યારથી એ ધર્મનો ત્યાગ કર્યો છે ત્યારથી ધર્મ બાબતના ઠરાવ અમને કબૂલ મંજૂર નથી. અમે આપણા જૂના કલ્પિત ધર્મ અને તેના ધર્મગુરુઓએ કરેલા ઠરાવો ઉપરથી અમારો સંપૂર્ણ હક્ક ઉઠાવી લીધો છે.

હવે વાત રહી સમાજ અને નાત અંગેની. સમાજને હાનિકારક કે નાતને લાંછન લાગે તેવાં કાર્યો કરવા તેમ જ તે કાર્યો કરનારને સાથ આપવો અને સમાજનો વિશ્વાસઘાત કરવો યા સમાજનું અપમાન કરવું, કરાવવું વગેરે બાબતે જો સમાજ ઠરાવ કરે તો તે ગુનેગારને સજા કરવા તેમ કરે છે એમ કહેવાય. કારણ કે એવા લોકો સમાજના ખરા દુશ્મન હોય છે. અમે જો કોઈ એવો સામાજિક ગુના કર્યા હોય તો તેવા ગુનાની સજા ભોગવવા અમે તૈયાર છીએ. પરંતુ આપ સૌ જેની વાત કરો છો તે તો ધર્મનો ઠરાવ છે. એનો જો કોઈ ભંગ કરે તો તે ધર્મના ધર્મગુરુઓએ ભંગ કરનારાનો જવાબ લેવો જોઈએ પણ નાતને ધર્મ બાબત ખુલાસો પૂછવાનો કોઈ પણ જાતનો અધિકાર નથી. ધર્મ એ મનની માન્યતા છે તેથી ધર્મ બદલી શકાય છે, પણ સમાજ બદલી શકાતો નથી.

આગેવાનો : મુખી, નાતના એક આગેવાન થઈને તમે નાતને માન આપો છો કે તેનું અપમાન કરો છો ?

મુખી : નાત જેમ સમજે તેમ !

આગેવાનો : આ સમગ્ર નાત તમને પૂછે છે કે જ્યારે આપણા બાપદાદાએ સ્વીકારેલો ધર્મ તમે છોડ્યો ત્યારે આપણા સમાજના આગેવાનોને તમે પૂછ્યું હતું કે અમે ખુશીથી બીજો ધર્મ સ્વીકારીએ ?

મુખી : આપણો હાલનો જૂનો કલ્પિત ધર્મ કોણે સ્વીકારેલો ? આપણે કે આપણા વડીલોએ ?

આગેવાનો : આપણા વડીલોએ.

મુખી : આપણા વડીલોએ તે વખતનાં અસલ વૈદિક સનાતન ધર્મ છોડીને બીજો એટલે કે હાલનો જૂનો કલ્પિત ધર્મ સ્વીકાર્યો ત્યારે તેમણે સનાતન ધર્મ પાળવાવાળા સમાજના વડીલોને પૂછ્યું હતું કે નહીં ?

આગેવાનો : એ વાતની અમને ખબર નથી.

મુખી : આપણા વડીલોએ જ્યારે હાલનો જૂનો કલ્પિત ધર્મ સ્વીકાર્યો ત્યારે તેમણે તેમના વડીલો અને સમાજના આગેવાનોને પૂછ્યું હોય એમ ક્યાંય જણાતું નથી.

તેઓ સ્વેચ્છાએ જ નંદનવન જેવા ગુજરાત દેશને છોડી આ ઉજ્જડ, ડુંગરાળ, કાંકરાવાળી સુકી, કચ્છની ભૂમિમાં આવેલા. આ વાત તમે અને અમે બહુ સારી રીતે જાણીએ છીએ. એટલે કોઈ ધર્મ પાળવો કે ન પાળવો એ દરેક મનુષ્યની પોતાની મરજીની વાત છે. ધર્મ એ કોઈ નાત કે જાત નથી. ધર્મ મનની માન્યતા છે. એટલે આ બાબતમાં અમે કોઈ રીતે ગુનેગાર છીએ નહીં.

આગેવાનો : આપણા વડીલોએ સ્વીકારેલા ધર્મને માન આપવું એ આપણી ફરજ છે કે નહીં ?

મુખી : આપણા વડીલોએ તેઓના વડીલોના વૈદિક ધર્મને તથા જ્ઞાતિને માન આપ્યું નથી પણ સમાજ અને સનાતન ધર્મનું અપમાન કર્યું છે તેમ જ અપમાન કરાવ્યું છે. અમે એવા ધર્મને જરા પણ માનતા નથી.

આગેવાનો : મુખી, આ શબ્દો તમે બોલતા નથી. પણ તમારી પાછળ રહેલી વજ્ર જેવી રાજ્યની સત્તાપીઠ તમને એ બોલાવે છે. જો તમે આપણા સમાજના હુકમને માન નહીં આપો તો નાત તમને કડકમાં કડક સજા ફરમાવશે.

મુખી : સજા ગુનેગારોને હોય છે, બિનગુનેગારોને નહીં. ખરું પૂછો તો ગુનેગાર અમે નહીં, તમે બધા છો. ધર્મને તમારી નાત સમજી, તેના નામે સર્વસત્તાધીશ બની તમે બધા હિન્દુ સમાજ ઉપર ઔરંગઝેબ જેવી જોહુકમી ચલાવો છો. તમારો એ નર્યો સિતમ છે. એવા ભયંકર અન્યાય સામે અમે મરતાં સુધી પણ અમારા માથાં નમાવવાના નથી. તમારે જે સજા કરવી હોય તે કરો. અમે તે માનતા નથી.

આજે તમને સૌને કાન ખોલીને સાંભળી લેવા કહું છું કે આપણી નાતના ગઢેરાઓ ધર્મને નામે આપણી નાતનાં ગરીબ ભાઈઓ-બહેનો ઉપર જો સિતમગીરીનો જુલમી અમલ ચલાવશે તો મારે નાછૂટકે આપણા મહારાવ સમક્ષ તમારી સૌની સામે ફરિયાદ કરવી પડશે. માટે તમને સૌને હાથ જોડીને વિનંતીપૂર્વક હું કહું છું કે ધર્મને નામે સિતમગર સત્તા આપણા કોઈ પણ ધર્મપ્રેમી ભાઈઓ ઉપર ચલાવશો નહીં. તેમ કરવાનાં પરિણામ ગંભીર આવશે.

કેશરા મુખીના સિંહગર્જના જેવા જવાબો સાંભળી નાતના ગઢેરાઓના સાંધેસાંધા ઢીલા થઈ ગયા. મુખીના જવાબો સામે બીજા સવાલો કરવાના નાતના ગઢેરાઓ કે અન્ય નાતીલાઓની હિંમત ન ચાલી. ઊલટું, સમાજમાં બેઠેલા કેટલાક સમજુ ભાઈઓને કેશરા મુખીની વાત સત્ય જણાઈ. મુખીની વાત બાબતે એ લોકોની અંદર અંદર ચર્ચા થવા લાગી અને છેવટે સમગ્ર સમાજે એક મૌખિક ઠરાવ કર્યો કે, "આ બાબતનો ખુલાસો કરવા-કરાવવા આપણે હાલના ધર્મગુરુને જણાવવું અને તે જેમ કહે તેમ આપણે બધાએ વર્તવું." બધાએ આ બાબતે ઊંડી ચર્ચા-વિચારણા કરી અને તે અંગેના મૌખિક ઠરાવ કરી સૌ પોતપોતાને ઘેર જવા રવાના થયા.

કેશરા મુખી પણ તેમના સાથીદારો સાથે નેત્રા ગામ આવ્યા. તેમણે તેના સાથીદારોને અનુરોધ કર્યો કે હવે આપણે સ્વામિનારાયણ ધર્મનો બરાબર પ્રચાર કરવો જોઈએ. જૂના કલ્પિત ધર્મમાં ફસાયેલાં આપણાં ભાઈ-બહેનોને તેમાંથી જેમ બને તેમ વહેલા મુક્ત કરવા જોઈએ. મુખીના સૌ સાથીદારો પોતપોતાના કુટુંબમાં તેમજ સગાંવહાલાં અને લાગતાવળગતા લોકોમાં સ્વામિનારાયણ ધર્મનો જોરશોરથી પ્રચાર કરવા લાગ્યા અને જૂના ધર્મનું સાચું પોલ શું છે તે સમજાવવા લાગ્યા.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ગઢેરાઓએ વિથોણ ગામમાં જે મૌખિક ઠરાવ કરેલો હતો તેને તેમણે તેમના ધર્મગુરુઓને મોકલી આપ્યો. ધર્મગુરુઓએ મળીને વિચાર કર્યો કે, "આપણે બધા સારી રીતે સમજીએ છીએ. એટલે હવેથી જો આપણે કોઈ ધર્મ સામે વાંધો લઈશું તો તેમાં આપણે ફાવવાના નથી. એટલે આપણે કોઈ ધર્મ સામે વાંધો ઉઠાવવો નહીં. સૌએ પોતપોતાનો ધર્મ સંભાળવો. આ મતલબનો કાગળ લખી તેઓએ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના બધા પાંચડાના આગેવાનોને મોકલી આપ્યો. કાગળમાં તેમણે વધારામાં જણાવ્યું કે, "જૂનો ધર્મ પાળવાવાળાં ભાઈઓ અને બહેનોએ કેશરા મુખીના ધર્મમાં ન ફસાઈ જવાય તેની તકેદારી રાખવી. ઝઘડો કરવાથી ધર્મમાં જ ફાટફૂટ પડશે અને આપણું સંખ્યાબળ તૂટશે. આગળ જતાં શું થાય છે તે જોયું જશે. કેશરા મુખી શિરજોર માણસ છે એટલે તેમની સાથે ઉપરથી મેળ રાખવો. એવા માણસને બળથી નહીં પણ કળથી જિતાય એવો આપણા ધર્મનો મત છે."

વિક્રમ સંવત ૧૯૦૯ ના વૈશાખ સુદ ૫ ના શુભ દિને કેશરા મુખીએ અને તેમના સાથીદારો સાથે મળીને શ્રી નેત્રા ખાતે ભગવાન શ્રી સ્વામિનારાયણનાં નવનિર્મિત મંદિરમાં પ્રાણપ્રતિષ્ઠા કરી તેમાં પણ તે સમયના સ્થાનિકના સતપંથ સંપ્રદાયના લોકોના વિરોધ વંટોળનો તેમને સામનો કરવો પડ્યો પરંતુ તેઓ પોતાના નિશ્ચયમાંથી લેશમાત્ર ડગ્યા નહિ. આ કાર્યમાં પણ તેમને તે સમયના કચ્છના રાજવીની મદદ મળી. જોકે પાછળથી આ શુભ કાર્યમાં સતપંથ સંપ્રદાયના લોકોએ અને આસપાસના સૌ જ્ઞાતિજનોએ સહયોગ આપ્યો અને આ ભવ્ય પ્રસંગમાં ખૂબ જ ઉત્સાહ અને ઉમંગથી ભાગ લીધો.

મુખીએ લગભગ એકલા હાથે જ ૯૦ થી ૯૨ વર્ષના લાંબા સમય દરમ્યાન સ્વામિનારાયણ ધર્મનો ધ્વજ ફરકતો રાખ્યો અને જ્ઞાતિના માર્ગ ભૂલેલાં ભાઈ-બહેનોને શુદ્ધ સનાતન ધર્મના સાચા રાહ ઉપર લાવવા પ્રયાસો કર્યા. જેના પરિણામે અંદાજે બેએક હજાર જેટલી સંખ્યામાં જ્ઞાતિના ભાઈઓ મુખીના સાથીદાર બન્યા અને સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો.

સંવત ૧૯૩૪ના આસો વદ ૧૪ ને શુક્રવારના રોજ શ્રી કેશરા મુખીએ ૧૧૦ વર્ષનું આયુષ્ય ભોગવીને તેમની જીવનલીલા સંકેલી લીધી. તેને જીવનપર્યંત કરેલા સમાજજાગૃતિના પ્રયાસો અને તેનું અમૂલ્ય પ્રદાન ચિરંજીવ બની ગયાં. મૃત્યશય્યા પર સૂતેલા કેશરા મુખીના તેમના સાથીદારોને શીખામણના છેલ્લા શબ્દો હતા 'સાગર જેવી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાંથી તમે કદાપિ છૂટા પડશો નહિ.'

(સંદર્ભ પુસ્તક : કેશરા (પરમેશ્વરા) મુખી સાંખલાના સંક્ષિપ્ત જીવન અને કાર્યના આધારે)

# જ્ઞાતિના આદ્યસુધારક પ.પૂ.નારાયણજી રામજી લીંબાણીનું જીવન અને સંદેશ

- દેવશંકર સોમજી ધનાણી

જ્યારે જ્યારે વિશ્વમાં કોઈપણ દેશ, ગામ, સમાજમાં અધર્મનું જોર વધી જાય ત્યારે ત્યારે અધર્મનો નાશ કરવા ને સત્ય ધર્મની સ્થાપના કરવા પરમકૃપાળુ પરમાત્મા પુણ્યશાળી આત્માને પૃથ્વી ઉપર મોકલે છે. સ્વ. નારાયણજી રામજી લીંબાણીનું જીવન અને કાર્ય એવું જ કહી શકાય.

શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આદ્ય સુધારક અને ધાર્મિક ક્રાંતિકારી તરીકેની અમર નામના મેળવનાર આ નરવીર અને ધર્મપ્રેમી જ્ઞાતિસેવકે લગભગ ચારસો વર્ષથી જડ ઘાલી બેઠેલા અધર્મયુક્ત પીરાણા સતપંથ ધર્મના ધતિંગને જ્ઞાતિમાંથી ઊખેડી નાખવા માટે પોતાના જીવનનું બલિદાન આપ્યું છે.

પીરાણા સતપંથ ધર્મના નામે મુસલમાની ધર્મમાં વટલેલા હજારો જ્ઞાતિ-ભાઈઓને પવિત્ર સનાતન વૈદિક ધર્મને રસ્તે લઈ જતાં સૈયદો તેમજ સ્વાર્થી આપખુદ પીરાણાપંથી આગેવાન ગઢેરાઓ તથા મુખીઓના અસહ્ય જુલમો સહન કરીને સનાતન ધર્મના રક્ષણ ખાતર પોતાના સંપૂર્ણ જીવનનો ભોગ આપ્યો. આવા ધર્મવીર, હિંમતવાન, સત્યનિષ્ઠ અને શુદ્ધ ચરિત્રશીલ નરવીરનું જીવન-જ્ઞાતિના સર્વ ભાઈબહેનો આબાલવૃદ્ધ માટે પ્રેરણારૂપ તેમજ આદર્શ દૃષ્ટાંતરૂપ છે અને આપણે સૌ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ હંમેશ માટે તેમના ઋણી રહેશું.



આદ્યસુધારક શ્રી નારાયણજી રામજીનો જન્મ વીરાણી મોટી (તા. નખત્રાણા) ગામે શ્રી રામજીભાઈ ભોજાભાઈ લીંબાણીને ત્યાં વિક્રમ સંવત ૧૯૩૯ના વૈશાખ સુદ પૂનમ ને મંગળવાર, તા. ૨૨-૫-૧૮૮૩ના દિવસે થયો હતો. પિતા રામજીભાઈ એમના વખતના એક પ્રસિદ્ધ શિલ્પશાસ્ત્રી હતા. કચ્છ રાજ્યના ઇજનેરી ખાતામાં લાંબા સમય સુધી સન્માનપૂર્વક નોકરી કરી. તેઓ કચ્છ પ્રદેશમાં એક સારા શિલ્પી તરીકે બહુ ખ્યાતિ પામ્યા હતા. તેઓ મધ્યસ્થ શાંત સુધારક વિચારના તેમજ વેદધર્મના પ્રબળ પક્ષપાતી હતા. છતાં પણ એ વખતે કચ્છના કડવા પાટીદારોમાં જડ ઘાલી બેઠેલા પીરાણા-સતપંથની એ વખતની સત્તાની સામે મસ્તક ઉઠાવવાને તેઓ અચકાતા હતા.

પૂજ્ય નારાયણજી બાપાને પિતાની આંતરિક વૃત્તિના ઉચ્ચ સંસ્કારનો વારસો મળ્યો. બાળપણથી જ તેઓની બુદ્ધિ તીવ્ર હતી. ભણવામાં ઘણા જ હોશિયાર હતા, સ્કૂલના અભ્યાસ દરમ્યાન હંમેશાં રમત, ગમત, અભ્યાસ વગેરેમાં સરદારી ભોગવતા હતા. એવી રીતે ગુજરાતી પાંચ ધોરણ સુધી શિક્ષણ મેળવ્યું. વીરાણીની એ ગ્રામ્ય શાળામાં એથી વધારે ભણવાની સુવિધા ન હતી અને એ વખતે પાંચ ધોરણ

સુધી ભણવું એ આપણી જ્ઞાતિમાં અહોભાગ્ય મનાતું.

શાળાનો અભ્યાસ પૂરો કરી તેમના પિતાજીની દેખરેખ નીચે શિલ્પકામ શીખવા લાગ્યા. કેમ કે દૂરના શહેરમાં કુમળી વયના નાદાન છોકરાને એકલો મોકલી ઉચ્ચ કેળવણી આપવાની તેમની ઈચ્છા નહોતી અને અનુકૂળતા પણ નહોતી. એટલે પિતાની દેખરેખ નીચે એક કારીગર તરીકે ખંતથી કામ કરવા લાગ્યા. કુશળ શિલ્પી પિતાની લાગણીભરી દેખરેખ અને નજર નીચે પોતાની કલાનો શોખ સુધરવા અને ખીલવા લાગ્યો. થોડા જ સમયમાં શિલ્પશાસ્ત્રનાં ઘણાં અંગો સારી રીતે હસ્તગત કરી લીધાં. શિલ્પવિદ્યા માટેની તીવ્ર અભિરુચિ જોઈને એ કલાનો અભ્યાસ તેમજ અનુભવ સારી રીતે મેળવવા માટે પિતાશ્રીએ પૂ. નારાયણબાપાને મુંબઈ મોકલાવ્યા.

દુનિયાની અજાયબી સમા મુંબઈ શહેરની આલીશાન ઈમારતો અને શિલ્પકળાના અવનવા નમૂનાઓ જોઈને ઘડીભર આ ઊગતા યુવાનના મનમાં શિલ્પકળાનો ગર્વ હતો તે સર્વ ગળી ગયો. આવા અલબેલા શહેરમાં કોઈની ઓળખ લાગવગ કે ઉત્તેજનના અભાવે સ્વતંત્ર ધંધો કરવાની ઈચ્છાઓ દાબી દઈને અંતે એક બિલ્ડિંગ કોન્ટ્રાકટરને ત્યાં કડિયાકામ સ્વીકારીને શહેરી જીવનની શરૂઆત કરી. થોડા જ વખતમાં પોતાની કાર્યકુશળતા અને બુદ્ધિબળથી મુંબઈ શહેરના સારા નામાંકિત એન્જિનિયરો અને શ્રીમંત શેઠિયાઓની અંદર ઘણી જ નામના મેળવી, લાગવગ વધારી પોતાના ધંધાને ઘણો જ વિસ્તાર્યો. પણ ભાગ્યવિધાતાએ તેના હાથે જ્ઞાતિ ઉદ્ધારનું મહાન કાર્ય કરવાનું નિર્માણ કર્યું હશે તેથી સમય જતાં એ હજારો રૂપિયાની ધીકતી કમાણી જતી કરીને તેમને ધાર્મિક ક્રાંતિના યજ્ઞમાં ઝંપલાવવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ.

પોતાનો જ્ઞાતિસમુદાય જે સંપ્રદાયમાં ફસાયો છે તે પીરાણા-સતપંથ ધર્મ ઈસ્લામી છે અને મહાન વૈદિક ધર્મનું અપમાન કરનારો છે. એવા વિચારોથી એમનું હૃદય હંમેશાં ખિન્ન રહ્યા કરતું હતું. મુંબઈ શહેરની અંદર અન્ય હિન્દુ જ્ઞાતિના સારા સારા વિદ્વાનોના પરિચયમાં આવવાથી તેમજ વર્તમાનપત્રો અને ઉત્તમ પુસ્તકો વાંચવાના શોખથી તેમની વાંચન તરફ રુચિ વધતી ગઈ. એમનું જ્ઞાન વિશાળ થતું ગયું ને ગુજરાતી પાંચ ધોરણ ભણેલો સાહિત્યનો સમજદાર શોખીન બન્યો. દેશના ઈતિહાસો, નામાંકિત નરવીરો, સુધારકો વગેરેના જીવનવૃત્તાંતો વાંચ્યાં તથા જાતઅનુભવ લીધા તેમજ ધાર્મિક ગ્રંથોનો ઊંડાણથી અભ્યાસ કરવા લાગ્યા.

એક દિવસ અચાનક તેમને એક ગુજરાતી કડવા પાટીદાર જ્ઞાતિભાઈનો મેળાપ થયો. તેમની સાથેની વાતચીત ઉપરથી કચ્છ અને ગુજરાતના ભાઈઓ વચ્ચેના જમીન-આસમાન જેટલા તફાવતની વાતો એમણે જાણી, એમની લાગણી જાણી, એમની લાગણી ઉત્તેજિત બની અને બારીક ઝીણવટભરી તપાસ કરતાં ગુજરાતી જ્ઞાતિ બંધુઓની સ્થિતિ કચ્છના ભાઈઓ કરતાં સર્વે વાતે ઉન્નત માલૂમ પડી. ગુજરાતમાંથી જ્ઞાતિનું નીકળતું 'કડવા વિજય' માસિકપત્ર વાંચવા મળ્યું. એટલે પોતે તેમાં કાયમી ગ્રાહક થયા અને તેમાં આવતી હકીકતોનો અભ્યાસ કરવા માંડ્યો. તેથી હૃદયમાં કોઈ નવીન દૃષ્ટિ પ્રાપ્ત થતી હોય તેમ તેમને પોતાની કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની અધોગતિ શા કારણે છે ? તે પ્રત્યક્ષ રીતે જણાવવા લાગ્યું. પોતાની જ્ઞાતિની અધોગતિનું મૂળ કારણ સતપંથ પીરાણા છે તે સ્પષ્ટ લાગવા લાગ્યું. એ વખતે પરિસ્થિતિ એવી હતી કે કોઈ જ્ઞાતિજન સતપંથ પીરાણા વિરુદ્ધ કોઈ જાતનું પગલું ભરે તો તેને તરત જ ન્યાતબહાર મૂકવામાં આવતો અને એટલો બધો ત્રાસ આપવામાં આવતો કે છેવટે હતાશ-પરેશાન થઈને ગઢેરા કે મુખી જેટલો માંગે તેટલો દંડ ભરીને ફરી પાછું તેને ગઢેરાઓનું શરણું સ્વીકારી જ્ઞાતિમાં ભળી શકતો.

પોતાના નિકટ સંબંધીઓ પણ પીરાણા સતપંથ ધર્મને અનુસરનારા હોવાથી પોતે હિન્દુના-મુસલમાનના, એવી (અર્ધદગ્ધ) વિષમ પરિસ્થિતિમાં જીવી રહ્યા છે. એ વાત પણ તેમની દૃષ્ટિ સમક્ષ વારંવાર ખડી થતી તેથી પીરાણા સતપંથ ધર્મ પ્રત્યે તિરસ્કાર આવવા લાગ્યો અને છેવટે તેને ત્યજી ઉત્તમ એવા શુદ્ધ સનાતન વૈદિક ધર્મનો સ્વીકાર કરવાના અને પોતાના કચ્છવાસી જ્ઞાતિબંધુઓને સુધારી અસલ સનાતની પાટીદાર બનાવવાના મનોરથો તેમના સંસ્કારી મગજ પર દોડવા લાગ્યા. જોકે પોતાના આ વિચારોને તેઓ તાત્કાલિક અમલમાં મૂકી શક્યા નહિ. તો પણ તેમના તે વિચારોને કદી પણ પોતાના હૃદયમાંથી દૂર કરી શક્યા નહોતા. એવામાં અચાનક એક સામાન્ય પ્રસંગ બન્યો જેનાથી એમનામાં જોશ જાગ્રત થયો. એ અરસામાં કચ્છી લોહાણા શેઠ કેશવજી દામજીને વડગાદી ઉપર એક મકાન બાંધવાનું હતું અને શ્રીયુત ગોપાલજીભાઈ નામના કચ્છી સ્નેહીએ કેશવજી શેઠની સાથે પૂજ્ય નારાયણ બાપાની ઓળખાણ કરાવી બહુ સારા શબ્દોમાં ભલામણ કરી અને મકાનનું કામ પૂજ્ય નારાયણજી બાપાને અપાવ્યું. પરંતુ શેઠની સાથે વાત કરતાં હસવામાં જ એમણે ટકોર કરી કે કામ ભલે એમને જ આપો કામમાં તો એ ભાઈ કુશળ અને પ્રમાણિક છે અને તમને પણ પૂરેપૂરો સંતોષ આપશે. પરંતુ એક વાતે આ લોકો બહુ ખોટા છે એમ કહીને આપણી જ્ઞાતિની ટીકા કરતાં તેમણે જે તીખા કડવા શબ્દો સાંભળાવ્યા હતા તેના અક્ષરે - અક્ષર પૂ.

નારાયણ બાપાને છાતીમાં તીરની માફક ખૂંચી ગયા. તેમણે કચ્છી ભાષામાં કહ્યું કે 'ઈ ડિસે જેતા હિન્દુ જેડા, પણ ધરમમેં તો ઈ વડા કાફુર અઈ - ન ઈ હિન્દુ ને ન ઈ મુસલમાન, ઈની જે મેં મરે તડે દટજે અને પઈણે તડે ધુવા પડે' ભાઈ ગોપાલજીએ તો આ પ્રમાણે ભલે માત્ર હસવામાં જ કહ્યુ હશે પરંતુ પૂજ્ય નારાયણજી બાપાને એ તીર જેવા શબ્દોથી હાડોહાડ લાગી આવ્યું કે અમે કડવા પાટીદાર શ્રી રામચન્દ્રજીના પ્રતાપીવંશના ક્ષત્રિય છીએ છતાં આ લોકો અમારી આટલી બધી નિંદા તે શા માટે કરતા હશે ? આ બાબતનો એમને બહુ જ મોટો વિચાર થઈ પડ્યો. એ દિવસથી એમને સત્યની શોધ માટે બહુ જ ચટપટી લાગી. પીરાણા સતપંથમાં ખરેખર શું છે ? તે જાણવા માટે તેનું સાહિત્ય ત્યારથી જ બારીકીથી વાંચવા લાગ્યા અને ફુરસદ મેળવી માધવબાગ, આર્યસમાજ મંદિર તેમજ હીરાબાગ જેવાં મુંબઈનાં જાહેર સ્થળોમાં જ્યાં જ્યાં ધાર્મિક વ્યાખ્યાનો થયાં હોય ત્યાં નિયમિત જવા લાગ્યા. આર્યોના પ્રાચીન ગ્રંથો, મહાન ધર્માચાર્યો અને સતપુરુષોનાં દૃષ્ટાંતો વગેરેનો અભ્યાસ કરવા લાગ્યા તેમ તેમ જાણતા ગયા કે વૈદિક ધર્મને નામે પીરાણા સતપંથના પ્રવર્તકો અને જે જે પ્રપંચી ચમત્કારોની બનાવટી કપટજાળ રચી હતી તેની ભેદ ભરેલી ઠગાઈની પણ જાણ થતી ગઈ. થોડા સમયમાં જ સારી રીતે સમજી શક્યા અને વિચારવા લાગ્યા કે પીરાણાના પાપપ્રપંચમાંથી જ્યાં સુધી મારા જ્ઞાતિભાઈઓને છોડાવું નહીં ત્યાં સુધી પોતાનું જીવન પણ ભારરૂપ અને વ્યર્થ જ સમજવા લાગ્યા. આવું વિચારતાં વિચારતાં અને ધાર્મિક અભ્યાસના પ્રયાસમાં એમ ને એમ ચાર - પાંચ વર્ષો તો નીકળી ગયાં.

આ સમય દરમ્યાન ઈશ્વરકૃપાએ પ્રમાણિક મહેનતથી ધંધામાં સારી પ્રગતિ કરી મુંબઈના શ્રીમંતો સાથે, પ્રસિદ્ધ એન્જિનિયરો સાથે, મોટા મોટા કોન્ટ્રાકટરો સાથે સારો પરિચય થયો. મ્યુનિસિપાલિટી તેમજ સરકારી ખાતાંઓમાં પણ સારી ઓળખાણ પિછાણ થઈ. જેટલું કામ કરી શકે એના કરતાં પણ વધારે કામ મળવા લાગ્યું. પરંતુ જ્ઞાતિની અવદશા અને ધાર્મિક અધોગતિના ચિંતાતુર વિચારોએ એમના હૃદયને ઘેરીને ખિન્ન બનાવી દીધું હતું. એ અરસામાં રાજકોટ નજીકના ઢોલેરાના મૂળ વતની વેદશાસ્ત્ર સંપન્ન સદ્‌ગત શ્રી રામેશ્વર મોરારજીનો સમાગમ થયો. એમના ઉપદેશ સાંભળી કર્મકાંડ અને સંસ્કારવિધિ ઉપર ઘણી રુચિ ઉત્પન્ન થઈ. પવિત્ર ધાર્મિક જીવનમાં આગળ વધવાની તીવ્ર ઉત્કંઠા જોઈને તેમણે ખરી લાગણીથી પૂજ્ય નારાયણજી બાપાને વૈદિક ધર્મનું સાચું જ્ઞાન આપ્યું. એમના ઉપદેશ સાંભળી પૂજ્ય નારાયણજી બાપાને સતપંથ પીરાણા છોડી ઉપવીત (જનોઈ) ધારણ કરવાની ઈચ્છા વ્યક્ત કરી. પરંતુ રામેશ્વર મહારાજે સલાહ આપી કે આવું સાહસ માત્ર મારી એકની જ સલાહથી કરવા કરતાં ગુજરાતના કોઈ પ્રતિષ્ઠિત મહાન પુરુષ કે શાસ્ત્રવેત્તા આચાર્યની સલાહ લઈ તેમની મારફતે જો એ સંસ્કાર કરવામાં આવે તો વધારે સારું. એ રીતે રામેશ્વર મહારાજની સલાહથી એ વખતે આવી પ્રવૃત્તિઓથી પ્રખ્યાત થયેલા મહાત્મા શ્રીમન્ન નથ્થુરામ શર્માનો સંપર્ક કર્યો. તેમને દરેક હકીકતથી વાકેફ કર્યા એમને પણ સતપંથ પીરાણા બાબતેની જાણ હોવાથી એમને સલાહ આપી કે 'તમારા જેવા ઉમંગી અને ઊગતા યુવાને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવીને જનોઈ લેવાનું સાહસ ખેડવામાં ઘણું જોખમ સમાયેલું છે. વળી તમે એકલા જ જનોઈ લો એથી જ્ઞાતિને કંઈ વિશેષ લાભ પહોંચાડી ન શકો માટે તમારે જો બની શકે તો બીજા પાંચ-સાત સ્નેહીઓને તમારા પક્ષમાં લઈને જ સાથે પ્રાયશ્ચિત્ત કરાવવું હિતાવહ રહેશે.' મહાત્માશ્રીનો આ રીતને ઉપદેશ સાંભળીને એ પ્રમાણેના પ્રયત્નો કરવાના નિશ્ચય સાથે પૂ. નારાયણજી બાપા અને શ્રી રામેશ્વર મહારાજ મુંબઈ પાછા આવ્યા.

મુંબઈ પાછા આવ્યા બાદ પૂ. નારાયણજી બાપા પોતાના સંકલ્પ બાબતે પરિચિત સ્નેહીવર્ગ અને જ્ઞાતિના યુવક વર્ગ સમક્ષ પોતાના વિચારો સ્પષ્ટ રીતે વ્યક્ત કરવા લાગ્યા. જ્યાં જ્યાં પ્રસંગ મળે ત્યાં વેદધર્મનો મહિમા અને પીરાણા સતપંથનો જાહેર વિરોધ કરવા લાગ્યા. જ્ઞાતિના વડીલો અને સ્નેહીઓમાં રતનશી કરસન છાભૈયા રાજપરવાળાના પૂ. નારાયણજી બાપાના વિચારો સાથે સમ્મત થનારા પહેલા નીડર ધર્મવીર બન્યા. બીજા સ્નેહીઓમાં રામજીભાઈ જેઠાભાઈ રંગાણી ગઢશીશાવાળા, વિશ્રામ દેવજી નાકરાણી વીરાણીવાળા, કરસન ભાણજી નાકરાણી વીરાણીવાળા, નાયાભાઈ શિવજી પૂ. નારાયણજી બાપાના વિચારો સાંભળીને ક્રમે ક્રમે શુદ્ધિના વૈદિક કાર્યો તરફ આકર્ષાયા તો ખરા પરંતુ તેમણે કરેલી અનુભવી બુદ્ધિથી જણાવ્યું કે 'અનેક સૈકાઓથી ચાલી રહેલા પીરાણા સતપંથની હિમાલય જેવી અડગ સત્તા આપણાં આવા સાહસમાં બહુ વિઘ્નરૂપ થઈ પડશે.' વળી તેઓ પૂ. નારાયણજી બાપાને સમજાવી કહેવા લાગ્યા કે 'ભાઈ, તારું કહેવું તો બિલકુલ સાચું છે. આપણા શિર ઉપર એ ન સહી શકાય એવું કલંક છે. એ પાપીપંથને લઈને જ આપણી જ્ઞાતિની આવી અધોગતિ થઈ રહી છે અને જુલ્મી આગેવાનોની સત્તા નીચે ચગદાઈને આપણા ગરીબ જ્ઞાતિભાઈઓ આજે તો મરણતુલ્ય દુર્દશા ભોગવી રહ્યા છે. માટે આપણે એ પાપીપંથનો ત્યાગ કરવો જ જોઈએ. પણ એ ખાઈબદેલા દુષ્ટોનું કેવું અતુલ બળ છે તેની કદાચ તને પૂરેપૂરી ખબર નહીં હોય. આપણું આ સાહસિક પગલું તેમના જાણવામાં આવતાં જ એ પાખંડીઓ

આપણને પીંખી નાખશે. આપણી સાથે આપણાં સગાં કુટુમ્બીઓની પણ એથી કેવી બૂરી હાલત થશે તેનો હજી તને પૂરો ખ્યાલ નથી. તેમને છેડવાથી એ પીરાણાપંથીઓ આપણાં મૂળિયાં ઉખેડી નાખવામાં પાછું વાળીને જુએ તેમ નથી. માટે તું ધીરો અને શાંત થા આપણે આપણા વડીલોને કચ્છમાં પત્રો લખીને સમજાવીએ તેમની સંમતિ લઈએ અને પછી ધીમે ધીમે તેમનાં મન આપણા તરફ વાળીને શુદ્ધિ અને જનોઈ જેવાં સાહસિક પગલાં આપણે ભરીએ તો સારું.

તેમની સલાહ દૂરદષ્ટિવાળી અને અનુભવીની હતી પરંતુ પૂ. નારાયણજી બાપા ગમે તે ભોગે અને જોખમે પોતાનો નિશ્ચય અમલમાં મૂકવાની પ્રતિજ્ઞા લઈ ચૂક્યા હતા. તેમને સ્પષ્ટ સમજાવ્યું કે 'તમો સહમત નહીં થાવ તો પણ પરિણામનો કંઈ પણ વિચાર કર્યા વિના દેહશુદ્ધિ સહિત ઉપવીત સંસ્કાર ગ્રહણ કર્યે જ મારો છૂટકો છે. તમોને અનુકૂળ જણાય તો જ મારી સાથે જોડાવું. નહીં તો ભલે તમારી જાતને સંભાળો તેમાં મને કોઈ દુ:ખ નહીં લાગે.'

''આપણા ઈતિહાસમાં ધર્મને માટે હજારો સ્ત્રી-પુરુષોએ જીવન અર્પણ કર્યાં છે અને મહાનજ્ઞાની તેમજ સત્તાધીશો અને નરેશો પણ ધર્મની યજ્ઞવેદી ઉપર આનંદપૂર્વક ખપી ગયા છે ત્યારે ધર્મ રક્ષણ માટે મારા જેવા એક સામાન્ય મનુષ્યના તુચ્છ જીવનની તે શું કિંમત ? મારે કરવાનું છે તે તો હું કરી રહ્યો છું.''

પૂજ્ય નારાયણજી બાપાનો આવો અડગ નિશ્ચય જોઈને એ ભાઈઓ પ્રેમ અને લાગણીથી પૂજ્ય નારાયણજી બાપા સાથે જોડાયા અને નક્કી કર્યું કે ''જીવશું તો સાતે ભાઈ સાથે ને મરશું તો પણ સાતે ભાઈ સાથે જ. જ્ઞાતિ કે ગઢેરાઓ ગમે તેવો ત્રાસ આપશે તે આપણે સાતે જણા સપ્તઋષિની પેઠે સહી લઈશું. પણ જીવતા સુધી કદી જુદા તો નહિ જ પડીએ''

રામેશ્વર મહારાજ પણ સાત ભાઈઓનો આવો નિશ્ચય જોઈને ઘણો સંતોષ પામ્યા અને તેમને સાથે લઈને સાતે જણાઓ સહકુટુમ્બ દેહશુદ્ધિ તેમજ ઉપવીત સંસ્કાર માટે નાસિક ગયા. ગોદાવરીના પવિત્ર તીરે શ્રી ત્ર્યંબકેશ્વર જેવાં તીર્થક્ષેત્રમાં નાસિકના પ્રસિદ્ધ વેદવિત વિદ્વાન બ્રાહ્મણો દ્વારા વૈદિક વિધિએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવેલ. આ પ્રસંગ વિ.સંવત ૧૯૬૪ના જેઠ સુદ પાંચમને ગુરુવારે બન્યો. એ વખતે પૂજ્ય નારાયણજી બાપાની ઉંમર ફક્ત પચીસ વર્ષની હતી, દેહશુદ્ધિ કરાવી મુંબઈ આવ્યા બાદ આ સાહસિક પગલાંની તરત જાણ થતાં જ જ્ઞાતિમાં મોટી ચર્ચા અને ઊથલપાથલ ચાલી રહી. આ સમાચારની વીજળીવેગે કચ્છમાં જાણ થઈ. કચ્છના આગેવાનો સાંભળીને અંગેઅંગ અગ્નિજ્વાળા જાગી, કચ્છના જ્ઞાતિભાઈઓમાં ભારે ખળભળાટ મચી ગયો. આ સાહસનું શું પરિણામ આવે છે તે જાણવાને અખિલ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ બહુ જ આતુર બની રહી. આ બાજુ સાતે જણાના કુટુમ્બનાં સેંકડો સગાં-કુટુમ્બીઓને ભારી ચિંતા તેમજ ભયનાં ગાઢ વાદળોએ ઘેરી લીધાં. દેહશુદ્ધિ કરાવેલ સાતે ભાઈઓના કુટુમ્બના પિતૃપક્ષ - માતૃપક્ષ - બંધુવર્ગ - સ્નેહીવર્ગ સૌ કોઈને એક સામટે નાતબહાર કરી દેવાના હુકમો નીકળ્યા. કચ્છમાં રહેતા સગાંસંબંધીઓ વગેરેને કુટિલ ગઢેરાઓએ તેમને અસહ્ય ત્રાસ આપવામાં અને સતાવવામાં કશું પણ બાકી રાખ્યું નહીં. તેમની સાથેનો માંદેસાંજે - મરણ- પરણમાં કોઈ પણ સારેમાઠે પ્રસંગે આવવા-જવા વગેરેનો સઘળો સંબંધ વહેવાર તેમણે આખી જ્ઞાતિમાં બંધ કરાવ્યો.

દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવેલ ભાઈઓ ઉપર પોતાનાં સગાંસંબંધી તરફથી જનોઈ ઉતારી સતપંથ પીરાણાને અપનાવવા માટે ભારે દબાણ આવેલ. પરંતુ શુદ્ધિવાળા ભાઈઓ અડગ રહ્યા એટલે પછી સગાંસંબંધી કુટુમ્બીઓ પણ સતપંથ વિરુદ્ધ મક્કમ પણ ધીમી ગતિએ પ્રવૃત્તિ કરવા લાગ્યા. સ્વધર્મવર્ધક અને જ્ઞાતિહિતચિંતક મંડળની સ્થાપના કરેલ. અનેક દિશાઓથી જોરદાર ચળવળ ચલાવી મુંબઈ તેમજ દેશાવરના પ્રદેશોમાં વસતા સર્વ જ્ઞાતિભાઈઓને જાગ્રત કરવા માટે તેમજ જાહેર જનતાને પીરાણા સતપંથનાં પાપ અને જુલ્મથી જાણકરા કરવા માટે, જ્ઞાતિની દુ:ખી સ્થિતિને તાદશ્ય બતાવનારા વિવિધ જાહેર લેખો મુંબઈનાં વર્તમાનપત્રોમાં છપાવીને એ વિષયોના છૂટક હેન્ડ બિલો વહેંચીને તથા એ સંબંધી અનેક નાનાં મોટાં મુદ્દાસર પુસ્તકો છપાવીને પ્રચાર કરવાનું ચાલુ કરી દેવામાં આવેલ. ધીમે ધીમે પ્રચાર વધવા લાગ્યો, ઘણી જગ્યાએ આ પ્રવૃત્તિને અનુમોદન મળવા લાગ્યું. આ રીતે સતપંથ પીરાણા વિરુદ્ધમાં પ્રચાર ચાલુ થઈ ગયેલ. એ વખતે કચ્છમાં આશરો દોઢસો વર્ષ પહેલાં સતપંથથી છૂટા થઈ સ્વામિનારાયણ સંપ્રદાયમાં ગયેલ અમુક ભાઈઓ જેઓનાં બસો જેવા કુટુમ્બો હતાં. લગ્ન પ્રસંગે દુવા પડવાને બદલે ચોરીથી લગ્નો કરતા હતા અને મડદાંને દાટવાને બદલે અગ્નિસંસ્કાર કરતાં હતાં. પરંતુ ખાવાપીવાની તેમજ કન્યાની આપ-લે સતપંથના ભાઈઓ જોડે ચાલુ રાખી હતી.

પૂ. નારાયણજી બાપાની ઈચ્છા હતી ક તેઓ સતપંથ પીરાણાના ભાઈઓ જોડે સંબંધ બંધ કરીને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવીને શુદ્ધિવાળા ભાઈઓ સાથે જોડાઈ જાય તો આ બાજુનું સંઘબળ વધી જાય.એ માટે પૂ.નારાયણ બાપાએ પોતાના પિતાશ્રી તેમજ અન્ય આગળ પડતા હિમ્મતવાન સંબંધીઓને પત્ર લખી સ્વામિનારાયણ સંપ્રદાયના આપણી જ્ઞાતિના ભાઈઓનો સંપર્ક કરવા જણાવેલ. એ પ્રયત્નો મુજબ કચ્છના એ સંપ્રદાયના

સંપ્રદાયના આગેવાન ભાઈઓ પટેલ જીવરાજ ખેતસિંહ, પટેલ નારાયણ ધરમશી કચ્છ ઘડાનીવાળા તથા રવાપર નેત્રાના અન્ય આગેવાનભાઈઓ સાથે મળી એ રીતે નક્કી કર્યું કે એ લોકો (સ્વામિનારાયણ સંપ્રદાયના) દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને સતપંથના ભાઈઓ સાથેનો સંબંધ બિલકુલ છોડી દેવો. પરંતુ એ માટે તેમના ધર્મના આચાર્યશ્રી સમક્ષ અમદાવાદ રૂબરૂ મળીને આખરી નિર્ણય લેવો એ મુજબ નક્કી થયા મુજબ પૂ. નારાયણ બાપા અને અમુક ભાઈઓ મુંબઈથી અમદાવાદ આવેલ અને ઉપર જણાવેલ સ્વામિનારાયણના આગેવાન ભાઈઓ અમદાવાદમાં સ્વામિનારાયણ સંપ્રદાયના કેટલાક સંસ્કારી અને સાક્ષર સાધુઓ, બ્રહ્મચારીઓને રૂબરૂ મળ્યા ને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત બાબતે ચર્ચા કરી સઘળા સાધુસંતોએ આ બાબતમાં સંપૂર્ણ ટેકો આપી સામેથી સહમતી દર્શાવી પોતાના સેવકોને પીરાણા સતપંથીઓથી હંમેશ માટે સઘળા સંબંધો તોડી નાખવાની સખત તાકીદ કરી. છેવટે થોડા સમય પછી સ્વામિનારાયણ સંપ્રદાયના આચાર્ય મહારાજ શ્રી અમદાવાદથી ખાસ ઉપરોક્ત કાર્ય માટે કચ્છમાં પધાર્યા તેમની સાથે એ સંપ્રદાયના કેટલાક સાધુ-સંતો, બ્રહ્મચારીઓ, શાસ્ત્રીઓ, પંડિતો વગેરે વિદ્વાનમંડળ કચ્છમાં પધાર્યા.

વિક્રમ સંવત ૧૯૬૭ ફાગણ વદ પાંચમના શુભ દિવસે કચ્છ ઘડાની મુકામે એક મોટો યજ્ઞ મહોત્સવ કરાવી સ્વામિનારાયણ સંપ્રદાયવાળા સર્વે કચ્છી કડવા પાટીદાર ભાઈ-બહેનોએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવી પીરાણા સતપંથ સાથે સંબંધ છોડી દીધો.

આ રીતે સંઘબળ વધતું જોઈ પૂ. નારાયણજી બાપા તેમજ દેહશુદ્ધિ કરાવેલ ભાઈઓને લાગ્યું કે અમારું કામ સહેલું થશે અને જલ્દીથી કચ્છમાં અર્ધદગ્ધ ખીચડિયા સતપંથને મારી હઠાવી શકીશું. પરંતુ પ્રપંચીઓ હાડોહાડ હઠીલા અને હરામી હતા. ‘હું મરું પણ તને રાંડ કરું’ એવા અવળચંડીલી ઊલટીમતિના એ આગેવાનો હવે જાહેરમાં જોર બતાવવાનું છોડી દઈને ઉંદરની પેઠે ઊંઘતાને કાતરી ખાવાના છાનામાના છળ-પ્રપંચો ખેલવા લાગ્યા. સુધારકભાઈઓને તેમજ તેમનાં સગાંસંબંધીઓને જ્યાં લાગ આવે ત્યાં છેક પાયમાલ કરીને છંછેડાયેલા ઝેરી નાગની પેઠે પોતાના વેરનું ઝેર ઠાલવવા લાગ્યા છતાં પણ સુધારકભાઈઓએ જરાપણ ડર્યા વગર પોતાનું જ્ઞાતિસુધારણાનું કાર્ય ચાલુ રાખેલ. આ દરમ્યાન પૂ. નારાયણ બાપાનો સંપર્ક થવાથી ગુજરાતના કડવા પાટીદાર જ્ઞાતિના કેટલાક સંસ્કારી - સુધારક વિચારના આગળ પડતા પ્રતિષ્ઠિત ભાઈઓનો પરિચય થયો. એમણે સતપંથ પીરાણા બાબતે માહિતગાર કરેલા અને એ લોકોએ જ્યારે જરૂરત પડી ત્યારે દરેક રીતે આપણને મદદ કરી. પોતાની કીમતી સલાહ અને સહાનુભૂતિ વડે તેમજ આર્થિક રીતે મદદરૂપ થવા લાગ્યા. જેથી સુધારકભાઈઓનું કાર્ય વિશેષ સરલ અને અનુકૂળ થતું ચાલ્યું.

દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવેલ લોકો જ સ્વધર્મવર્ધક મંડળના સભ્યો બની શકતા. હજુ સુધી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવેલ ભાઈઓ ઘણા ઓછા હતા. જે ભાઈઓને અમારા કાર્ય પ્રત્યે સહાનુભૂતિ હતી પરંતુ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરવાનું સાહસ ખેડવા તૈયાર ન હતા. એ માટે તેમજ સમાજ સુધારણાનું કાર્ય થઈ શકે એ માટે યુવક મંડળની સ્થાપના કરવાની હિલચાલ શરૂ કરી. યુવક મંડળમાં કોઈપણ કચ્છ કડવા પાટીદારની વ્યક્તિ સભ્ય બની શકે - પછી એ ગમે તે સંપ્રદાયમાં માનતો હોય, એ રીતની ગોઠવણી કરી. યુવક મંડળનો કાર્યભાર વીરાણીવાળા રતનશી ખીમજી ખેતાણીને સોંપવામાં આવ્યો. આ સમય દરમ્યાન કચ્છમાં ત્રણ-ત્રણ વર્ષથી દુષ્કાળ ચાલુ હતા. કચ્છના કણબી ભાઈઓ કરજમાં ડૂબી ગયેલ હતા. તેમને પોતાને પણ પેટ પૂરતનું અનાજ ભાગ્યે જ મળતું હતું. આવી ભયંકર પરિસ્થિતિમાં પણ પીરાણાથી તે વખતના લક્ષ્મણકાકાને બોલાવી જબરદસ્તીથી દશોંદ વિશોંદની ઉઘરાણી કરીને જે ન આપે તેમને નાત બહાર કરવાની ધમકીઓ આપી લોકોને ઢોરજમીન - માલ મિલકત વેચી કરજ કરીને દરદાગીના વેચીને શિરબંધી અને ભેટના નાણાં ભરવાની ફરજ પાડવામાં આવી. આ બાબતના મુંબઈમાં જોરદાર પડઘા પડ્યા, તાત્કાલિક યુવક મંડળની મિટિંગ બોલાવી ૨૯ ભાઈઓને કચ્છના જુદા જુદા ભાગોમાં મોકલીને પીરાણાના કાકાનો જોરદાર વિરોધ કર્યો. લક્ષ્મણકાકાને અધવચ્ચેથી કચ્છ છોડી પાછા ફરવાની ફરજ પાડી. મુંબઈ યુવક મંડળની આ કાર્યવાહીના કચ્છમાં અને કરાંચી વગેરે જગ્યાએ જોરદાર પડઘા પડ્યા. ઠેર ઠેર યુવક મંડળની સ્થાપના થવા લાગી. કરાંચીના ભાઈઓએ પૂજ્ય નારાયણ બાપાને આગ્રહપૂર્વક કરાંચી આવવા માટે આમંત્રણ મોકલાવેલ તેથી પૂજ્ય નારાયણજીભાઈ અને રતનશી ખીમજી કરાંચી જઈને કરાંચીના ભાઈઓને યોગ્ય માર્ગદર્શન આપેલ અને યુવક મંડળના નિયમો અને બંધારણ તૈયાર કરેલ એ વખતે પૂજ્ય નારાયણજી બાપાએ પોતાનો નિખાલસ અભિપ્રાય આપ્યો કે ‘આવી છૂટીછવાઈ પ્રવૃત્તિઓથી આપણે સારું કામ કરી શકીશું. પરંતુ આપણી જિંદગીમાં જે મહત્ત્વનો હેતુ આપણે સિદ્ધ કરી બતાવવાનો છે અને જ્ઞાતિનો ભાવિ માર્ગ ખાસ સ્વચ્છ અને પ્રકાશિત બનાવવાનો છે. તે તો સમગ્ર કચ્છી કડવા પાટીદાર ભાઈઓની ‘મહાસભા’ બોલાવીને બધા ભાઈઓની સાથે મળી જ્ઞાતિહિતના અને સ્વધર્મના વિષયો ચર્ચીને સમસ્ત જ્ઞાતિની

સંમતિરુપે મજબૂત ઠરાવો પસાર કર્યા વગર કદીપણ પાર પડે તેમ નથી.'' આ બાબતે બધા ભાઈઓ એકમત થયા અને ચર્ચાવિચારણા બાદ પ્રથમ પરિષદ કરાંચીમાં ભરવાનું નક્કી કરેલ. બીજી ખાસ બાબત પરિષદના પ્રમુખ કોને બનાવવા એ હતી એ માટે એ વખતે પૂજ્ય નારાયણજી બાપાએ સૂચવ્યું કે 'કચ્છ માનકૂવાવાળા આપણા પ્રતિષ્ઠિત જ્ઞાતિબંધુ કોન્ટ્રાકટર રાજાભાઈ સામજીભાઈ ધોળુ આજની પરિસ્થિતિ જોતાં મહાસભાના પ્રમુખસ્થાનને માટે ખરેખરા યોગ્ય પુરુષ છે. તેઓ પૈસેટકે સુખી છે. જ્ઞાતિસેવામાં મોખરે આવવા ઉમંગી છે. તેમની પ્રમુખ તરીકેની સેવા મહાસભાનાં સત્કાર્યમાં આપણે બહુ જ ઉપયોગી થઈ પડશે એવી મારી માન્યતા છે.' પૂ. નારાયણજી બાપાની સૂચનાને કરાંચીવાસી સર્વ ભાઈઓએ વધાવી લીધી. ઉપર જણાવેલ યોજના પ્રમાણે એક તરફથી દેશવિદેશમાં વસતા જ્ઞાતિભાઈઓને આમંત્રણો મોકલાવવામાં આવ્યાં. સભાસ્થાનની યોજનાઓ ઠાઠમાઠ સાથે ઊભી થઈ. નક્કી કરેલ પરિષદના પ્રમુખને તારથી આમંત્રણ કરી બોલાવી લેવામાં આવ્યા. 'સ્વધર્મવર્ધક અને જ્ઞાતિહિતચિંતક મંડળ' તેમજ દરેક 'યુવક મંડળ'ના સભ્યોને સહકુટુંબ એ મહાસભાના સત્કાર્યમાં ભાગ લેવાને બોલાવવામાં આવ્યા. ઈ.સ. ૧૯૨૦ ના ઑગષ્ટ તા. ૮ થી ૧૧ સુધી ચાર દિવસ સુધી પરિષદનું કાર્ય સંપૂર્ણ સલાહ, શાંતિ અને સદ્ભાવપૂર્વક ઠાઠમાઠથી ઊજવાયું.

આશરે બે હજાર ભાઈઓ તેમજ ચારસો જેટલી જ્ઞાતિની બહેનોએ ખાસ હાજરી આપેલી. અનેક છટાદાર વ્યાખ્યાનો થયાં અને જ્ઞાતિહિતના ઘણા ઉપયોગી ઠરાવો તેમાં જાહેર કરવામાં આવ્યા. સ્વાગત મંડળના પ્રમુખ તેમજ પરિષદના પ્રમુખના - સારગ્રાહી ભાષણોમાં પીરાણા સતપંથના પાપનો અને ગઢેરાઓના જુલ્મનો ભાર દઈને ઉલ્લેખ કરવામાં આવ્યો અને જ્ઞાતિના ઉદયને અવરોધી રહેલી એ બે બાબતોને જડમૂળથી ઊખેડી નાખ્યા વિના જ્ઞાતિ કદી પણ આગળ વધી શકે નહીં એ બન્ને મુખ્ય મહત્ત્વની એ બાબતનો મહાસભામાં ખાસ વિચાર કરવાની બન્ને પ્રમુખ મહાશયોએ જોર દઈને સૂચના તો કરી હતી, પરંતુ જ્ઞાતિના દુર્ભાગ્યે બેઠકને પહેલે જ દિવસે - રાત્રે મળેલી વિષયનિર્ણાયક સભામાં દૂરના કચ્છ પ્રદેશમાં જામી રહેલો જુલ્મી આગેવાનોનો મહાન ભય ત્યાં આડે આવ્યો અને હેતુની સિદ્ધિમાં મુખ્ય વિઘ્નરૂપ થઈ પડ્યો. છેવટે બહુમતે એમ નિર્ણય થયો કે આ પરિષદની પહેલી જ બેઠક હોવાથી સલાહ-શાંતિથી તેને રંગેચંગે પાર ઉતારવા માટે એ બન્ને બાબતો સંબંધી ઠરાવોને હાલ તો રજૂ ન કરવાં તેને બન્ને પ્રમુખોએ પણ મળતા થઈને આખરે બહાલી આપી એથી લાચારીએ પરિષદ ઉપસ્થિત કરવાની એ બન્ને મહત્ત્વની બાબતોને પડતી જ મૂકવી પડી. જ્ઞાતિ સુધારાના કેટલાક સર્વે સામાન્ય સાદા ઠરાવો માત્ર પસાર કરીને ખુશાલીની તાળીઓ વગાડી ચાર દિવસ જ્ઞાતિ તેડાંનો આનંદ-ઓચ્છવ ઊજવી કચ્છી કણબી ભાઈઓ છેવટે છૂટા પડીને પોતપોતાના ઘરે ગયા. જાહેર વર્તમાનપત્રોએ તો એ પગલાંની સારી પ્રશંસા કરી અને આવેલ ભાઈઓ પણ મનમાં કંઈક સંતોષ પામ્યા. પરંતુ એ વખતે પૂ. નારાયણજી બાપા એ ઉદ્ગાર કાઢેલા કે 'પાયા વગરની ઇમારત જેવી ઉપરના હાવભાવથી ભજવાયેલી પ્રથમ પરિષદ જગતને ગમે તેવી સુંદર જણાતી હોય છતાં ખરી રીતે મારી માન્યતા પ્રમાણે તો તે છેવટે તકલાદી જ નીવડી હતી. એ પ્રથમ પરિષદનું પરિણામ વિચારીએ અને તેને મારો નિષ્પક્ષપાત અભિપ્રાય આપું તો મારે ખુલ્લા હૃદયથી કબૂલ કરવું જોઈએ કે, આપણે હજી તો મહાન ડુંગર ખોદી ઉંદર મારવા જેટલું જ કામ કર્યું છે. ' દૂર બેઠેલા કચ્છના ગઢેરા અને અમદાવાદ પાસેના પીરાણા સતપંથનો તે શું ઓછો પ્રભાવ છે ? જેમના નામમાત્રથી કરાંચી જેવા દૂર દૂરના પ્રદેશોમાં પણ ગરીબ કણબીઓ ગઢેરાના જુલ્મ સામે પોકાર ઉઠાવતાં પણ ધ્રૂજી ઊઠે અને સહન કરવા પડતા અસહ્ય જુલમોને માટે શબ્દોચ્ચાર સરખો પણ ન કરી શકે. એ ગઢેરા અને સતપંથ પીરાણાની જાલીમ સત્તાનો ખ્યાલ આપે છે. પરિષદની ધમાલના સમાચાર કચ્છમાં ફરી વળતાં જ એ આગેવાનો અને ગઢેરાઓ પહેલાં તો જરા ચમકી ગયા પણ છેવટ સુધી પરિષદ તેમનાથી ધ્રૂજતી જ રહી તેની તેમને જાણ થતાં થોડી જ વારમાં પાછા સાવધ થઈને તેઓ પોતાના શિકારી કિલ્લાનો નવેસરથી પાકો બંદોબસ્ત કરવા લાગ્યા. કરાંચીની મહાસભામાં ભાગ લેનારા એકએક ભાઈ કે બહેનને તેમણે નાતબહાર કર્યા. તેમનાં સગાં -કુટુમ્બીઓ સાથેનો દરેક પ્રકારનો વ્યવહાર તેમણે જુલ્મી સત્તાથી બંધ કરાવી દીધો. માત્ર એટલેથી ન અટકતાં જ્ઞાતિસુધારાના કોઈપણ કામમાં સંમતિ આપનારા કે ઉક્ત પરિષદની ચર્ચામાં ભાગ લેનારા દરેક જ્ઞાતિભાઈને માટે સુધારક વિચારોના હોવાનો જરાપણ તેમને શક ઉત્પન્ન થાય એવું કાંઈ કારણ મળ્યું કે તરત જ ફટ કરતો તેને નાતબહાર મૂકી દેવામાં આવતો. એવા જે-જે ભાઈઓ કચ્છ બહાર વસતા હોય તેમને પણ પોતાની વર્તણૂકનો ખુલાસો કરવા માટે તરત કચ્છમાં ગઢેરાઓને શરણે આવી આઠ દિવસની અંદર પોતાના મહાન ગુનાઓનો ફેંસલો મેળવી જવાના ફરમાનો નીકળ્યાં.'

ગઢેરાઓની આજ્ઞા મુજબ દંડ ભરી અમી અથવા નૂરની ગોળી પ્રાશનથી પ્રાયશ્ચિત્ત કરીને એ ગુનેગારોએ પોતાના જ્ઞાતિ સુધારાના મહાન ગુનાની માફી મેળવી જવી. આવી રીતે ગઢેરાઓ હરકોઈ પ્રકારે પોતાના અજ્ઞાન પાટીદારભાઈઓને સામાજિક

તેમજ ધાર્મિક ગુલામગીરીની બેડીઓમાં હંમેશ માટે જકડી રાખવા માગતા હતા. કેમ કે તેમને જ પ્રતાપે એ પાખંડી ગઢેરાઓ પોષતા અને પૂજાતા હતા. પશુ પણ સહન ન કરી શકે એવો અસહ્ય ત્રાસ વેઠી વેઠીને અંતરથી ઊકળી રહેલી જ્ઞાતિના દુઃખનું ગૂમડું હવે તો પાકી આવ્યું હતું એ ગૂમડા પર ઑપરેશન કરી અંદરનો બધો બગાડ થોડી જ મહેનતે નીકળી જશે એવી આશા પૂ. નારાયણ બાપા વગેરે ભાઈઓને હતી. જ્યાં દર્દ જોર પકડી રહ્યું હતું એવી કચ્છભૂમિમાં જ થવું જોઈએ. માટે હવે બીજી પરિષદ કચ્છમાં જ ભરવાની યુવકમંડળના સભ્યો સાથે મળીને યોજના કરવામાં આવી. વિક્રમ સંવત ૧૯૭૭નું એ વર્ષ જ્ઞાતિમાં બાર વાર્ષિક મોટા લગ્નગાળાનું વર્ષ હતું. લગ્ન પ્રસંગે કચ્છ બહાર રહેતા ઘણા બધા ભાઈઓ આવવાના હતા. એ તકનો લાભ લઈને કચ્છમાં પરિષદ ભરવાનું નક્કી કરવામાં આવેલ તે માટે કરાચી-સિંધ, હૈદરાબાદ, મુંબઈ, કોલકાતા વગેરે જગ્યાએ પત્રોથી જાણ કરવામાં આવી. દરેક જગ્યાએથી અનુમોદના અને ઉપયોગી મદદો આપવાની તત્પરતાના ઉત્સાહી જવાબો આવી મળ્યા. એટલે કચ્છમાં પરિષદ ભરવાના દિવસો નક્કી કરી મજબૂત પાયે તૈયારીઓ ચલાવી કચ્છ નરેશ મહારાવશ્રી ખેંગારજીને નિવેદન કરી રાજ્ય તેમજ અધિકારીઓની પણ સત્કાર્યમાં સહાનુભૂતિ માંગવામાં આવી. એ નમ્ર પ્રાર્થનાને મહારાવશ્રીએ આનંદ સાથે ઝીલી લીધી. બધી પાકે પાયે તૈયારીઓ કરવાને ઘાટકોપર, કરાંચી વગેરે સ્થળોનાં યુવક મંડળોએ પોતાના સુયોગ્ય પ્રતિનિધિઓને પરિષદના દિવસોથી ઘણા દિવસો અગાઉથી જ કચ્છમાં મોકલી આપ્યા. આટઆટલી અસાધારણ મહેનત કરવા છતાં રોપવા ધારેલો પરિષદનો મહાન વિજયસ્તંભ જ્ઞાતિના દુર્ભાગ્યે અણધાર્યા સંજોગો વચ્ચે પડતો મૂકવો પડ્યો. કરાચીના મુખ્ય કાર્યકર્તા ઘણા જરૂરી કામોના રોકાણ અને દબાણથી પરિષદના દિવસો નજીક આવી પહોંચ્યા ત્યાં સુધી કચ્છ આવી શકયા નહીં. અને એ વખતે જ પૂજ્ય નારાણયજી બાપાની પરિષદની ચાલુ કાર્યવાહી દરમ્યાન જ તબિયત બગડી અને એ જ ટાંકણે પથારીવશ થઈ ગયા. પૂ. નારાયણજીબાપા અણધાર્યા પથારીવશ થઈ જવાથી બીજા સહયોગીઓ હિંમત હારી ગયા. બીજી બાજુ ગઢેરાઓએ સુધારકભાઈઓના સંબંધો અને લગ્નોમાં પ્રપંચો રચી ખટપટો ઊભી કરી વિવાદો ઊભા કર્યા. પરિષદના મુખ્ય કાર્યકર્તા હતા તેઓ આ નવી દખલને નાબૂદ કરવામાં છેક જ ગૂંચવાઈ ગયા હતા. એવા સંજોગોમાં કચ્છની અંદર પરિષદ ભરવાનો વિચાર છેવટે માંડી વાળવો પડ્યો. પરિષદ માટેની કરેલી બધી તૈયારીઓ અને દોડધામ નિષ્ફળ ગઈ. કચ્છમાં પરિષદ ભરાઈ ન શકી પણ સુધારકભાઈઓએ તે દરમ્યાન લગ્નો જે વૈદિક સંસ્કારોને બદલે ઉટપટાંગ અર્ધ ઇસ્લામી દુવાઓથી થતાં હતાં એ બાબતે સુધારકભાઈઓ કચ્છનાં ગામોમાં ફરીને સમસ્ત જ્ઞાતિને વૈદિકવિધિથી લગ્ન કરવા માટે સચોટ સમજાવીને અમુક ગામોને તૈયાર કર્યાં. ગમે તે ભોગે અને જોખમે ચાલુ દુષ્ટ રૂઢિનો ભંગ કરીને આગેવાનોની દુષ્ટ સત્તા સામે માથું ઊંચકી વૈદિક વિધિ, ચોરી અને યજ્ઞ હવન ક્રિયાઓ સહિત પીરાણા સતપંથના મુખીઓને બદલે વિદ્વાન બ્રાહ્મણો મારફતે વીરાણીમાં આશરે ૨૫૦, નખત્રાણામાં આશરે ૧૦૦, કોટડા (જડોદર)માં આશરે ૧૫૦, દેવીસર તેમજ બીજા છૂટાંછવાયાં ગામોમાં બધાં મળીને આશરે પચાસેક લગ્નો વૈદિક વિધિપૂર્વક સનાતન સંસ્કાર મુજબ કરવામાં આવ્યાં.

આ લગ્નોમાં વિઘ્નો નાખવાને પાખંડી ગઢેરાઓએ ખૂબ ધમપછાડા માર્યા પણ ફાવ્યા નહીં ને અંદરોઅંદર આથડી પડ્યા. આ રીતે પરિષદનું કાર્ય ન થઈ શક્યું પરંતુ સુધારાનું આ એક મોટું શુભકાર્ય થયું. એક શરમ ભરેલી દુષ્ટ રૂઢિને તોડવાનું મહાન કાર્ય કરી સુધારકભાઈઓ પાછા મુંબઈ, કરાંચી વગેરે પોતાના સ્થળે રવાના થઈ ગયા.

પ્રતિકૂળ સંજોગોમાં પણ થોડા સરખા આ સુધારકભાઈઓ જે કાર્ય કરી શકયા એ જાણીને કરાંચીવાસી ભાઈઓની આંખો ઊઘડી અને પહેલી પરિષદ વખતની પોતાની ભૂલ તેઓ હવે બરાબર સમજી શકયા તેમને પ્રત્યક્ષ ખાતરી થઈ કે ગઢેરા અને પીરાણાનો પાખંડી દોર તોડ્યા સિવાય જ્ઞાતિનું ગાડું કદી પણ આગળ વધી શકશે નહીં. કરાંચી જેવા સ્વતંત્ર વાતાવરણમાં જ એ પાખંડીઓનો વિરોધ જો જોરશોરથી જાહેર કરીને સમસ્ત જ્ઞાતિ સમક્ષ એમનાં પાપ વિરુદ્ધ પ્રબળ પોકાર ઉઠાવ્યો હોય તો જ્ઞાતિની પ્રગતિનો માર્ગ ખુલ્લો થઈ જાય તેમાં જરા પણ શક નહોતો. એ પહેલી પરિષદ વખતે ભયથી એવું સાહસ ન થઈ શક્યું તે મોટી ભૂલ જ હતી. એ ભૂલને સુધારવા માટે કરાંચીવાસી આગેવાનોએ બીજી પરિષદ પણ કરાંચીમાં જ રાખવાની તૈયારી બતાવી એટલે બીજી પરિષદ પણ કરાચીમાં ભરવાનું નક્કી થયું. કરાંચી, હૈદરાબાદ વગેરે સિંધ પ્રદેશમાં વસતા ઘણા જ્ઞાતિભાઈઓએ એકત્ર થઈને પરિષદની તૈયારી કરવા માંડી.

કચ્છ-મુંબઈ-ઘાટકોપરનાં યુવક મંડળોને આગ્રહ કર્યો, આમંત્રણો પાઠવ્યાં. આ વખતની પરિષદનું કામ બરાબર દીપી ઊઠે તેને માટે મુંબઈના મંડળની સલાહ-મદદ માંગી. સફળતાનો મુખ્ય આધાર પ્રમુખની યોગ્યતા અને ઓજસ્વિતા ઉપર જ રહે છે. યોગ્ય તેમજ પ્રભાવશાળી નીડર પ્રમુખની ખાસ જરૂર હતી. ઘણી ચર્ચા અને ઘણાં નામોની સૂચનાઓ થયા પછી નખત્રાણાની

વતની અને સિંધ હૈદરાબાદમાં લાંબા સમયથી મોટા પાયે કોન્ટ્રાકટરનું કામ કરી જ્ઞાતિમાં પોતાની પ્રતિષ્ઠા જમાવનારા જ્ઞાતિસેવાના ઉત્સાહી વીરબંધુ શ્રીયુત માવજીભાઈ પૂંજાભાઈ જબુવાણીને પસંદ કરવામાં આવ્યા.

તા. ૭ થી ૯ ઑક્ટોબર ૧૯૨૨ના ત્રણ દિવસો પરિષદના બીજા અધિવેશનનું કાર્ય ઘણા જ ઉત્સાહ, પ્રેમ અને સદ્ભાવપૂર્વક ઊજવવામાં આવ્યું હતું. મહાસભામાં કાર્યકુશળ પ્રમુખ અને સ્વાગત પ્રમુખે પોતાની સિંહગર્જનાથી સભામંડપને ગજાવી મુક્યો. પીરાણા સતપંથનું કલંક ધોઈ નાખવા અને ગઢેરાઓની ગુલામીમાંથી મુક્ત થવા માટે ગગનભેદી ઘોષથી જ્ઞાતિભાઈઓને સખત શબ્દોમાં ભલામણો કરી આ બાબતના મજબૂત ઠરાવો આ મહાસભામાં મૂકવાની ખાસ ભાર દઈને અગત્યત દર્શાવી. વીરતાભર્યા એ ભાષણો પરિપૂર્ણ થયા પછી તરત જ મળેલી સબ્જેક્ટ કમિટીએ ઘણા બધા ઉપયોગી વિષયોની સુયોગ્ય પસંદગી કરી અને તે તે વિષયના જાણકાર લાયકભાઈઓને એ ઠરાવો મૂકવાની પણ યોજના ત્યાં જ કરવામાં આવી. આ ત્રણ દિવસોમાં ઉપરના બે મહત્ત્વના ઠરાવો ઉપરાંત જ્ઞાતિહિતના બીજા પણ ખાસ ઉપયોગી ઠરાવો મૂકવામાં આવ્યા હતા. તેમના ઉપર જોરદાર મુદ્દાસર ભાષણો થયાં હતાં ને એ ઠરાવોને માત્ર કાગળો ઉપર જ ન રહેવા દેતાં તેમને વ્યવહારુ સ્વરૂપ આપવા માટે સર્વજ્ઞાતિભાઈઓને આગ્રહભરી સૂચનાઓ કરવામાં આવી હતી. કચ્છના ગઢેરાઓએ દુષ્ટતાભરી દમનનીતિ ચાલુ રાખીને જે કાળા કર્મો, કાવત્રાં અને દાવપેચો ખેલવાની શરમ ભરેલી પદ્ધતિ ચાલુ રાખી હતી તેમનાં બધાનાં નામ, સરનામાં અને પ્રમાણો સાથે તીવ્ર વિરોધ કરનારાં ભાષણો આપી સભાજનોનાં હૃદયને વક્તાઓએ પિગળાવી દીધાં હતાં. એ પ્રસંગે કેટલાક પાપી ગઢેરાઓનાં અમાનુષી રાક્ષસી કૃત્યોનો કમકમાટી ઉપજાવે તેવો ઈતિહાસ મુંબઈ યુવક મંડળના તે વખતના મંત્રી શ્રી રતનશી ખીમજી ખેતાણીએ જે ધગશથી ત્યાં રજૂ કર્યો હતો. તે સાંભળીને સભાજનોનાં હૃદય ખળભળી ઊઠ્યાં હતાં અને શરમ-શરમના પોકારોથી સભામંડપ ગાજી ઊઠ્યો હતો.

તદ્ ઉપરાંત શિક્ષણ અને સંસ્કારનો અભાવ, બાળલગ્ન, કારજ અને ન્યાતવરા જેવા જે જે દુષ્ટ રિવાજોથી જ્ઞાતિ અંધારાગારમાં ઘસડાઈ જતી હતી તેમાંથી જ્ઞાતિને તારવા માટે ધર્મ, વિદ્યા બાબતે વ્યવસ્થિત નિયમોનો સત્વરે પ્રચાર થાય એવા ઉપયોગી ઠરાવો પસાર કરીને કુળદેવી ઉમિયા માતાજીની જય બોલાવી આનંદના અવાજો વચ્ચે બીજી પરિષદનું કાર્ય પરિપૂર્ણ થયું હતું.

બીજી પરિષદ પૂરી થયા બાદ પૂજ્ય નારાયણજી બાપાએ પોતાના શબ્દોમાં સંતોષ વ્યક્ત કરેલ કે - 'પરિષદનું પવિત્ર નામ તથા કામને શોભે એવી વીરતાભરી વ્યવહારિક કાર્યવાહી અમલમાં મૂકી લાંબા વખતથી મારા હૃદયમાં ઘૂઘવાતા લાગણીના પ્રજ્વલિત અગ્નિમાં શાંતિમય આહુતિ આપી, પરિષદદેવીએ એ દિવસે મારા હૃદયને પહેલવહેલું ઠાર્યું, શાંત કર્યું.'

બીજી પરિષદનું કાર્ય પતાવીને મુંબઈ આવ્યા બાદ પૂજ્ય નારાયણજી બાપાને થોડા દિવસો બાદ કચ્છ દયાપુરના બે જ્ઞાતિભાઈઓ મળેલ જેઓ અગાઉ ચુસ્ત પીરાણા સતપંથી હતા તે કરાંચીની બીજી પરિષદ ભરાઈ તે અગાઉ આશરે ચારેક મહિના પહેલાં મળ્યા હતા. તે વખતે પૂજ્ય નારાયણજી બાપા સાથે ખાસ ધર્મચર્ચા અને શંકા સમાધાન કરેલ તેમાંના એક તો દયાપુરમાં મુખી તરીકે ઓળખાતા હતા અને કેટલીક વખત મુખીનું કાર્ય પણ કરતા હતા. આવા માણસ કેટલા બધા ચુસ્ત સતપંથના હિમાયતી હોય એ કલ્પી શકાય. એ બન્ને ભાઈઓને પૂ. નારાયણજી બાપાએ પીરાણા સતપંથની પોલ તેમજ ધર્મનાં સત્યો સમજાવી સતપંથ પ્રવર્તકોનાં હડહડતાં પ્રપંચો અને ઠગાઈની બાજી તેમના હૃદયમાં ઉતારી તેઓ ભોળી અંધશ્રદ્ધામાં કપટજાળમાં ફસાઈ ગયા હતા. તેનો પૂરેપૂરો ખ્યાલ આપી તેમની આંખો ઉઘાડી એ બન્ને ભાઈઓમાં પૂ. નારાયણજીબાપાના શબ્દોની એટલી બધી ઊંડી અસર થઈ કે બીજી પરિષદમાં પોતે હાજર રહ્યા. સાથે સાથે દયાપરના બીજા ભાઈઓને પરિષદમાં લઈ આવ્યા હતા.

આવેલ બે ભાઈઓએ પૂજ્ય નારાયણજી બાપાને જણાવેલ કે અમો બીજા ચાર-પાંચ ભાઈઓને બોલાવેલા છે. દયાપરમાં સતપંથનો ત્યાગ કરાવી શુદ્ધ સનાતન ધર્મનો સ્વીકાર કરવાની તીવ્ર હિલચાલ શરૂ કરી દીધી છે. માટે તમો એ ભાઈઓ અત્રે આવે ત્યારે તેમના મનનું સમાધાન કરાવેલ તેઓએ પૂ. નારાયણજી બાપાને જણાવેલું કે દયાપરના આશરે સાડાત્રણસો માણસો અમારી સાથે છે અને બધા દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત લઈને તમારો પક્ષ સ્વીકારવાને તૈયાર છીએ. તો આ માટે આપ દયાપુર આવો. તે બાદ તરત પૂ. નારાયણજી બાપા કચ્છ ગયા. તે વખતે પરિષદની કચ્છમાં કેવી અસર થઈ છે તે જાણવાનો પણખાસ રસ હતો. કચ્છમાં બધી જગ્યાએ એ વખતે બીજી પરિષદ બાબતેની જોરદાર ચર્ચાઓ થતી હતી.

દયાપરના ભાઈઓ સાથે નક્કી થયા મુજબ પૂ. નારાયણજી બાપા તેમજ યુવક મંડળના બીજા ભાઈઓ દયાપુર ગયા. દયાપરના ભાઈઓએ તે સર્વનો ઘણા પ્રેમથી સત્કાર કર્યો ત્યાં હાજર ભાઈઓને સતપંથ પીરાણાને લીધે આપણી કેટલી અધોગતિ થઈ છે તે બાબતે અને સાચા વૈદિક ધર્મ બાબતે

વિસ્તારથી સમજાવેલ અને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત બાબતે પણ જણાવેલ કે સગાકુટુમ્બીઓનો સંબંધ તમારે છોડવો પડશે, અન્યાયી આગેવાનોનો જુલ્મ તમારે સહન કરવો પડશે. જ્ઞાતિ બહાર થવાથી વ્યવહારમાં પણ ડગલે-પગલે તમે અનેક આપત્તિઓથી ઘેરાઈ જશો. એ બધું શાંતિથી સહન કરવાનું જો તમારામાં ધૈર્ય અને બળ હોય તો જ આ સાહસ કરજો. મારી સલાહ માનો તો હજી પણ તમે થોડા વધારે દિવસ શાંતિથી પુખ્ત વિચાર કરીને પછી આ પગલું ભરો તો સારું રહેશે. પરંતુ એ લોકો પૂજ્ય નારાયણજીબાપાની આવી ટાઢી-ટાઢી સલાહ સૂચનાથી સંતોષ ન પામતાં તેમણે સ્પષ્ટ જણાવેલું કે 'અમે એ બધો વિચાર ક્યારનોય કરીને બઠા છીએ. તમે જે દુઃખો ભોગવ્યાં છે અને હજી ભોગવો છો એ બધું અમે જાણીએ છીએ. સાચું સમજ્યા પછી હજી પણ એ પાપને વળગી રહેવા કરતાં દુઃખો સહી લેવામાં સારું છે, અમો તો આજથી ચાર દિવસ પછી એટલે કે તમોએ જે દિવસે જેઠ સુદ પાંચમને દિવસે પ્રાયશ્ચિત્ત કરાવી પાવન થયા હતા એ જ પવિત્ર દિવસે પ્રાયશ્ચિત કરાવવું છે એટલે ચાર દિવસ બાદ નક્કી કરેલ છે. નહીંતર તો એક ઘડી પણ હવે ઢીલ કરવાનું ગમતું નથી. અમો અમારાં માવિત્રો, કુટુમ્બીઓ, સગાંસંબંધીઓ સહુને છેલ્લી વારના મળી ભેટી આવ્યા છીએ. આવી દૃઢતા જોઈને પૂજ્ય નારાયણજી બાપાનું હૃદય દ્રવી ઊઠ્યું.'

વિક્રમ સંવત ૧૯૭૯ના જેઠ સુદ પાંચમના દિવસે અસાધારણ સમારોહ થયો. સ્વામિનારાયણ સંપ્રદાયવાળા ભાઈઓ પણ સાથે જોડાયા. વિદ્વાન પંડિતો, બ્રાહ્મણો શુદ્ધિના આ કાર્યમાં જોડાયા, લખપત બંદરથી વહીવટદાર સાહેબ, ફોજદાર વગેરે પોતાના સ્ટાફ સાથે સુલેહશાંતિ જાળવવાના હેતુથી પધારેલા. માતાના મઢથી સનાતન ધર્મગ્રહી શશ. જટાશંકર કાલદાસભાઈ પોતાના સુપુત્ર સાથે પધારેલા. ગામના તેમજ આજુબાજુનાં ગામોમાંથી ઇતર હિન્દુ જાતિના કેટલાક ગૃહસ્થ પણ ખાસ આમંત્રણથી પધારેલ હોવાથી દેખાવ બહુ જ અલૌકિક બની રહ્યો હતો.

પીરાણા સતપંથના આગેવાઓને આ કાર્યમાં વિઘ્નો ઊભાં કરવા માટે તનતોડ પરાક્રમો કર્યાં હતાં. આસપાસ આઠ ગામોના જ્ઞાતિ ભાઈઓમાં અંદરો-અંદર ફૂટ પડાવીને બધાને નોતરીને હજારોને ખર્ચે મિષ્ટાન્નભોજન આપી કાર્યક્રમમાં જબ્બર ઉશ્કેરણી કરવાની બહુ જ કોશિશ કરી પરંતુ ઉદાર અધિકારી વર્ગની વિશાળ હાજરી તેમજ મજબૂત દેખરેખ આગળ એમનું કશું ચાલ્યું નહીં. દયાપરનાં એકસો એકસઠ ભાઈ-બહેનોએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવીને સતપંથ પીરાણાને સદાને માટે છોડી સનાતન વૈદિક ધર્મનો અંગીકાર કર્યો અને સંપૂર્ણ કાર્યક્રમ અપૂર્વ આનંદપૂર્વક પૂર્ણ થયો. દયાપુરમાં થયેલ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તના પડઘા મુંબઈ-કરાંચી અને દેશાવરના પ્રદેશોમાં પડ્યા.

વિક્રમ સંવત ૧૯૭૯ના અષાઢ સુદ-૧ના દિવસે મુંબઈ યુવક મંડળની મિટિંગ મળે તેમાં દયાપરના શુદ્ધિ પ્રકરણની રસભરી ચર્ચા ચાલી. અજ્ઞાન અને પરતંત્ર દશા ભોગવતા કચ્છના ભાઈઓ શુભ સાહસમાં ઝંપલાવે ત્યારે સ્વતંત્ર વાતાવરણમાં રહેતા અને સુધારક વિચારના ભાઈઓ હજી વિચાર કરતા હતા એ એમને શરમ ભરેલું લાગ્યું. એ શુભદિવસે અમદાવાદથી પધારેલા જ્ઞાતિબંધુ ભાઈ મગનલાલ ગોવિંદલાલ એન્જિનિયર તથા લાગણીવાળા ભાઈઓના પ્રોત્સાહનથી પ્રેરાઈને દેહશુદ્ધિ સંસ્કારનો નિશ્ચય કર્યો. બીજે જ દિવસે મુંબઈ-ઘાટકોપરના બસો ભાઈઓના વિશાળ સમુદાયે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવેલ.

આ બાજુ કચ્છમાં પણ દયાપરના દેહશુદ્ધિ કરાવેલ સુધારકભાઈઓના પ્રયત્નોથી આજુબાજુનાં ગામોમાં સારો પ્રચાર થયો તેના ભાગ રૂપે પાનેલી-રવાપરમાં દેહશુદ્ધિ કાર્યક્રમ થયા. પાનેલીના ભાઈઓએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરવાનું નક્કી કરેલ ત્યારે મુંબઈ-કરાંચીથી આવેલ સુધારકભાઈઓ પાછા ચાલ્યા ગયા હતા. પ્રબળ પટેલો, જુલ્મી ગઢેરાઓના જુલ્મ સામે તેમને એકલે હાથે જ ઝઝૂમવાનું હતું. હરેડ સતપંથીના જીવલેણ સપાટાઓ ઝીલવાના હતા. પાનેલીનાં સોળ કુટુંબોનાં એકસઠ ભાઈ-બહેનોએ પીરાણા સતપંથનો પરિત્યાગ કરી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવેલ. પાનેલીના ખેતા મુખીના ખાનામાં જ આ બનાવથી મહાન જ્વાલામુખી ફાટી નીકળ્યો. પાનેલી ગામના એવા રામજી રાજાભાઈનાં લગ્ન ખેતા મુખીની દીકરીકંકુબહેન જોડે થયેલા. રામજીભાઈ સાથે કંકુબહેને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવેલ જેથી ખેતા મુખીને ગામલોકોએ ચડાવેલ કે મુખીની જ છોકરી જો સુધારાવાળાઓ સાથે મળી જઈને વંઠી જાય એ કેમ ચાલી શકે ? ખેતા મુખીને વધારે જુસ્સાદાર ધર્મઝનૂની નશો ચડી આવ્યો. તેણે અને તેના કુટુમ્બે એકત્ર થઈ કંકુબાઈને દરેક રીતે સતાવી ડરાવી ઘણો જ ત્રાસ આપ્યો. પરંતુ કંકુબાઈએ જરા પણ મચક ન આપી. પિયરિયાંના ટોળાંને દમ ભિડાવી છક કરી નાખ્યાં. પોતાનાં માત-પિતાને સ્પષ્ટ કહી દીધું કે મારા શરીરના કદાચ ટુકડે-ટુકડા કરી નાખશો તો પણ હું તમારા પંથની પાપી છાયામાં ઊભી રહેવાની નથી. મારા ઉપર વધારે જુલ્મ ગુજારશો તો નક્કી સમજી જજો કે તમો જેલમાં જશો. પિયરપક્ષે લાચાર બની નિરુપાયે કંકુબહેનને જતી કરી. અને છેવટે ખેતા મુખીએ પોતાની દીકરી-જમાઈને મરેલા જણાવી તેમના રૂબરૂમાં જ તેમના નામનું સ્નાન કરી નાંખ્યું. પોતાના તરફથી કંકુબહેનને આપેલ દાગીના

ઉતરાવી લીધેલા. દરદાગીના તેમજ માવતરે આપેલ કપડાંલત્તાં જે પહેરેલ હતાં તે પણ ઉતારીને કંકુબાઈએ વહેતાં આંસુ સાથે ફેંકી દીધાં. કણબી કન્યાની આ વીરતાની વાતો કચ્છ બહાર બધે પહોંચી ત્યારે જ્ઞાતિમાં અસાધારણ ઉત્સાહ ફેલાઈ રહ્યો. ઘાટકોપર તેમજ માટુંગા ખાતે ઘણા ભાઈઓએ આળસ અને પ્રમાદને તિલાંજલિ આપી બનતી ઉતાવળે સારા વિદ્વાન પંડિતોને બોલાવી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવી વૈદિક ધર્મનો સ્વીકાર કર્યો.

આ રીતે છૂટક છૂટક દેહશુદ્ધિના કાર્યક્રમો થતા રહ્યા. આ સુધારાના કાર્યને વધારે વેગ આપવા માટે ત્રીજી પરિષદ બોલાવવી જરૂરી હતું અને આ વખત મોટા પાયે અને વ્યવસ્થિત રીતે પરિષદનું કામ થવું જોઈએ એવું સર્વે મુંબઈના ભાઈઓને લાગ્યું ને આ માટે મુંબઈનું સ્થળ બધી રીતે યોગ્ય લાગવાથી અને આથી અગાઉની બન્ને પરિષદ કરાચી ખાતે બોલાવેલ હતી જ એટલે આ વખતની પરિષદની મહાસભા મુંબઈ ખાતે બોલાવવાનું નક્કી કરવામાં આવેલ અને પૂજ્ય નારાયણજી બાપાને થયું હતું કે અગાઉની પરિષદોમાં ભાષણો અને વાતો થઈ હતી. સુંદર વ્યાખ્યાનો તેમજ ઠરાવો ઘડ્યા હતા. પરંતુ આંખો અને હૃદયને ઠારે એવાં ખાસ કામ થયાં નથી. મંડળોના કાર્યકર્તા તેમજ સભાસદોમાંના ઘણાખરા શુદ્ધિથી પાવન થયા નહોતા ત્યારે પરિષદમાં ભાગ લેનારાની વાત જ શું કરવી ? પરંતુ હવે જો મુંબઈમાં પરિષદ ભરાય તો દેશના અજ્ઞાનભાઈઓ જો શુદ્ધિ કરાવી જતા હોય ત્યારે મંડળના ભાઈઓ તેમજ પરિષદમાં મોટા ભાઈ બની ભાગ લેનારાઓને શરમના માર્યા પણ દેહશુદ્ધિ સંસ્કાર સ્વીકારી અમારા પક્ષમાં આવ્યા વગર છૂટકો નથી. હવે માત્ર વાતો, શબ્દો કે ઠરાવોના ઉપર જ મદાર નહીં બાંધતાં. પ્રત્યક્ષ કાર્યો બતાવવાની જરૂરત હતી. હેતુ પૂરેપૂરો સચવાય એવા નિયમો, ધારાધોરણો અને પરિષદનું નિશ્ચિત બંધારણ નક્કી કર્યું. અને ખાસ એ બાબત ઉમેરી કે પરિષદમાં પ્રતિનિધિ તરીકે ભાગ લેવાનો કે ભરસભામાં પોતાના વિચારો દર્શાવવાનો હક્ક તો એવા સભાસદોને રહેશે કે જેઓએ પીરાણા સતપંથનો ત્યાગ કરનારા પ્રતિજ્ઞાપત્રક ઉપર સહી કરીને કબૂલાત આપી હોય. આ પ્રમાણેની પ્રગતિ અને સુધારાના મક્કમ પગલાં ભરવાના નિશ્ચય સહિત ત્રીજી પરિષદની ધામધૂમથી તૈયારીઓ કરવા માંડી, આમંત્રણ પત્રો નીકળ્યાં. પરિષદના ઉદ્દેશય, નિયમો બંધારણ તેમજ પ્રતિજ્ઞાપત્રકની નકલો સાથે કચ્છ, કરાચી-કાઠિયાવાડ, ગુજરાત વગેરે તમામ પ્રદેશોમાં વસતા જ્ઞાતિભાઈઓને મોકલાવવામાં આવ્યા. પરિષદનું કાર્ય પૂર્ણતાએ પહોંચાડવામાં હવે ખાસ તો પ્રમુખની પસંદગી કરવાની હતી. ઘણા પ્રયાસે ગુજરાતી કડવા ભાઈઓના સંબંધને અતિ નિકટનો અને ગાઢ બનાવવા માટે આ વખતે તો ખાસ કેળવાયેલ ગુજરાતી કડવા પાટીદારમાંથી સુયોગ્ય વ્યક્તિની પસંદગી કરવાની ખાસ અગત્યત જણાઈ, બહુ મનોમંથન બાદ જ્ઞાતિ હિતચિંતક એવા ભાઈશ્રી ચંદુલાલ મણિલાલ દેસાઈને પ્રમુખ નીમવા માટે નક્કી કર્યું. તેઓ ગુજરાતના કડવા પાટીદારોમાં આગેવાનીભર્યો ભાગ લેતા હતા અને કચ્છ કડવા પાટીદારોના સુધારાના કાર્યમાં અને સતપંથ પીરાણાથી કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિ જલ્દીથી મુક્ત થાય એ માટે તન-મન-ધનથી ભરપૂર પ્રયત્નો કરતા હતા અને વધારામાં તેઓએ સાહિત્યના ઊંડા અભ્યાસી હતા.

ઘાટકોપર ખાતે શેઠ વેલજીભાઈ શિવજીભાઈની સુંદર વાડીની વિશાળ ખુલ્લી જગ્યામાં શુદ્ધ ખાદી અને સ્વદેશી કંતાનના ઊભા કરેલ ભવ્ય સભામંડપમાં તા. ૧૪-૪-૧૯૨૪થી ચાર દિવસ સુધી ત્રીજી પરિષદ ભરાયેલ તેમાં ઇતર હિન્દુ જ્ઞાતિના પણ બ્રાહ્મણ, ભાટિયા, લોહાણા, વાણિયા, સુતાર, લુહાર વગેરે જ્ઞાતિના પ્રતિષ્ઠિત ગૃહસ્થો મુંબઈના પ્રખ્યાત વિદ્વાન પંડિતો, સાક્ષરો, અને રિપોર્ટર્સની પણ મોટી સંખ્યા પરિષદનું કાર્ય જોવાને ઉત્સાહથી ત્યાં એકત્ર થયેલા હતા. પરિષદના કાર્ય બાબતે પૂ. નારાયણજી બાપાના શબ્દોમાં :

'સ્વાગત મંડળના પ્રમુખશ્રી ભાઈશ્રી વિશ્રામભાઈ દેવજીભાઈ વીરાણીવાળાનું સારગર્ભિત વ્યાખ્યાન ચાલ્યું. એ ભાઈએ મારા હૃદયની ઉગ્ર ઇચ્છાઓને માન આપીને પોતાના વ્યાખ્યાનમાં પીરાણા સતપંથના પ્રબળ પાપી સંસર્ગનું કાળું કલંક ધોઈ નાખવાનો અને અધર્મી આગેવાનોના અન્ય અંકુશની ધૂંસરીમાંથી સત્વરે છૂટા થવાનો ભાર મૂકીને આગ્રહ કર્યો હતો. એ સિવાય જ્ઞાતિમાં ચાલતી દુષ્ટ રૂઢિઓના જાલિમદોરને નાબૂદ કરી પ્રગતિના પંથે જ્ઞાતિરથ આગળ વધે એવા સરલ અને વ્યવહારિક માર્ગો સમજાવ્યા. ત્યારબાદ જ્ઞાતિપ્રેમી, સાહિત્યપ્રેમી પરિષદના પ્રમુખશ્રી શેઠ ચંદુલાલ મણિલાલ દેસાઈનું પ્રૌઢ વિચારો અને લાગણીના ઊછળતા પૂરથી ઊભરાતું મનનીય વ્યાખ્યાન ચાલ્યું. બન્ને પ્રમુખોના ભાષણો જ્ઞાતિજનોના અપૂર્વ આનંદ વચ્ચે પરિસમાપ્ત થયા પછી સબ્જેક્ટ કમિટી નિમાઈ અને રાત્રે તેત્રીસ સભ્યોની સબ્જેક્ટ કમિટી મળી. પરિષદના નિયમો, ઉદ્દેશો અને બંધારણ તથા ધારાધોરણો નક્કી થયા પછી આવશ્યક ઠરાવો ચર્ચાયા. મેં સૂચના કરી કે - આપણો પરિષદ બોલાવવાનો મૂળ હેતુ પીરાણા સતપંથનો નિષેધ અને આગેવાન ગઢેરાઓના અધર્મ તેમજ જુલ્મોનો તીવ્ર વિરોધ કરવાનો છે. એ મહાપાપો અને ત્રાસદાયક સ્વચ્છંદી સત્તાઓનો દોર આપણે જડમૂળથી નાબૂદ ન કરી શકીએ તો આ હજારો ભાઈઓનો પ્રયાસ તેમની અમૂલ્ય સમય, પૈસા અને બુદ્ધિનો આપણે અપવ્યય જ કર્યો કહેવાય, એ

પાપો અને જુલ્મોથી આપણે ડરતા રહીએ ત્યાં સુધી જ્ઞાતિનું કંઈપણ શાશ્વત કલ્યાણ આવી સેંકડો પરિષદો ભરવાથી થવાનું નથી. માટે સતપંથ અને આગેવાનોના અધર્મ અન્યાય વિરુદ્ધના ઠરાવો શરૂઆતમાં જ મુકાવા જોઈએ. તેમજ પ્રતિજ્ઞાપત્રક પર સહી કરનારને આ પરિષદમાં બોલવાનો અધિકાર રહેવો જોઈએ. જેથી સમય ફોકટ ન જાય. આ પરિષદનો હેતુ સર્વથા સફલ થાય, એ વિચાર સર્વાનુમતે નિશ્ચિત થયો. ત્યારપછી વિષયવાર ઠરાવોની યોજના કરી સબ્જેક્ટ કમિટી મોડી રાત્રે વિખેરાઈ - પાછળથી મારા જાણવામાં આવ્યું કે અમુક આગેવાન ભાઈઓએ એક બંગલામાં ભેગા થઈને એવું નક્કી કરેલ છે કે - 'એ બન્ને ઠરાવ સામે ગમે તેટલું જોર પકડે પણ આપણે દેહશુદ્ધિમાં જોડાવું નહીં' એવું નક્કી કરેલ. છેલ્લા બે દિવસમાં રસાકસીનો ખરો પ્રસંગ આવી ચડ્યો. પ્રસિદ્ધ વક્તાઓની વીરહાક વાગતી રહી. આ વખતની બેઠકમાં માત્ર શબ્દો વડે નહીં પણ પ્રત્યક્ષ કાર્યો વડે જ જવાબ આપે એવી મારી ઊંડી અભિલાષા અને મનોરથ હતા. બીજા દિવસની બેઠકમાં કરેલી યોજના મુજબ સતપંથ પીરાણા નિષેધ વિષે ઠરાવ વિદ્વાન વક્તાએ પોતાની આગવી વાણીમાં રજૂ કર્યો. બીજા વક્તાઓએ આ ઠરાવના અનુમોદનમાં અને યુક્તિ-પ્રયુક્તિથી જોરદાર ટેકો આપ્યો. આખો દિવસ એ જ વિષય ખૂબ ચર્ચાયો. છતાં પણ પરિણામ મારા ધાર્યા મુજબનું ન આવ્યું. જ્ઞાતિજનો ભાષણો રસથી સાંભળી રહ્યા હતા પણ તેના કાર્યથી જવાબ આપવાને કોઈ તૈયાર ન હતો. હું હતાશ થયો. એક પણ પ્રતિજ્ઞા લેનાર વીરનરની વીરહાક ન સંભળાઈ. આ રીતે બીજો દિવસ તો ભાષણોમાં જ પસાર થયો. રાત્રે મારા અંગત મિત્રોએ પણ મને આશ્વાસન આપ્યું. હજુ ત્રીજો દિવસ બાકી છે. ત્યાં સુધી આશા રહેલી છે. મેં પણ પ્રભુની ઇચ્છાને માન આપી મનને વાળ્યું. ત્રીજા દિવસે અન્યાયી આગેવાનોના જુલ્મનો વિરોધ દર્શાવનારો ઠરાવ રજૂ થયો. તેના ઉપર જોરદાર વ્યાખ્યાનો થયાં. તે સર્વાનુમતે પસાર થયો. પરંતુ હજુ પણ પ્રતિજ્ઞા લેવા માટે કોઈ આગળ આવ્યું નહોતું. જ્યાં સુધી પ્રતિજ્ઞાઓ ન લેવાય ત્યાં સુધી આ પરિષદનો મારી દૃષ્ટિએ કોઈ મતલબ નહોતો. પીરાણા સતપંથના નિષેધના ઠરાવ અને આગેવાનોના જુલ્મ નિષેધના ઠરાવ બાદ મૃત્યુભોજન નિષેધ, સ્ત્રી કેળવણી, ત્યારબાદ બાળલગ્નના હાનિકારક રિવાજ ઉપરના ઠરાવો થયા. તે બાબતનાં છટાદાર વ્યાખ્યાનો થયાં. બાળલગ્નના હાનિકારક રિવાજ ઉપર ડૉ. ખેડકરના ગ્રેજ્યુએટ પત્ની ગંગાબહેન ખેડકર પોતાનું રસમય વિવેચન કરી રહ્યા બાદ મારા સ્નેહી મિત્ર લોહાણા ગૃહસ્થ ભાઈશ્રી વસંતે (વસનજી દયાળજી ગણાત્રા) પોતાના હૃદયવેધક માર્મિક વ્યાખ્યાનોમાં વૈદિક લગ્નનું બંધારણ, તેના પવિત્ર નિયમો સમજાવી પીરાણા સતપંથમાં વટલેલા મુમનાની દશા ભોગવનારા ધર્મકર્મથી ભ્રષ્ટ થયેલા ભાઈઓ આગળ શુદ્ધ લગ્ન કે વિવાહ વિષે શું બોલવું ? તેમણે એવી સુંદર રસિક અને જોરદાર ભાષામાં રજૂ કર્યો. લગ્નોની પવિત્રતા જાળવવા માટે પીરાણા સતપંથનો બન્ને લોક બગાડનારો પંથ દૂર કરવાની દાખલા - દલીલો - દૃષ્ટાંતો સહિત દલીલો રજૂ કરનારી તેમની શબ્દો-શબ્દો હૃદયમાં જ્વાલા જગાડનારી વીરવાણી સભાજનોના ચેતનને એવા વિશુદ્ધ વાતાવરણમાં ખેંચી ગઈ કે જ્ઞાતિજનો ભાવભર્યા હૃદય સાથે આખરે ઊથલી પડ્યાં. એ જ વખતે ચાલતા ભાષણની વચ્ચે ભાઈ વાલજી વસ્તા વિથોણવાળાએ આંસુભીની આંખે સભામંડપમાં તરત ઊભા થઈને પાઘડી ઉતારી પ્રતિજ્ઞા કરી કે 'દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત લઈ મારી જાતને પાવન કરી વેદધર્મનો અંગીકાર કર્યા પછી જ હું મારે માથે આ પાઘડી પહેરીશ.' એ શુદ્ધ હૃદયની મર્મભેદી પ્રતિજ્ઞાના સાદા પવિત્ર શબ્દોએ જ્ઞાતિભાઈઓમાં અનેરો ઉત્સાહ ઊભો કર્યો. પ્રિયભાઈશ્રી વસંત અને પૂજ્ય પંડિત કર્તાતિકેએ જ વખતે પ્રતિજ્ઞા કરી જણાવ્યું કે 'એ પાપી પંથ છોડતાં તમને જો મુશ્કેલીઓ નડશે અને અમારી સેવાની કંઈ તમને જરૂર જણાશે તો સ્વધર્મની રક્ષા માટે તમારી સેવામાં તન-મન-ધનથી અમે અમારી જાતને ખપાવી દેવાને સર્વદા તૈયાર રહેશું' અને એમાં જ અમારા જીવનની અમે સફળતા સમજીએ છીએ. ખરા ક્ષત્રિય તો ધર્મના રક્ષણમાં પ્રાણના ભોગે પણ કદી ડગતા નથી કે પાછા હઠતા નથી. વહાલાઓ, તમે ક્ષત્રિયો પણ આ વખતે નિરતાથી પ્રતિજ્ઞાઓ સ્વીકારો ને તમારું પાણી રાખો. ભય, શંકા અને સંકોચ છોડી દો. સારાં અને મહાન કાર્યો આ જગતમાં દૃઢતા અને હિંમતથી જ થયાં છે. આટલા બધાઓના સંપ આગળ પેલા પોકળ-પીરાણાની શી વિસાત છે ? જાગો ઊઠો અને તમારી ઉન્નતિની આડે કાળા દિવસોની પેઠે ઊભેલા એ પીરાણાના પાપને નાબૂદ કરો. પરમાત્મા તમારા પવિત્ર પક્ષમાં જ છે, જરૂર તમારો વિજય થશે. આગળથી ધારી રાખેલો સમય આવી પહોંચ્યો, લાંબા સમયની આશાઓ સફળ થવા લાગી. મારા વીરબંધુઓ રડતી આંખે એક પછી એક ઊભા થઈને પાવન થવાની પ્રતિજ્ઞાઓ લેવા માંડ્યા, તેમનાં ભોળા હૃદયમાંથી જમાનો થયાં ગૂંથાઈ ગયેલી વિધર્મી પીરાણાની ગાંઠો તડોતડ તૂટી જવા લાગી. પૂર્વજોની પ્રતિજ્ઞાઓ એકાએક જાગી ઊઠી. પ્રતાપી રામચન્દ્રના પવિત્ર વંશજોએ વીરોનાં પરાક્રમોને યાદ કરીને ભય, સંકોચને વીરાથી તિલાંજલિ આપવા લાગ્યા અને પવિત્ર વિચારોના પ્રવાહમાં પીરાણાનું પાપ એ વખતે વિનાશની રેલમાં જ તણાઈ જવા લાગ્યું. રતનશી શિવજી નાકરાણી તે પાટીદાર ઉદયના

વિદ્વાન તંત્રીએ પણ એ જ વખતે પોતાના નિખાલસ હૃદયનો એ સભામાં ઉત્તમ પરિચય આપ્યો. તેમણે તો સહકુટુંબ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તની નીડરતાથી પ્રતિજ્ઞા સ્વીકારી લીધી અને શુદ્ધ અંતઃકરણથી એ જ વખતે જણાવેલ કે 'ઘણા ભાઈઓને હું આજસુધી રોકી રહ્યો છું, તેઓ સર્વને હું આજે સપ્રેમ વિનંતી કરું છું કે - તેમણે પણ પ્રતિજ્ઞાઓ લઈને એ પાપીપંથનો આજથી સર્વદા ત્યાગ કરવો. તેમને રોકવાના પાપનો ભાર મારા પોતાને જ શિર છે. તેની ક્ષમા માગું છું.' એમ જણાવી એમને ઉદાર દિલથી જાહેરમાં માફી માંગી. તે વખતે હાજર આગેવાન ભાઈઓ એક પછી એક પ્રતિજ્ઞા લેતા ગયા. પરિષદનું સંમેલન માત્ર પોકળ શબ્દો વડે નહીં પરંતુ પ્રત્યક્ષ દિવ્યકાર્ય વડે ઊજવી બતાવ્યું. આવી રીતે પરિષદના પવિત્ર હેતુને સફળ કરી સાથે સાથે મારી જિંદગીની સ્નેહની સેવાને પણ સફળતાના માર્ગે આગળ વધારીને એ પવિત્ર હૃદયના ભોળા પણ ભલા ભાઈઓએ મારા પર અનંત ઉપકારો કર્યા છે. જેનો બદલો મારા એ રંક જીવમાં વાળી શકીશ કે કેમ ? તેની મને શંકા છે પણ પરમાત્મા જરૂર તેનો બદલો આપશે. બધા ભાઈઓનો ઉપકાર માની ત્રીજી પરિષદના પ્રેમમૂર્તિ પ્રમુખ ભાઈશ્રી ચંદુલાલ દેસાઈનો તેમજ ભાઈશ્રી મગનલાલનો ઉપકાર. એ બન્ને ભાઈઓએ અથાક પરિશ્રમ ખેડીને મોટા ભોગો આપીને મારા સેવાકાર્યને ઘણું સરળ કરી આપેલ. બીજા એવા લેઉવા પાટીદાર જ્ઞાતિના ધર્મવીર દાનેશ્વરી ભાઈશ્રી તુલસીદાસ વલ્લભદાસ ધર્મજવાળા એક તટસ્થ અને નિઃસ્પૃહી સંબંધી હોવા છતાં તેમણે બહુ જ મોટી આર્થિક મદદ કરી આપણાં સત્કાર્યને સફળ કરવામાં જે મૂંગી સહાય કરી એમનો હું જિંદગીભર ઋણી રહીશ. જાહેર વર્તમાનપત્રોએ આ કાર્યની મુક્તકંઠે પ્રશંસા કરી. ત્રીજી પરિષદનું કાર્ય પૂર્ણ થયા પછી નિયમાનુસાર પ્રતિજ્ઞા કરનારા ભાઈઓએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તથી પાવન થઈ પોતાનાં પવિત્ર વચનો સપ્રેમ પાળી બતાવ્યાં. એ ઉપરાંત દેશદેશાંતરમાં પરિષદના કાર્યક્રમની જેમ-જેમ જાણ થતી ગઈ તેમ તેમ કચ્છ - કરાચી, સિંધ, મુંબઈ વગેરે ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ધંધાર્થે વસતાં આપણાં જ્ઞાતિ ભાઈ-બહેનો પીરાણા સતપંથ છોડીને વેદધર્મના પતિત પાવનપંથે વળવા લાગ્યાં.

દરેક પરિષદોના સવિસ્તાર અહેવાલ, ઠરાવો, તેના ઉપર થયેલ મનનીય ભાષણો વગેરે અક્ષરે અક્ષર પ્રિન્ટિંગપ્રેસમાં એ વખતના સુધારકભાઈઓએ છપાવેલા. તે વખતે પ્રચાર માટે છપાવેલ જાહેર પત્રિકાઓની વિગતો પણ છપાયેલ છે. પૂ. નારાયણજી બાપાના જ્ઞાતિસુધારણા માટે કરેલા પત્રવ્યવહારો જેવા કે એ વખતના લક્ષ્મણકાકા અને રામજીકાકા ઉપર થયેલ પત્રવ્યવહાર ઘણી બધી વિગતો 'કર્તવ્યના પંથે' પુસ્તકમાં છપાયેલ છે. તે વખતે જ્ઞાતિમાં થયેલ મોટી ઊથલપાથલમાં થયેલ કેસો - સમાધાનોની નોંધો પણ એ પુસ્તકમાં છે. તેમજ ઐતિહાસિક નોંધો વિષેની માહિતી પૂ. નારાયણ બાપાએ 'પ્રસ્તાવિક નિબંધ'ના નામે છપાવેલ. અત્યારે ઘણી સુવિધાઓ હોવા છતાં આટલી નોંધો આપણે સામાજિક કાર્યો કર્યા બાદ છપાવી શકતા નથી જે તે વખતે ટાંચાં સાધનો હોવા છતાં બધું છપાયેલ છે જે આ ઇતિહાસ બુકમાં અન્યત્ર છપાયેલ છે. પરંતુ તે લખાણ પણ ટૂંકમાં જ છે. જેમને ખાસ રસ હોય તેમને તો એ વખતના સાહિત્ય વાંચે તો જ પૂરેપૂરો ખ્યાલ આવી શકે કે પૂ. નારાયણ બાપાની ચળવળ વખતે તે વખતના સુધારકભાઈઓએ કેટલું બધું વ્યવસ્થિત જ્ઞાતિસુધારણા માટે કાર્ય કર્યું હતું.

પરિષદોનાં આયોજન કરવાની સાથે સાથે પૂ. નારાયણ બાપાને એવું ચોખ્ખું જણાયું કે સતપંથ પીરાણાને જડમૂળથી ઉખેડી નાખવા માટે ખાસ ઐતિહાસિક પ્રમાણોવાળા મહાન બ્રહ્માસ્ત્રની ખરેખર જરૂર છે તે વખતે એમના જ શબ્દોમાં 'જનતા એ પંથના છૂપા ભેદો અને પાપપ્રપંચો જાણવાને આતુર બની રહી છે. સત્યના સૈનિકોને પોતાના ચળવળી રહેલા હાથમાં એવું તીવ્ર હથિયાર જોઈએ છીએ કે જેનો પીરાણાનો પૃષ્ઠ પોષકો કંઈ જવાબ જ ન આપી શકે તેમજ એ પંથની અંધશ્રદ્ધાને ઇતરડીની પેઠે ચોટી બેઠેલા ભોળા લોકોની આંખોમાં પણ સત્યનાં તેજ આંજવાની હવે જ્યારે ખાસ જરૂર છે ત્યારે એ બધા અર્થો એકસાથે સારે એવો 'પીરાણા પોકળ પ્રકાશ'નો બ્રહ્માંડ ભેદી ગોળો તૈયાર કરવામાં મેં મારું સઘળું બળ ખપાવી દીધું છે અને પૈસા, બુદ્ધિ, પરિશ્રમ, ખંત અને અડગ હિંમત જેટલું જે કંઈ થઈ શકે તેટલું બધું કરી સંગ્રહીને હજારો ગ્રંથોનું તત્ત્વ માત્ર એક જ 'પીરાણા 'સતપંથ'ની પોલ' નામના ગ્રંથ રૂપે સર્વ કોઈની સેવામાં સાદર હાજર કરી મારી પવિત્ર અડગ ફરજમાંથી મુક્ત થાઉં છું. અને સૈકાઓથી ધૂળ-માટી નીચે દટાયેલા પીરાણા સતપંથના પોપડા ઉખેડી, ચુસ્ત સતપંથીઓ, મુખીઓ કે તેમના ખાનાઓના અંધારા ખૂણામાં છુપાયેલા હજારો ગ્રંથોને ચૂંથી એ પંથના પ્રવર્તકો એ સત્ય ઇતિહાસ કે વૃત્તાન્તોને નામે ચીતરેલા હજારો કલ્પિત ચમત્કારો તેમજ પરચાવાળા પીરો અને સ્થાપકોનાં બનાવટી જીવન ચિત્રોમાંથી હંસની પેઠે સત્યને તારવી મુદ્દાસર સચોટ પ્રમાણોનાં સાચાં મોતીઓ શોધી એ ગુપ્ત વ્યાપી પીરાણા સતપંથનો ખરેખરો વૃત્તાન્ત ઇતિહાસ કે તેના પ્રપંચ અને છલનીતિઓનો પૂરેપૂરો પ્રકાશ આજસુધી કોઈપણ વ્યક્તિ કે સંસ્થા તરફથી બહાર આવેલો નથી અને એ પૂર્ણ સ્વરૂપમાં બહાર લાવવાની ખાસ જરૂરત હતી. મારી પાસે એ સત્યો જાણવાની અનેક દિશાઓથી વારંવાર માંગણીઓ થયા કરતી હતી એ માટે આ વિષયનું મારી જાણપિછાણનું સઘળું સાહિત્ય

નિખાલસ દિલથી જનતાના ચરણે હાજર કરવા માટે બીજા યોગ્ય ન્યાય આપનારા ઉત્સાહી સમર્થ સાથીઓના અભાવે આ કામ મારા નબળે - સબળે હાથે મેં જ માથે ઉઠાવવાની ધૃષ્ટતા કરી છે. અત્રે સ્વામીજી તુલસીદાસજીનો મારે અહીં ખાસ આભાર માનવાનો છે કે તેમણે મને પ્રોત્સાહિત કરી આ વિપરીત દેશકાળમાં પણ નિઃસંકોચે ગ્રંથ પ્રકાશનનું (પીરાણા સતપંથની પોલ) સત્કાર્ય ઉતાવળથી કરી લેવાની પ્રેમાગ્રહ ભરેલી ભલામણ કરીને મારા પ્રયાસને વખાણી મારા મનને બળવાન બનાવી દેવાની કૃપા કરી છે. એ મહાત્માનું જો મને પ્રોત્સાહન ન મળ્યું હોત તો 'પીરાણા સતપંથીની પોલ' નામક ગ્રંથના પ્રકાશનકાર્યમાં હજી પણ વધારે વખત નીકળી જાત.'

'પીરાણા સતપંથની પોલ' આ ગ્રંથ ૫૫૨ (પાંચસો બાવન) પેજનો છે. સતપંથ પીરાણાના સાહિત્યમાં કેટકેટલાં ગપ્પાં માર્યાં છે ? કેટલા ચમત્કારો લખ્યાં છે ? તે તો ગ્રંથ વાંચવાથી જ જાણી શકાય તેમ છે. આ બધું સાહિત્ય એકઠું કરવામાં અને ખુલ્લેઆમ તેની પોલ ખૂલવામાં પૂજ્ય નારાયણ બાપાએ કેટલી મહેનત, ખર્ચ અને જે એકલા હાથે કેટલી હિંમત કરી છે તેનો સાચો અહેસાસ તે પુસ્તક વાંચવા બાદ જ થઈ શકે તેમ છે.

આ પુસ્તકનું પ્રકાશન અટકાવવા માટે સતપંથ પીરાણાના સૈયદો, કાકાઓ અને આગેવાન ગઢેરાઓએ ઘણા બધા ધમપછાડા સાથે પ્રયત્નો કર્યા. છેલ્લે અમદાવાદના કલેક્ટર સાહેબ પાસે રૂબરૂ જઈ દબાણપૂર્વકની રજૂઆત કરવા છતાં પણ એમને સફળતા ન મળવા બાદ જ 'પીરાણા સતપંથની પોલ' નામનો ગ્રંથ પ્રકાશિત થઈ વિતરણમાં મૂકી શકાયો. આ ઐતિહાસિક ગ્રંથ હિન્દુ ધર્મના અનુયાયી માટે ઘણા અગત્યના પુરાવા રૂપે છે. આપણી જ્ઞાતિના દરેક વ્યક્તિએ ખાસ વાંચી જવા જેવો છે. જેથી દરેકને ખ્યાલ આવે કે - આપણી જ્ઞાતિ કેવા પંથમાં ફસાઈ ગયેલી હતી. અત્રે એનો આછો ખ્યાલ આપવા માટે બે પ્રસંગો જણાવવા જરૂરી હોવાથી લખેલ છે. એક સમયે - પીરાણામાં કાકાઓ તથા સૈયદોની હક્ક સંબંધીની તકરારે પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું. તેનો કેસ કોર્ટમાં થયેલ હોઈ અને તેમાં સૈયદોના હક્ક સંબંધીમાં ઘણા જ અટપટા સવાલો ઊભા થયા હતા તેનો લવાદ મારફતે તપાસ માટે અમદાવાદ કોર્ટના કમિશ્નર કચ્છ નખત્રાણા કોર્ટમાં આવેલ એ સમયે પીરાણા સતપંથ ધર્મના સ્તંભરૂપ ખાનાના મુખીઓ અને આગેવાનોની સાક્ષીઓ લેવાઈ. તેમાં ઘણું જ જાણવાજોગ સાહિત્ય મળ્યું. તેના ઐતિહાસિક દાખલાઓ અને પુરાવાઓની ખાસ નોંધ કરવા યોગ્ય કેટલીક બીજી માહિતી એક 'પ્રસ્તાવિક નિબંધ' નામની પુસ્તિકા રૂપે છપાઈને પૂજ્ય નારાયણજી રામજીના નામે પ્રસિદ્ધ થઈ છે તે જાણવા જેવી હકીકત પૂરી પાડે છે. તે સિવાય ખાસ મહત્ત્વની બાબત તો પીરાણા સતપંથ ધર્મ એ મુસલમાની ધર્મ છે; તેને જો હિન્દુ ધર્મ છે એમ તે વખતના મુજાવરકાકા લક્ષ્મણ કરમશી પુરવાર કરી આપે તો રૂા. ૧૦,૦૦૦/- અંકે રૂપિયા દસ હજાર રોકડા આપવાની નીચે પ્રમાણે ખુલ્લી ચેલેન્જ પૂ. નારાયણ રામજીએ કરેલી.

લક્ષ્મણકાકાને ચેલેન્જ -

લક્ષ્મણકાકાને હું નીચે પ્રમાણે ચેલેન્જ કરું છું

(૧) તમે જન્મ વખતે કદાચ કડવા પાટીદાર હશો પણ હવે કણબી કે પાટીદારની જ્ઞાતિમાંથી વટલીને ઊતરી ગયેલા છો મુમના સિવાયના કચ્છ કે ગુજરાતના કણબીઓ તમને કોઈ દિવસ સાથે બેસાડી જમાડે જ નહીં. એટલે તમારા કહેવા પ્રમાણે તમે કડવા, લેવાકણબી હવે રહ્યા નથી.

(૨) પીરાણા સતપંથ ધર્મ એ હિન્દુ ધર્મ નથી. હિન્દુ ધર્મની અનેક શાખાઓ છે તેના ધર્મગુરુઓ પણ છે અને તે કોઈ ઈમામશાહે ચલાવેલા તમારા પંથને હિન્દુધર્મ તરીકે સ્વીકારતા નથી.

(૩) જે કણબીઓને તમારા ઈમામી મિશનની પૂરેપૂરી માહિતી નથી તેમને તમે પીરાણા સતપંથ એ હિન્દુ ધર્મ છે. એમ ખોટી રીતે મનાવો છો અને કચ્છના અમારા જ્ઞાતિ ભાઈઓના પૈસાનો એ મુમના પંથમાં ઉપયોગ કરો છો તે ઘણી વખત તમારે કાકાપણું ટકાવી રાખવા અને કચ્છના કણબીઓને મુમના બનાવવા અને મુસલમાની રાહ ઉપર લઈ જવા અત્યાર સુધી વાપરતા આવ્યા છો.

(૪) ઉપર જણાવેલ ત્રણે આક્ષેપો તદ્દન જૂઠા છે એવું તમો કોર્ટ મારફતે અથવા સનાતન હિન્દુના ધર્મના આચાર્યો મારફતે એટલે હિન્દુધર્મની શાસ્ત્રની રાહે સાબિત કરી આપો તો હું રૂા. ૧૦,૦૦૦ (અંકે રૂપિયા દસ હજાર) આપવાને તૈયાર છું અને એ વાત તમે જો ન સાબિત કરી શકો તો રૂા. ૧૦,૦૦૦ (દશ હજાર) તમારે મને આપવા માટેની જવાબદારી માથે સ્વીકારવી જોઈએ. નહિ તો હવે પછી ઉપર જણાવેલા આક્ષેપો તમને કબૂલ છે એમ અમારા સુધારકો અને અમારું મંડળ માનતું આવ્યું છે, તે વાત તમને જાહેર રીતે માન્ય છે. એમ દરેક જણને માનવાનું ચોક્કસ થઈ જશે. આ ચેલેન્જનો જવાબ આ નિબંધ તમને પહોંચ્યા પછી એક મહિના સુધીમાં આપવાની તમને છૂટ છે.

છેવટ સુધી ચેલેન્જનો ખરાખોટાપણાનો કોઈ પણ જવાબ કાકાઓ અથવા પીરાણાના સ્થાનેથી હરિવંશના સૈયદો આપવાને બહાર પડ્યા નહોતા. સાચું હોય તો જવાબ આપવાની હિમ્મત કરે ને ?

પ્રસંગ બીજો -

એક વખત જાહેર પેપરોમાં સૈયદોએ જનતાને ખુલ્લી રીતે જણાવેલું કે - 'સદરહુ પીરાણા સતપંથ ખાસ દીને મહંમદી ધર્મ છે' (ગુજરાતી પંચ પાનું ૨૪મું તા. ૨૪-૬-૧૯૨૩) શ્રી પીરાણાના સ્થાપક પીર ઈમામશા સુત નૂર અલી મહંમદશા કુફરેશીકનનો ધર્મ સતપંથ પાળનાર તમામને ચેતવણી.

'સદરહુ પીરાણાનો ઓળખાતો ધર્મ નામે સતપંથ ખાસ દીને મહંમદી (મુસલમાની) છે ને તે ધર્મ પાળનારો મુમનભાઈ કહેવાય છે. તેને જો કોઈ સદરહુ ધર્મ પાળનારમાંથી હિન્દુ ધર્મ છે તેમ સાબિત કરી આપશો તો અમો તે કહેશે તે ધર્મ કરવા ખુશી છીએ માટે સદરહુ જગ્યાના મુજાવર કાકા તથા કોઈ પણ ધર્મી કહે તે વાત ગલત છે. એ જ. ૨૧-૬-૧૯૨૩'

લિ. સદરહુ પીરની ઓલાદના સાદાતોની પંચ પીરાણા.

દઃ - સૈયદ પૂંજામિયાં હુસેનમિયાં

આ તો પૂજ્ય નારાયણજી બાપાના અથાગ પ્રયત્નો અને પીરાણા સતપંથનો ચેલેન્જથી અડગ સામનો કર્યો એના હિસાબે આપણી જ્ઞાતિ સંપૂર્ણ મુસલમાન બનતાં બનતાં અટકી ગઈ તે કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. તે સિવાય પૂજ્ય નારાયણજી બાપાએ કૂર્મી ક્ષત્રિયનો ઇતિહાસ - ગુજરાતના પાટીદારોનો ઇતિહાસ અને ખાસ કરીને કચ્છ કડવા પાટીદારોના ઇતિહાસ માટે ઘણી બધી મહેનત કરીને પાણી જેમ પૈસા વેરીને મેળવેલ. સાથે સાથે ઘણી બધી રઝળપાટ કરી વહીવંચાને શોધીને તેમણે પણ પૈસાની લાલચ આપીને તેમની પાસેથી આપણો ઇતિહાસ ગોત્ર વગેરેની માહિતી મેળવેલી.

આ બધી માહિતીઓ મેળવેલ તે મુજબ આપણી જ્ઞાતિના વડીલોએ સંવત ૧૫૯૨ના કારતક સુદ ૨ ને શુક્રવારના રોજ બાવા ઈમામશાહની રૂબરૂમાં સતપંથ ધર્મનો સ્વીકાર કરેલ એથી અગાઉ આપણી જ્ઞાતિ કૂર્મી ક્ષત્રિય હતી અને સંપૂર્ણ હિન્દુધર્મને માનનારી હતી. ઈમામશાહના અર્ધમુસ્લિમ સતપંથનો સ્વીકાર કરવા છતાં આપણે અગ્નિ સંસ્કાર કરતા હતા. લગ્નો બ્રાહ્મણોથી યજ્ઞ-હવનથી ચોરીફેરા ફરીને કરાવતા હતા. બારોટ પાસે વહીવંચો લખાવતા હતા. મુસલમાન ગુરુ કર્યા હોવા છતાં સઘળા પ્રકારની રીતભાત હિન્દુની જ હતી. તેઓ માત્ર વાર્ષિક ભેટ પીરાણે મોકલતા હતા. સિવાય મુસલમાનનું એક પણ વર્તન તેમાં ન હતું. આ પ્રમાણે લગભગ અઢીસો વર્ષ સુધી ચાલ્યું. પરંતુ વિ.સં. ૧૮૩૨માં પીરાણાનો ધર્મગુરુ પ્રાગજી કાકો સૈયદ વલીમિયાં સાથે કચ્છમાં આવ્યો જે મહાકાબેલ હતો. તેમને હિન્દુથી અળગા કરી શુદ્ધ પીરના અનુયાયી બનાવવા ખટપટ કરી, વહીવંચા તથા ગોર સાથે તકરાર પડાવી તેનો મર્મ ન સમજતાં બિચારા ભોળા અંધશ્રદ્ધાળુ આપણા કણબીભાઈઓએ પ્રાગજી કાકાની સલાહ પ્રમાણે નખત્રાણા ગામે ખાનામાં મળી ગોર તથા વહીવંચાને સદાને માટે તજી દેવાનો ઠરાવ કર્યો જે નીચે મુજબ છે.

## ઠરાવ

વિ.સં. ૧૮૩૨ના પોષ વદ-૧૩ને દિને ગામ નખત્રાણા મધ્યે જ્ઞાતિપંચ ભેગા થઈ બારોટ ગૌરીશંકર શામદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે. આજ દિવસ પછીથી બારોટ પાસે વહીવંચો લખાવવો નહીં તેમ બારોટને કાંઈ પણ આપવું નહીં. તેમજ ગોર દયાશંકર ભગવાનજીના વંશજ તેમજ કોઈ પણ બ્રાહ્મણ પાસે ચોરી-લગ્ન પ્રસંગે કાંઈ પણ કર્મ કરાવવું નહીં. જે કોઈ ભાટ તથા બ્રાહ્મણને મળશે તે નાતનો ગુનેગાર છે. બાવા ઈમામશાહના ધર્મને માનનારા આપણા કણબી ભાઈઓ જેણે વિ.સં. ૧૫૯૨ના કારતક સુદ-૨ને શુક્રવારે બાવાનો ધર્મ અંગીકાર કરેલ છે. તે ભાઈઓએ આજ દિવસ સુધી વહીવંચો લખાવ્યો છે અને બ્રાહ્મણો પાસે સૂતક કર્મ, મરણક્રિયા તથા લગ્નની ક્રિયા કરાવી છે પણ હવેથી આપણા ગુરુ ઈમામશાના ધર્મનો ખરો રસ્તો બાવા ઈમામશાના વંશના સહીદો તથા હાલે જે પીરાણાની ગાદી ઉપર ટિલાયત કાકા પ્રાગજીના હુકમથી અને ધર્મને સમજીને બ્રાહ્મણ તથા ભાટને નહીં માનવા નીચે મુજબના ગામના પટેલિયાઓના પંચ ભેગો થઈ ઠરાવ કર્યો છે. તે આપણી આખી નાતને કબૂલ મંજૂર છે. આ ઠરાવમાં પંદર ગામના એક એક એ રીતે પંદર વડીલ પટેલોએ પંચ તરીકે સહીઓ કરેલ છે. જે સ્થળ-સંકોચના કારણે અહીં લખેલ નથી. આ ઠરાવ વાંચી હાજર સર્વે જ્ઞાતિજનો પાસે કાકા પ્રાગજી તથા બાવા ઈમામશાના વંશજના સૈયદ વલીમિયાંની રૂબરૂ પ્રતિજ્ઞા લેવડાવી કે આ ઠરાવ આખી નાતને વંશ-પરંપરા કબૂલ મંજૂર છે. આજ દિવસ પછી ગોર તથા ભાટને માનશે તો નાતનો ગુનેગાર ઠરશે, બાવા ઈમામશાના ધર્મથી નાત બહાર ઠરશે અને નાત બહાર રહેવું પડશે તે ગામથી નખત્રાણાના ખાનામાં બાવાના પાટ આગળ ધૂપ કરીને આખી નાત મળીને લખત કીધું છે. આ પ્રમાણે ઠરાવ કરી પ્રતિજ્ઞાઓ લેવડાવી આપણી જ્ઞાતિને વ્યવસ્થિત રીતે ધીરે ધીરે મુસલમાન બનાવવાની આ એક ચાલ હતી તે આપણા ભોળા અજ્ઞાન જ્ઞાતિભાઈઓ સમજી ન શકયા.

વિ.સં. ૧૮૩૨ના ઉપરોક્ત ઠરાવ થયો તે વખતે નેત્રાના કેશરા મુખી તેમના સોબતી અમુક જણાને આ વાતનું કંઈક ભાન થયું. પ્રાગજીકાકાએ ઠરાવેલા ઠરાવ પ્રમાણે વર્તવાથી ભવિષ્યમાં જ્ઞાતિની ગંભીર સ્થિતિ ઊભી થશે, ચોરી અને ચેહ જેવા હિન્દુપણાના મુખ્ય સંસ્કારો બંધ થાય. બ્રાહ્મણોનું ગોરપણું જાય અને ચેહ જેવા હિન્દુપણાના મુખ્ય સંસ્કારો બંધ થાય. બ્રાહ્મણોનું ગોરપણું જાય અને તેના બદલામાં સૈયદોને ગુરુ કરાય

તો જ્ઞાતિને ભવિષ્યમાં મુસલમાન જ થવું પડે. એ વિચારોથી એમને ઉપરોક્ત ઠરાવનો વિરોધ કરી તે વખતેથી પીરાણા સતપંથ ધર્મનો ત્યાગ કરી સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયી બન્યા. જેથી સતપંથના સૈયદો અને ગઢેરાઓની આ ભાઈઓ ઉપર ઘણા અત્યાચાર અને ત્રાસો આપવામાં કાંઈપણ બાકી રાખ્યું નહીં. એ ભાઈઓએ અત્યાચારો અને ત્રાસો શાંતિથી સહન કર્યા. પોતાના ધ્યેયને વળગી રહ્યા. ધીરે ધીરે એમનાં થોડાં સગાંસંબંધીઓ પણ સાથે જોડાયાં. પરંતુ આખી જ્ઞાતિને સતપંથથી છોડાવવા માટે સતપંથના સૈયદો અને ગઢેરા સામે પડકારરૂપ કાર્ય ન કરી શક્યા. આ બનાવ પછી સૈયદો અને ગઢેરાઓએ પાકો બંદોબસ્ત કર્યો કે હવે બીજા ભાઈઓ પોતાનાથી છટકી ન શકે અને સખ્ત પ્રતિબંધોનું એ પરિણામ આવ્યું કે ગુજરાતથી આવેલ આપણા જ્ઞાતિજનો કડવા પાટીદાર નામને બદલે મુમના પટેલ તરીકે ઓળખાવવા લાગ્યા. પછી તો જ્ઞાતિમાં પટેલભાઈ કે ગઢેરાપણું કરનારાઓનો શબ્દ એ જ કાયદો, તેમનો હુકમ એ જ ન્યાય. એમના સામે કોઈ જરા સરખી દલીલ કરે એ ગુનેગારને સજા કરવાની સાથે તેમના આખા કુટુમ્બ તેમજ સગાંસંબંધીને પણ સાથે સજા થાય. એવી રીતે પીરાણા સતપંથ ધર્મને ટકાવી રાખવા અજ્ઞાન અંધશ્રદ્ધાળુ ભાઈઓને ધર્મના નામે ધૂતી ખાવા ખાનાના મુખી અને સ્વાર્થી ગઢેરાઓએ કોઈ કસર છોડી ન હતી. કચ્છ બહાર વસતા જ્ઞાતિભાઈ જ્યારે કચ્છમાં પોતાના ગામે આવે ત્યારે સતપંથના ખાનામાં જઈ મુખી પાસે દુવા પડી છાંટ નખાવવા જવું પડે જે દુવાના શબ્દો આ મુજબ છે - "ફરમાનજી બિસ્સમિલ્લાહ હર રહેમાન નર રહિમ સતગોર પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઇમામશા આદ વિશ્વવ નિરંજન નર અલી મહમદશા નબીનૂર તમારી દુવા." આ પ્રમાણે દોવા પડી પરદેશથી આવેલ ભાઈને છાંટ નાખી નૂરની અથવા અમીની ગોળીને ખાનાના મુખી એક વાટકીમાં પાણી નાખી પોતાની પાસે પલાળી રાખેલ હોય. મુખી કહે "હે જંદા" અને જવાબમાં છાંટ નખાવવા આવેલ ભાઈ કહે "પીરશાહ" એટલું કહી પલાળેલી ગોળી પી જવાની એટલે છાંટ નંખાઈ ગઈ. આ રીતે છાંટ નખાઈ ગયા બાદ જ એ ભાઈને પોતાની સ્ત્રીને કુટુમ્બ પરિવાર આ દિને મળવાની છૂટ મળતી આવું આવું તો ઘણું બધું કરવું પડતું એની બધી માહિતી "પીરાણા સતપંથની પોલ" અને 'કર્તવ્યપંથે' વાંચી જવાથી મળી શકશે.

આવી એ વખતની કપરી પરિસ્થિતિમાં અને આખી જ્ઞાતિ ઉપર લોખંડી પકડ જમાવનાર સામે પીરાણાના સૈયદો અને સ્વાર્થી ગઢેરાની ચુંગાલમાંથી આખી જ્ઞાતિને છોડાવવા માટે પૂ. નારાયણજી બાપાએ એમની સામે ખુલ્લો પડકાર કરી જે જ્ઞાતિ સુધારાની શરૂઆત એકલાએ કરી એ તે પરિસ્થિતિની આપણે કલ્પના પણ કરી શકીએ તેમ નથી જે વખતે તેમણે કેટલાં કષ્ટો સહન કર્યાં હશે ? પોતાની સંપૂર્ણ જિંદગી જ્ઞાતિ હિતમાં ખર્ચી નાંખી. આપણી જ્ઞાતિની સુધારણાનુંકાર્ય કરવાની સાથે સાથે ગુજરાતના કડવા પાટીદારોની પરિષદોની દરેક બેઠકમાં હાજરી આપી આગેવાની ભર્યો ભાગ લીધેલ - કાઠિયાવાડ-ગુજરાતની સમગ્ર જ્ઞાતિને પોતાની શક્તિ અને જ્ઞાતિપ્રેમનો પરિચય કરાવ્યો. ગુજરાતની પરિષદોની સાથે સાથે નિમાળ માળવામાં પેટા વિભાગ પરિષદમાં કુવા ગામે ઈ.સ. ૧૯૧૭માં પોતે પ્રમુખ થયા હતા. આ રીતે કાઠિયાવાડ-ગુજરાત નિમાળ માળવામાં ખૂબ જ પ્રસિદ્ધ થયા અને કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ગુજરાત વગેરેના કડવા પાટીદાર આગેવાનોને રસ લેતા કર્યા અને એમનો જ્ઞાતિ સુધારણાના કાર્યમાં ઘણો બધો સહયોગ પ્રાપ્ત કર્યો.

આપણી જ્ઞાતિ સુધારણા માટે આટઆટલી જહેમત ઉઠાવી જે કાર્ય પૂ. નારાયણજી બાપાએ કરેલું પરંતુ પોતાની જિંદગીના પાછલા દિવસોમાં પોતાના જ એક સમયના સાથીદારો દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તના નક્કી કરેલ નિયમો બાબતે બાંધછોડ કરી જ્ઞાતિ સુધારણાનું કાર્ય કરવા માંગતા હતા - જ્યારે પૂ. નારાયણજી બાપા અને તેના સહયોગી ભાઈઓ નક્કી કરેલા નિયમોમાં બાંધછોડ કરવા માંગતા ન હતા. જેથી શુદ્ધિવાળા ભાઈઓ અને મંદિરવાળા ભાઈઓ આ રીતે સુધારક ભાઈઓ બે ભાગમાં વહેંચાઈ ગયા. મંદિરવાળા ભાઈઓની આગેવાનીમાં પ્રથમ પરિષદ (કરાંચી-૧૯૨૦)ના પ્રમુખ હતા તે ભીરુ હૃદયના ભાઈશ્રી રાજારામ શામજી ધોળુ અને રતનશી ખીમજી ખેતાણી વીરાણીવાળા કે જેઓએ એક સમય પૂ. નારાયણજી રામજીના જમણા હાથ સમાન ગણાતા હતા. પૂજ્ય નારાયણજી બાપા દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવીને સતપંથ પીરાણા સાથે બધા સંબંધો કાપી નાખી સંપૂર્ણ સનાતન વૈદિક ધર્મનો અંગીકાર કરવાના પક્ષમાં હતા અને એ મુજબ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તનું કાર્ય જોશથી થઈ રહ્યું હતું. જોકે એથી જ્ઞાતિમાં બહુ જ મોટી ઊથલપાથલ થઈ રહી હતી. પરંતુ પૂ. નારાયણજી બાપાનું માનવું હતું કે આ રીતે સતપંથ પીરાણામાંથી આપણી આખી જ્ઞાતિ ધીરે ધીરે સતપંથ પીરાણાને છોડી એક સમયે સંપૂર્ણપણે સતપંથ પીરાણાથી મુક્ત થઈ જશે. આ સિવાય બીજો કોઈ ઉપાય નથી.

જ્યારે પૂ. નારાયણજી બાપાના વિચારોથી અલગ પડીને ઉપર લખેલ બે વડીલો અને એમના સહયોગીઓએ વિચારેલ કે અત્યારે મહાત્મા ગાંધી જેવા પણ હરિજનભાઈઓ સહિત બધાને સાથે લઈને કાર્ય કરવાનું કહી રહ્યા છે ત્યારે આપણે આપણા જ ભાઈઓ સાથે ખાવાપીવા જેવા સંબંધો કેમ બંધ કરી શકાય ? એટલે એમણે પૂ. ઓધવરામ મહારાજ તેમજ બીજા હિન્દુ સંપ્રદાયવાળાને સાથે લઈને લક્ષ્મીનારાયણના મંદિરો ઊભાં કરીને

જ્ઞાતિ સુધારાનું કાર્ય પૂ. નારાયણજી બાપાથી અલગ રહીને કરવા લાગ્યા અને સુધારાનું કાર્ય એ રીતે કરવા લાગ્યા કે - જે ભાઈઓને સતપંથના ખાનામાં જવું હોય તો ભલે જાય અને જેમને મંદિરમાં જવું તે મંદિરમાં જાય અને સતપંથના ભાઈઓ સાથે રોટી-બેટી તેમજ સામાજિક બધો વહેવાર ચાલુ રખાવ્યો. મંદિરવાળા ભાઈઓને એવી આશા હતી કે જ્ઞાતિના ભાઈઓ ધીરે ધીરે સમજીને જરૂરથી સતપંથ પીરાણાને છોડી દેશે. આ રીતે સુધારકભાઈઓમાં બહુ મોટી તિરાડ પડી જેથી પૂ. નારાયણજી રામજીએ આરંભેલ સુધારાના કાર્યમાં બહુ મોટી અડચણો ઊભી થઈ. દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તના વિરોધી સુધારક ભાઈઓ જેઓ એક સમયે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્તનું કાર્ય સાથે કરતા હતા. પાછળથી એમના વિરોધી થઈ જવાની દેહશુદ્ધિ પ્રાયશ્ચિતવાળા ભાઈઓને મંદિરની પ્રતિષ્ઠામાં સામાન્ય આમંત્રણ પણ આપતા ન હતા અને મંદિર પ્રતિષ્ઠામાં શુદ્ધિવાળા ભાઈઓ આવે નહીં એવી પરિસ્થિતિ ઊભી કરતા હતા. આવી પરિસ્થિતિને લઈને. પૂ. નારાયણજી બાપાનો જે હેતુ અને ઉદ્દેશ મુજબ પોતાની જ્ઞાતિને સતપંથ પીરાણાથી સંપૂર્ણપણે છોડાવવાની જે લાંબી ગણતરી હતી તે આપણી જ્ઞાતિના કમભાગ્યે પૂરી ન થઈ શકી. બન્ને સુધારક પક્ષોના ભાઈઓની જ્ઞાતિ પ્રત્યે ભાવના શુદ્ધ હતી. વિચારોમાં મોટી તિરાડ પડવાથી અંતે જ્ઞાતિને જ નુકસાન થાય એ સ્વાભાવિક હતું.

છેલ્લા ત્રણેક વર્ષ પૂ. નારાયણજી બાપા લકવાગ્રસ્ત હતા છેલ્લે છેલ્લે જ્યારે બહુ જ તબિયત બગડી ત્યારે પૂ. નારાયણજી બાપાએ માનકૂવાથી શ્રી વાલજી જીવરાજ લીંબાણી (કર્તવ્ય પંથેના સંપાદક)ને વીરાણી બોલાવ્યા. ચિંતાજનક પરિસ્થિતિ જોઈ તરત જ વાલજીભાઈએ ખેપિયાને ઉગેડી મોકલીને ડૉ. ગંગદાસભાઈને બોલાવ્યા. પૂ. નારાયણજી બાપાના જીવનનું મહત્ત્વ ડૉ. ગંગદાસભાઈ સારી રીતે સમજતા હતા. તેઓ તે જ વખતે જરૂરી સાધનો સાથે વીરાણી પહોંચી આવ્યા. પૂ. નારાયણજી બાપાને તપાસ્યા અને કહ્યું કે - "પૂ. નારાયણજીભાઈ જેવા ધર્મવીરના જીવનની કિંમત હું સારી રીતે જાણું છું. આ રોગ માટે છેલ્લામાં છેલ્લા તમામ ડૉક્ટરી ઉપાયો હું અજમાવી ચૂક્યો છું. હવે મોટા ડૉક્ટર બોલાવવાની મને જરૂર જણાતી નથી - હવે જે ચાલુ ઉપચારો છે તે ચાલુ રાખો; બને તે ચાકરી કરો. જ્યારે તેમનો જીવનદીપક બુઝાવાની અણી ઉપર દેખાયો ત્યારે ત્યાં હાજર શ્રી વાલજી જીવરાજ, લધાભાઈ વિશ્રામ અને જીવરાજ વાલજી વગેરે વડીલોને લાગ્યું કે હવે તો માત્ર આપણે તેમની પાસેથી આદેશ અને આશીર્વાદ લેવાના બાકી રહ્યા છે. હાજર ભાઈઓના હૃદય ભરાઈ આવ્યાં. જે જોઈ શ્રી નારાયણજી બાપાએ વડીલ શ્રી વાલજી જીવરાજને પાસે બોલાવી કહ્યું "હું જોઉં છું કે તમે ખરી વાત જાણી ગયા છો. દુખી થયે અને હિમ્મત હાર્યે કંઈ વળશે નહીં. જે થવાનું છે તે થઈને રહેશે." એમની વાત સાંભળી વડીલશ્રી વાલજી જીવરાજને ઘણું જ દુઃખ થયું પણ ધીરજ ધારણ કરી પૂછ્યું, "કાકા, તમારે કંઈ કહેવું છે ?", તેના જવાબમાં પૂજ્ય નારાયણજી બાપાએ કહેલ કે "હા મારે કહેવું છે. મારા જ્ઞાતિબંધુઓ પ્રત્યે કહેવું છે અને તે તારી મારફતે જ કહેવું છે"

પૂજ્ય નારાયણજી બાપાએ વડીલ શ્રી વાલજી જીવરાજ લિંબાણી વગેરે વડીલોની હાજરીમાં કહેલ છેલ્લા શબ્દો અને એમની અંતિમ ઈચ્છા.

"જગતની જંજાળોમાં કઈ વાતની ભાવના રહી નથી ? ઘણું જોયું, સાંભળ્યું, અનુભવ્યું, અમલમાં મૂક્યું, અનેક સંકટો સહ્યાં, મોજ કરી, ઘણી નામના મેળવી. કોઈ ઈચ્છા બાકી રહી નથી. માત્ર અધૂરું રહ્યું છે મારા જીવનમાં આદરેલાં જ્ઞાતિસુધારાનું મહાન કાર્ય. અનેક જાતની યાતનાઓ અનુભવી રહ્યો છું. વિચારો પરાકાષ્ઠા દૃષ્ટિમર્યાદાની બહાર જઈ રહી છે. પણ કોઈ ચોક્કસ પરિણામ મને દેખાતું નથી, જ્ઞાતિ સુધારકોના અંદરો અંદરના કુસંપ અને કલેશોએ અનેક વિટંબણાઓ ઊભી કરી સુધારાના કાર્યને ખોરંભે પાડ્યું છે. છતાં ઉદ્દેશ સાચો છે. માટે તેનો આખરી વિજય છે. નાસીપાસ ન થતાં તન, મન અને ધનથી મંડ્યા રહેશો તો અંતિમ વિજય આપણો જ છે. મારા આ નાશવંત શરીરનો કઈ ઘડીએ નાશ થશે તે કંઈ કહી શકાતું નથી. અનેક પ્રકારની સંસારની ઉપાધિઓમાં જ આપણે રચ્યાપચ્યા રહીએ છીએ છતાં એ બધાનો ત્યાગ કરી આ શરીરને એક દિવસ જવાનું છે. સાથે કંઈ પણ આવવાનું નથી. માત્ર આપણા હાથે કરેલાં સારાં કામો, ધારણ કરેલો ધર્મ, પ્રાપ્ત કરેલું પુણ્ય જ સાથે જાય છે. બાકી આ નાશવંત સંસારમાં પરમ કલ્યાણકારી ધર્મ અને યશને સિદ્ધ કરનારી જ્ઞાતિસેવાને તમે બંધુઓ ભૂલ્યા નથી. તેમ ભવિષ્યમાં કદી ભૂલશો નહીં. ધારણ કેરલી પ્રતિજ્ઞા (ટેક)ને પ્રાણાન્તે પણ તજશો નહીં, તો ભારે યશ ખાટી જવાના છો. જેણે આ દુનિયામાં જન્મીને પોતાના કુટુમ્બ કે જ્ઞાતિનું ભલું નથી. કર્યું તેની જિંદગીમાં અને પશુઓની જિંદગીમાં કંઈ ફેર નથી" હું વધુ કહીશ નહીં. મને શ્રદ્ધા છે કે મારો સંદેશો તું (વાલજી જીવરાજ) બધાંને પહોંચાડીશ. મારા આદરેલા ધર્મકાર્યને તમો અખંડ રાખશો અને મારા આશીર્વાદ છે કે એક દિવસ તમે વિજય પ્રાપ્ત કરશો. પરમાત્મા તમને યશ અને શક્તિ અર્પણ કરે એવી મારી અંતકાળની પ્રભુ પાસે પ્રાર્થના છે.

આખરે આસો વદ-૧૪ને સોમવારે (વિ.સં. ૧૯૯૭) રાત્રે ૧૦-૦૦ વાગ્યે આપણી જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાયણજી રામજી લીંબાણીના આત્માએ સ્થૂળદેહનો ત્યાગ કર્યો.

(સંદર્ભ ગ્રંથ : (૧) યુવામંડળો અને જ્ઞાતિપંચોનો કડવા પાટીદાર પરિષદોમાં સુધારાવાદી અભિગમ (ઈ.સ. ૧૯૧૮ થી ૧૯૬૦) - ડૉ. મંગુભાઈ પટેલ (૨) કર્તવ્યના પંથે

# ધર્મજાગૃતિના જ્યોતિર્ધર- શ્રી રતનશી ખીમજી ખેતાણી

- અબજી વિશ્રામ કાનાણી

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક ક્ષેત્રે જાગૃતિમાં બહુમૂલ્ય યોગદાન આપનાર બે સપૂતો વીરાણી મોટીએ સમાજને આપ્યા છે. એક તો જ્ઞાતિના આદ્ય સુધારક પૂ. શ્રી નારાયણજી રામજી લીંબાણી અને બીજા ધર્મજાગૃતિના જ્યોતિર્ધર શ્રી રતનશી ખીમજી ખેતાણી (દિવાણી) હતા.



જ્ઞાતિજનોને પીરાણા પંથ છોડીને સનાતન ધર્મ તરફ વાળવા નરવીર શ્રી નારાયણજી બાપાએ ધર્મજાગૃતિની જબરજસ્ત જેહાદ જગાવી. કરાંચી અને મુંબઈમાં પરિષદો ભરી પીરાણાની પોલને ખુલ્લી કરી અને જ્ઞાતિજનોને સાચો ધર્મ સમજાવવા પ્રચંડ પુરુષાર્થ કર્યો. તેમની આ ધર્મજાગૃતિની મશાલને પ્રજ્વલિત રાખનાર જે હિંમતવાન સાથીદારો હતા તેમાં વીરાણી મોટીના પનોતા પુત્ર રતનશી ખીમજી ખેતાણી મુખ્ય હતા.

રતનશીભાઈનો જન્મ નખત્રાણા તાલુકાના વીરાણી મોટી ગામે ખીમજીભાઈ લખમશી ખેતાણીને ઘેર વિ.સં. ૧૯૪૪માં થયો હતો. તેમણે પિતાની છત્રછાયા નાનપણથી ગુમાવી હતી. કુટુંબની આર્થિક સ્થિતિ નબળી હોવાને કારણે ગુજરાતી ત્રણનો અભ્યાસ પૂરો કરી, રતનશીભાઈને નાની ઉંમરે જ કામે લાગી જવું પડ્યું હતું. તેમણે શરૂઆતમાં વીરાણીમાં અને ત્યારબાદ મુંબઈમાં નજીવા પગારથી દુકાનમાં નોકરી પણ કરવી પડી હતી.

આગળ જતાં રતનશીભાઈએ સ્વબળે કોલસાનો વેપાર, બાંધકામનો વ્યવસાય શરૂ કર્યો અને ત્યાર પછી બિલ્ડિંગ મટીરિયલ્સના વેપારમાં અને સૉ મિલ-લાકડાના વેપારમાં ઝંપલાવ્યું અને પ્રબળ પુરુષાર્થને જોરે વ્યવસાયમાં સારું એવું ગજું કાઢ્યું. તેમના દિલમાં પ્રથમથી જ એવી તમન્ના હતી કે મારે મારા સમાજ માટે કંઈક કરી છૂટવું છે.

એ અરસામાં તેમના જ ગામના કર્મપુરુષ નારાયણજી રામજી લીંબાણીએ ધર્મ-જાગૃતિની જ્યોતને જલતી કરી હતી.

રતનશીભાઈ પૂ. નારાયણજી બાપાના સક્રિય સહયોગી તરીકે જોડાઈ ગયા. પોતાનો મુંબઈમાં ધીકતો ધંધો તેમના વિશ્વાસપાત્ર સંબંધીઓને સોંપી, તેમણે જાતે સમાજસેવાનો ભેખ જ લઈ લીધો અને નારાયણજી બાપાના ધર્મ જાગૃતિ કાર્યમાં સહભાગી બન્યા. ધર્મજાગૃતિ માટે જ્ઞાતિ સુધારક મંડળની સ્થાપના કરવામાં આવી. તેના મંત્રીપદે શ્રી રતનશી બાપાએ સક્રિય ભૂમિકા ભજવી. કરાંચી-મુંબઈ પરિષદો યોજવામાં પણ તેમનું અમૂલ્ય યોગદાન હતું.

પૂ. નારાયણજીબાપાના અંત સમયે લકવાગ્રસ્ત થઈ ગયા હતા, પરંતુ તેમના નિકટના સાથીદાર શ્રી રતનસીભાઈ અને તેમની સાથે નખત્રાણાના શ્રી નથુભાઈ નાનજીએ કચ્છ કડવા પાટીદારોમાં ધર્મજાગૃતિ આણવા કમર કસી. તેમને એ વખતે સંતશ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણા અને માર્ગદર્શન સાંપડ્યાં. કારણ કે પ.પૂ.સંતશ્રી લાલરામજી કે જેઓનું શરીર પાટીદારનું હતું. તેમને છેલ્લી ઇચ્છા પાટીદારોને ધર્મનો સાચો રાહ બતાવવાની હતી. તે પરિપૂર્ણ કરવાનો સંતશ્રી ઓધવરામજીએ સંકલ્પ કર્યો હતો એટલે તેઓ પણ ધર્મજાગૃતિ કાર્યમાં લાગી ગયા હતા.

પૂ.નારાયણજી બાપા સ્પષ્ટપણે માનતા હતા કે પીરાણા પંથમાં માનતા કોઈ પણ વ્યક્તિ દેહશુદ્ધિ કરાવી યજ્ઞોપવીત ધારણ ન કરે ત્યાં સુધી તેમના ઘરનું પાણી પણ પિવાય નહીં. રતનશીભાઈ અને તેમના સાથીઓ પણ પ્રારંભમાં તો પૂ. નારાયણજીબાપાને પગલે પગલે ચાલીને એવું જ કડક વલણ લીધેલું, પરંતુ પછીથી તેઓ સંત શ્રી ઓધવરામજી મહારાજના સંસર્ગમાં આવ્યા. તેઓશ્રી પણ એ વાત સાથે સહમત હતા કે પાટીદાર જ્ઞાતિજનોને સાચે રાહે લાવવા માટે પ્રયત્નો કરવા જ

જોઈએ, પણ જ્ઞાતિ બાંધવોને દૂર રાખીને પરિવર્તન લાવવામાં વેગ નહીં આવે. રતનશીભાઈને સંતની આ વાત ગળે ઊતરી ગઈ અને તેમણે પોતાના વલણમાં ફેરફાર કર્યો. તેઓશ્રીને નખત્રાણાના આવા જ એક યુવાન કે જેમના હૃદયમાં પણ પોતાની જ્ઞાતિ માટે કંઈક કરી છૂટવાની ભાવના ઊભરાતી હતી એવા શ્રી નથુભાઈ નાનજી કેશરાણી (છાભૈયા)નો સંપૂર્ણ સહયોગ સાંપડ્યો અને આ બંને નિષ્ઠાવાન મહાનુભાવોના નેતૃત્વ હેઠળ એ સમયે ધર્મજાગૃતિની જેહાદને બળવત્તર બનાવવામાં આવી. ધીરે ધીરે તેમને સમાન વિચારના સાથીઓનો સહકાર મળતો ગયો.

આ જાગૃતિ અભિયાન છેડનારાઓની સામે એ પ્રશ્ન હતો કે સતપંથ છોડ્યા પછી તેનો વિકલ્પ શું ? કયા દેવનાં મંદિરો બનાવવાં જોઈએ ? એ માટે પણ તે સમયના આગેવાનો ઘણી બધી જગ્યાએ ફર્યા અને વિદ્વાનો તેમ જ સંત-મહંતોના મત લીધા બાદ તેમને સૌને લાગ્યું અને સંતશ્રી ઓધવરામજી મહારાજે પણ એ જ માર્ગદર્શન આપ્યું કે હવે આપણે મૂળને જ પકડવું જોઈએ અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણને જ ઈષ્ટદેવ ગણી તેનાં મંદિરો સ્થાપવાં જોઈએ.

પ. પૂ. ઓધવરામજી મહારાજની પ્રેરણાથી શ્રી લક્ષ્મીનારાયણ સંપ્રદાયની આપણી જ્ઞાતિમાં શરૂઆત કરનાર શૂરવીર, નરવીર અને ધાર્મિક પરિવર્તનના ક્રાંતિવીર રતનશી ખીમજી ખેતાણી (દિવાણી) એ પૂ. નારાયણજી બાપા દ્વારા અધૂરા રહેલા ધાર્મિક સુધારાના પ્રયાસને સફળ બનાવવા માટે બીડું ઝડપ્યું અને તેઓએ શ્રી લક્ષ્મીનારાયણ સંપ્રદાય સનાતન ધર્મને ગામોગામ પોતાના સાથીદારોને સાથે રાખી ઓધવરામજી મહારાજની નિશ્રામાં સનાતન ધર્મનો ફેલાવો કરી અને ધર્મનો સાચો મર્મ સમજાવી ગામેગામ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરોની સ્થાપના કરવા તન, મન, ધનથી પ્રયત્નો કર્યા અને સફળ થયા.

સૌ પ્રથમ મોટી વીરાણી ગામમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિર માટે પાનમૂર્તિ મુંબઈ મધ્યે શ્રી રતનશી ખીમજી ખેતાણી, નારાયણ શિવજી નાકરાણી (વીરાણી મોટી)એ બનાવડાવી તૈયાર રાખી હતી પણ સંજોગોવસાત વીરાણી મંદિરનિર્માણનું કાર્ય ખોરંભે પડ્યું.

પરમપૂજ્ય સંતશ્રી ઓધવરામજી મહારાજના આશીર્વાદથી મુંબઈ સ્થિત રતનશી ખીમજી ખેતાણી, નારાયણ શિવજી નાકરાણી, શિવદાસ કાનજી નાકરાણી (વિરાણી મોટી) અને રાજાભાઈ શામજી ધોળુ (માનકૂવા)ના પ્રયત્નોથી બોરડીટીંબા કંપામાં સમાજના પ્રથમ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરમાં મૂર્તિ પ્રાણપ્રતિષ્ઠા સંવત ૧૯૮૪ ના બીજા શ્રાવણ સુદ-૧૧ ને શનિવાર તા. ૨૬-૮-૧૯૨૮ ના શુભ દિવસે થઈ. આ મંદિર માટે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પાનમૂર્તિ જે-વીરાણી ગામ માટે તૈયાર કરાવવામાં આવેલી તે મુંબઈથી રતનશી ખીમજી ખેતાણી અને રાજા શામજી ધોળુ લઈને બોરડીટીંબા આવ્યા હતા.

સુવ્યવસ્થિત રીતે ધર્મજાગૃતિનું કાર્ય આગળ ચલાવવું હોય તો સંગઠનની જરૂર પડે. શ્રી રતનશીભાઈ ખીમજી અને નથુભાઈ નાનજીના નેતૃત્વ હેઠળ સૌ ભાઈઓ સંગઠિત થયા અને કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ નામની કેન્દ્રીય સંસ્થાની સ્થાપના પણ કરી. આ સંગઠનના પ્રયાસથી કચ્છનાં ગામોમાં જાગૃતિનું કાર્ય વેગવંતુ બન્યું.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના ઉદાર અને સમજાવટભર્યા પ્રયાસોથી વિ.સં. ૨૦૦૦ સુધીમાં કચ્છના ૬૦ માંથી ૨૬ ગામોમાં શ્રી લક્ષ્મીનારાયણ મંદિરોની સ્થાપના થઈ શકી હતી. જોકે આ આગેવાનોને આ કાર્યમાં સમાજના રૂઢિચુસ્ત આગેવાનોનો પ્રચંડ વિરોધ ખમવો પડ્યો હતો. તેમ છતાં તેમની કાર્યનિષ્ઠા અડગ રહી હતી.

Correct Date is VSA 2001 Aso Sud 14 or VSK 2000 Aso Sud 14 See: 1945 -Umiya Mataji Vandhay Mandir -Inauguration [211] - Page 35

વિ.સં. ૨૦૦૧ ના આસો વદ ૧૪ ના રોજ વાંઢાય મુકામે મળેલી કચ્છના તમામ ગામોના સનાતની ભાઈઓની સામાન્ય સભામાં જે ઠરાવો પસાર કરવામાં આવ્યા, તેમાં પીરાણા પંથ દ્વારા ચાલતી લગ્નપ્રથાને તિલાંજલિ આપીને હિન્દુ શાસ્ત્ર વિધિ મુજબ બ્રાહ્મણો દ્વારા અગ્નિની સાક્ષીએ લગ્નવિધિ કરાવવી અને મરણ બાદ અગ્નિ સંસ્કાર કરી અંત્યેષ્ટિ કરવી એ મુખ્ય હતા.

એ સમયે જે કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ અસ્તિત્વમાં આવ્યો હતો તેના પ્રમુખ શ્રી રતનશી ખીમજી ખેતાણી હતા.

એ વખતે વાહનવ્યવહારનાં ટાંચાં સાધનો હોવા છતાં લખપતથી માંડીને કંઠી પટનાં ગામડાંનો પ્રવાસ ખેડી, ઠેર-ઠેર સભાઓ ભરી જબરજસ્ત ધર્મભાવનાનો જુવાળ ઊભો કર્યો હતો. તેમની સાથે ઘણાં ગામોમાં પ.પૂ. સંતશ્રી ઓધવરામજી મહારાજ અને દયાળદાસજી મહારાજ પણ આ ધર્મજાગૃતિના કાર્ય માટે જતા હતા. શ્રી રતનશી બાપા જે ગામોમાં શ્રી લક્ષ્મીનારાયણના મંદિરો સ્થપાયાં નહોતાં ત્યાં તે ગામના ભાઈઓને સમજાવીને સંકલ્પ કરાવતા અને પ્રતિષ્ઠા મહોત્સવમાં પણ અચૂક હાજરી આપતા.

જે જ્ઞાતિબંધુઓ હજુ જૂના ધર્મને વળગી રહ્યા હતા તેમની સાથે કોઈ દ્વેષભાવ કે દૂરી ન રાખવી અને જ્ઞાતિની એકતા ન

તૂટે એ રીતે સનાતન ધર્મ તરફ વાળવા સમજાવવા એવો સનાતની સમાજના એ સમયના આગેવાનો તેમ જ સંતશ્રી ઓધવરામજીનો સ્પષ્ટ અભિગમ હતો. એટલે જ તો સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિને એક નેજા હેઠળ લાવવાના ઉદ્દેશથી વિ.સ. ૨૦૦૦ માં ઉમિયા માતાજી મંદિરનું નિર્માણ કરવામાં આવ્યું. વાંઢાય ઉમિયા માતાજી મંદિરમાં માતાજીની મૂર્તિ-પ્રતિષ્ઠિત કરવાની પાવન ક્રિયા રતનશી ખીમજી ખેતાણી અને તેમનાં ધર્મપત્ની મેઘબાઈના વરદ્ હસ્તે કરવામાં આવી હતી. તેમજ મંદિર ધ્વજા આરોહણની માંગલિક ક્રિયા પણ તેમના જ વરદ્ હસ્તે કરાઈ હતી. તેઓએ તન, મન, ધનથી શ્રી ઉમિયા માતાજી મંદિર, વાંઢાયના નિર્માણમાં સક્રિય ભાગ ભજવ્યો હતો.

શ્રી ઉમિયા માતાજી મંદિરની પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવની ચોથી જનરલ સભાના પ્રમુખ સ્થાનેથી શ્રી રતનશી બાપાએ પોતાના લાગણીભર્યા પ્રવચનમાં જણાવેલું - "આપણી જ્ઞાતિમાં સનાતન પ્રકાશ વડે પાખંડી પંથોનો અંધકાર વધારે ટકી શકે તેમ નથી માટે બંધુઓ આપણી જ્ઞાતિની ઉન્નતિ ચાહતા હો તો સુધારાની પવિત્ર વેદીમાં ઝંપલાવો અને વૈદિક સનાતન ધર્મનો પ્રચાર તન, મન, ધનથી કરવાને કટિબદ્ધ થાઓ. આપણી સનાતન સંસ્કૃતિને પવિત્ર રાખવા અસંખ્ય વીરોએ બલિદાનો આપેલાં છે. વીર ક્ષત્રાણીઓએ જૌહર કર્યા છે. ગુરુગોવિંદસિંહનાં કુમળાં બાળકો સદેહે દીવાલમાં ચણાયાં છે, પણ સ્વધર્મને છોડ્યો નથી માટે બંધુઓ, આપણે પણ હવે કેસરિયા કરી આસુરી અંધકારનો નાશ કરવો જરૂરી છે. એવી મારી જ્ઞાતિના નવયુવકોને હાકલ છે."

શ્રી રતનશી બાપાના નેતૃત્વ હેઠળ આપણા સમાજે ગામે ગામે લક્ષ્મીનારાયણ ભગવાનનાં મંદિરો સ્થાપવાનું જે અભિયાન ચલાવ્યું તેના ફળ સ્વરૂપે લોકોમાં જાગૃતિ આવી અને આજે મોટા ભાગના ગામોમાં લક્ષ્મીનારાયણના મંદિરોની પ્રતિષ્ઠા થઈ શકી છે.

રતનશીભાઈના શરીરે સાથ આપ્યો ત્યાં સુધી તેઓ રાત દિવસ જોયા વગર આ કાર્યમાં લાગી રહ્યા હતા. એ માટે તેમને સારો એવો આર્થિક ભોગ પણ આપવો પડ્યો હતો. તેમને મુંબઈની કેટલીક મિલકતો પણ વેચવી પડેલી. તેની તેમને ચિંતા નહોતી. તેઓ તો ઇચ્છતા હતા કે જ્ઞાતિજનો જાગ્રત થાય અને ધર્મનો સાચો રાહ સમજે.

સમય જતાં તેમને સંધિવાની જોરદાર અસર થઈ ગઈ અને તેઓ હરીફરી શકે તેવી સ્થિતિમાં ન રહ્યા. એટલે તેમણે આ કાર્યને છોડી જીવનનાં છેલ્લાં ૧૫ વર્ષ મુંબઈ રહેવા જવાની ફરજ પડી. જીવનના અંતકાળ સુધી મુંબઈ જ રહ્યા. તા. ૨૮-૯-૧૯૭૦ માં રતનશી બાપાનો દેહવિલય મુંબઈમાં જ થયો.

## નથુભાઈ નાનજી કેસરાણી

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતન ધર્મનો પ્રચાર-પ્રસાર કરનાર અને જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાયણજી બાપાના ધર્મજાગૃતિના કાર્યને આગળ ધપાવનાર શ્રી નથુભાઈ નાનજી કેસરાણી નખત્રાણાના નાનજીભાઈ ભીમજી કેસરાણીના સુપુત્ર હતા. નથુભાઈને નાની ઉંમરે જ તેમના પિતાશ્રી લાકડાં-વહેરણના કામ માટે બંગાળમાં લઈ ગયા પણ એક તમાકુના વેપારી તેની બુદ્ધિપ્રતિભાને પારખી નથુભાઈને પોતાની સાથે ઓરિસ્સા લઈ ગયા અને પોતાના ઘેર રાખ્યા.



એ વખતના વેપારીએ મોટો ભોજનસમારંભ રાખ્યો જેમાં ઓરિસામાં આવેલા બલાંગિર રાજ્યના દીવાન સહિત પ્રતિષ્ઠિત મહાનુભાવો-ને આમંત્ર્યા તેમાં એક દીવાન કચ્છના કેરાના કેસરા ખોજા પણ હતા. જ્યારે બધાની પરિચય વિધિ થઈ ત્યારે નથુભાઈએ પણ પોતે કચ્છના કડવા પાટીદાર હોવાનો પરિચય આપ્યો ત્યારે સૌની વચ્ચે પેલા ખોજા સદ્‌ગ્રહસ્થે કહ્યું કે કચ્છમાં કડવા પાટીદારો ઈમામશાએ સ્થાપેલો પીરાણા પંથમાં છે એ મુસ્લિમ ધર્મનો જ ભાગ છે. વેપારીને થયું કે હું આટલા વર્ષથી હિન્દુ સમજીને ઘરમાં રાખતો હતો તે આવો નીકળ્યો. જોકે નથુભાઈ તેમને એ વાત સમજાવવામાં સફળ રહ્યા કે આ વાત સર્વથા સાચી નથી પણ એમના જીવનમાં એક ડંખ રહી ગયો કે મારી જ્ઞાતિ સનાતન ધર્મનો રાહ ચૂકી ગઈ. તેથી જ મારે આ બધું સાંભળવું પડે છે.

નથુભાઈ સારા પદની નોકરી છોડી કચ્છમાં આવી ગયા અને મથલના પરબતભાઈ લખુ પોકારને મળી પોતાની અંતર વ્યથા કહી. ત્યારપછી તેઓ રતનશીભાઈ ખીમજી ખેતાણીને મળ્યા અને તેમની સાથે સનાતન ધર્મજાગૃતિના કાર્યમાં લાગી ગયા. નથુભાઈ પ્રખર વક્તા હતા. તેઓ તેમની વાકચાતુર્યથી અને દાખલા દલીલોથી જનસમુદાયને સારી પેઠે સમજાવી શકતા. તેમણે રતનશીભાઈ ખેતાણી, પરબતભાઈ લખુ પોકાર, ભીમજીભાઈ કેસરા લીંબાણી, ખીમજીભાઈ નાગજી લીંબાણી વગેરે આગેવાનોની સાથે કચ્છમાં ગામેગામનો પ્રવાસ કરી

પાટીદારોને જૂનો સતપંથ સંપ્રદાય છોડી સનાતન ધર્મમાં આવવા સમજાવતા અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બાંધવા પણ સમજાવતા.

આ કાર્યમાં નથુભાઈને જૂના સતપંથ સંપ્રદાયના અનુયાયીઓનો જબરજસ્ત વિરોધનો સામનો કરવો પડ્યો હતો. તેમના સામે કચ્છના મહારાવ શ્રી ખેંગારજી સમક્ષ સતપંથના આગેવાનોએ ખોટી રજૂઆત કરતાં મહારાવશ્રીએ નથુભાઈને કચ્છમાંથી તડીપાર કરવાનો હુકમ આપ્યો હતો, પણ નથુભાઈ નીડર હતા. તેઓ નખત્રાણાના નારણજી વકીલને લઈને કચ્છના મહારાવ સમક્ષ ભુજ દરબારમાં હાજર થયા અને મહારાવશ્રીને સમજાવ્યું કે હું મારી જ્ઞાતિને સનાતનને માર્ગે વાળવા અને હિન્દુ ધર્મમાં પાછી લાવવા પ્રયાસ કરું છું એમાં કોઈ ગુનો કરતો નથી. મહારાવશ્રીને પણ નથુભાઈની આ વાત ગળે ઊતરી ગઈ અને તેમણે નથુભાઈને હદપાર કરવાનો હુકમ રદ કર્યો. એટલું જ નહીં પણ તેમને આ કાર્યમાં સહયોગ આપવાની ખાતરી પણ આપી.

This is wrong date

ઈ.સ. ૧૯૪૪માં કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની સ્થાપના કરવામાં આવી તેના મહામંત્રીપદે શ્રી નથુભાઈ નાનજી વરાયા હતા અને સનાતન ધર્મની આ કેન્દ્રીય સંસ્થાનું કાર્યાલય પણ નખત્રાણા નથુભાઈને ઘેર રાખવામાં આવ્યું હતું.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજે વિ.સં. ૨૦૦૨માં શ્રી ઉમિયા માતાજી મંદિર વાંઢાય ખાતે ઐતિહાસિક ઠરાવ કરી સતપંથના મુખી દ્વારા થતાં લગ્નો બંધ કરાવી હિન્દુ સંસ્કાર મુજબ બ્રાહ્મણો દ્વારા લગ્નો કરાવવાં અને દફનવિધિને બદલે મરણ પછી અગ્નિ સંસ્કાર કરવાનો પણ ઠરાવ કર્યો. તેમાંનો પ્રથમ ઠરાવ તમામ જ્ઞાતિજનોએ અમલ કર્યો પણ બીજા ઠરાવનું મોટા ભાગના સતપંથીઓએ પાલન કર્યું નહીં.

જ્ઞાતિમાં શિક્ષણને ઉત્તેજન મળે એ વાતમાં નથુભાઈ સંમત હતા. એટલું જ નહીં પણ સંતશ્રી ઓધવરામજી મહારાજ સાથે પ્રવાસ કરીને લોકોને કેળવણીનું મહત્ત્વ પણ સમજાવતા પરંતુ ઈ.સ. ૧૯૬૦માં કચ્છ કડવા પાટીદાર સમાજની રચના થઈ તે વેળાએ એ સમયના આગેવાનોએ સતપંથીઓ માટે જે કૂણું વલણ અપનાવ્યું એ સામે તેમને વાંધો હતો અને આગેવાનોનું આ અસ્પષ્ટ વલણ ભવિષ્યમાં નડતરરૂપ થશે એવું તેઓ માનતા અને તેનો વિરોધ કરવા તેમણે આગેવાનો સાથે મળીને સભાઓ પણ યોજી હતી. પણ તેમની વાત એ સમયે કાને ધરવામાં આવી નહોતી. સનાતન ધર્મની જાગૃતિ માટે તેમણે આપેલા પ્રદાનની નોંધ લેવી જ રહી.



જવાહરલાલ નેહરુ સાથે સમાજના આગેવાનો

# સમાજના ઘડવૈયાઓ

- અબજી વિશ્રામ કાનાણી

## ભીમજીભાઈ કેસરા લીંબાણી

શ્રી ભીમજી કેશરા લીંબાણીનો જન્મ કોટડા ખાતે સંવત ૧૯૫૦માં આષાઢ સુદ-૧૫ના રોજ થયો હતો.



કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સામાજિક ધાર્મિક અને શૈક્ષણિક ક્ષેત્રે વિશેષ પ્રદાન કરનાર કોટડા જડોદરના શ્રી કેસરાભાઈ હંસરાજ લીંબાણીના સપૂત શ્રી ભીમજીભાઈની કોલકાતામાં પ્રેમજી ઍન્ડ ભીમજી નામે મોટી પેઢી હતી અને ધીકતો ધંધો હતો પરંતુ પોતાના જ્ઞાતિ બાંધવો માટે કંઈક કરી છૂટવાની શુભ ભાવના લઈને કચ્છમાં આવ્યા અને માદરે વતનને તેમની કર્મભૂમિ બનાવી અઢી દાયકા જેટલા લાંબા સમય સુધી તેમણે ધાર્મિક અને સામાજિક સંસ્થાઓમાં રહીને નિરપેક્ષભાવે તેમની સેવાઓ આપી.

Wrong Date. Actual year is around 1938.

ઈ.સ. ૧૯૪૪માં સનાતન ધર્મજાગૃતિ માટે સ્થપાયેલા કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના ભીમજીભાઈ સ્થાપક આગેવાનોમાં એક હતા અને આ સંસ્થાના પ્રમુખ શ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણી અને નથુભાઈ નાનજી કેસરાણી તેમજ અન્ય આગેવાનો સાથે રહીને કચ્છના ગામે ગામ સનાતનધર્મના પ્રચાર માટે પ્રવાસો કર્યા હતા અને આગેવાનોના પુરુષાર્થના પરિણામરૂપે કચ્છનાં ઘણાં ગામોમાં જ્ઞાતિનાં કુટુંબો સતપંથ છોડી સનાતન ધર્મ તરફ વળ્યા અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બંધયાં. આ આગેવાનો મંદિરોની પ્રાણ પ્રતિષ્ઠામાં પણ હાજરી આપતા.

પાટીદારો આઝાદી પછી ખેતી છોડી વ્યવસયાર્થે કચ્છ બહાર જવા લાગ્યા એટલે તેમને શિક્ષણનું મહત્ત્વ સમજાયું અને તેમનાં સંતાનો શિક્ષણથી વંચિત ન રહે એ દિશામાં તેઓ સક્રિયપણે વિચારતા થયા. તા. ૨૨-૫-૧૯૫૭ના કોટડા ખાતે ભીમજીભાઈના નિવાસસ્થાને જ જ્ઞાતિના એ સમયના ટોચના આગેવાનોની એક મિટીંગ યોજાઈ જેમાં નખત્રાણા ખાતે જ્ઞાતિનું છાત્રાલય બાંધવાનો નિર્ણય કરવામાં આવ્યો અને વિધિસર સમાજરચના કરવાના બીજ પણ આ જ મિટિંગમાં રોપાયાં. આ માટેની કાર્યવાહી કરવા એ મિટિંગમાં એડહોક કમિટીની રચના કરવામાં આવી જેના ખજાનચી- પદે ભીમજીભાઈની વરણી કરાઈ હતી.

પ્રમુખશ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર અને અન્ય આગેવાનોની સાથે ભીમજીભાઈએ પણ ભારતનો પ્રવાસ ખેડ્યો અને નખત્રાણામાં આકાર લેનાર વિદ્યાર્થીભવન માટે ફંડ એકત્ર કર્યું. ભીમજીભાઈના પ્રભાવને લઈને એ સમયે બંગાળમાંથી જ રૂ. ૧,૬૪,૦૦૦ જેટલી માતબર રકમનું દાન નોંધાયું હતું.

તા. ૧૧-૫-૧૯૬૦ના રોજ નખત્રાણામાં જ્ઞાતિજનોની વિશાળ ઉપસ્થિતિમાં શ્રી ભીમજીભાઈ કેસરા લીંબાણીના વરદ્ હસ્તે પાટીદાર વિદ્યાર્થીભવનનું તાળું ખોલીને વિધિવત્ ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું. વિદ્યાર્થી બોર્ડિંગનાં દ્વાર ખૂલવાની સાથે સાથે જ્ઞાતિના માધ્યમિક શિક્ષણ મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓ માટે પ્રગિતનાં દ્વાર પણ ખૂલી ગયાં.

ભીમજીભાઈએ જે ચાંદીનું તાળું ખોલ્યું તેની ઉછામણી કરવામાં આવી. તેમાંથી એ સમયે રૂા. ૪૦,૦૦૦ જેટલી માતબર રકમ મળી જે સમાજના વિકાસ માટે અર્પણ કરવામાં આવી. આ ચાંદીના તાળાને કચ્છ મ્યૂઝિયમમાં મૂકવામાં આવ્યું છે.



નવી રચાયેલા કચ્છ કડવા પાટીદાર સમાજમાં શ્રી ભીમજીભાઈની ટ્રસ્ટીપદે વરણી કરાઈ અને એ રીતે જીવનપર્યંત સમાજને પોતાની સેવાઓ આપતા રહ્યા હતા. તા. ૬-૧-૧૯૭૭ તેમનું નિધન થયું.

તેમના જીવનકાળમાં તેમણે પોતાના ગામ કોટડા જડોદરમાં તેમના પિતાશ્રીની સ્મૃતિમાં શ્રી કેસરા હંસરાજ લીંબાણી પ્રા. શાળા બંધાવી ગામને અર્પણ કરી હતી. તેમના નિધન બાદ તેમની સ્મૃતિને કાયમ રાખવા કોટડા કેળવણી મંડળે ઊભા કરેલા વિદ્યાલયને 'શ્રી ભીમજી કેસરા વિદ્યાલય' એવું નામકરણ કરવામાં આવ્યું છે.

## પરબતભાઈ લખુ પોકાર

મથલ ગામના અગ્રણી શ્રી પરબતભાઈ લખુભાઈ પોકારનું ધાર્મિક, સામાજિક અને રાજકીય એમ ત્રણે ક્ષેત્રમાં ઉલ્લેખનીય પ્રદાન રહ્યું છે.



આદ્ય સુધારક શ્રી નારાયણજી બાપાએ પ્રગટાવેલી ધર્મજાગૃતિની મશાલને પ્રજ્જ્વલિત રાખવાનું તેમના સાથીદારો શ્રી રતનશી ખીમજી ખેતાણી અને શ્રી નથુભાઈ નાનજી કેશરાણીએ ઉપાડી લીધું. તેમાં શ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર પણ જોડાયેલા હતા અને ગામેગામ જઈને સભાઓ યોજી સનાતન ધર્મના પ્રચાર પ્રસારનું જે કાર્ય થયું તેમાં તેમનું મહત્ત્વપૂર્ણ યોગદાન હતું.

વિ.સં. ૨૦૦૧ અને ૨૦૦૨માં વાંઢાય ખાતે યોજાયેલી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજની નિર્ણાયક મિટિંગોમાં પણ તેમની અગ્રણી ભૂમિકા હતી. વિ.સં. ૨૦૦૦માં યોજાયેલ ઉમિયા માતાજીના પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ દરમ્યાન આયોજિત એક સભાનું પ્રમુખસ્થાન પણ શ્રી પરબતભાઈએ સંભાળ્યું હતું.

જ્ઞાતિમાં શિક્ષણને ઉત્તેજન મળે એ માટે નખત્રાણામાં છાત્રાલય બાંધવાની ચર્ચા કરવા કોટડા ખાતે મળેલી આગેવાનોની મિટિંગનું પ્રમુખસ્થાન પણ તેમણે સંભાળ્યું હતું. અને ૧૯૫૭ માં રચાયેલી સમાજની રચના પહેલાંની એડહોક સમિતિના પ્રમુખ પણ તેઓ જ હતા. તેમના પ્રમુખપદ હેઠળ જ ભારતભરમાં ફરીને આગેવાનોએ વિદ્યાર્થી છાત્રાલય માટે ફંડ એકત્ર કર્યું. જ્ઞાતિનું પ્રથમ છાત્રાલય બેનમૂન બને એ માટે તેમણે સૌરાષ્ટ્રમાં ફરીને છાત્રાલયોનાં જાત નિરીક્ષણ કરી માહિતી મેળવી હતી. સાથે સાથે ખેડૂતોના વિકાસ માટે ઉપયોગી માહિતી પણ મેળવી હતી. સમાજની વિધિસર રચના પછી પણ તેમણે ટ્રસ્ટી પદે રહીને દીર્ઘ સેવાઓ આપી હતી.

રાજકીય ક્ષેત્રની વાત કરીએ તો પરબતભાઈ પોકાર કચ્છ જિલ્લાના લોકલ બોર્ડના સભ્ય હતા. નખત્રાણા તાલુકાના સામાન્ય જનનું અને ખેડૂતોનું પ્રતિનિધિત્વ કરતા હતા અને તેમના પ્રશ્નોની રજૂઆત પણ કરતા. આ ઉપરાંત તેઓ અન્ય ઘણી સરકારી અને સહકારી ક્ષેત્રોની સમિતિઓમાં પણ સક્રિય સભ્ય હતા.

## નારણભાઈ શિવજી નાકરાણી

વીરાણી મોટીના શ્રી નારણ શિવજી માનાણી પણ એક નિષ્ઠાવાન સામાજિક કાર્યકર હતા. પ્રથમથી જ તેમનો અભિગમ સુધારાવાદી રહ્યો હતો એટલે જ તો તેઓ જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાયણજી બાપાની ધર્મજાગૃતિની પ્રવૃત્તિમાં સક્રિય રહ્યા



હતા. તેઓ મુંબઈ ખાતે ધર્મસુધારણાની પરિષદો યોજવામાં શ્રી નારાયણજી બાપાને ખૂબ જ સારો સહકાર આપ્યો હતો. તેઓ શ્રી નારાયણજી બાપાના મુખ્ય સાથીદારોમાંના એક હતા.

નખત્રાણા ખાતેના પાટીદાર વિદ્યાર્થી ભવનની જમીન મેળવી આપવામાં પણ તેમનું વિશેષ યોગદાન રહ્યું હતું. એટલું જ નહીં પણ વિદ્યાર્થી ભવનના બાંધકામમાં પણ ઊંડો રસ લઈને તેમણે બહુમૂલ્ય સેવા આપી હતી. કેન્દ્રીય સમાજની પ્રથમ પરિષદમાં અને ત્યારપછી પણ તે સામાજિક કાર્યમાં સક્રિય રહ્યા હતા.

ઘાટકોપરમાં પાટીદાર સમાજવાડી ભવન ઊભું કરવામાં પણ તેમનો સિંહફાળો હતો. મુંબઈમાં પ્રથમ સમાજવાડી નિર્માણમાં તેમણે માતબર દાન તો આપ્યું હતું પણ બીજી સેવાઓ પણ આપી હતી.

નારણભાઈએ મુંબઈમાં નારાણનગર બાંધ્યું જ્ઞાતિના સામાન્ય સ્થિતિના કુટુંબોને સસ્તા દરે મુંબઈ જેવા મહાનગરમાં ઓટલો મળી રહે એવી તેમની ભાવના હતી. તેમ શિક્ષણમાં કંઈ કરવું જોઈએ એવી મહેચ્છા હતી. તેમ વીરાણીમાં પોતાના મકાનમાં શાળા શરૂ કરાવી હતી. એ સિવાય વીરાણી સમાજવાડી, રોડ રસ્તા જેવા વિકાસનાં કામો પણ કરાવ્યાં હતાં.

## અરજણભાઈ રામજી ભગત

કચ્છના હૃદય સમા ભુજમાં ૭ માળનું ૧૨૦ જેટલા રૂમો ધરાવતું કચ્છ કડવા પાટીદારનું કન્યા છાત્રાલય અને કન્યા



વિદ્યાલય ભવન ઊભું છે. એ પરિસરમાં જ્ઞાતિજનોને ઉતરવા માટેની સમાજવાડી આવેલી છે. ભુજ નગરની મધ્યમાં આટલી વિશાળ જમીન ખરીદીને સમાજને સુપ્રત કરનાર દૂરંદેશી આગેવાન હતા શ્રી અરજણભાઈ રામજી ભગત.

મૂળે વડવા ગામના પણ આઝાદી પહેલાં વ્યવસાયાર્થે કરાચી રહેતા. શ્રી અરજણભાઈ દેશના ભાગલા બાદ કચ્છમાં આવ્યા અને ભુજને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું. સને ૧૯૫૧માં ભુજમાં સ્થાઈ થયા અને બાંધકામ ક્ષેત્રે જંપલાવ્યું.

એ સમય એવો હતો કે કચ્છમાંથી પાટીદારો વ્યવસાયાર્થે કચ્છ બહાર જવાનું થતું. ટ્રેનમાં બેસવા ભુજમાં રોકાવું પડતું. પણ ભુજમાં જ્ઞાતિની એવી કોઈ વ્યવસ્થા નહોતી. વળી હૉસ્પિટલો પણ ભુજ સિવાય ભાગ્યે જ હતી. એટલે તબીબી સારવાર માટે આવનાર દર્દીઓને પણ ભુજમાં રોકાવાનું થાય તેમાં ઘણી હાલાકી ભોગવવી પડતી.

અરજણભાઈ આ બધું જોતા તેમને બહુ દુઃખ થતું. તેમને થતું કે ભુજમાં જ્ઞાતિની સમાજવાડી હોય તો આ બધી સમસ્યાનું નિરાકરણ થઈ શકે. અરજણભાઈ 'AA' ક્લાસના બિલ્ડીંગ કોન્ટ્રેક્ટર હતા એટલે એ સમયના રાજકિય આગેવાનો ને સરકારી અધિકારીઓ સાથે સારા સંબંધો હતા. તેમણે તે સમયનાં કચ્છના કલેક્ટર શ્રી તુલસીદાસ શેઠને આ બાબતે વાત કરી. ટી. એમ. શેઠે વિશાળ જમીન સાથેનો બંગલો આપવાની દરખાસ્ત મૂકી અને અરજણભાઈએ તરત જ રૂા. ૬૦૦૦/- આપીને તે જમીન ખરીદી લીધી અને પછી સમાજનાં આગેવાનોને આ વાત કરી. સૌએ આ વાતને વધાવી લીધી. ૧૯૫૭ આ રીતે અરજણભાઈના સંનિષ્ઠ પ્રયાસોથી ભુજમાં સમાજવાડીનો પાયો નંખાયો.

શરૂઆતમાં સમાજવાડીમાં પૂર્વ અને પશ્ચિમ તરફ ભોજનાલયના દસ દસ રૂમો બાંધવામાં આવ્યા. આ બાંધકામમાં પણ તેમણે નિરપેક્ષ ભાવે સેવા આપી હતી.



# અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખશ્રીઓ

- ઈશ્વરભાઈ માવજી ભગત

## શિવદાસ કાનજી નાકરાણી
## સમાજના પ્રથમ પ્રમુખ

કાનજીભાઈ સલાટ નામે ઓળખાતા કંઈક વિશેષ કરી છૂટવાની ધગશ ધરાવતા શ્રી કાનજીભાઈ નાકરાણીને ઘેર પુત્રનો જન્મ થયો. બાળપણથી જ તેજસ્વી પુત્ર શિવદાસભાઈ કૌટુંબીક સ્થિતિને કારણે ત્રણ ગુજરાતીથી વધુ શિક્ષણ મેળવી શકયા નહીં. પરંતુ તેમના પિતાજી સાથેના કરાંચી અને કોલકાતામાં લાકડા



વહેરવાના અનુભવ અને પોતાની આગવી બુદ્ધિ પ્રતિભાના બળે મુંબઈમાં સુથારમાંથી કોન્ટ્રાકટર બનવા સુધીની સફર સફળતાપૂર્વક પાર કીરને મોટું નામ કમાયા.

શિવદાસ બાપાને પ્રથમથી જ કેળવણીનું મહત્ત્વ સમજાઈ ગયું હતું. તેઓની એવી ભાવના હતી કે જ્ઞાતિજનો વધુમાંવધુ શિક્ષણ મેળવી આગળ વધે.

મુંબઈના નિવાસ દરમ્યાન શિવદાસ બાપા પૂ. મુ.શ્રી નારાયણજી રામજી લીંબાણીના ગાઢ પરિચયમાં આવ્યા અને ઉત્સાહપૂર્વક તેમની પ્રવૃત્તિમાં જોડાયા. વિધિપૂર્વક દેહશુદ્ધિ કરાવી. જ્ઞાતિસુધારાનું મૂળ તો કચ્છમાં જ તેથી વીરાણીમાં પૂ. નારાયણ બાપાની સમાજસુધારણાની પ્રવૃત્તિને ટેકો આપતું યુવાનોનું જૂથ હતું. શિવદાસ બાપા મુંબઈમાં પોતાના વ્યસ્ત જીવનમાંથી સમય કાઢીને અવારનવાર વીરાણી આવતા કામોમાં સાથ આપતા. વીરાણી ખાતે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું કચ્છ ખાતેનું પ્રથમ મંદિર સ્થપાયું ત્યારે મંદિર બનાવવાવાળા યુવાનોના જૂથને શિવદાસ બાપાનો પૂરેપૂરો સહકાર મળ્યો.

સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિમાં સાથ આપતાં આપતાં પણ તેઓ ભણતરની કિંમત ભૂલી ગયા નહોતા અને વખત જતાં જ્ઞાતિ-કેળવણી માટે મદદરૂપ થવા કચ્છમાં બોર્ડિંગ કરવાનો વિચાર કર્યો. આ બાબત અંગે જોઈતાં નાણાં ફાળા દ્વારા એકઠાં કરવાનો નિર્ધાર કરી ભારતભરનો પ્રવાસ ખેડી અનેક મુશ્કેલીઓનો સામનો કરી ફંડ એકત્ર કર્યું.

બોર્ડિંગમાં વિદ્યાર્થીઓ માટે મળતી સુવિધાઓ કેમ વધે અને વિદ્યાર્થીઓ વધારેમાં વધારે પ્રવૃત્તિઓ કેમ કરી શકે તેનું હંમેશાં ચિંતન કરતા એવા શિવદાસ બાપાએ નિભાવખર્ચ માટે જોઈતા નાણાં-સાધનો માટે ફાળો ઉઘરાવવામાં ક્યારેય ક્ષોભ કે શરમ અનુભવતા નહિ.

જ્યારે બોર્ડિંગનું કામકાજ વ્યવસ્થિત રીતે ચાલવા લાગ્યું ત્યારે શિવદાસ બાપાએ પોતાનું લક્ષ્ય મુંબઈ ખાતે સમાજની વાડી બનાવવા તરફ કેન્દ્રિત કર્યું. આમ આ કાર્ય માટે જોઈતી જમીન લેવાનું, બાંધકામ કરવાનું, ફાળો ઉઘરાવવાનું અને કાર્ય પાર પાડવા માટે જોઈતા સાથીદારોની ટીમ ઊભી કરવાનું કાર્ય પોતાની આગવી કાર્યશૈલીના આધારે યશસ્વી રીતે પાર પાડી ભવનની ઈમારત ઊભી કરી દેખાડી.

પોતાનું કાર્યક્ષેત્ર ફક્ત જ્ઞાતિની ધાર્મિક, સામાજિક અને શૈક્ષણિક હેતુઓ માટે મર્યાદિત ન રાખતાં રાજકારણમાં પણ રસ લઈ અને એ વખતના સ્વતંત્ર પક્ષના જોરવાળા નખત્રાણા વિસ્તારમાં કોંગ્રેસ પક્ષ તરફથી ઉમેદવારી કરી પ્રચંડ બહુમતીથી વિજય મેળવી અને કોંગ્રેસે ગુમાવેલી આબરૂ શિવદાસ બાપા દ્વારા નખત્રાણા તાલુકા પૂરતી પાછી મેળવી.

યાદશક્તિ માટે એમ કહી શકાય કે શિવદાસબાપા એક જીવતું- જાગતું કોમ્પ્યુટર હતા.

જ્ઞાતિની સેવા માટે શિવદાસ બાપાએ આપેલો સમય, શક્તિ અને નાણાંનો ભોગ જ્ઞાતિ હંમેશાં યાદ કરશે. અ.ભા.ક.ક. પાટીદાર સમાજની પ્રથમ પરિષદમાં સર્વસંમતિથી સામાજિક ધારાધોરણો બનાવવામાં આવ્યાં. એમાં શિવદાસ બાપાની કુનેહ કામ લાગી હતી.

૯૫ વર્ષનું નિરોગી જીવન જીવેલા શિવદાસ બાપાએ પોતાની જિંદગીમાં ખૂબ તડકા-છાંયા જોયા અને વિપરીત સંજોગોમાં પણ પોતાના સિદ્ધાંતોમાંથી ચલિત ન થયા.

## ખીમજીભાઈ નાગજી લીંબાણી

કચ્છ જિલ્લાના નખત્રાણા તાલુકાના મથલ ગામે લીંબાણી પરિવારમાં જન્મેલા ખીમજીભાઈ નાગજી લીંબાણીને નાનપણથી જ શિક્ષણ પ્રત્યે રુચિ હતી. જે આગળ જતાં શિક્ષણ વ્યવસાયમાં માસ્તર તરીકે પરિણમી. શ્રી ખીમજીભાઈ સદાય ‘‘માસ્તર’’ના હુલામણા નામથી ઓળખાતા હતા.

યુવા વયના શ્રી ખીમજીભાઈ ઈ.સ. ૧૯૪૫માં કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજમાં સક્રિય રીતે જોડાયા. તે સમયની



સુધારાવાદી પ્રવૃત્તિ અને સેવાકીય કાર્યમાં સમર્પિત બન્યા.

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની વિધિવત સ્થાપના થઈ ત્યારે સમાજના પ્રથમ મંત્રી બન્યા અને વર્ષો સુધી સમાજનું ઓફિસ કાર્ય સંભાળ્યું. રાજકારણ સાથે પણ સંકળાયેલા ખીમજીભાઈ ઈ.સ. ૧૯૬૫ના ગાળામાં નખત્રાણા તાલુકા પંચાયતના પ્રમુખ બન્યા. અને આગળ જતાં ઈ.સ. ૧૯૭૨માં ગુજરાત વિધાનસભામાં કોંગ્રેસ પથની ટિકિટ પર ચૂંટાઈ ધારાસભ્ય બન્યા.

ઈ.સ. ૧૯૭૨માં તેઓની સમાજ સેવાની કદરરૂપ સમાજના પ્રમુખશ્રી તરીકે નિમણૂંક કરવામાં આવી. સતત ૧૫ વર્ષ સુધી પ્રમુખ પદ નિભાવ્યા બાદ સમાજના ટ્રસ્ટીશ્રી બનીને નિવૃત જીવન ગુજારેલ.

ધાર્મિક અને આધ્યાત્મિક રીતે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ ને ઈષ્ટદેવ માનનાર ખીમજીભાઈ પ. પૂ. પાંડુરંગ શાસ્રી 'દાદા'ના અતિ પ્રિય હતા. અને એટલે જ મથલ ખાતેનું વશિષ્ટ ઉપવન આજે પણ એટલું જ નવપલ્લવીત છે.

અબોલ પશુઓ પ્રત્યે કરુણા ધરાવતા વડીલોના સંગાથે મથલ કચ્છ ખાતે જ ગૌસેવા કેન્દ્ર ઊભું કર્યું જે અત્યારે પણ અનેક અબોલ જીવોની આંતરડી ઠારે છે.

## પ્રેમજીભાઈ પુંજાભાઈ વાસાણી

નાનપણથી જ સમાજ સેવાના વિચારોને વરેલા વિથોણ-કચ્છના વતની શ્રી પ્રેમજીભાઈ પુંજાભાઈ વાસાણી તેમની વિચક્ષણ બુદ્ધિથી સમાજમાં સતત આદરપાત્ર બન્યા.

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની રચના સમયે જ પ્રથમ સહમંત્રી બનીને સમાજમાં પદાર્પણ કરનાર પ્રેમજીબાપા સતત પ્રવૃત્તિશીલ રહ્યા. ઈ.સ. ૧૯૭૨ થી ૧૯૮૭ દરમ્યાન સમાજના મહામંત્રી બનીને સમગ્ર કચ્છનો પ્રવાસ ખેડ્યો હતો.

કન્યાકેળવણીના વિચારોને વરેલા પ્રેમજીબાપાએ પોતાનાં કાર્યકાળ દરમ્યાન જ નખત્રાણા અને ભુજમાં કન્યા છાત્રાલયોને ધમધમતાં કર્યાં. પાછળથી ઈ.સ. ૧૯૮૭ થી બે વખત સમાજનું પ્રમુખપદ સંભાળ્યું અને શેષ જીવનમાં ટ્રસ્ટીશ્રી તરીકે પણ સક્રિય કાર્ય કર્યું.

દેશની આઝાદી પહેલાંનો સમાજ અને વડીલોની દારુણ પરિસ્થિતિનો ચિતાર અવારનવાર નવી પેઢીના વિદ્યાર્થીઓને આપતા અને કહેતા કે આપણા વડીલોએ કરાંચી સિંધમાં છાગળ



બાંધી કરવત વેરીને દિવસો ગુજાર્યા છે. હવે તમોને અભ્યાસ કરવાની સગવડ મળી છે તેનો પૂરેપૂરો ઉપયોગ કરો. શિસ્ત અને સમય પાલનના ચુસ્ત આગ્રહી એવા પ્રેમજીબાપા કોઈપણ ગામે મીટિંગ હોય ત્યારે નિર્ધારિત સમયથી પાંચ મિનિટ પહેલાં જ પહોંચતા અને સાથી કાર્યકરોને પણ સમયપાલનનો આગ્રહ રાખતા.

## મણિલાલભાઈ પુંજાભાઈ રામાણી

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના મુખ્ય મથક નખત્રાણાના વતની શ્રી મણિલાલભાઈ પુંજાભાઈ રામાણીએ મુખ્યત્વે સમાજ સેવાની શરૂઆત મુંબઈ ખાતેથી જ કરી.

કેન્દ્રીય સમાજમાં સક્રિય ભાગ ભજવતા આવેલ મણિબાપા ૧૯૯૩ થી ૧૯૯૬ દરમ્યાન કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી તરીકે સર્વાનુમતે વરાયા. શબ્દપાલન અને શિસ્તના કડક આગ્રહી મણિબાપા સમાજમાં જિદ્દી સ્વભાવના કારણે અનેરી છાપ ધરાવતા હતા.



મુંબઈ સ્થાયી હોવા છતાં માદરે વતન નખત્રાણા ખાતે ગૌશાળા, નખત્રાણા કેળવણી સમિતિ (પ્રાથમિક કન્યાશાળા અને કન્યા હાઈસ્કૂલ) રામાણી પરિવાર, વાંઢાય સંસ્થા, હરિદ્વાર સંસ્થા જેવી અનેક સેવાભાવી સંસ્થાઓ સાથે સંકળાયેલા રહ્યા હતા.

## ખીમજીભાઈ લખમશીભાઈ લીંબાણી

યુવાનો અને યુવકસંઘનો પર્યાય બનેલા શ્રી ખીમજીભાઈ લખમશીભાઈ લીંબાણી નખત્રાણા-કચ્છ હાલે કોલકાતાવાળા કિશોર વયે જ ઈ.સ. ૧૯૬૦ના સમાજના પ્રથમ અધિવેશન સમયે ઓફિસ કાર્યમાં વડીલો સાથે જોડાયા.



યુવાવયે જ શુદ્ધ સનાતની અને ક્રાંતિકારી વિચારો ધરાવતા ખીમજીભાઈએ સમાન વિચારો ધરાવતા યુવાનોની મીટિંગ કોલકાતા ખાતે ૧૯૭૨માં બોલાવી. યુવા શક્તિના સંગઠનનો એડહોક ધોરણે પાયો નંખાયો. સમાજમાં એ સમયે વિવાદાસ્પદ બનેલ દીકરીઓનાં ઉત્તર ગુજરાત તરફ થતાં લગ્નને અટકાવવા આ યુવાનોની ટીમ સક્રિય બની અને સમાજને પોતાની તાકાત બતાવી આપી.

૧૯૭૭ના બીજા અધિવેશનમાં યુવકસંઘની બંધારણીય રચના અને સંમેલનથી સમાજમાં પૂરેપૂરા છવાઈ ગયા. આગળ જતાં સમાજના ઉપપ્રમુખશ્રી બન્યા અને ૧૯૯૯થી ૨૦૦૨ દરમ્યાન સમાજના સર્વોચ્ચ પદ પ્રમુખપદે કાર્ય સંભાળ્યું.

પ્રમુખપદના કાર્યકાળ દરમ્યાન જ કચ્છના ભૂકંપે કચ્છને ખેદાનમેદાન કર્યું. તેને પાછું પાટે ચડાવવાનું કપરું કાર્ય સંભાળ્યું. પ્રમુખ પદ છોડ્યા બાદ ટ્રસ્ટીશ્રી તરીકે કાર્ય સંભાળ્યું. સભાઓમાં ડિસિપ્લિનના આગ્રહી ખીમજીભાઈએ પ્રમુખપદ દરમ્યાન પણ ગરિમા જાળવી રાખી.

નખત્રાણા ખાતે સમાજ દ્વારા ચાલતી દેવાશિષ હૉસ્પિટલમાં ટ્રસ્ટીશ્રી અને પ્રમુખશ્રીની જવાબદારી સંભાળતા ખીમજીભાઈ અત્યારે શેષ જીવન કોલકાતા ખાતે ગુજારે છે.

## વાલજીભાઈ શિવજીભાઈ વાડીયા



લખપત તાલુકાના દયાપરના વતની શ્રી વાલજીભાઈ શિવજી વાડીયાએ શરૂઆતનો સમય મુંબઈ ખાતે વ્યવસાય અર્થે ગુજાર્યા બાદ અત્યારે જામનગર ખાતે સ્થાયી થયા છે.

વ્યવસાયની સાથે જ સમાજના સૌરાષ્ટ્ર વિસ્તારના ભાઈઓના સંગઠનમાં જોડાયા. કચ્છમાં પણ લખપત તાલુકાના પાટીદાર ભાઈઓનું સંગઠન છે. તેનું છેલ્લાં ૨૦ વર્ષથી પ્રમુખપદ સંભાળે છે.

લખપત તાલુકામાં ૧૦૦ ટકા સમૂહલગ્નનો શ્રેય તાલુકાની પ્રજા સાથે જ વાલજીભાઈ વાડીયાને જાય છે. તેમની સંગઠન શક્તિ પિછાણીને કેન્દ્રીય સમાજમાં જે તે સમયે ઉપપ્રમુખશ્રી તરીકે નિમણૂંક આપવામાં આવી.

પોતાની આગવી કોઠાસૂઝ ધરાવતા વાલજીભાઈ ઈ.સ. ૨૦૦૨ થી ૨૦૦૮ બે ટર્મ માટે કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી તરીકે ચૂંટાયા. પ્રમુખપદની પ્રથમ ટર્મ દરમ્યાન પોતાની ટીમ સાથે સમગ્ર ભારતમાં સમાજવિકાસ યાત્રાનું સફળ આયોજન કર્યું. જ્ઞાતિજનોને કેન્દ્રીય સમાજ તરફ આકર્ષ્યાં. સમગ્ર ભારતની સમાજોને વધુ સક્રિય બનાવવા માટે ૨૯ ઝોનની રચના કરી.

સતપંથ સનાતન પ્રશ્નોના નિરાકરણ લાવવા તેમની સમાધાન વિચારધારાને અમલમાં મૂકી. જેના કારણે કેટલીક સફળતા મળી. પરંતુ કાયમી નિરાકરણ લાવવામાં અસફળ રહ્યા.

શ્રી વાલજીભાઈ વાડીયા અત્યારે કેન્દ્રીય સમાજમાં ટ્રસ્ટીપદ ઉપર રહીને સક્રિય સમાજસેવા કરી રહ્યા છે.

## રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી

'વિરાણી-મોટી' એ કેન્દ્રીય સમાજ માટે અનેક સામાજિક આગેવાનો અને સંતો આપ્યા. સમાજના આદ્યસુધારક શ્રી નારણજી બાપા લીંબાણી, શ્રી રતનશીભાઈ ખેતાણી, શ્રી શિવદાસભાઈ નાકરાણી જેવા વડીલોની સમાજસેવાના પાયાના મજબૂત કાર્યોના આધારે સમાજ અડીખમ ઊભો છે.

આવા વીરણી ગામે જ જન્મેલા સમાજના વર્તમાન પ્રમુખશ્રી રામજીભાઈ કરમશીભાઈ નાકરાણીએ પોતાના ધંધાના સ્થળ રાયપુર (છત્તીસગઢ) સ્થળેથી જ સામાજિક સેવાકાર્યની શરૂઆત કરી. શરૂઆતમાં રાયપુર આવતાં ભાઈઓને દરેક રીતે મદદરૂપ બનતા રામજીભાઈ રાયપુર અને છત્તીસગઢ રાજયના સમાજમાં પણ સક્રિય રહ્યા.



કેન્દ્રીય સમાજમાં ઉપપ્રમુખશ્રી તરીકે જોડાયા બાદ શ્રી વાલજીભાઈ વાડીયાની ટીમમાં સાથે રહીને સમાજ વિકાસયાત્રા દ્વારા સમગ્ર ભારતમાં જાણીતા બન્યા. પ. પૂ. પાંડુરંગ શાસ્ત્રીના સ્વાધ્યાય પરિવારના વિચારો ધરાવતા. રામજીભાઈ ઉપર અત્યારે સમાજની સ્થાપનાનાં ૫૦ વર્ષની સુવર્ણજયંતી મહોત્સવની વિશેષ જવાબદારી આવેલ છે. આ સમયે જ સમાજમાં સનાતન-સતપંથના વિચારો વચ્ચે અટવાયેલા સમાજને સાચો રસ્તો બતાવવાની જવાબદારી આવેલ છે.

ઉમા દર્પણ, ઉમા એજ્યુકેશન ટ્રસ્ટ, જી.એમ.ડી.સી. કૉલેજ, વીરાણી સમાજ જેવી વિવિધ સંસ્થાઓ સાથે સંકળાયેલ નિખાલસ સ્વભાવના રામજીભાઈ બાયપાસ સર્જરી કરાવેલ હોવા છતાં સ્ફૂર્તિથી કાર્ય સંભાળી રહ્યા છે.

# અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘ

- અબજીભાઈ વિશ્રામ કાનાણી

Wrong date. Actual date is VS 1974 ie., year 1918.

Further, name of Yuvak Mandal may not be correct.

સંવત ૧૯૬૭ ના અરસામાં જ્ઞાતિરત્ન સ્વ. નારાયણજી રામજી લિમ્બાણીના માર્ગદર્શન હેઠળ જ્ઞાતિ સુધારાનું કામ નીડરપણે અને વ્યવસ્થિત રીતે કરવું જોઈએ એવા વિચારોથી ઘાટકોપર-મુંબઈ માં જ્ઞાતિના સર્વે સુધારક યુવાનો સાથે મળી "શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક મંડળ" ની સ્થાપના કરવામાં આવી. તેની અંદર જ્ઞાતિના ઉત્સાહી અને નીડર યુવાનોનો સારો સાથ મળવા માંડ્યો. એટલુંજ નહી પણ દર અઠવાડીયે સભાઓ ભરાવા લાગી અને હિન્દુ સનાતન ધર્મને હૃદયમાં ધારણ કરનાર સુધારક યુવાનો ખૂબ રસપૂર્વક સાથ આપવા લાગ્યા. ધાર્મિક અંધશ્રધ્ધા દૂર કરવાની સાથે સાથે જ્ઞાતિમાં ચાલતા બાળ લગ્ન જેવા બીજા કુરિવાજો બાબતે પણ ચર્ચાઓ થતી.

યુવક મંડળના સેક્રેટરી ભાઈશ્રી રતનશી ખીમજી ખેતાણી વિરાણીવાળા એ ખૂબ તન-મન-ધનથી સુધારાના કામને ઉપાડી લીધું.

આ મંડળ દ્વારા પ્રથમ પરિષદ (સંમેલન) કરાંચીમાં તા. ૮ થી ૧૧ ઑગસ્ટ ૧૯૨૦ માં બીજી પરિષદ કરાંચીમાં તા. ૭ થી ૯ ઓકટોબર ૧૯૨૨ માં અને ત્રીજી પરિષદ ઘાટકોપર-મુંબઈમાં તા. ૧૪ થી ૧૭ એપ્રીલ ૧૯૨૪ માં ભરી જ્ઞાતિમાં હિન્દુ સનાતન ધર્મના પ્રચારથી શુધ્ધીકરણની પ્રક્રિયાને ખૂબ વેગ મળેલ. આ રીતે યુવક મંડળની સ્થાપના વર્ષો પહેલાં જ્ઞાતિમાં સુધારાની પ્રક્રિયાઓ માટે કરવામાં આવેલ. સમાજ સુધારણાનું કાર્ય કરતું તે વખતનું યુવક મંડળ આખરે શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ રચનામાં પરિવર્તન થયેલ. ત્યારના સુધારાવાદી જ્ઞાતિજનો દ્વારા "શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ" ના નામથી સમસ્ત ભારતીય લેવલે જ્ઞાતિની સમાજની વિધિવત રચના કરવામાં આવી.

અખિલ ભારતીય લેવલે સમાજની વિધિવત રચના થયા બાદ યુવાનોની અંદર પણ એવી ભાવના અને લાગણી થવા લાગી કે અખિલ ભારતીય લેવલે યુવક મંડળની પણ વિધિવત રચના કરવી જોઈએ. આ માટે કલકતાના યુવાન ભાઈઓએ બીડુ ઝડપીને તા. ૨૪,૨૫ અને ૨૬ ડિસેમ્બર ૧૯૭૨ માં શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ કલકતાના સંયોજન થી જુદા જુદા પ્રાંતોના યુવા પ્રતિનિધિઓની સભા ભરવામાં આવી. એની અંદર અખિલ ભારતીય લેવલે મંડળની રચના કરવાનું નક્કી કરવામાં આવેલ-જેનું નામ "શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ" રાખવાનું નક્કી કરવામાં આવેલ. આ યુવાનોની સભામાં નીચે મુજબના પાંચ ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ.

**ઠરાવ-૧** અખિલ ભારતીય ધોરણે યુવક સંમેલન બોલાવવા સંબંધે :-

યુવકોમાં પરસ્પર સ્નેહ, સહકાર અને સંગઠનની ભાવના વધારવા અને જ્ઞાતિમાં ઉભા થતા અનિષ્ઠો સામે અવાજ ઉઠાવવા યુવક સંમેલન યોજવું. આ સંમેલન સં.૨૦૩૦ (ઈ.સ.૧૯૭૪) માં કચ્છ મધ્યે નખત્રાણા ખાતે યોજવું.

**ઠરાવ-૨** અખિલ ભારતીય ધોરણે યુવક મંડળની રચના સંબંધે :-

અખિલ ભારતીય ધોરણે યુવક સંગઠનની સ્થાપના કરવી. આ સંગઠનનું નામ "શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ" રહેશે. સંઘની રચના માટે સંવિધાન (બંધારણ) તૈયાર કરવા તેમજ સંવિધાન અમલમાં આવે ત્યાંસુધી કાર્ય ચલાવવા માટે ૩૫ સભ્યોની તદર્થ સમિતિની રચના કરવી.

**ઠરાવ-૩** શ્રી અખિલ ભારતીય ક.ક.પા. સમાજે સમયે સમયે પસાર કરેલ જ્ઞાતિના ઠરાવોના અમલ કરાવવા સંબંધે :-

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજે સમયે સમયે પસાર કરેલ જ્ઞાતિના ઠરાવોનો ચુસ્તપણે અમલ કરાવવો. અનિવાર્ય સંજોગોમાં નિયમોનો ભંગ થાય તેવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય ત્યારે પહેલાં પોતાની સ્થાનિક સમાજ તેમજ શ્રી અખિલ ભા.ક.ક.પા. સમાજની લેખિત મંજૂરી મેળવવાની રહેશે.

**ઠરાવ-૪** કન્યા કેળવણી સંબંધે :-

સમાજની બહેનોને કેળવણીના પંથે આગળ લાવવા યુવક મંડળોએ ગામે ગામે કન્યા કેળવણીનો પ્રચાર કરવો. કન્યા છાત્રાલયોની યોગ્ય સ્થળે વહેલાંમાં વહેલી તકે સ્થાપના થાય તે બાબત યુવક સંઘે સમાજને વિનંતી કરવી.

**ઠરાવ-૫** સનાતન ધર્મનો પ્રચાર અને ધાર્મિક સંગઠન સંબંધે :-

સમાજમાં ચાલતી અંધશ્રધ્ધાઓને નાબુદ કરવા યુવક સંઘે સનાતન ધર્મનો પ્રચાર કરવો અને યુવકોએ ધાર્મિક ભાવના કેળવાય તે માટે ધાર્મિક સભાઓ તેમજ સંમેલનોમાં ભાગ લેવો. અખિલ ભારતીય ધોરણે ધાર્મિક સંસ્થાની સ્થાપનાના પ્રયાસો કરવા માટે સમાજને યુવક સંઘ વતી વિનંતી કરવી.

ઉપરોક્ત ઠરાવોના અમલીકરણ માટે તેમજ આગળની કાર્યવાહી કરવા માટે ૩૫ સભ્યોની તદર્થ સમિતિ દેશ ભરમાંથી નીચે મુજબના મુખ્ય સાત વિભાગો પાડી નિયુક્ત કરવાનું નક્કી કરવામાં આવેલ.

(૧) પૂર્વ ભારત (૨) મધ્ય ભારત (૩) ઉત્તર ભારત (૪) દક્ષિણ ભારત (૫) મહારાષ્ટ્ર

(૬) કચ્છ (૭) કચ્છ સિવાય ગુજરાત

ઠરાવનં. ૧ અને ૨ સંગઠનને લગતા છે આ માટે દરેક યુવક મંડળોએ પ્રચાર કરવો અને ઠરાવનં. ૩,૪ અને ૫ સંસ્થાના પ્રાથમિક કાર્ય તરીકે સ્વીકારેલ છે તે મુજબ યુવક સંઘના સંગઠન કાર્યની સાથે આ ઠરાવોને અમલી બનાવવા પ્રયત્ન કરવાના રહેશે. એવું નક્કી કરવામાં આવેલ.

ફેબ્રુઆરી ૧૯૭૩ માં પૂના મધ્યે યુવા પ્રતિનિધિઓની સભામાં સંસ્થાનું વ્યવસ્થિત રૂપ આપવામાં આવેલ અને વહીવટ ચલાવવા માટે તદર્થ સમિતિ અને માર્ગદર્શન આપવા માટે સલાહકાર સમિતિની રચના કરવામાં આવેલ. આ સભામાં સંસ્થાના ઉદ્દેશો, પ્રવૃત્તિઓ, કાર્યક્ષેત્ર, સભ્યપદ વિગેરે બાબતો ઉપર ચર્ચા-વિચારણા બાદ નિર્ણયો લેવાયેલ અને તે મુજબ બંધારણ તૈયાર કરવા નીચે મુજબના પાંચ સભ્યોની બંધારણ રચના સમિતિની નિયુક્તી કરવામાં આવેલ.

(૧) પચાણ શીવજી નાકરાણી - નાગપુર (૨) માવજી પેથા પોકાર - મુંબઈ (૩) અખેરામ પ્રેમજી માનાણી - કલકતા

(૪) રતિલાલ એલ છાભૈયા - તલોદ (૫) નાનાલાલ વી. ઉકાણી - ભુજ

ઉપરોક્ત બંધારણ સમિતિ એ વિશદ ચર્ચા વિચારણાના અંતે આ બંધારણનો સંપૂર્ણ મુસદો તૈયાર કરેલ - જે ઓકટોબર ૧૯૭૩ માં તખતગઢ (હડમતીયા-કંપા) માં મળેલ તદર્થ સમિતિની બીજી સભામાં રજૂ કરવામાં આવેલ અને દરેક કલમો ઉપર ચર્ચા વિચારણાના અંતે જરૂરી ફેરફાર સાથે આ બંધારણ સર્વાનુમતે પસાર કરવામાં આવેલ.

ભારતભરમાં યુવક સંઘની રચનાનો હેતુ, તેના આદર્શો પ્રવૃતિઓ અને ભાવિ કાર્યક્રમોને વ્યવસ્થિતપણે રજૂ કરવા તદર્થ સમિતિની વધુ ચાર સભાઓ અનુક્રમે સપ્ટેમ્બર-૧૯૭૪ માં જબલપુર, સપ્ટેમ્બર ૧૯૭૫ માં હૈદ્રાબાદ-સિકન્દ્રાબાદ, ઓકટોબર ૧૯૭૬ માં ઈન્દોર, અને એપ્રીલ-૧૯૭૭ માં નખત્રાણા માં યોજવામાં આવેલ.

બંધારણ સમિતિએ તૈયાર કરેલ બંધારણ ભારતભરમાં પ્રાંતોના કુલ ૨૫૦ પ્રતિનિધિઓની વિષય વિચારણી સમિતિની સભામાં રજૂ કરવામાં આવેલ - દરેક કલમો - પેટા કલમો ઉપર ઝીણવટભરી ચર્ચા વિચારણા બાદ જરૂરી ફેરફાર સાથે જાહેર અધિવેશનમાં બહાલી માટે તૈયાર કરવામાં આવેલ.

તા. ૨૩-૫-૧૯૭૭ ના બપોર પછી પાટીદાર વિદ્યાર્થીભવન નખત્રાણાના પ્રાંગણમાં દેશભરમાંથી પધારેલ હજારો યુવક-યુવતિઓની વિશાળ ઉપસ્થિતિમાં યુવક સંઘના પ્રથમ અધિવેશનમાં યુવક કાર્યકર્તા શ્રી ખીમજી લખમશી લિમ્બાણીના પ્રમુખપણા હેઠળ યુવકસંઘનું બંધારણ સર્વાનુમતે પસાર કરવામાં આવેલ અને શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘને વિધિવત બંધારણીય સંસ્થા તરીકે જાહેર કરવામાં આવેલ. તે સાથેજ તદર્થ સમિતિના સ્થાને પ્રાંતવાર પ્રતિનિધિઓની બનેલી પ્રથમ કાર્યવાહક સમિતિની રચના કરવામાં આવેલ.

યુવક સંઘના બંધારણ મુજબ ભારતભરમાં સ્થપાયેલ કચ્છ કડવા પાટીદારના યુવક મંડળો આ યુવકસંઘના સામાન્ય સભ્યો ગણાશે.

યુવક સંઘની સ્થાપનાથી ૧૯૮૪ સુધી સંઘનું મુખ્ય કાર્યાલય કલકતા રાખવામાં આવેલ. ૧૯૮૪ માં ઉમીયા માતાજી સંસ્થાન વાંઢાય મધ્યે મળેલ સામાન્ય સભામાં મુખ્ય કાર્યાલય પાટીદાર વિદ્યાર્થીભવન નખત્રાણા ખાતે રાખવાનું નક્કી કરવામાં આવેલ ત્યારથી યુવક સંઘનું મુખ્ય કાર્યાલય નખત્રાણા પાટીદાર વિદ્યાર્થીભવન ખાતે જ કાર્યરત છે.

યુવક સંઘના મુખ્ય ઉદ્દેશો :-

(૧) કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના યુવક-યુવતિઓને એક સુત્રે બાંધી પરસ્પર પ્રેમ, સહકાર, સેવા, સંગઠન તેમજ સામાજીક અને રાષ્ટ્રીય ભાવના કેળવવી.

(૨) સમાજમાં કેળવણીનો ફેલાવો થાય તેવા પ્રયત્નો કરવા અને કન્યા કેળવણીને વેગ આપવો.

(૩) સમાજના આર્થિક રીતે નબળા ભાઈ-બહેનોને શિક્ષણક્ષેત્રે તેમજ અન્યક્ષેત્રે જરૂરી દરેક પ્રકારની સહાયતા કરવી અને સહાયતા અપાવવા પ્રયત્નો કરવા.

(૪) શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજે સમયે સમયે પસાર કરેલ જ્ઞાતિ નિયમોનું પાલન કરાવવું તેમજ સમાજમાં ચાલતી ધાર્મિક અંધશ્રધ્ધા તેમજ કુરીવાજો નાબુદ કરવા પ્રયત્નો કરવા અને તે માટે અસરકારક પગલાં લેવાં.

ઈ.સ. ૨૦૦૮ માં સુધારેલા બંધારણના ઉદ્દેશેયોમાં આકસ્મિક સંજોગોમાં સભ્યના પરિવારને આર્થિક સુરક્ષા પુરી પાડવી તેવું ક્રમ નં. ૧ માં ઉમેરવામાં આવેલ.

યુવક સંઘના ઉદ્દેશ્યો પાર પાડવા માટે યુવક સંઘ દ્વારા નીચે મુજબની પ્રવૃતિઓ અને પ્રયત્નો કરવામાં આવેલ છે.

(૧) ભારતભરમાં ફેલાયેલ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના યુવક મંડળોના ભાઈ-બહેનોને પરસ્પર પ્રેમ, સહકાર, સેવા અને સંગઠનના સુત્રે બાંધવા અવારનવાર જુદા-જુદા સ્થળે અને સમયે યુવક સંઘની સભાઓ યોજવામાં આવેલ છે.

(૨) યુવક સંઘની સ્થાપના પછી વિવિધ સ્થળોએ સંઘની પ્રેરણાથી યુવક મંડળોની સ્થાપના કરવામાં આવેલ છે. તેવા મંડળો ખૂબ સક્રીય રીતે સમાજોપયોગી કાર્યો કરી રહ્યા છે.

(૩) જ્ઞાતિમાં શિક્ષણનો ફેલાવો થાય અને તેજસ્વી વિદ્યાર્થી ભાઈ-બહેનોને પ્રોત્સાહન મળે તે માટે યુવક સંઘ દ્વારા ગ્રેજ્યુએટ, પોસ્ટ ગ્રેજ્યુએટ, ડિપ્લોમા હોલ્ડર અને પ્રોફેશનલ ડિગ્રી મેળવનાર

વિદ્યાર્થી ભાઈ-બહેનોને યુવક સંઘના ખર્ચે બોલાવી જાહેર સન્માન કરવામાં આવેલ.

(૪) ઉચ્ચ શિક્ષણને પ્રોત્સાહન આપવા માટે યુવક સંઘ દ્વારા વલ્લભ વિદ્યાનગર ખાતે ૧૯૮૮ થી ભાડાના મકાનમાં પ્રાયોગિક ધોરણે જ્ઞાતિના વિદ્યાર્થી-ભાઈઓ માટે હોસ્ટેલ ચાલુ કરવામાં આવેલ, ત્યારબાદ હોસ્ટેલ લાયક મકાન ખરીદી સમાજના વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણમાં સહાયરૂપ થયેલ છે.

(૫) રમત ગમતને પ્રોત્સાહન આપવા માટે યુવક સંઘ દ્વારા પૂના ખાતે ૧૯૯૫ માં, ગાંધીનગર ખાતે ૨૦૦૨માં, સુરત ખાતે ૨૦૧૦ માં અખિલ ભારતીય કક્ષાએ રમતોત્સવનું સફળ આયોજનો કરવામાં આવેલ, જેમાં વિવિધ રમતોમાં ભાગ લેવા માટે દેશભરમાંથી જુદી-જુદી સમાજ / ઝોનોના જ્ઞાતિના ખેલાડી ભાઈ-બહેનો ઉમટી પડ્યા હતા, આ રમતોત્સવમાં સમાજમાં રહેલા પ્રતિભાશાળી ખેલાડીઓને બહાર લાવવાનો મોકો આપ્યો હતો.

(૬) શ્રી અખિલ ભારતીય ક.ક.પા. સમાજે સમયે સમયે પસાર કરેલ જ્ઞાતિ રીત-રિવાજોના ઠરાવોને અમલી બનાવવા સંઘના કાર્યકર્તાઓ હંમેશા પ્રયત્નશીલ રહ્યા છે. અને સમાજ ઉપયોગી કાર્યો કરવા સતત સક્રીય રીતે પ્રયત્નશીલ છે.

(૭) યુવકસંઘની સ્થાપના થઈ તે અરસામાં આપણી સમાજમાં કચ્છમાંથી આપણી દીકરીઓને દલાલો મારફતે ઉંઝા તરફ પરણાવી દેવામાં આવતી હતી. જે આપણી સમાજ માટે લાંછનરૂપ હતું. તે સામે યુવકસંઘે પડકાર ફેંકી અતિશય જહેમત ઉઠાવી આ કન્યા વિક્રયની પ્રવૃત્તિ બંધ કરાવી. આ લાંછનરૂપ કલંકમાંથી સમાજને ઉગારી ભગીરથ કાર્ય કરેલ છે.

(૮) અખિલ ભારતીય ક.ક.પા. સમાજ રચના પછી યુવાનોમાં શિક્ષણનું પ્રમાણ વધતું જતુ હતું. તેની સામે યુવતિઓમાં શિક્ષણનું પ્રમાણ નહિવત હતું. જેથી જૂના સગપણો તુટવાના પ્રમાણ વધી ગયાં હતાં. છૂટાછેડાનું પ્રમાણ પણ વધી ગયું હતું. તે બદી સામે પણ યુવકસંઘે જહેમત ઉઠાવીને ખોટી રીતે થતા છૂટાછેડાના પ્રમાણને નહીંવત કરાવી દીધેલ.

(૯) જ્ઞાતિ રીત રીવાજોના ધારાધોરણોમાં કલમ-૧૮ અને કલમ-૧૯ નો સમાવેશ પણ યુવકસંઘના ભગીરથ પ્રયત્નોનું જ પરિણામ છે.

(૧૦) કેન્દ્રીય સમાજ અને યુવકસંઘના ૧૯૭૭, ૧૯૮૫ અને ૧૯૯૩ નખત્રાણામાં યોજાયેલ અધિવેશનને સફળ બનાવવામાં પણ યુવકસંઘનું યોગદાન નોંધપાત્ર છે.

(૧૧) સમાજમાં ધાર્મિક અંધશ્રધ્ધા દૂર કરવા અને એકતા સાધવા માટે પણ યુવકસંઘે યથોચિત પ્રયત્નો કરેલા છે.

(૧૨) યુવકસંઘના કાર્યો સમગ્ર ભારતભરમાં સરળતાથી નિયિમત સારી રીતે ચાલતા રહે અને યુવકસંઘની પ્રવૃત્તિને વેગ મળે તે માટે ૧૯૯૯માં નીચે મુજબના સાત સભ્યોની અભ્યાસ આયોજન સમિતિની ભલામણો પૈકીની ભારતભરમાં યુવકસંઘના નવ ઝોન રચી દરેક ઝોનની કારોબારીની રચના કરી જેથી યુવકસંઘના કાર્યના સંકલનમાં તેમજ કાર્ય વેગવાન બનાવવામાં અતિ મહત્વનો ભાગ ભજવેલ છે.

**અભ્યાસ આયોજન સમિતિ :-**

(૧) ચંદુલાલ હંસરાજ પોકાર - ભુજ (કન્વીનર) (૨) ડૉ. પ્રેમજી રામજી ગોગારી - ગાંધીધામ (૩) દેવજી માવજી લીંબાણી - ભુજ (૪) જયેશભાઈ સોમજી છાભૈયા - ભુજ (૫) સુરેશભાઈ મનજી ચૌહાણ - લુડવા (૬) અબજી વિશ્રામ કાનાણી - વડોદરા (૭) દેવશંકર સોમજી ધનાણી - વડોદરા

અભ્યાસ આયોજન સમિતિના અહેવાલને યુવકસંઘની તે વખતની કારોબારીએ સ્વીકારી તેને અમલમાં મુકેલ. પ્રમુખશ્રી મનસુખભાઈ વિશ્રામ રૂડાણી અને મહામંત્રી મોહનભાઈ છાભૈયા અને અન્ય હોદ્દેદારો - કાર્યકર્તાઓએ ખૂબ જ જહેમત ઉઠાવી પોતાનો કિંમતી સમય ફાળવી ભારતભરમાં જઈને નીચે મુજબ નવ ઝોનની રચના કરવામાં આવી.

**ઝોન-૧ :-** મધ્ય ગુજરાત ઝોનની રચના આણંદ મુકામે તા. ૧૯-૯-૧૯૯૯ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે નરસિંહ ભાવાણી સુરત અને મંત્રી તરીકે ચંદુભાઈ ભાદાણી - આણંદની વરણી કરવામાં આવેલ.

**ઝોન-૨ :-** ઉત્તર ગુજરાત ઝોનની રચના હિંમતનગર મુકામે તા. ૩૦-૧૦-૯૯ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે અમૃતભાઈ રામાણી રાજપુરાકંપા તથા મંત્રી તરીકે સુરેશભાઈ રામજીયાણી ખેડબ્રહ્માની વરણી કરવામાં આવી.

**ઝોન-૩ :-** કચ્છ ઝોનની રચના વાંઢાય મુકામે તા. ૫-૧૨-૯૯ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે ચંદુભાઈ હંસરાજ પોકાર અને મંત્રી તરીકે જયેશભાઈ છાભૈયા ભુજની વરણી કરવામાં આવી.

**ઝોન-૪ :-** મધ્ય ભારત ઝોનની રચના રાયપુર મુકામે તા. ૩૦-૪-૨૦૦૦ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે મગનભાઈ પોકાર નાગપુર અને મંત્રી તરીકે જયંતિભાઈ રામાણીની વરણી કરવામાં આવી.

**ઝોન-૫ :-** ઉત્તર ભારત ઝોનની રચના દિલ્હી મુકામે તા. ૩-૯-૨૦૦૦ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે ડૉ. રવિભાઈ સેંધાણી અને મંત્રી તરીકે શ્રી વાલજીભાઈ માકાણીની વરણી કરવામાં આવી.

**ઝોન-૬ :-** પૂર્વ ભરત ઝોનની રચના કલકત્તા મુકામે તા. ૯-૯-૨૦૦૦ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે

રમણીકલાલ રૂડાણી અને મંત્રી તરીકે ચંદુભાઈ છાભૈયાની વરણી કરવામાં આવી.

**ઝોન-૭** :- મહારાષ્ટ્ર ઝોનની રચના નાસિક મુકામે તા. ૫-૧૧-૨૦૦૦ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે શરદભાઈ માવાણી નાસિક અને મંત્રી તરીકે શાંતિલાલ શાંખલા નાસિકની વરણી કરવામાં આવી.

**ઝોન-૮** :- મુંબઈ ઝોનની રચના મુંબઈ મુકામે તા. ૧૯-૧૧-૨૦૦૦ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે મહેન્દ્રભાઈ સેંઘાણી તથા મંત્રી તરીકે વિઠ્ઠલભાઈ માવાણીની વરણી કરવામાં આવી.

**ઝોન-૯** :- દક્ષિણ ભારત ઝોનની રચના બેંગ્લોર મુકામે તા. ૨૬-૫-૨૦૦૧ના રોજ કરવામાં આવી. ઝોન પ્રમુખ તરીકે કિશોરભાઈ ભગત તથા મંત્રી તરીકે રમેશભાઈ ગોરાણીની વરણી કરવામાં આવી.

ઉપરોક્ત ઝોન રચના કરી ઝોનોને કાર્યાન્વિત કરી યુવકસંઘની કાર્યવાહીમાં ખૂબ જ વેગ મળેલ તે સિવાય ૧૯૯૯ થી ૨૦૦૨ વચ્ચે નીચે મુજબની અગત્યની કાર્યવાહી થયેલ.

પાટીદાર સંદેશમાં યુવકસંઘના સમાચારો તથા લેખો રજૂ કરવા ખાસ કોલમ "યૌવન વિઝે પાંખ" શરૂ કરવામાં આવેલ જેમાં નિયમિત કોલમ લખવામાં આવેલ.

સમાજમાં પુત્રવધુઓના થતા અપમૃત્યુના કિસ્સાઓને રોકવા અને દોષિત લોકોને સજા થાય તેવા સુવ્યવસ્થિત પ્રયાસો કરેલ છે. અપમૃત્યુના કિસ્સાઓમાં યુવકસંઘના સ્થાનિક તેમજ કેન્દ્રીય કાર્યકર્તાઓએ સારી જહેમત ઉઠાવી સક્રિયતા દાખવેલ છે.

છૂટાછેડા ન થાય તેવા પ્રયત્નો યુવકસંઘ કરે છે. અનિવાર્ય સંજોગોમાં જ છૂટાછેડા થાય તેવી કાળજી રાખે છે.

અંકલેશ્વર મુકામે તા. ૯-૧૦-૨૦૦૦ના રોજ જીવનસાથી પરિચય મેળાનું સફળતાપૂર્વક આયોજન કરી સમાજસેવાનું પ્રસંશનીય કાર્ય કરેલ છે.

૨૬મી જાન્યુઆરી ૨૦૦૧ના રોજ કચ્છમાં આવેલ ધરતીકંપમાં સેવા કરવા યુવકસંઘના દરેક ઝોનના પદાધિકારીઓ - કાર્યકર્તાઓ તેમજ કેન્દ્રીય હોદ્દેદારો કાર્યકર્તાઓ કચ્છ આવી તન - મન - ધનથી રાત-દિવસ સેવા આપેલ જે અવિસ્મણીય છે.

૨૦૦૨ સુધીમાં યુવક સંઘના ભારતભરમાં નવ ઝોનોની વ્યવસ્થિત રચના કરી દેવામાં આવી. દરેક ઝોનમાં પ્રમુખ-મહામંત્રી વગેરે હોદ્દેદારો સહિતની કારોબારીની રચના કરી દેવામાં આવી. ઝોનો સક્રિય થવાથી ઝોનોમાં વ્યવસ્થિત કાર્યક્રમો થવા લાગ્યા. એ માટે દરેક ઝોનો માટે યુવક સંઘ દ્વારા કૉમન મિનિમમ એજન્ડા નીચે મુજબ નક્કી કરવામાં આવેલ.

૧. ધો. ૧૦ અને ધો. ૧૨ પછીના ઉચ્ચ અભ્યાસક્રમોના માર્ગદર્શન માટે શિક્ષણ શિબિરનું આયોજન કરવું. વેબસાઇટ દ્વારા જાણકારી મેળવવા જણાવવું. સરસ્વતી સન્માન કાર્યક્રમ ગોઠવવા.
૨. ઝોનની અનુકૂળતા મુજબ વર્ષ દરમ્યાન સાંસ્કૃતિક કાર્યક્રમ યોજવા.
૩. નિબંધ સ્પર્ધા તેમજ સાહિત્યકલાની સ્પર્ધાઓનું આયોજન કરવું.
૪. ઝોન લેવલે દર વર્ષે રમતગમત સ્પર્ધાઓનું આયોજન કરવું અને અમુક સમયાંતરે ભારતીય લેવલે યુવા મહોત્સવનું આયોજન કરવું.
૫. બિઝનેસ મેનેજમેન્ટ સેમિનાર - ઔદ્યોગિક સેમિનાર; સમાજના સફળ ઉદ્યોગપતિઓને ભારતભરમાંથી એકત્રિત કરી આજના સમયે નવા-નવા બિઝનેસ ઉદ્યોગના માર્ગદર્શન ખાસ વિષયોના તજ્ઞો દ્વારા અને સફળ ઉદ્યોગપતિઓના અનુભવ મેળવવા.
૬. ઝોન કક્ષાએ "જીવન સાથી પસંદગી" મેળાનાં આયોજન કરવાં.
૭. સંસ્કાર જતન ધાર્મિક - આધ્યાત્મિક કાર્યક્રમો યોજવા.
૮. સમાજમાં રાજકીય જાગૃતિ લાવવા પ્રયત્નો કરવા અને યોગ્ય ઉમેદવારને પ્રોત્સાહન આપવું.
૯. સ્થાનિકે ઊભી થતી નાનીમોટી સમસ્યાઓનું સમાધાન વહેલી તકે સ્થાનિક યુવક મંડળ - સમાજ અને મહિલા મંડળને સાથે રાખી તાત્કાલિક નિકાલ કરવા.

ઉપરોક્ત એજન્ડા મુજબ દરેક ઝોનમાં વ્યવસ્થિત કાર્યક્રમો થવા લાગ્યા. આ માટે ઝોનો તરફથી પોતાનાં યુવક મંડળોનો સંપર્ક કરવાનું ચાલુ થયું. આને લઈને યુવકોમાં સંપ અને સંગઠનની ભાવના વધવા લાગી. આ રીતે યુવક સંઘ સક્રિય રહેવા લાગ્યું.

મુંબઈની રેડ સ્વસ્તિક સંસ્થાના સાથ-સહકાર અને સાથે યુવક સંઘના કાર્યકર્તા મહેન્દ્રભાઈ સેંઘાણીની ટીમ દ્વારા અને ઝોનોના યુવક મંડળોના સાથ-સહકારથી ઠેર ઠેર આરોગ્ય શિબિરો (મેડિકલ કેમ્પો)નાં સુંદર આયોજનો થયાં અને હજુ ચાલુ જ છે. જેથી આપણી જ્ઞાતિના ભાઈઓ - બહેનોને ખૂબ જ રાહતરૂપ સગવડતા મળતી રહી અને મળતી રહે છે. જેની ખાસ નોંધ લેવા જેવી છે. તેની સાથે સાથે કુદરતી આફતોમાં અને અન્ય મુશ્કેલીઓમાં કઈ રીતે સામનો કરવો તે માટે "ડિઝાસ્ટર મૅનેજમેન્ટ"ના કાર્યક્રમો પણ મહેન્દ્રભાઈ સેંઘાણીની આગેવાની હેઠળની ટીમ દ્વારા યુવક મંડળો - ઝોનોના સાથ-સહકારથી સુંદર આયોજન થયાં અને થાય છે તે સરાહનીય છે.

લગભગ દરેક ઝોનોમાં ઝોન લેવલે ક્રિકેટ-વૉલીબૉલ જેવી રમતોની સ્પર્ધાનાં આયોજનો સુંદર રીતે થવા લાગ્યાં.

અમુક ઝોનોમાં યુવક સંઘના એજન્ડા મુજબના કાર્યક્રમોને વેગ આપવા માટે પોતાની રીતે કાર્યક્રમોને નામ આપેલ જેવા કે મધ્ય ગુજ ઝોન સ્વની શોધ અને વિકાસ અને સ્પર્શ ૨૦૦૪ નામ આપી યુવક મંડળોનો રૂબરૂ સંપર્ક કરીને યુવક સંઘના ઉદ્દેશો સમજાવી યુવક મંડળોને કાર્યવંત કરેલ. તેની પ્રેરણા લઈને બીજા ઝોનોમાં પણ એ રીતે કાર્યક્રમ થવા લાગ્યા.

મુંબઈ જેવા ઝોને તો બીજા કાર્યક્રમોની સાથે ટ્રેકિંગ અને ભારતના ખ્યાતનામ ડૉ. પ્રકાશ કોઠારી જેવાના સેક્સ ઉપરનાં પ્રવચનો ગોઠવેલ. ૨૬મી જાન્યુ. જેવા દિવસોએ કુંવારાં યુવક-યુવતીઓ માટે આનંદ મેળાનું આયોજન.

કચ્છ સાબરકાંઠા ઝોન આપણી જ્ઞાતિના ભાઈઓ માટે ખેતીવાડી એરીયા હોવાથી બીજા કાર્યક્રમની સાથોસાથ કઈ રીતે થઈ શકે તે માટે ખાસ ખેતીવાડીના તજ્જ્ઞોને બોલાવી ઠેર ઠેર પ્રવચનો ગોઠવવામાં આવેલ.

કચ્છમાં પ્રાથમિક શિક્ષણ કચ્છ ઝોને વૃક્ષારોપણનું મોટા પાયે અભિયાન ચલાવેલ  છે. પ્રાથમિક શિક્ષણનું સ્તર નીચું હોવાથી યુવક મંડળો દ્વારા સમાજવાડીઓ - મંદિરોમાં જનરલ ટ્યૂશનો અને ઇંગ્લિશ માટેનાં ટ્યૂશનોનું આયોજન થાય તે માટે યુવક મંડળોને જાગ્રત કરી તેને ચાલુ કરાવેલ.

રમતગમતની જેમ બિઝનેસ મૅનેજમેન્ટના સેમિનારો દરેક ઝોનમાં થવા લાગ્યા. જેથી નવા નવા બિઝનેસ માટે અને અત્યારનો ચાલુ બિઝનેસ આજના સ્પર્ધાના સમયમાં કેવી રીતે આગળ વધારવો તેનું યોગ્ય માર્ગદર્શન મળવા લાગ્યું.

મહિલા સમાજ તેમજ મહિલા ઉત્કર્ષ સમિતિ દ્વારા યુવતીના સર્વાંગી વિકાસ માટેની શિબિરોનાં આયોજનોમાં યુવક સંઘ - સ્થાનિક યુવક મંડળ દ્વારા સારો સહયોગ આપવામાં આવે છે. આવી શિબિરોના આયોજનમાં મહિલા ઉત્કર્ષ સમિતિના કન્વીનર સોનલબહેન શેઠીયાની કામગીરી સરાહનીય છે.

જે તે ઝોનોમાં સારા કાર્યક્રમ થયા હોય તેની સી.ડી. બનાવી બીજા ઝોનોમાં તેની સી.ડી. મોકલીને તે ઝોનોને તેવા કાર્યક્રમો કરવા માટે પ્રોત્સાહન પૂરું પાડવામાં આવેલ.

સારા વિચારો અને સંસ્કારિતા જળવાઈ રહે તે માટે આધ્યાત્મિક શિબિરોનાં આયોજનો ઝોનો દ્વારા થવા લાગ્યાં. તેમાં પણ મધ્ય ગુજરાત ઝોન દ્વારા ઋષીકેશ મુકામે બે વખત શિબિરોનું સુંદર આયોજન ગોઠવી બીજા ઝોનોને તેવા કાર્યક્રમો ગોઠવવા માટે પ્રેરણારૂપ બન્યા.

ઝોનોમાં વ્યવસ્થિત કાર્યક્રમો થવા લાગ્યા. આ કાર્યક્રમોના હિસાબે અમુક ઝોનોનો વિસ્તાર બહુ વિશાળ હોવાથી યુવક મંડળોનો સંપર્ક કરવામાં અને ઝોન લેવલે કાર્યક્રમ ગોઠવવામાં અમુક ઝોનોમાં અડચણ થવાથી યુવક સંઘના નવ ઝોન હતા તેની જગ્યાએ અત્યારે યુવક સંઘના ૧૬ ઝોન કરવામાં આવેલ.

અમુક ઝોનોમાં આપણી જ્ઞાતિના વડીલો માટે વિમાન પ્રવાસનું સુંદર આયોજન ગોઠવી જ્ઞાતિના વડીલોને ખુશ કરી દીધેલ. કારણ કે મોટાભાગના વડીલોએ વિમાનમાં પ્રથમ પ્રવાસ કરી જીવનનો રોમાંચક અનુભવ મેળવ્યો હતો.

શિક્ષણ શિબિરોનું પણ આયોજન અમુક ઝોનોમાં થયેલ અને તેને માટે વ્યવસ્થિત માહિતી મળતી રહે તે માટે કેન્દ્રસ્થ માહિતી કેન્દ્ર અમદાવાદ ખાતે સમાજના સહકારથી ચલાવવામાં આવે છે.

આપણી આખી જ્ઞાતિની વસ્તી કેટલી ? જ્ઞાતિના દરેક સભ્યોની ઝીણવટભરી નોંધો - જેવી કે કુટુંબના સભ્યોના નામે હાલનું ગામ કચ્છનું ગામ, વ્યવસાય, સરનામું, ઘરનું સરનામું, અભ્યાસ, પરિણીત, અપરણિત, પિયરની નોંધ, બ્લડગ્રુપ, ઉંમર, ગોત્ર વગેરેની નોંધ યુવક સંઘની વેબસાઈટમાં લેવાની ઝુંબેશ યુવક સંઘે ઉપાડીને જ્ઞાતિની વિગતવાર નોંધો હંમેશ માટે કૉમ્પ્યૂટરમાં રહે અને તેમાં અપ-ડેટ થતી રહે તે માટે સુંદર વ્યવસ્થા ગોઠવી છે. તે ખરેખર આપણી જ્ઞાતિ સમાજમાં દરેક માટે હંમેશાં ઉપયોગી થઈ પડશે. જે કાર્ય માટે યુવક સંઘ અને તેની વેબ-કોમ કમિટી ધન્યવાદને પાત્ર છે.

ઝોનોમાં સરસ્વતી સન્માનો થવાના ચાલુ થવાથી યુવક મંડળો એકબીજાની નજીક આવવા લાગ્યા અને સમાજના શિક્ષણને પ્રોત્સાહન મળવા લાગ્યું. સમાજના વિદ્યાર્થીઓમાં ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે રસ જાગવા લાગ્યો.

અમુક ઝોનોમાં જીવનસાથી પરિચય મેળાનાં પણ આયોજનો થયાં. યુવક-યુવતીઓની માહિતી પુસ્તિકાઓનું પ્રકાશન થયું. જેથી સગપણો ગોઠવવામાં મદદરૂપ થયાં.

આપણા યુવક મંડળોમાં સરસ્વતી સન્માન અને સાંસ્કૃતિક કાર્યક્રમો થતા હતા. તે ઝોન લેવલે પણ થવા લાગ્યા. સાંસ્કૃતિક કાર્યક્રમો યુવા મહોત્સવ દ્વારા ભારતીય લેવલે પણ થવા લાગ્યા. જેથી આપણો સમાજ ભારતભરમાં ફેલાયેલો છે તે એકબીજાની નજીક આવવા લાગ્યો અને એકબીજામાં ઓળખાણ - પરિચય વધવા લાગ્યાં.

ઉચ્ચ શિક્ષણને વેગ આપવા માટે ભારતભરમાં જે શહેરોમાં ઉચ્ચ શિક્ષણની સુવિધાઓ છે ત્યાં હોસ્ટેલ હોવી જોઈએ તે માટે કેન્દ્રીય સમાજને યુવક સંઘ દ્વારા ખાસ અનુરોધ વારંવાર કરવામાં આવે છે. વિદ્યાનગર હોસ્ટેલ જે અત્યારે છે તે યુવક સંઘ દ્વારા ઊભી કરવામાં આવેલ જે બહુ જ નાની પડે છે. તે માટે કેન્દ્રીય સમાજને ભલામણો કરેલ જેની ઉપર કેન્દ્રીય સમાજે વિચારણા

કરીને વિદ્યાનગર ખાતે ૪૦૦ વિદ્યાર્થી ને સમાવી શકાય તેવી હોસ્ટેલ બનાવવાનું નક્કી કરેલ છે. તેની જવાબદારી શ્રી ઉમા એજ્યુકેશન ઍન્ડ ચેરિટેબલ ટ્રસ્ટને સોંપવામાં આવેલ છે તે માટે જમીન પણ ખરીદાયેલ છે.

નાસિક ઝોન - મુંબઈ ઝોનના સાથ-સહકારથી અખિલ ભારતીય લેવલે ક્રિકેટ મેચ સ્પર્ધાઓનું સુંદર આયોજન થયું.

અત્યારે છેલ્લે સુરત મુકામે અખિલ ભારતીય લેવલે ભવ્યાતિભવ્ય યુવા સંઘ દ્વારા યુવા મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું. જે સિકન્દરાબાદ - હૈદ્રાબાદ મુકામે થવાનું હતું જ્યાં અશાંત પરિસ્થિતિ ઊભી થવાથી સુરત મુકામે કાર્યક્રમ ગોઠવવો પડેલ. જે એક જ અઠવાડિયાની અંદર તૈયારી કરીને સમાજના દક્ષિણ ગુજરાત ઝોન યુવા સંઘના સરદાર પટેલ ઝોનની અથાગ મહેનત અને પરિશ્રમના કારણે અતિ સુંદર કાર્યક્રમ યુવા સંઘ દ્વારા થયો. જે યુવા સંઘની કારકિર્દીમાં ચાર ચાંદ લાગી ગયા તેવું કહેવામાં અતિશયોક્તિ નથી. આ કાર્યક્રમ સફળ બનાવવામાં સુરતના દામોદરભાઈ ભાવાણી (કચ્છી)ની કામગીરી સરાહનીય હતી.

આ કાર્યક્રમની વિગતવાર માહિતી સમાજના સુવર્ણજયંતિ મહોત્સવ કાર્યક્રમના સુવિનીયેરમાં સમાવવામાં આવશે.

આપણી કેન્દ્રીય સમાજની બંધારણીય રચનાને ૨૦૧૦માં પચાસ વર્ષ પૂરાં થતાં હોઈ કેન્દ્રીય સમાજે સુવર્ણજયંતી મહોત્સવ ઉજવવાનું નક્કી કરેલ છે જે પૂરો કાર્યક્રમ સફળ બનાવવા માટે કેન્દ્રીય સમાજની સાથોસાથ યુવા સંઘ પણ તનતોડ મહેનત કરી રહ્યો છે.

સુવર્ણજયતી ઊજવવા માટે જે થીમો નક્કી કરવામાં આવેલ છે તેની રૂપરેખા યુવા સંઘે જ કેન્દ્રીય સમાજને સાથે રાખીને તૈયાર કરેલ અને સુવર્ણજયંતી મહોત્સવની ઉજવણીની તૈયારી માટે મહોત્સવ ઉજવણી વખતે કાર્યવાહીમાં યુવા સંઘે મોટા ભાગની જવાબદારી નિભાવવા કેન્દ્રીય સમાજની સાથે જ રહેલ છે. જેની સુવર્ણયજયંતી મહોત્સવ પછીના સુવેનીયેરમાં અહેવાલ સમાવવામાં આવશે.

યુવક સંઘના ઝોનો, સમાજો, યુવક મંડળો, મહિલા મંડળોના જીવંત સંપર્કમાં રહેવા માટે યુવક સંઘના માજી પ્રમુખ ભરતભાઈ પોકાર, સારસાવાળાએ એમના કાર્યકાળ દરમ્યાન ૫૦૦૦ પત્રો લખી મોકલાવેલ. ૨૧૦૦૦ SMS કરેલ જેની નોંધ લેવાઈ હતી.

અત્યારના યુવા સંઘના પ્રમુખ જયંતીભાઈ રામાણી નરોડાવાળા અને મહામંત્રી ગૌરાંગ ધનાણીની ટીમ જે જોમ-ઉત્સાહ-ઉમંગથી કામ કરી રહી છે તે ખરેખર સરાહનીય છે. અત્યારનો સુરતનો યુવા મહોત્સવ તેનું પ્રતિબિંબ છે.

યુવક સંઘ (યુવા સંઘ) દ્વારા આયોજિત યુવા મહોત્સવ (રમતોત્સવ)નાં જેટલાં આયોજનો થયાં તેની અંદર ધનસુખભાઈ હરજીભાઈ લિંબાણી મસ્કતવાળાએ માતબર દાન આપી યુવા મહોત્સવ ઊજવવામાં આગવું યોગદાન આપેલ છે. જેની ખાસ નોંધ લેવી પડે તેમ છે.

યુવક સંઘનું જે બંધારણ ૧૯૭૭ના યુવક સંઘના અધિવેશનમાં પસાર કરવામાં આવેલ તેની અંદર અત્યારના સમય અનુસાર બંધારણને નવેસરથી સુધારાવધારા સાથે ૧૯-૮-૨૦૦૮ ની યુવક સંઘની પ્રથમ અસાધારણ સભા બોલાવીને પસાર કરવામાં આવેલ. અત્યારનું યુવા સંઘનું બંધારણ જોતાં એવું જરૂર લાગે કે આપણું યુવાધન આજના કમ્પ્યૂટર યુગમાં બીજાથી પાછળ નથી.

યુવક સંઘની ઝોનરચના બાદ દરેક કારોબારીમાં કે સામાન્ય સભામાં દરેક ઝોનમાં શું શું કામગીરી થયેલ જેની ઝોનના હોદ્દેદારો પાસેથી માહિતી મેળવવામાં આવેલ છે. જેથી જે ઝોનો સક્રિય હોય તેની માહિતીથી બીજા જે ઝોનો ઓછા સક્રિય હોય તેને કેમ વધારે સક્રિય થાય તે જાતના પ્રયત્નો કરવામાં આવતા. એકંદરે અત્યારે આપણો યુવા સંઘ એકદમ સક્રિય છે ત્યારે આપણા સમાજોને પણ યુવા સંઘ ઘણી બાબતે રાહ ચીંધે છે એવું કહેવામાં અતિશયોક્તિ નથી.

### યુવા સુરક્ષા કવચ

આપણી જ્ઞાતિના યુવાનોનું આકસ્મિક મૃત્યુ થાય તે વખતે તેને ઉપયોગી થવાય તે હેતુથી યુવા સંઘ દ્વારા "યુવા સુરક્ષા કવચ" YSKનું આયોજન કરવામાં આવેલ છે.

જ્ઞાતિના યુવાનો દ્વારા અને જ્ઞાતિના યુવાનો માટેની આ યોજના બહુ જ સારી છે.



# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘ

## વર્ષ ઇ.સ. ૧૯૭૨ થી ઇ.સ. ૨૦૧૦ દરમ્યાનના પ્રમુખશ્રી અને મહામંત્રીશ્રી

### પ્રમુખશ્રીઓ



**શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણી**
નખત્રાણા
હાલ : કોલકાતા
૧૯૭૨ થી ૧૯૭૭



**શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણી**
નખત્રાણા
હાલ : કોલકાતા
૧૯૭૭ થી ૧૯૮૦



**શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણી**
નખત્રાણા
હાલ : કોલકાતા
૧૯૮૦ થી ૧૯૮૪



**શ્રી દેવજીભાઈ વાલજી રૂડાણી**
દેવપર
હાલ : કોલકાતા
૧૯૮૪ થી ૧૯૮૭



**શ્રી ગંગારામભાઈ હીરાલાલ સાંખલા**
રસલીયા
હાલ : દિલ્હી
૧૯૮૭ થી ૧૯૯૦
૧૯૯૦ થી ૧૯૯૩



**શ્રી ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારી**
સાંયરા
હાલ : ગાંધીધામ
૧૯૯૩ થી ૧૯૯૬

### મહામંત્રીશ્રીઓ



**શ્રી અખૈભાઈ પ્રેમજીભાઈ માનાણી**
વિથોણ
હાલ : નાગપુર
૧૯૭૨ થી ૧૯૭૭



**શ્રી દેવજીભાઈ વાલજી રૂડાણી**
દેવપર
હાલ : કોલકાતા
૧૯૭૭ થી ૧૯૮૦



**શ્રી અખૈભાઈ પ્રેમજીભાઈ માનાણી**
વિથોણ
હાલ : નાગપુર
૧૯૮૦ થી ૧૯૮૪



**શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી**
વિરાણી મોટી
હાલ : મુંબઈ
૧૯૮૪ થી ૧૯૮૭



**શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી**
વિરાણી મોટી
હાલ : મુંબઈ
૧૯૮૭ થી ૧૯૯૦
૧૯૯૦ થી ૧૯૯૩



**શ્રી દેવશંકરભાઈ સોમજી ધનાણી**
નખત્રાણા
હાલ : વડોદરા
૧૯૯૩ થી ૧૯૯૬

## પ્રમુખશ્રીઓ



**શ્રી દેવશંકરભાઈ સોમજી ધનાણી**
નખત્રાણા
હાલ : વડોદરા
૧૯૯૬ થી ૧૯૯૭



**શ્રી દેવજીભાઈ માવજીભાઈ લીંબાણી**
પાલનપુર
હાલ : ભુજ
૧૯૯૭ થી ૧૯૯૯



**શ્રી મનસુખલાલ વિશ્રામભાઈ રૂડાણી**
કોટડા (જ.)
હાલ : અમદાવાદ
૧૯૯૯ થી ૨૦૦૨



**શ્રી પ્રેમજીભાઈ ભાણજી કેશરાણી**
માનકુવા
હાલ : મુંબઈ
૨૦૦૨ થી ૨૦૦૩



**શ્રી શરદભાઈ શાંતિભાઈ માવાણી**
દેશલપર
હાલ : નાસિક
૨૦૦૩ થી ૨૦૦૫



**પ્રૉ. ભરતભાઈ શિવજીભાઈ પોકાર**
ધાવડા મોટા
હાલ : સારસા
૨૦૦૫ થી ૨૦૦૮



**શ્રી જયંતીભાઈ કરમશી રામાણી**
લક્ષ્મીપર (નેત્રા)
હાલ : અમદાવાદ
૨૦૦૮ થી ૨૦૧૦

## મહામંત્રીશ્રીઓ



**પ્રૉ. પુરુષોત્તમ ખીમજીભાઈ પોકાર**
ટોડિયા
હાલ : પૂના
૧૯૯૬ થી ૧૯૯૭



**પ્રૉ. પુરુષોત્તમ ખીમજીભાઈ પોકાર**
ટોડિયા
હાલ : પૂના
૧૯૯૭ થી ૧૯૯૯



**પ્રૉ. મોહનભાઈ છગનભાઈ છાભૈયા**
સાંયરા
હાલ : વિદ્યાનગર
૧૯૯૯ થી ૨૦૦૨



**પ્રૉ. મોહનભાઈ છગનભાઈ છાભૈયા**
સાંયરા
હાલ : વિદ્યાનગર
૨૦૦૨ થી ૨૦૦૩



**શ્રી વલ્લભભાઈ કરસનભાઈ મૈયાત**
રવાપર
હાલ : અંકલેશ્વર
૨૦૦૩ થી ૨૦૦૫



**શ્રી વલ્લભભાઈ કરસનભાઈ મૈયાત**
રવાપર
હાલ : અંકલેશ્વર
૨૦૦૫ થી ૨૦૦૮



**શ્રી ગૌરાંગભાઈ ખેતાભાઈ ધનાણી**
નખત્રાણા
હાલ : કડોદરા
૨૦૦૮ થી ૨૦૧૦

# અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સંઘ

- જયેશભાઈ સોમજી છાભૈયા

કચ્છ કડવા પાટીદાર સમાજમાં મહિલા જાગૃતિ અભિયાનની શરૂઆત ૧૯૭૪થી થઈ. શ્રીમતી મંજુલાબેન નાનાલાલ ઉકાણી અને શ્રીમતી ભાનુબહેન વાલજીભાઈ પટેલ આ બંને બહેનોએ મહિલા જાગૃતિની શરૂઆત કરી ગામડે ગામડે ફરીને બહેનોને સમજાવી તેમની શક્તિઓનો અહેસાસ કરાવ્યો. સૌ પ્રથમ મહિલા મંડળની ભુજ ખાતે સ્થાપન કરવામાં આવી. ત્યારબાદ આ બહેનોએ ગામડે ગામડે ફરીને મહિલા મંડળોની શરૂઆત કરાવી હતી. આ ઝુંબેશમાં આ બંને બહેનો સાથે શ્રીમતી નર્મદાબહેન નારણભાઈ પટેલનો પણ ખૂબ સાથ-સહકાર રહ્યો.

૧૯૭૭ના સમાજ અધિવેશમાં ભાનુબહેન તથા મંજુલાબહેનની ખાસ માંગણીને ધ્યાનમાં રાખીને બહેનોને પોતાના વિચારો પ્રગટ કરવા અલગ સમય ફાળવવામાં આવ્યો. આ સંમેલનમાં લક્ષ્મીબહેન પટેલ મોભી તરીકે પ્રમુખસ્થાને રહ્યા અને મુખ્ય મહેમાનો તરીકે ભાનુબહેન વાલજીભાઈ પટેલ, સાવિત્રીબહેન વેલાણી, પુષ્પાબહેન ધનજીભાઈ પટેલ, પારૂબહેન રતિભાઈ પટેલ વગેરે ઉપસ્થિત રહ્યા. આ અધિવેશમાં માત્ર બહેનોએ પોતાના વિચારો રજૂ કર્યા અને સફળ સંચાલન મંજુલા ઉકાણીએ કર્યું. આ અધિવેશન બાદ કચ્છ તથા ભારતભરમાં મહિલા મંડળોની સ્થાપના થઈ અને મહિલા મંડળો દરેક સ્થળે સક્રિય બન્યાં, મહિલા જાગૃતિના ખરેખરો અહેસાસ તો ૧૯૮૫ના અધિવેશનમાં થયો. સમાજના અધિવેશનના દ્વિતીય દિવસના સવારનો સમય મહિલા અધિવેશનનો રહ્યો, આ અધિવેશને મહિલા શક્તિનાં દર્શન કરાવ્યાં. શ્રીમતી ભાનુબહેન વી. પટેલના પ્રમુખ સ્થાને વિવિધ ઠરાવો બહેનો દ્વારા રજૂ કરવામાં આવ્યા. વિશેષ ઠરાવ તો લગ્નપ્રસંગે સાસરાપક્ષ તરફથી પડલામાં અપાતી સાડીને બદલે ઘરચોળું આપવું તથા મામાએ મોસાળામાં એક પાનેતર જ આપવું. સામાજિક પરિવર્તનની આ નિશાની હતી. બીજા ઠરાવો જેવા કે ઘૂંઘટપ્રથા, અંધશ્રદ્ધા, કન્યા કેળવણી, સમાજમાં પ્રવર્તતા કુરિવાજો, દીકરી ને દીકરામાં સમાનતા જેવા દસેક ઠરાવો બહેનો દ્વારા રજુ કરાયા, જે બહેનો દ્વારા ટેકો આપી સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા. આ ઠરાવોને સમાજે પણ સર્વાનુમતે બહાલી આપી આ અધિવેશનમાં ભૂજની બહેનો સાથે નખત્રાણાના મહિલા મંડળ, કોટડા જડોદરના મહિલા મંડળની બહેનો વિશેષ સક્રિય રહી. અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા મંડળ પોતાની પ્રવૃત્તિ મુખ્ય સમાજના નેજા હેઠળ સામાજીક પરિવર્તનની દિશામાં કરતું રહ્યું. એ સમયના સામાજિક અગ્રણીઓએ અ.ભા.ક.ક. પાટીદાર મહિલા મંડળના પ્રમુખ ભાનુબહેન પટેલ તથા મંત્રી મંજુલાબહેન ઉકાણીને સમાજની કારોબારીમાં યોગ્ય સ્થાન આપ્યું હતું. ૧૯૯૩માં યોજાયેલ મહિલા અધિવેશને પણ મહિલા શક્તિનો અહેસાસ કરાવ્યો. શ્રીમતી ભાનુબહેન પટેલના પ્રમુખસ્થાને યોજાયેલ મહિલા સંમેલનનું સંચાલન શ્રીમતી મંજુલાબહેન ઉકાણીએ કર્યું હતું. સામાજિક પરિવર્તનના ઠરાવો સાથે બહેનોને સ્પર્શતા વિવિધ પ્રશ્નોની પણ છણાવટ કરવામાં આવી. આ સમયગાળા દરમિયાન ક.ક.પા. મહિલા સંઘની સ્થાપના માટેનાં ચક્રોગતિમાન થયાં. શ્રીમતી ભાનુબહેન પટેલ તથા મંજુલાબહેન ઉકાણી આ મહિલા સંઘના ટ્રસ્ટીપદે રહ્યા.

તા. ૨૧-૦૫-૧૯૯૭ના રોજ કચ્છ અને કચ્છ બહારની મહિલાઓની બહોળી ઉપસ્થિતિમાં નખત્રાણા ખાતે યોજાયેલ સભામાં અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સમાજના બંધારણને પારિત કરવામાં આવ્યું અને વિધિસર મહિલા સંગઠનની રચના થઈ.

આ સભાના પ્રમુખસ્થાને ભાનુબહેન વી. પટેલ રહ્યા હતા. નવી વરાયેલ કારોબારીનું સુકાન લક્ષ્મીબહેન ભાદાણીને સોંપવામાં આવ્યું. મહામંત્રી પદે રતનબહેન ભગત વરાયાં હતાં.

શ્રી ઉમિયા માતાજી મંદિર વાંઢાયના સુવર્ણજયંતી વર્ષ નિમિત્તે યોજાયેલા મહિલા સંમેલનનું આયોજન મહિલા સમાજની બહેનોના સહયોગથી કરાયું હતું. જેમાં સમગ્ર કચ્છમાં બહોળી સંખ્યામાં મહિલાઓએ ભાગ લીધો હતો.

કચ્છના જુદા-જુદા વિસ્તારમાં સંતશ્રી રમાદેવીની નિશ્રામાં યોજાયેલ ધર્મ સભાઓમાં પણ મહિલા સમાજનો નોંધપાત્ર સહકાર રહ્યો હતો.

મહિલા સમાજે આર્થિક રીતે નબળા કુટુંબોની મહિલાઓને તેમજ નિરાધાર વિધવા, ત્યક્તા બહેનોને આજીવિકા માટે સિલાઈમશીનો આપ્યાં હતાં. ઉપરાંત આવી બહેનોની દીકરીઓને લગ્ન માટે આર્થિક સહાય પણ કરી હતી. અને જ્ઞાતિની શિક્ષણસંસ્થામાં પણ મહિલા સમાજે પોતાનું આર્થિક યોગદાન નોંધાવ્યું હતું.

# અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સંઘ

તા. ૯-૧-૨૦૦૦ના રોજ હિંમતનગર ખાતે અને તા. ૪ અને ૫ જાન્યુઆરી ૨૦૦૨ના સાંગલી ખાતે મહિલા સમાજનાં પ્રમુખ શ્રીમતી લક્ષ્મીબહેન ભાદાણીના અધ્યક્ષસ્થાને મહિલાઓની સભાઓ યોજાઈ હતી. જેમાં મહિલા જાગૃતિ વિશે વિષદ ચર્ચા-વિચારણા કરવામાં આવી હતી.

સને ૨૦૦૨ થી ૨૦૦૫ દરમ્યાન મહિલા સમાજનાં પ્રમુખપદે રતનબહેન માવજી ભગત અને મહામંત્રીપદે સોનલબહેન ઈશ્વરભાઈ શેઠીયા રહ્યાં હતાં. આ કાર્યકાળ દરમ્યાન રત્નાગીરી, ગોવા, જામનગર, તલોદ, નાગપુર, રાયપુર, બેંગલોર, મૈસૂર વગેરે સ્થળોએ મહિલા જાગૃતિ અભિયાનના અનુસંધાને રતનબહેન ભગતના વડપણ હેઠળ સભાઓ યોજવામાં આવી. સગપણ સમસ્યાના હલ માટે કચ્છમાં પણ જાગૃતિ લાવવા જુદાં જુદાં ગામોનો પ્રવાસ કર્યો. કચ્છમાં રહેતી કન્યાઓનું વલણ કચ્છ બહાર જવાનું હોવાથી ગામડાંઓમાં સગપણ સમસ્યા વધુ વિકટ બનતા વાંઢાય ખાતે મહિલા સમાજ દ્વારા કચ્છના યુવક યુવતી પરિચય મેળાનું આયોજન તા. ૫-૬-૨૦૦૫ના રોજ કરવામાં આવ્યું હતુ અને પરિચય પુસ્તિકા પણ પ્રકાશિત કરાઈ હતી. તા. ૧૨-૧-૨૦૦૪ના ત્રિચિનાપલ્લી (તમિલનાડુ) ખાતે યોજાયેલ મહિલા સમાજની સભામાં મહિલા જાગૃતિ અંગે વિચારો વ્યક્ત કરાયા હતા અને લગ્ન સંબંધી સુધારા અંગેના ઠરાવો પણ પસાર કરાયા હતા.

વર્ષ ૨૦૦૫ થી વર્ષ ૨૦૦૮ દરમ્યાન મહિલા સમાજના પ્રમુખ તરીકે ગંગાબેન હરિભાઈ સેંગાણી અને મહામંત્રી તરીકે કમળાબેન શામજી ભાદાણી વરાયાં હતાં.

આ સમયગાળામાં મહિલા જાગૃતિ અભિયાન અંતર્ગત કચ્છનાં જ ગામોનો પ્રવાસ કરાયો હતો. તેમજ ૨૦૦૬માં અંકલેશ્વર, ૨૦૦૭માં ઔરંગાબાદ અને ૨૦૦૮ના રાયપુર મુકામે મહિલાઓની સભાઓ યોજવામાં આવી હતી. આ વર્ષે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સમાજનું નામ બદલીને શ્રી અ.ભા.ક.ક. પાટીદાર મહિલા સંઘ રાખવામાં આવ્યું હતું.

તા. ૧૪-૦૮-૨૦૦૮ના યોજાયેલ મહિલા સંઘની સામાન્ય સભામાં મહિલા સંઘના પ્રમુખપદે પ્રભાબહેન દામજીભાઈ માકાણી મહામંત્રી પદે સુશીલાબહેન કાંતિલાલ પાટીદાર વરાયાં છે અને ૨૦૦૯-૧૦નું વર્ષ અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું સુવર્ણજયંતી વર્ષ હોઈ સોનલબહેન શેઠિયા અને નર્મદાબહેન સેંઘાણીના પ્રયાસોથી કચ્છ અને કચ્છ બહાર મહિલાઓ અને યુવતીઓ માટેની શિબિરો યોજવામા આવી છે.



# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સંઘ

## પ્રમુખશ્રીઓ



**શ્રીમતિ ભાનુબેન વાલજીભાઈ પટેલ**
ભુજ
૧૯૭૭-૧૯૯૭ પ્રમુખ
૧૯૯૭-૨૦૧૦ ટ્રસ્ટી



**શ્રીમતિ લક્ષ્મીબેન રવજીભાઈ ભાદાણી**
હોસુર
૧૯૯૭-૨૦૦૨ પ્રમુખ
૨૦૦૩-૨૦૧૦ ટ્રસ્ટી



**શ્રીમતિ રતનબેન માવજીભાઈ ભગત**
ભુજ
૨૦૦૨-૨૦૦૫ પ્રમુખ



**શ્રીમતિ ગંગાબેન હરિભાઈ સેંઘાણી**
કોલકાતા
૨૦૦૫-૨૦૦૮ પ્રમુખ



**શ્રીમતિ પ્રભાબેન દામજીભાઈ માંકાણી**
ભુજ
૨૦૦૮ થી પ્રમુખ

## મહામંત્રી



**શ્રીમતિ મંજુલાબેન નાનાલાલ ઉકાણી**
વાપી
૧૯૭૭-૧૯૯૭ મહામંત્રી
૧૯૯૭-૨૦૧૦ ટ્રસ્ટી



**શ્રીમતિ રતનબેન માવજીભાઈ ભગત**
ભુજ
૧૯૯૭-૨૦૦૨ મહામંત્રી



**શ્રીમતિ સોનલબેન ઈશ્વરલાલ શેઠીયા**
નખત્રાણા
૨૦૦૨-૨૦૦૫ મહામંત્રી



**શ્રીમતિ કમળાબેન શામજીભાઈ ભાદાણી**
આણંદ
૨૦૦૫-૨૦૦૮ મહામંત્રી



**શ્રીમતિ સુશીલાબેન કાન્તીલાલ પાટીદાર**
ભુજ
૨૦૦૮ થી મહામંત્રી

# ધાર્મિક પ્રવાહો

- પ્રેમજીભાઈ ભાણજી કેસરાણી

વીસમી સદીના આરંભમાં જ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં એવો એક નરવીર પાક્યો કે જેણે સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક જાગૃતિનો પ્રકાશ ફેલાવવા જ્ઞાનની મસાલ પ્રગટાવી. એ મહાપુરુષથી તો જ્ઞાતિજનોમાંથી ભાગ્યે જ કોઈ અજાણ હશે. એ વીર પુરુષના વીરતાભર્યા કાર્યોની વાત કરીએ તે પહેલાં તેમના આગમન પૂર્વે જ્ઞાતિમાં ધાર્મિક ક્ષેત્રે કેવી સ્થિતિ હતી તેના પર એક નજર નાખી લઈએ.

વિક્રમના પંદરમા તથા સોળમા સૈકામાં આ લોકોએ પોતાનો અસલ હિંદુ ધર્મ બદલી મુસલમાનને ગુરુ કર્યા, તેથી તેમને કુટુંબ, જ્ઞાતિ અને ગામ સાથે પણ કલહ થાય તે સ્વાભાવિક હતું. તેથી ધાર્મિક અગવડને લીધે સઘળા પીરાણાપંથી કણબીઓ ક્રમે ક્રમે ગુજરાતના ભિન્ન ભિન્ન ભાગોમાંથી નીકળી વાગડ (કચ્છ)માં શીકરા ગામે આવ્યા; અને ત્યાં પોતાના સહોદર સમાન સ્વધર્મીઓ સાથે મળી જુદી જ્ઞાતિ કરી. કચ્છનો પ્રદેશ વર્ષો થયાં ખેતીવાડીમાં પછાત હતો તેથી ગુજરાતના કાબેલ ખેડૂતો કચ્છના રાવને અનાયાસે મળવાથી, તેણે તેમનો સારો સત્કાર કરી જમીનો આપી. પાછળથી તેથી શીકરાથી સહુ સવડે જુદાં જુદાં ગામોએ જઈ રહ્યા અને આબાદ થયા. જોકે, તેમણે મુસલમાનને ગુરુ કર્યા હતા તો પણ તેમની સઘળા પ્રકારની રીતભાત હિંદુની જ હતી. તેઓ માત્ર વાર્ષિક ભેટ પીરાણે મોકલતા; અન્યથા, મુસલમાનનું એક પણ વર્તન તેમનામાં નહોતું. આ પ્રમાણે કેટલાક કાળ પર્યંત ચાલ્યું. તેમની વસ્તી વધી પ્રથમ ૧૨-૧૩ ગામોનાં પછી ૨૫-૩૦ ગામો થયાં. તેવામાં તેમને ત્યાં એકાદ વિવાહ પ્રસંગે પીરાણા પંથનો ધર્મગુરુ પ્રાગજીકાકો, જે મહાકાબેલ હતો તે આવ્યો અને તેણે તેમને હિંદુથી નિરાળા કરી શુદ્ધ પીરના અનુયાયી બનાવવા ખટપટ કરી અને વહીવંચા તથા ગોર સાથે તકરાર પડાવી, તેનો મર્મ ન સમજતાં બિચારા અંધશ્રદ્ધાળુ કણબીઓએ તે પ્રાગજીકાકાની સલાહ પ્રમાણે નખત્રાણા ગામે મળી, ગોર તથા વહીવંચાને સદાને માટે તજી દેવાનો ઠરાવ કર્યો, જે નીચે પ્રમાણે છે.

સં. ૧૮૩૨ના પોષ વદ-૧૩ને દિને ગામ શ્રી નખત્રાણા મધે જ્ઞાતિ પંચ ભેળા થઈ બારોટ ગવરીદાસ શામદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે. આજ દિવસ પછીથી બારોટ પાસે વહીવંચો લખાવવો નહીં, તેમ બારોટને કાંઈ પણ આપવું નહીં, તેમજ ગોર દયાશંકર ભગવાજીના વંશજ તેમજ કોઈપણ બ્રાહ્મણ પાસે ચોરી તથા લગ્ન પ્રસંગે પણ કાંઈ કર્મ કરાવવું નહીં, અને જે કોઈ ભાટ તથા બ્રાહ્મણને માને તે નાતનો ગુનેગાર છે. બાબા ઈમામશાહના ધર્મને માનનારા આપણા કણબી ભાઈઓ કે જેમણે સં. ૧૫૯૨ના કારતક સુદ-૨ શુક્રવારે બાવાનો ધર્મ અંગીકાર કરેલ છે તે ભાઈઓએ આજ દિવસ સુધી વહીવંચો લખાવ્યો છે અને બ્રાહ્મણો પાસે સૂતકકર્મ, મરણની ક્રિયા તથા લગ્નની ક્રિયા કરાવી છે; પણ હવેથી આપણા ગુરુ ઈમામશાહના ધર્મનો ખરો રસ્તો બાવા ઈમામશાહના વંશના શહીદો તથા હાલમાં જે પીરાણાની ગાદી ઉપર ટિલાયત કાકા પ્રાગજીના હુકમથી અને ધર્મને સમજીને બ્રાહ્મણ તથા ભાટને નહીં માનવા. નીચે મુજબ ગામના પટેલોના પંચે ભેગા થઈ ઠરાવ કર્યો છે તે આપણી આખી નાતને કબૂલ મંજૂર છે.

નાત સમસ્ત મળી ખાનામાં ગામ શ્રી નખત્રાણામાં, બાવાના પાટ આગળ, ધૂપદીવો કરી ઈમામશાહના ધર્મના માટે નક્કી કરી, ગોર દયાશંકર ભગવાનજી તથા બારોટ ગવરીદાસ શામદાસને રજા દીધી છે. આખી નાતે મળીને કહ્યું, કે સં. ૧૫૯૨ના કારતક સુદ-૨ શુક્રવારના દહાડાથી ઈમામશાહનો ધર્મ લીધો છે તે આજ દિન સુધી ભાટ તથા ગોરની પાસે પોતાની વહીવંચાગીરી તથા ધાર્મિક ક્રિયા કરાવી, પણ હવેથી નહીં કરાવવા દાનકી સંવત ૧૮૩૨ના વર્ષે પોષ વદ-૧૩ને દિવસે રજા દીધી છે. તે માટે આજ દિન પછી બ્રાહ્મણ કે ભાટને લાવે તો ઊભા રહેવાની આંટ નહીં, આજ દિવસ પછી ગોર તથા ભાટને માનશે તે નાતનો ગુનેગાર થશે, બાવા ઈમામશાહના ઘરથી નાત બહાર છે. તે ગામ શ્રી નખત્રાણાના ખાનામાં બાવાના પાટ આગળ ધૂપ કરીને આખી નાત મળીને લખત (લખાણ) કીધું છે અને કાકા પ્રાગજીના તથા બાવા ઈમામશાહના વંશના સૈયદ વલીમિયાની રૂબરૂ પ્રતિજ્ઞા કરી છે, તે આખી નાતને વંશપરંપરા કબૂલમંજૂર છે. આ લખતનો મુસદ્દો ગામ વિરાણીના કણબી માંડલ અખીઆણી તથા વીરજી વેલાણી તથા નાત સમસ્ત મળી પહોર દિવસ ચડ્યે કર્યો છે.

આ બનાવ પછી બારોટ અને બ્રાહ્મણોની તદ્દન ગેરહાજરીમાં તેઓને પોતાની અસલ સ્થિતિનો ઇતિહાસ બિલકુલ વિસ્મૃત થઈ ગયો, તે એટલે સુધી કે, તેઓ અસલ 'ચોરી અને ચિતા' એ ચડતા હતા તે વાત માનવી પણ તેમને મુશ્કેલ થઈ પડી. વખત જતાં તેમનું વર્તન તદ્દન જુદા જ પ્રકારનું થઈ ગયું. સઘળી શુભ અને અશુભ ક્રિયાઓ પીરાણાના પ્રતિનિધિ તરીકે ગામનો મુખ્ય પટેલ કરાવવા લાગ્યો.

આ પ્રમાણે સનાતનધર્મીઓની એકત્ર થયેલી મોટી જ્ઞાતિએ, પોતાના પૂર્વજોએ પીરાણાનો પંથ ક્યારે અને કયા કારણથી સ્વીકાર્યો, પોતાનાં અસલ વસવાટનાં સ્થાન, તે છોડી કચ્છમાં આવવાનાં કારણ અને સમય - વગેરે અગત્યની બાબતોનું જ્ઞાન સંપાદન કરવા વહીવંચાની શોધ કરવા માંડી. તેમના આગેવાનો અને સ્વધર્મવર્ધક મંડલના ઉત્સાહપૂર્ણ વિજયી સભાસદો

ગુજરાતમાં આવ્યા. 'કડવા વિજય' ના તંત્રી રા. પુરુષોત્તમદાસને મળ્યા. તેમના ભલામણપત્રો લઈ અમદાવાદ તથા ધોળકામાં શોધ કરી. પરંતુ પત્તો લાગ્યો નહિ, તેથી કંટાળી ગયા. પણ સ્વધર્મવર્ધક મંડળના નેતા, આવી આવી ઘણી વિપત્તિઓના વેઠનારા હોવાથી થાક્યા નહિ. અમદાવાદમાં અને જે જે ગામે વહીવંચા વસે છે ત્યાં જુદી જુદી તપાસ કરવા માંડી. તેમાં પોતાના ધનનો પણ છૂટથી ઉપયોગ કરવા માંડ્યો. છેવટે રા. નારાયણભાઈ પોતે ગુજરાતમાં આવ્યા, ગુપ્ત વેશે પીરાણા સ્થાનકે ગયા અને ત્યાંની હૃદયભંગ સ્થિતિ જોઈ આવ્યા. અમદાવાદમાં વહીવંચાની બારીક શોધ કરતાં કેટલાક દિવસે તેમને શાહપુર વિભાગમાં બારોટ રામસિંહ દોલજીની મુલાકાત થઈ. પરંતુ બારોટ અને બ્રાહ્મણોના મૂળ સ્વભાવ પ્રમાણે તેમને સહેલાઈથી હકીકત મળી નહિ. પુષ્કળ યુક્તિ-પ્રયુક્તિથી અને છૂટા હાથે ધનનો ઉપયોગ કરવાથી આખરે બારોટજીનું આશાપૂર્ણ હૃદય પીગળ્યું. એક વાર ફરીથી કચ્છી કણબી કોમને પોતાનું કલ્પવૃક્ષ બનાવવાની લાલચે યથાવત્ હકીકત આપી-લખાવી, જેની સત્યતાની પૂર્ણપ્રતીતિ નખત્રાણા મધ્યે થયેલ ઠરાવની નકલ મળી આવવાથી થઈ.

પરંતુ એ સમયે આખી પાટીદાર જ્ઞાતિ પર જ્ઞાતિના આગેવાનો (ગેઢેરા) પર પીરાણાની ગાદીનું એટલું બધું વર્ચસ્વ હતું કે આ જોહુકમીભર્યા ઠરાવ સામે હરફ સુધ્ધાં ઉચ્ચારી શકે તેમ નહોતા. એવે સમયે એક નરબંકાએ આ જ્ઞાતિના નિર્ણય સામે અવાજ ઉઠાવ્યો અને જોરદાર વિરોધ કર્યો, પરંતુ તેની વાતને ગણકારવામાં ન આવી. તેણે આ અન્યાય સામે એકલે હાથે લડી લેવાનો નિર્ધાર કર્યો. એ નીડર નરબંકો બીજો કોઈ નહીં પણ નેત્રાના પ.પૂ. કેશરાબાપા મુખી હતા.

વિ.સં. ૧૮૨૪ના ચૈત્ર સુદ ૧૫ને દિને નેત્રા ગામે તેજાભાઈ હરજી સાંખલા (મુખી)ને ઘેર જન્મેલા પ.પૂ. કેશરાબાપાએ તો પ. પૂ. નારાયણજી બાપાએ ધર્મજાગૃતિની જેહાદ જગાવી એનાં સો વર્ષ અગાઉ ધર્મજાગૃતિની ચિનગારી પ્રગટાવી દીધી હતી. એ સમય એવો હતો કે કોઈ કડવા પાટીદાર કુટુંબ કચ્છ બહાર ગયેલું નહીં અને શિક્ષણ તો નહિવત જ. એટલે કોઈ સુધારાની હવા લાગેલી નહિ.

વિ.સં. ૧૮૬૧માં શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના સંતોની નેત્રા ગામે પધરામણી થઈ. કેશરા મુખી તેમના સંપર્કમાં આવ્યા અને તેમને જૂના ધર્મ પીરાણામાંથી છૂટવાની રાહ મળી ગઈ. તેમણે શ્રી સ્વામિનારાયણ સંપ્રદાય અંગીકાર કર્યો. પીરાણા પંથનો ત્યાગ કરનાર એ પ્રથમ પાટીદાર હતા, પરંતુ કેશરા મુખી એટલા માત્રથી સંતોષ માનીને બેસી ન રહ્યા. પોતાના જ્ઞાતિબંધુઓને પણ સાચો રાહ મળે એ માટે તેમણે પુરુષાર્થ આદર્યો.

વિ.સં. ૧૮૬૫માં કેશરા મુખી નેત્રાથી અમદાવાદ શ્રી સ્વામિનારાયણ ભગવાનનાં દર્શને ગયા અને તેમની પાસેથી ગુરુમંત્ર લઈને પાછા ફર્યા બાદ તો તેઓ ગામડે ગામડે ફરીને જ્ઞાતિજનોને ધર્મનો સાચો રાહ શું છે એ સમજાવવા લાગ્યા. એમાં તેમની પડખે ઊભા રહીને તેમને સહયોગ આપનારાઓમાં નાથા મુખી, વસ્તા લખુ (વિરાણી), નાયા કરસન ગોગારી ઘડાણીવાળા, અબજી કરસન ભગત અંગીયાવાળા મુખ્ય હતા. ધર્મજાગૃતિના આ કાર્યમાં તો તેમને એ વખતના રૂઢિચુસ્ત આગેવાનોના પ્રચંડ વિરોધનો સામનો કરવો પડ્યો હતો.

વિ.સં. ૧૯૦૯માં તેમની સાથે જોડાયેલા ભાઈઓએ સાથે મળીને નેત્રામાં શ્રી સ્વામિનારાયણ મંદિરની સ્થાપના કરી. એ પાટીદારો દ્વારા નિર્માણ થયેલ પ્રથમ શ્રી સ્વામિનારાયણ મંદિર હતું. ત્યારબાદ ઘડાણી ગામે શ્રી સ્વામિનારાયણ મંદિરની સ્થાપના થઈ.

આ સમયે પૂ. કેશરા બાપા મુખી અને તેમના સાથીદારો એકધારા પ્રયાસોથી અંદાજે ૨૦૦૦ જેટલા જ્ઞાતિબાંધવોને સમજાવવામાં સફળ રહ્યા. તે સૌએ પીરાણા પંથ છોડીને શ્રી સ્વામિનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો. આજે કચ્છમાં નેત્રા, ઘડાણી, રવાપર, આમારા, અંગીયા, દોલતપુર અને દયાપરમાં શ્રી સ્વામિનારાયણનાં મંદિરો વિદ્યમાન છે અને એ સંપ્રદાયમાં માનનારાં કડવા પાટીદાર કુટુંબો છે એ પૂ. કેશરા બાપાના પુરુષાર્થનું દેખીતું પરિણામ છે.

પ. પૂ. નારાયણજી બાપાએ ધર્મજાગૃતિ અને પરિવર્તન માટેનો જે રાજમાર્ગ બનાવી આપ્યો તેના પર પાટીદાર જ્ઞાતિનો બહોળો સમુદાય તેમને અનુસરતો થયો. એવો રાજમાર્ગ તો પ. પૂ. કેશરા બાપા મુખી ન બનાવી શકયા. પરંતુ ધર્મજાગૃતિની કેડી જરૂર કંડારી આપી. ૧૧૦ વર્ષનું આયખું પૂરું કરીને વિ.સં. ૧૯૩૪માં ચિરવિદાય લીધી ત્યારે જાગૃતિની જ્યોત એ ટમટમતી મૂકતા ગયા કે જે તેમના પછી આવનાર અનુગામીઓ માટે પથદર્શક બની રહી.

વીસમી સદીમાં કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક જાગૃતિનું મોટા પાયા પર જે આંદોલન છેડાયું અને જ્ઞાતિમાં જે ધાર્મિક ક્ષેત્રે પરિવર્તન આવ્યું તેના પ્રણેતા તો પ. પૂ. નારાયણજી રામજી લીંબાણી જ હતા. નખત્રાણા તાલુકાના વીરાણી મોટી ગામે રામજી ભોજા લીંબાણીને ઘેર વિ.સં. ૧૯૩૯ વૈશાખી પૂર્ણિમાના દિને જન્મેલા આ શ્રી નારાયણજી બાપાને તો સમજણા થયા ત્યારથી એક જ ખેવના હતી કે ધર્મનો સાચો રાહ ભૂલેલી મારી જ્ઞાતિ માટે મારે કંઈક કરી છૂટવું જોઈએ.

પૂ. નારાયણજી બાપાએ પીરાણા પંથમાં ચાલતા વિધિ-વિધાનનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને તેમને ખાતરી થઈ કે પીરાણા પંથમાં ચાલતી વિધિઓ હિન્દુ સનાતન ધર્મશાસ્ત્રોને અનુરૂપ નથી. તેમણે આ બાબતે જ્ઞાતિજનોને જાગ્રત કરવાના પ્રયાસો આદર્યા, પરંતુ આ કાર્ય ધારીએ છીએ એટલું સરળ નહોતું અને નાનું પણ નહોતું. એ સમયે સમસ્ત પાટીદાર જ્ઞાતિ

પર પીરાણાના ગાદીપતિ અને તેમને અનુસરનારા નાતના ગેઢેરાઓનું એટલું બધુ પ્રભુત્વ હતું કે તેમનો વિરોધ કરવાનું એક બાજુ રહ્યું પણ તેમનો વિરોધ કરનારને સાથ આપવાની હિંમત પણ કોઈ કરી શકતું નહોતું.

પૂજ્ય નારાયણજી બાપાનો આત્મવિશ્વાસ અડગ હતો. જ્ઞાતિ માટે કંઈક કરી છૂટવાની તમન્ના પણ હતી. તેમણે સમાજસુધારકોનાં જીવનચરિત્રોમાંથી પ્રેરણા લીધી અને વૈદિક ધર્મશાસ્ત્રનાં પુસ્તકોનો યથામતિ અભ્યાસ પણ કર્યો. તેમને આ ભગીરથ કાર્યના આરંભે જ પૂજ્ય સંત શ્રી રામેશ્વરદાસજી તથા બિલખા નિવાસી મહાત્મા શ્રી નથુરામ શર્મા દ્વારા યોગ્ય માર્ગદર્શન સાંપડ્યું. વૈદિક ધર્મશાસ્ત્રોનો આધાર લઈને તે સંતોએ કોઈ પવિત્ર તીર્થસ્થાનમાં જઈ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કર્મ કરાવ્યા બાદ યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરી શુદ્ધ વૈદિક ધર્મમાં પાછા ફરી શકાય એવો અભિપ્રાય વ્યક્ત કર્યો, પરંતુ પ્રવર્તમાન પીરાણા પંથનો કે તેમના વિધિવિધાનનો વિરોધ કરવો એ ગુનો ગણાતો હોય અને નાતના આગેવાનો તરફથી આવો વિરોધ કરનારને અને, તેનાં કુટુંબીજનોને દંડ ને બીજી સજાઓ થતી હોય એવા કાળમાં યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરવા આગળ આવવાની હિંમત કોણ કરે ? એટલે પૂ. નારાયણજી બાપાને લાગ્યું કે ઘણા લોકો સત્ય સમજતાં હોવા છતાં સમાજના ગેઢેરાઓની બીકે આ અભિયાનમાં એકદમથી મોટી સંખ્યામાં જોડાશે નહિ એટલે આ કાર્યનો શુભ આરંભ તો નાના પાયા પર જ કરવો પડશે. તેમણે સમાજનો વિરોધ ખમી શકે અને જીરવી શકે તેવા કાઠી છાતીના સાથીદારો શોધી કાઢ્યા અને સંવત ૧૯૬૪ના જેઠ સુદ-૫ને ગુરુવારના ગોદાવરીના તટે ત્રંબકેશ્વર તીર્થક્ષેત્રમાં કેટલાક પ્રસિદ્ધ વિદ્વાન બ્રાહ્મણો દ્વારા પૂજ્ય શ્રી રામેશ્વરજી મહારાજની આગેવાની હેઠળ વૈદિક-વિધિથી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવી યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરી વૈદિક ધર્મના અધિકારી થયા હતા. પૂ. નારાયણજી બાપાના શુભ સંકલ્પના શ્રીગણેશ કરવામાં તેની સાથે જોડાનાર વિરલાઓ હતા પટેલ રતનશી કરસન છાભૈયા (રાજપર), પટેલ રામજીભાઈ જેઠાભાઈ રંગાણી (ગઢશીશા), પટેલ વિશ્રામ દેવજી નાકરાણી (વીરાણી), કરસન ભાણજી નાકરાણી (વીરાણી મોટી), હરજી લધાભાઈ રામાણી (લુડવા), અરજણ ભીમજી ભગત (અંગીયા) આ સાત ભાઈઓએ પીરાણા પંથને તિલાંજલિ આપી. વિધિસર રીતે વૈદિક સનાતન ધર્મનો સ્વીકાર કર્યો એ સમાચાર મુંબઈ વસતા જ્ઞાતિજનો દ્વારા કચ્છ સુધી પહોંચ્યા અને જ્ઞાતિના ધર્મચુસ્ત આગેવાનોનો રોષ ભભૂકી ઊઠ્યો. તેમણે આ સાતેયનાં કુટુંબીજનોને જો પંથનો ત્યાગ કરી ગયેલ સાતેય જણા જનોઈ ઉતારી પાછા ન ફરે તો નાત બહાર મૂકવાની કડક ધમકી આપી. પરિણામે આ સાત પૈકી બે જણ હરજી લધા (લુડવા) અને અરજણ ભીમજી અંગીયાવાળા આગેવાનોની આ ધમકી આગળ ઝૂકી પડ્યા અને તેમણે જનોઈ ઉતારી દીધી પણ બરાબર તે જ સમયે એક નીડર ભાઈ શ્રી નાંયાભાઈ શિવજી વીરાણી મોટીવાળા આગળ આવ્યા અને મુંબઈ જઈ સમાજસુધારાના આ યજ્ઞીય કાર્યમાં પૂ. શ્રી નારાયણજી બાપા સાથે જોડાયા. આમ છ ભાઈઓએ સુધારાની ખુલ્લી જેહાદનો પ્રારંભ કર્યો. તેમની આ પ્રવૃત્તિથી અકળાઈને જ્ઞાતિના આગેવાનોએ તે છએ જણાને નાત બહાર કર્યા. હવે તેમને કોઈ ભય રહ્યો નહોતો. તેમણે નિર્ભય બનીને બમણા વેગથી લોકજાગૃતિની ઝુંબેશ ચલાવી પીરાણા પંથમાં પ્રવર્તતી કલ્પિત અને ચમત્કારિક ઘટનાઓને ખુલ્લી પાડતા અને તે સમયના કહેવાતા આગેવાનોના કર્તૃત્વને ઉઘાડા પાડતાં પુસ્તકો છપાવી. લોકો સુધી પહોંચતાં કરી, જનજાગરણનો શંખ ફૂંક્યો. પૂ. નારાયણજી બાપાએ ઉત્તર ગુજરાતના કડવા પાટીદારો તેમજ કચ્છ કડવા પાટીદારના વહીવંચાની શોધ કરી તેની પાસેથી પણ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ઇતિહાસની નક્કર હકીકતો મેળવી પ્રકાશિત કરી. આ માહિતી 'સતપંથ પીરાણા પોલ' નામના પુસ્તકમાં સંગ્રહિત કરેલ છે.

કોઈ પણ કાર્યને વ્યવસ્થિત વેગ આપવા માટે સંગઠન હોવું જરૂરી છે. એવું પૂ. નારાયણજી બાપાને લાગવાથી મુંબઈમાં 'શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ'ની સ્થાપના કરી તેના દ્વારા સુધારાનું કાર્ય આગળ ચલાવ્યું. આવી રીતે નીડર યુવકોનું સંગઠન થતું ગયું. પૂ. નારાયણજી બાપાના કાર્યને વેગ મળતો ગયો. યુવક મંડળના સેક્રેટરી તરીકે શ્રી રતનશી ખીમજી વીરાણીવાળાએ ઉત્સાહથી આ કાર્યને આગળ ધપાવવામાં શરૂઆતમાં સારો એવો સહયોગ આપ્યો. આ કાર્યને વેગવાન બનાવવા માટે તેની અવારનવાર મિટિંગો ભરાતી ગઈ તે માટે યોગ્ય સાહિત્ય છપાવીને પ્રચારકાર્ય તેજ કરવામાં આવેલ.

કચ્છમાં વીરાણી મોટી મધ્યે સં. ૧૯૭૬ના ચૈત્ર સુદ-૯ના રોજ યુવક મંડળની સ્થાપના કરીને વીરાણી મોટીમાં જાહેર સભા ભરવામાં આવી અને ત્યારબાદ કરાંચીમાં પણ યુવક મંડળની સ્થાપના કરાઈ. ત્યાંના યુવાનોનો ઉત્સાહ જોઈને પૂ. નારાયણજી બાપાએ જ્ઞાતિની પ્રથમ પરિષદ કરાંચી ખાતે બોલાવવાનું ઠરાવ્યું. ખૂબ જ ઉત્સાહના વાતાવરણમાં પ્રથમ પરિષદ યોજાઈ પણ ખરી; પરંતુ રૂઢિચુસ્ત આગેવાનોના વિરોધને કારણે પૂ. નારાયણજી બાપાના ધાર્મિક અને સામાજિક રિવાજોના સુધારણાના મનોરથને યોગ્ય પ્રતિસાદ સાંપડ્યો નહિ.

આમ પ્રથમ પરિષદની નોંધપાત્ર ઉપલબ્ધિ ન હોવા છતાં, બીજી પરિષદ માટેની ભૂમિકા તૈયાર કરવામાં તે મહત્ત્વની પુરવાર થઈ અને બીજી પરિષદ પણ કરાંચીમાં જ યોજાઈ જેમાં ઠરાવો અને નીતિ-નિયમો તૈયાર કરવા ૭૨ જણાની એક સબ્જેક્ટ કમિટીની રચના કરવામાં આવી. આ પરિષદમાં પીરાણા પંથને (સતપંથ) જ્ઞાતિમાંથી તિલાંજલિ આપવાની ઘોષણા કરવામાં આવી. આ પરિષદના અધ્યક્ષસ્થાને ગામ શ્રી નખત્રાણાવાળા

જબુઆણી માવજી પૂંજા રહ્યા હતા. આ પરિષદમાં કચ્છના કેટલાક રૂઢિચુસ્ત અને જુનવાણી આગેવાનોની કનડગતની ફરિયાદ કરતો ઠરાવ કરીને કચ્છના મહારાવશ્રીને પણ મોકલવામાં આવ્યો. આ સફળ પરિષદના સારા પ્રત્યાઘાતો કચ્છ અને મુંબઈમાં પણ પડ્યા. આ પરિષદમાં હાજર રહેલા અને પૂ. નારાયણજી બાપાના વિચારોથી પ્રભાવિત થયેલ દયાપરના ભાઈઓએ આ બાબતમાં કચ્છમાં પહેલ કરવાનું શ્રેય મેળવ્યું. પૂ. નારાયણજીબાપા અને તેના સુધારક સાથીને દયાપર બોલાવી તેમની હાજરીમાં ગઢશીશા નિવાસી પંડિત પારાશર શર્માના શુભ હસ્તે સં. ૧૯૭૯ જેઠ સુદ-પના દિને ૧૬૩ જેટલાં ભાઈ-બહેનોએ દેહશુદ્ધિ કર્મ કરી વૈદિક સનાતન ધર્મનો સ્વીકાર કર્યો. તેના પગલે પગલે પડોશના પાનેલી ગામનાં ૧૬ કુટુંબો પણ પીરાણા પંથને છોડી સનાતન ધર્મમાં પાછાં ફર્યા. એ જ વર્ષે કારતક માસમાં રવાપર ગામે પણ દેહશુદ્ધિનો કાર્યક્રમ યોજાયો. કચ્છના પશ્ચિમ ખૂણામાં થયેલ ધાર્મિક નવજાગૃતિનો પડઘો પડ્યો અને તે વર્ષે મુંબઈ અને માટુંગામાં દેહશુદ્ધિના કાર્યક્રમો યોજાયા.

મુંબઈમાં જ્ઞાતિની ત્રીજી પરિષદ વીરમગામવાળા જ્ઞાતિ હિતચિંતક કચ્છી પાટીદારોના ગાઢ પરિચયમાં આવેલા એવા જ્ઞાતિ સુધારક વીરબંધુ દેસાઈ ચંદુલાલ મણિલાલભાઈનું નામ પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યું. મુંબઈના આ અધિવેશનમાં ઉત્સાહ કંઈક ઓર જ હતો. પ્રમુખ તરીકે એક વિદ્વાન વ્યક્તિ હતી. સુધારકોની સંખ્યા વધી હતી. પ્રમુખશ્રીનું ભાષણ બહુ જ સચોટ અને દરેક જણને મનમાં આરપાર ઊતરી જાય એવું હતું. તેની ખૂબ જ અસર થઈ. સતપંથ પીરાણાનો સદંતર તિલાંજલિ આપવા માટે દફન ક્રિયાની જગ્યાએ અગ્નિસંસ્કાર કરવા બાબતે બીજી અનેક ધાર્મિક-સામાજિક પરિવર્તન લાવવા બાબતેના ઠરાવો રજૂ થયા. અમુક નિયમો નક્કી કરવામાં આવેલા. આ બધું તૈયાર કરવા માટે ૩૫ જણાની સબ્જેક્ટ કમિટી નીમવામાં આવેલી હતી. ત્રીજી પરિષદમાં દેહશુદ્ધિના કાર્યક્રમમાં ઓર વેગ આવ્યો. કચ્છમાં અને કચ્છ બહાર તેવા કાર્યક્રમો થવા લાગ્યા. દેહશુદ્ધિ કાર્યક્રમનો એવો ખાસ નિયમ રાખેલો કે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરી જનોઈ ધારણ કર્યા બાદ સતપંથ પીરાણા સાથેનો સંપૂર્ણપણે વહેવાર બંધ કરી દેવો.

પૂ. નારાયણજી બાપાએ સતપંથ પીરાણાને લગતું હસ્તલિખિત સાહિત્ય મહામહેનતે એકત્ર કરી ગાંઠના રૂપિયા ખર્ચી પીરાણાના ગાદીપતિ તેમજ આગેવાનોનાં વિરોધ વચ્ચે 'સતપંથ પીરાણાની પોલ' ના નામથી દળદાર પુસ્તકના રૂપે પ્રગટ કર્યું અને તે સમયનાં એ પંથનાં રહસ્યોને, હકીકતોને લોકો સમક્ષ રજૂ કર્યા. તેમની નિડરતા અને હિંમતને દાદ દેવી પડે એવું જબરદસ્ત આ પુસ્તક- પ્રકાશનનું કાર્ય હતું. તેના પરિણામે લોકોમાં ઘણી ધાર્મિક જાગૃતિ લાવી શકાઈ. આ અભિયાનમાં તેમને ઘણી મુસીબતો ઉઠાવવી પડી અને ઘણા પડકારો ઝીલવા પડ્યા.

પૂ. નારાયણજીબાપા અંત સમયે લકવાગ્રસ્ત થઈ ગયા હતા, પરંતુ તેમના એક સમયના સાથીદાર શ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણી અને તેમની સાથે નખત્રાણાના શ્રી નથુભાઈ નાનજીએ કચ્છ કડવા પાટીદારોમાં ધર્મજાગૃતિ આણવા કમર કસી. તેમને એ વખતે સંતશ્રી ઓધવરામજી મહારાજનાં પ્રેરણા અને માર્ગદર્શન સાંપડ્યાં. કારણ કે પ.પૂ. ઓધવરામજીએ તેમના ગુરુ પ.પૂ. સંતશ્રી લાલરામજી કે જેઓનું શરીર પાટીદારનું હતું તેમને છેલ્લી ઇચ્છા પાટીદારોને સનાતનધર્મનો સાચો રાહ બતાવવાની હતી તે પરિપૂર્ણ કરવાનો તેમણે સંકલ્પ કર્યો હતો. એટલે તેઓ પણ ધર્મજાગૃતિ કાર્યમાં લાગી ગયા હતા.

પૂ. શ્રી નારાયણજી બાપાએ ધર્મજાગૃતિની જે જેહાદ જગાવેલી તેમાં રતનશીભાઈ પ્રથમથી જ જોડાયેલા અને નારાયણજી બાપાના નજીકના સાથીદાર હતા. પૂ. નારાયણજી બાપા સ્પષ્ટપણે માનતા હતા કે, પીરાણા પંથમાં માનતા કોઈ પણ વ્યક્તિ દેહશુદ્ધિ કરાવી યજ્ઞોપવીત ધારણ ન કરે ત્યાં સુધી તેના ઘરનું પાણી પણ પીવાય નહિ. રતનશીભાઈ અને તેમના સાથીઓએ પણ પ્રારંભમાં તો પૂ. નારાયણજી બાપાને પગલે પગલે ચાલીને એવું જ નક્કર વલણ લીધેલું પરંતુ પછીથી તેઓ પ.પૂ. સંતશ્રી ઓધવરામજી મહારાજના સંસર્ગમાં આવ્યાં. તેઓશ્રી પણ એ વાત સાથે સંમત હતા કે પાટીદાર જ્ઞાતિજનોને સાચે રાહે લાવવા માટે પ્રયત્નો કરવા જ જોઈએ, પણ જ્ઞાતિબાંધવોથી દૂર રાખીને પરિવર્તન લાવવામાં વેગ નહિ આવે. રતનશીભાઈને સંતની આ વાત ગળે ઊતરી ગઈ અને તેમણે પોતાના વલણમાં ફેરફાર કર્યો. તેઓશ્રીને નખત્રાણાના આવા જ એક યુવા કે જેમના હૃદયમાં પણ પોતાની જ્ઞાતિ માટે કંઈક કરી છૂટવાની ભાવના ઊભરાતી હતી એવા શ્રી નથુભાઈ નાનજી કેશરાણી (છાભૈયા)નો સંપૂર્ણ સહયોગ સાંપડ્યો અને આ બન્ને નિષ્ઠાવાન આગોવાનોના નેતૃત્વ હેઠળ એ સમયે ધર્મજાગૃતિની જેહાદને બળવત્તર બનાવવામાં આવી. ધીરે ધીરે તેમને સમાન વિચારના સાથીઓનો સહકાર મળતો ગયો.

આ જાગૃતિ અભિયાન છેડનારાઓ સામે એ પ્રશ્ન પણ હતો કે સતપંથ છોડ્યા પછી તેનો વિકલ્પ શું ? કયા દેવનાં મંદિરો બનાવવાં જોઈએ. એ માટે પણ તે સમયના આગેવાનો ઘણી બધી જગ્યાએ ફર્યા અને વિદ્વાનો તેમજ સંત-મહંતોના મત લીધા બાદ તેમને સૌને લાગ્યું અને સંતશ્રી ઓધવરામજી મહારાજે પણ એ જ માર્ગદર્શન આપ્યું કે હવે આપણે મૂળને જ પકડવું જોઈએ અને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણને જ ઇષ્ટદેવ ગણી તેનાં મંદિરો સ્થાપવાં જોઈએ.

સુવ્યવસ્થિત રીતે ધર્મજાગૃતિનું કાર્ય આગળ ચલાવવું હોય તો સંગઠનની જરૂર પડે. શ્રી રતનશીભાઈ ખીમજી અને નથુભાઈ નાનજીના નેતૃત્વ હેઠળ સૌ ભાઈઓ સંગઠિત થયા અને કચ્છ

કડવા પાટીદાર સનાતની સમાજ નામની કેન્દ્રીય સંસ્થાની સ્થાપના પણ કરી. આ સંગઠનના પ્રયાસથી કચ્છનાં ગામોમાં જાગૃતિનું કાર્ય વ્યાપક બન્યું. રતનશીભાઈના ગામ વીરાણી મોટીથી વિ.સં. ૧૯૮૬માં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરોની સ્થાપનાનો શુભારંભ થયો.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના ઉદાર અને સમજાવટભર્યા પ્રયાસોથી વિ.સં. ૨૦૦૦ સુધીમાં કચ્છનાં ૬૦ માંથી ૨૬ ગામોમાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરોની સ્થાપના થઈ શકી હતી. જોકે આ આગેવાનોને આ કાર્યમાં સમાજના રૂઢિચુસ્ત આગેવાનોનો પ્રચંડ વિરોધ ખમવો પડ્યો હતો. તેમ છતાં તેમની કાર્યનિષ્ઠા અડગ રહી હતી.

વિ.સં. ૨૦૦૧ના આસો વદ ૧૪ના રોજ વાંઢાય મુકામે મળેલી કચ્છનાં તમામ ગામોના સનાતની ભાઈઓની સામાન્ય સભામાં જે ઠરાવો પસાર કરવામાં આવ્યા તેમાં પીરાણા પંથ દ્વારા ચાલતી લગ્ન પ્રથાને તિલાંજલી આપીને હિન્દુ શાસ્ત્ર વિધિ મુજબ બ્રાહ્મણો દ્વારા અગ્નિની સાક્ષીએ લગ્ન વિધિ કરાવવી અને મરણ બાદ અગ્નિ સંસ્કાર કરી અંતયેષ્ટિ કરવી એ મુખ્ય હતા. આ સિવાય પણ બાળલગ્ન નાબૂદી અને એવા બીજા ચૌદ જેટલા સામાજિક ઠરાવો પસાર કરવામાં આવ્યા જેની નોંધ વિ.સં. ૨૦૦૨માં છપાયેલ સનાતની સમાજના અહેવાલો પરથી મળે છે. એનું સીધું પરિણામ એ આવ્યું કે વિ.સં. ૨૦૦૨ પછી પીરાણા દ્વારા નિયુક્ત મુખી દ્વારા કરાતાં બારવર્ષીય સમૂહલગ્નો સદંતર બંધ થઈ ગયાં હતાં.

એ સમયે જે કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ અસ્તિત્વમાં આવ્યો હતો તેના પ્રમુખ વીરાણી મોટીવાળા શ્રી રતનશી ખીમજી ખેતાણી હતા ત્યારે મંત્રીપદે નખત્રાણાવાળા શ્રી નથુભાઈ નાનજી કેશરાણી હતા. ઉપપ્રમુખપદે શ્રી ગંગદાસભાઈ વિશ્રામ ઉગેડીવાલા અને ખજાનચી શ્રી ભીમજી કેશરા લીંબાણી કોટડા (જ.)વાળા હતા.

શ્રી રતનશી ખીમજી અને નથુભાઈ નાનજીએ જુદા જુદા વિસ્તારના પ્રચારક ભાઈઓ શ્રી નારાણ રામજી પાંચાણી (નખત્રાણા), નારાણ ભાણજી ડોશાણી (કોટડા જ.), પરબત લખુભાઈ પટેલ (મથલ), શિવજીભાઈ મેઘજી પટેલ (ખેડોઈ), શિવજીભાઈ શામજી પોકાર (ખેડોઈ-કોટડા), હીરજીભાઈ લાલજી (માનકુવા), હરજી લધા રામાણી (લુડવા), વિશ્રામભાઈ હીરજી (ગઢશીશા), લાલજીભાઈ કરસન (દેશલપર), લધાભાઈ પચાણ (કોટડા જ.), રામજીભાઈ લાલજી પટેલ (ગઢશીશા) વગેરેએ સાથે સક્રિય રહીને આ કાર્યમાં મહત્ત્વું યોગદાન આપ્યું હતું.

દેવજીભાઈ કચરા રૈયાણી (નખત્રાણા), માધવજીભાઈ ખીમજી પટેલ (ખોંભડી), અરજણભાઈ ગોપાલ પટેલ (દુર્ગાપુર), રત્નાભાઈ કાનજી પટેલ (તલવાણા), વિશ્રામભાઈ મેઘજી પટેલ (કંડાય), વિશ્રામભાઈ લધા પટેલ (રસલિયા), માવજીભાઈ નાનજી પટેલ (ઉખેડા), શિવજીભાઈ ભાણજી પટેલ (થરાવડા), દેવશીભાઈ કાનજી ભગત (દેવપર), કાનજીભાઈ હીરજી પટેલ (રાયણ) ને લધાભાઈ ભાણજી પટેલ (રામપર) રતનશીભાઈ નારણ પટેલ (ખોંભડી) વગેરેએ ધર્મજાગૃતિના કાર્યમાં સહયોગ આપ્યો હતો.

એ વખતે વાહનવ્યવહારનાં ટાંચાં સાધનો હોવા છતાં લખપતથી માંડીને કંઠી પટના ગામડાનો પ્રવાસ ખેડી, ઠેર ઠેર સભાઓ ભરી જબરદસ્ત ધર્મભાવનાનો જુવાળ ઊભો કર્યો હતો. તેમની સાથે ઘણાં ગામોમાં પ. પૂ. સંતશ્રી ઓધવરામજી મહારાજ અને દયાળદાસજી મહારાજ પણ આ ધર્મજાગૃતિના કાર્ય માટે જતા હતા. સનાતની સમાજના આગેવાનો જે ગામોમાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો સ્થપાયાં નહોતાં ત્યાં તે ગામના ભાઈઓને સમજાવીને સંકલ્પ કરાવતા એટલું જ નહીં, પણ તેમના તમામ આયોજનોમાં માર્ગદર્શન અને સાથ-સહકાર આપતા અને પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવમાં પણ અચૂક હાજરી આપતા હતા.

જે જ્ઞાતિબંધુઓ હજુ જૂના ધર્મને વળગી રહ્યા હતા તેમની સાથે કોઈ દ્વેષભાવ કે દૂરી ન રાખવી અને જ્ઞાતિની એકતા ન તૂટે એ રીતે સનાતન ધર્મ તરફ વાળવા, સમજાવવા એવો સનાતની સમાજના એ સમયના આગેવાનો તેમજ સંતશ્રી ઓધવરામજીનો સ્પષ્ટ અભિગમ હતો. એટલે જ તો સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિને એક નેજા હેઠળ લાવવાના ઉદ્દેશથી વિ.સં. ૨૦૦૦માં ઊંઝાથી ઉમિયા માતાજીની જ્યોત લાવીને સંતોની પાવન ભૂમિમાં વાંઢાયમાં પધરાવવામાં આવી અને ઉમિયા માતાજી મંદિરનું નિર્માણ કરવામાં આવ્યું વિ.સં. ૨૦૦૩ના રામનવમીના શુભ દિને આ મંદિરમાં સંતશ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણાથી કુળદેવી ઉમિયા માતાજીની મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી. સંતોના આશિષ અને જ્ઞાતિજનોના સહકારથી છેલ્લા ત્રણ દાયકામાં આ સંકુલનો ઘણો વિકાસ થયો છે અને આજે પણ ઉમિયા માતાજી સંસ્થાનમાં અનેકવિધ ધાર્મિક તેમજ સામાજિક પ્રવૃત્તિઓનું આયોજન થતું રહ્યું છે. કોઈ પણ સંપ્રદાયને માનનાર કડવા પાટીદાર મા ઉમિયાની ગોદમાં એક જ માતાના સંતાન તરીકે આવીને બેસે છે એ જ આ મંદિરનો મહિમા છે.

નથુભાઈ નાનજી ઉપરાંત આ જવાબદારી શ્રી પ્રેમજીભાઈ પૂંજાભાઈ વાસાણી વિથોણવાળા શિવદાસભાઈ કાનજી (વીરાણી-મોટી), કરસન મુખી (વીરાણી-મોટી), ખીમજીભાઈ નાગજી (મથલ), પરબતભાઈ લખુ (મથલ), ભીમજીભાઈ કેશરા લીંબાણી (કોટડા-જ.) વગેરે પ્રત્યેક ગામનાં શ્રી લક્ષ્મીનારાયણ મંદિરોનાં પ્રાણ-પ્રતિષ્ઠાના આયોજનમાં અને સંચાલનમાં માર્ગદર્શન માટે જતા.

ઈ.સ. ૧૯૪૦ થી ૧૯૬૦ સુધીનાં વીસ વર્ષમાં કચ્છનાં ઘણાં ગામોમાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરોની સ્થાપના થઈ ચૂકી હતી.

૧૯૬૦ પછીનાં વર્ષોમાં પણ ગામની અનુકૂળતા મુજબ જે ગામમાં મંદિરો નહોતાં તે ગામોમાં પણ શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બનતાં રહ્યાં. કેટલાંક ગામોમાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બનવાની સાથે જ જૂના પીરાણા પંથના જ્યોતિષ ધામનું ઉત્થાપન કરી વિસર્જન કરવામાં આવ્યું હતું, પરંતુ મોટા ભાગનાં ગામોમાં ઘણા સમય સુધી બન્ને સંપ્રદાયનાં સ્થાનકો ચાલતાં રહ્યાં હતાં. પછી ધાર્મિક ક્ષેત્રે એવો તબક્કો આવ્યો કે ઘણાં ગામોમાંથી જ્યોતિષ ધામ બિલકુલ નીકળી ગયા. તેને સ્થાને જ્યાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો નહોતાં ત્યાં મંદિરો બન્યાં, જ્યાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો અગાઉથી હતાં ત્યાં તે સ્થાનો સમાજવાડી કે એવા સમાજના ઉપયોગમાં વપરાવા લાગ્યાં તો ક્યાંક વળી આવાં સ્થાનોમાં ઉમિયા માતાજીનાં મંદિરો પણ બનાવાયાં.

આ સમયગાળામાં પણ જે ગામોમાં જ્યોતિષ ધામ ચાલુ રહ્યાં ત્યાં પણ તેમાં માનનારા કુટુંબોની સંખ્યામાં નોંધપાત્ર ઘટાડો નોંધાયો.

ઈ.સ. ૧૯૭૦ પછી ધાર્મિક ક્ષેત્રે જે પરિવર્તન આવ્યું તેનું સીધું પરિણામે એ આવ્યું કે એક અંદાજ મુજબ ૮૦ થી ૮૫ ટકા પાટીદાર જ્ઞાતિજનો શ્રી લક્ષ્મીનારાયણને માનતા થયા. જ્યાં અગાઉ શ્રી લક્ષ્મીનારાયણ મંદિરો હતાં તેવાં જૂજ ગામોમાં શ્રી સત્યનારાયણનાં મંદિરો પણ બન્યાં છે.

આજે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં થોડાંક કુટુંબો આર્ય સમાજમાં પણ જોડાયેલાં છે. અડસઠ વર્ષ અગાઉ લુડવાના સ્વ.શ્રી શિવગણભાઈ કાનજી વેલાણી અને સ્વ. શ્રી ખેતશીભાઈ પ્રેમજી લીંબાણીએ લુડવા ગામમાં આર્ય સમાજનો આરંભ કરેલો અને તેમની પ્રેરણાથી લુડવા તેમજ અન્ય ગામોના કચ્છ તથા કચ્છ બહાર વસતાં ખાસ કરીને મુંબઈમાં રહેતાં કુટુંબો ધીરે ધીરે આર્ય સમાજમાં જોડાતાં ગયાં.

વીસમી સદીના ઉત્તરાર્ધમાં આઠમા-નવમા દાયકામાં જે પરિવર્તન આવ્યું એ સ્વયંભૂ હતું. તેમાં સીધી રીતે કોઈના હેતુપૂર્વકના પ્રયાસો હતા નહીં, પણ પ. પૂ. શ્રી નારાયણજી બાપાએ ધાર્મિક જાગૃતિનાં રોપેલાં બીજને સંતશ્રી ઓધવરામજીએ સીંચેલા ને ઊછરેલું એ વૃક્ષ લોકો સ્વયં વિસ્તારી રહ્યાં હતાં. જોકે સંતશ્રી ઓધવરામજીના શિષ્ય પ. પૂ. સંત શ્રી વાલરામજી તેમજ સમાજના આગેવાનો પ્રત્યેક મંદિરોની પ્રાણ-પ્રતિષ્ઠા અને એવા મહોત્સવમાં ઉપસ્થિત રહી પ્રેરણા પૂરી પાડતા.

આ વર્ષોમાં કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ટોચના વડીલો પ. પૂ. પાંડુરંગ શાસ્ત્રીના વિચારોથી પ્રભાવિત થયા અને કચ્છ તેમજ કચ્છ બહાર જ્ઞાતિનાં કેટલાંક ભાઈ-બહેનો સ્વાધ્યાય પ્રવૃત્તિમાં સક્રિય બન્યાં. કંઈક અંશે પ. પૂ. પાંડુરંગ શાસ્ત્રીજીના પ્રયોગો પણ ધર્મજાગૃતિ માટે સહાયક બન્યા.

પીરાણાના ગાદીપતિ આચાર્ય શ્રી કરસનદાસજીએ, સુધારાવાદી અભિગમ અપનાવી સતપંથમાં સમયાનુસાર ઉલ્લેખનીય ફેરફારો કર્યા. તેમના દ્વારા પીરાણા ખાતે અને નખત્રાણા ખાતે સંત સંમેલનોના આયોજન કરવામાં આવ્યાં હતાં. નખત્રાણા નજીક નિષ્કલંકી ધામનું નિર્માણ કરવામાં આવ્યું છે. છેલ્લાં થોડાં વર્ષોમાં કચ્છનાં કેટલાંક ગામોમાં સતપંથ સમાજ દ્વારા નિષ્કલંકી નારાયણનાં શિખરબદ્ધ મંદિરોનાં નિર્માણ કરવામાં આવ્યાં છે. કચ્છમાં શ્રી લક્ષ્મીનારાયણ મંદિરોમાં સ્તુતિ, પ્રાર્થના અને પૂજા પદ્ધતિમાં એકસૂત્રતા લાવવા અને કેન્દ્ર સ્થાનની સ્થાપના કરવા અને ધાર્મિક જાગૃતિ લાવવાના ઉદ્દેશ સાથે ૧૯૯૬ મહા સુદ પૂર્ણિમાના દિવસે ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય ખાતે શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર-સમિતિની રચના કરી વાંઢાયથી વીરાણી સુધીની વિરાટ ધર્મયાત્રા લઈ જવામાં આવી હતી. અને હાલે દેશલપર (વાંઢાય) નજીક લક્ષ્મીનારાયણ મંદિરોની કેન્દ્રીય સંસ્થા શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન - સંસ્કારધામની સ્થાપના કરવામાં આવી છે.

This is false. Read Satpanth Chhodo book

ગુજરાતના સાબરકાંઠા તેમજ તેની આસપાસના જિલ્લાઓના કંપા વિસ્તારમાં શ્રી લક્ષ્મીનારાયણ તેમજ સતપંથ એમ બન્ને સંપ્રદાયમાં માનનારાં કુટુંબો વસે છે અને જ્યાં જ્યાં મંદિરો નથી ત્યાં શ્રી લક્ષ્મીનારાયણ તેમજ શ્રી નિષ્કલંકી નારાયણનાં મંદિરો નિર્માણ થતાં રહ્યાં છે.

અહીં એક બાબત ખાસ નોંધવી જોઈએ કે કડવા પાટીદારો પીરાણા પંથ સ્વીકારીને કચ્છમાં આવ્યા છતાં શ્રાવણી સાતમ-આઠમ અને કૃષ્ણ જન્મોત્સવ ઊજવવાની પરંપરા જાળવી રાખી હતી. આષાઢી બીજથી માંડીને જન્માષ્ટમી સુધી રોજ રાત્રે ગામના ચોકમાં ઢોલના તાલે જે ગીતો ગવાતાં તે મોટા ભાગે કૃષ્ણલીલાનાં અને પ્રકૃતિનાં હતાં. એ પરંપરા ઓછાવત્તા અંશે આજે પણ ગામડામાં ટકી રહી છે અને ઉલ્લેખનીય બાબત એ છે કે મોટાભાગના ગામો આ સાતમ-આઠમનો ઉત્સવ બન્ને સંપ્રદાયનાં ભાઈ-બહેનો સાથે મળીને જ ઊજવે છે. પીરાણા પંથ સ્વીકાર્યા પહેલાં આ જ્ઞાતિના લોકો કૃષ્ણભક્તિ કરતા હશે એવું આ તહેવારોની પરંપરા પરથી ફલિત થાય. સાથે સાથે શિવ પર પણ આસ્થા ધરાવતા હશે. કારણ કે આજે પણ કચ્છ કડવા પાટીદારોની વસ્તી ધરાવતા મોટા ભાગના ગામોમાં શિવ મંદિર છે, જ્યાં નહોતાં ત્યાં તેનું નિર્માણ કડવા પાટીદારોએ કર્યું છે અને તેનું સંચાલન તેમજ પૂજન-અર્ચન આજે પણ મોટા ભાગનાં ગામોમાં બન્ને સંપ્રદાયના અનુયાયીઓ સાથે મળીને કરે છે એ જ રીતે નવરાત્રિ પણ બધાં સાથે મળીને વર્ષોથી ઊજવતા આવ્યા છે.

આ ઉપરાંત જુજ કુટુંબો પ્રણામી તેમજ કબીર પંથી વગેરેમાં જોડાયેલાં છે.

# પરિષદોનો સુધારાવાદી અભિગમ

- સી. કે. પટેલ

## પીરાણા પંથની દશતરી ગાવંત્રી

**(શ્રી કચ્છ કડવા પાટીદાર પરિષદની કરાંચી મુકામે થયેલી બીજી બેઠકમાં શ્રીયુત્ મિસ્ત્રી નારાયણજી રામજી વીરાણીવાળાએ પીરાણાના ઠરાવ ઉપર આપેલું ભાષણ)**

પ્રિય બંધુઓ ! મારી સામે પ્રથમ એ પ્રશ્ન ઊભો થાય છે કે, પીરાણાના કબ્રસ્તાની ધર્મને તજી દેવાનો ઠરાવ આ સભામાં મારે શા માટે રજૂ કરવો ? હિંદુઓને અર્ધદગ્ધ બનાવી દઈ છેવટે પોતાની નાતજાતમાંથી ટાળી દેવાની જે યુક્તિઓ તેમાં રચવામાં આવી છે તેને મારે શા માટે આપની સમક્ષ રજૂ કરવી અને તે કયા સ્વાર્થની ખાતર ? આપ વિચાર કરી જોશો તો સમજાશે કે પીરાણા ધર્મને અનુસરનારો આપણી કચ્છ જ્ઞાતિનો એક ભાગ એમ જ ધારે છે કે પીરાણા પંથ એ હિંદુ ધર્મ છે. પરંતુ વાસ્તવિક રીતે આપણા શાસ્ત્રોમાં પીરાણા નામે કોઈ પંથ નથી અથવા પીરાણા નામનો કોઈ ધર્મ નથી. પીરાણા નામનું એક ગામ છે અને તે ઈમામુદ્દીને વસાવ્યું કહેવાય છે અને જે પીરાણા પંથની વાત આપણે કરીએ છીએ તે તો સતપંથને નામે ઓળખાય છે. એ કપોળ કલ્પિત પંથમાં આર્ય હિંદુ ધર્મની ઈરાદાપૂર્વક એટલી તો નિંદા કરવામાં આવી છે કે તે આપણાથી સાંખી જાય તેવી નથી., છતાં કેટલાક હિન્દુઓ અને ખાસ કરીને આપણી કચ્છ જ્ઞાતિ, એ કબ્રસ્તાની પંથની થઈ પડી છે એ વિચાર જ્યારે જ્યારે મારા મગજમાં આવે છે ત્યારે મને તે અસહ્ય થઈ પડે છે. ક્યાં પીરાણાનો અર્દદગ્ધ પંથ અને ક્યાં આપણી હિંદુ જ્ઞાતિ ? કેટલું અંતર ! કેટલી શરમની વાત ! હું એક મનુષ્ય છું. આર્ય છું, સનાતન ધર્મનો અનુયાયી છું અને મારા બંધુઓ પણ મારા જેવા જ પવિત્ર અંતઃકરણના છે એ વિચારને હું તજી શકતો નથી, એટલે ખાસ કરીને મારી જ્ઞાતિના તેમજ અન્ય હિંદુ જ્ઞાતિના ભાઈઓને એ પીરાણાના કબ્રસ્તાની પંથની પ્રપંચી જાળમાં ફસાયેલા જોઉં છું ત્યારે તેમને સન્માર્ગે દોરવાનો અને એ પ્રપંચી જાળને ઉકેલી સત્ય હકીકત પ્રદર્શિત કરવાનો મને મારો ધર્મ સમજાય છે. મનુષ્યના જીવન માટે પ્રથમ નિર્માણ થયેલો જે ધર્મ તેને તજી દેવાથી મનુષ્ય તરીકે જીવન ગાળી શકાય જ નહિ એ વાત આપ જરૂર યાદ રાખજો. એ મનુષ્યધર્મને ભુલાવી દેનારી અને હિંદુઓને વટલાવી અર્ધદગ્ધ બનાવી દેવાની ઈમામશાહ જેવાઓએ જે યુક્તિ રચી છે તે પીરાણાની પોલ નામે પુસ્તકમાં બહાર પાડવાનો મારો ઈરાદો હું જાહેર કરી ચૂક્યો છું અને ઘણાં આધારો અને સાધનો મને મળી શક્યાં છે અને એ દિશામાં મારો પુરુષાર્થ ચાલુ છે જ, પરંતુ આ ઠરાવના અંગે મારાથી બની શકે તેટલી હકીકત આપની સમક્ષ રજૂ કરી - એ કબ્રસ્તાની પંથને તજી દેવાનો બોધ કરવાની આપણી સબ્જેક્ટ કમિટીએ ભલામણ કરી છે અને હું આપને એ જ ભલામણ કરું છું કે જો તમે હિંદુપણું રાખવા ઈચ્છતા હો, પોતે હિન્દુ હોવાનો દાવો કરતા હો, તો જ મારી વાત સાંભળજો અને હિન્દુપણામાંથી ટળી જઈ શુદ્ધ કડવા પાટીદાર જ્ઞાતિથી વિમુખ બની મુમના કિંવા અર્ધદગ્ધ મુસલમાન થઈ જવા ઈચ્છતા હો તો મારો ઉપદેશ તમારા માટે નથી એમ સમજજો.

બંધુઓ ! તમે હિંદુ છો એ વાત શું મારે તમને સમજાવવાની છે ? આપણી કુર્મી ક્ષત્રિય જ્ઞાતિએ શું એટલી બધી અધોગતિ પ્રાપ્ત કરી છે કે તમે હિંદુ છો, હિંદુ શાસ્ત્રોને માનનારા છો અને તમારા પૂર્વજો પણ હિંદુ જ હતા એ વાત તમને મારે સમજાવવી પડે ? નહીં જ. ત્યારે આ કમનસીબી કેવા પ્રકારની ? કબ્રસ્તાની પંથ અને કડવા પાટીદાર જે આપણી કોમ તેને ક્યાંથી ભેળી સાટો થયો એ બાબત ઐતિહાસિક છે એટલે હું જવા દઉં છું અને આ પંથને તજી દેવાની જરૂર પૂરતું જ હું આપને કહીશ.



કરાંચીની બીજી પરિષદ

**પીરાણાનો અર્ધદગ્ધ પંથ :**

ઈસ્લામ ધર્મના અનુયાયી જે પીરોએ હિંદુઓને વટલાવી પોતાનો નવો પંથ ઊભો કરવાની યુક્તિ રચી, તેમાં પ્રથમ તો હિંદુ શાસ્ત્રોની

વાતો લઈ પોતે નવાં ગપાષ્ટક શાસ્ત્રો બનાવ્યાં, તેમાં તદ્દન જુઠ્ઠી અને ઢંગધડા વગરની બનાવટી કિસ્સા કહાણીઓ લખી અને તેમાં મુસલમાની તત્ત્વો દાખલ કર્યા. પછી ભોળા અને ધર્મશાસ્ત્રોથી અજ્ઞાત રહેલા હિંદુઓને શોધી શોધીને એ કુટીલ માર્ગમાં સામેલ કર્યા, એ કબ્રસ્તાની પંથના પુસ્તકોમાં વેદોનાં નામ જેવા બનાવટી શબ્દો વાપરી, હિંદુઓનાં તીર્થસ્થળો અને મહાપુરુષોનાં નામોનો ઉમેરો કર્યો, અને યુક્તિ-પ્રયુક્તિથી ફેરફાર ઉત્પન્ન કરી પોતાના રચેલાં, હાથનાં લખેલાં પુસ્તકોને પીરાણા કબ્રસ્તાની પંથના સેવકોના હાથમાં આપીને કહ્યું કે, "એ અથર્વવેદ છે ! હમણાં આ લેખના અર્થવેદનો વારો છે અને તેમાં જે લખ્યું છે એ જ સાચું છે અને એ જ પ્રમાણે પીરાણાના સતપંથીઓએ વર્તવું." ધીમે ધીમે પોતાની જાળમાં ફસાતા અજ્ઞાન હિંદુઓને જલદી મુસલમાની રાહત ઉપર લઈ જવા પીર સોદરદીને કહ્યું કે :-

"હિંદુ શાસ્ત્રો અને પુરાણોમાં નકલંકી અવતાર થવાનો છે એમ જે કહ્યું છે તે અવતાર તો ક્યારનોય થઈ ગયો છે. એ તે દશમો અવતાર થવાનું જે જાહેર થયું છે તે મ્લેચ્છ રૂપે મક્કામાં હજરત અલી રૂપે જાહેર થયો છે." મુસલમાનોમાં ભગવાને અવતાર લીધો એ કારણનું સમાધાન પોતાના મતિવિભ્રમ અજ્ઞાન હિંદુ સેવકોને એવી રીતે કરાવ્યું કે :-

"શ્રીકૃષ્ણ ભગવાન જે ઈશ્વરનો અવતાર હતા તેમણે પાંડવો અને કૌરવો વચ્ચે યુદ્ધ કરાવી આપી પાપી કૌરવોનો સંહાર કરાવ્યો અને પાંડવોને ઉપદેશ આપવા અર્થે અને અજ્ઞાનતામાં પાંડવો કદાચ એમ ન સમજે કે અમારા હાથે જ અમારા કુટુંબીજનોનો નાશ થયો છે, તે માટે શ્રીકૃષ્ણ ભગવાને ગીતા રૂપે ઉપદેશ આપી પાંડવોના સંશયને દૂર કર્યો હતો. પરંતુ તે વખતના બ્રાહ્મણોને ઊંધુંચત્તું સમજાવી મહાભારતના યુદ્ધનું જે પાપ થયું તેથી મુક્ત થવા એક યજ્ઞ કરાવ્યો. જેથી પાંડવોએ રાજસૂય યજ્ઞ આદર્યો તેથી (પીર સદરદીનના કહેવા પ્રમાણે) બ્રાહ્મણો ઉપર કોપ કરીને શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, હું દશમો અવતાર હિંદુમાં જ લેવાનો હતો પરંતુ બ્રાહ્મણોએ આડુંઅવળુ સમજાવી પાંડવોના હાથે યજ્ઞ કરાવ્યો તેથી હવે હું દશમો અવતાર મ્લેચ્છ રૂપે અરબસ્તાનમાં આવેલા મક્કા શહેરમાં હજરતઅલી રૂપે લઈશ !! આ પ્રમાણે દશમો અવતાર બ્રાહ્મણો ઉપર રીસે ભરાઈ શ્રીકૃષ્ણ પ્રભુએ મક્કા શહેરમાં લીધો છે. માટે હજરતઅલી એ જ ભગવાનનો અવતાર છે. માટે હિંદુઓ ! હમણાં ભગવાનના અવતારનો વારો તો ઇસ્માયલી મુસલમાનીમાં છે માટે તેને જ માનવું."

વળી, હજરતઅલીના માટે આ પીરોએ એક કવિતા રચીને જણાવ્યું કે :-

તમે ઓળખીને ધાવો આજ રે
મૂરખ લોકોને આવે છે લાજ રે .......... ટેક.
જી રે કૃષ્ણ બોલતા તે અમૃત વાણી રે,
હવે અરબી ભાષા ક્યાંથી આણી રે....... તમે
જી રે કૃષ્ણ ચાલતા તે તિલક તાણી રે,
હવે કલીમાંહે વધારી છે દાઢી રે......... તમે
જી રે કૃષ્ણ પહેરતા પીતામ્બર ધોતી રે,
હવે કલીમાંહે પહેરી છે કફની ને ટોપી રે. તમે
જી રે કૃષ્ણ જમતા તે સુવર્ણ થાળી રે,
હવે માટીની સહાનક ધારી રે. ........... તમે
જી રે કૃષ્ણ ચાલતા તે બ્રાહ્મણ વેશે રે,
હવે આવી બેઠો તે આરબ દેશે રે. ....... તમે
જી રે કૃષ્ણ રૂપે તે જાપ જપાવ્યો રે,
હવે કલીમાંહે મોહંમદ નામ ભણાવ્યો રે .. તમે

બંધુઓ ! આ વાત આપને કેવી લાગે છે ? મક્કા શરીફમાં શ્રીકૃષ્ણનો અવતાર અને તે હજરતઅલી રૂપે ! શું તમને આ વાત માન્ય છે ? કોઈને એ વાત સાચી લાગે છે ? આપણા શાસ્ત્રોમાં ભગવાનના અવતાર એ જ મુખ્ય વાત છે એવું એ લોકોને લાગવાથી ભગવાનના દશ અવતારનું તેમણે એક શાસ્ત્ર ઉપજાવી કાઢ્યું છે અને તેનાં પૂંછડે છેવટે એ કબ્રસ્તાની બધા ઇસ્માયલી પીરોને લટકાવ્યા છે. તેમણે લખેલા અવતારની વાતો તદ્દન જુઠ્ઠી અને બનાવટી છે, એટલું જ નહિ, પરંતુ હિંદુ ધર્મનું એ કેટલું હળહળતું અપમાન કરનારી છે એ વાત આપને પ્રત્યક્ષ કરાવવાની મારે જરૂર છે. વળી ભોળા હિન્દુ ભાઈઓને ઈમાન બેસાડવાની ખાતર તેમાં કેવી યુક્તિ રચી છે અને તેના પૂંછડે પોતે કેમ લટક્યા છે એ આપ ધ્યાન દઈને સાંભળજો. આપણને તો મોકો દીધો હોય તો ફક્ત ઈમામશાહે જ દીધો છે. તેણે રચેલા અથર્વવેદમાં દશ અવતાર આવે છે અને જે દશતરી ગાવંત્રી કહેવાય છે તે સૃષ્ટિની ઉત્પત્તિથી શરૂ થાય છે ! તેમાં લખ્યું છે કે -

**દશતરી ગાવંત્રી :**

સત્, સત્ ઉપર દત્, દત્ ઉપર ક્ષમા, ક્ષમા ઉપર ગજા, ગજા ઉપર નીલ, નીલ ઉપર શેશનાગ, શેશનાગ ઉપર ધબળોધોરી; ધબળોધોરીના શીંગડા ઉપર એક રાઈ અને એ રાઈ ઉપર સ્વામીજીએ સૃષ્ટિ નીપાઈ ! પછી સ્વામીજીએ રૂપ લીધાં તેમાં પ્રથમ નામ અહુંકાર, ભહુંકાર, વહુંકાર, નીલ, અનીલ, સુન, સાન, નાન, ગેઆન, માન, નુર, તેજ, બંબ, જલ, કમલ, કદમ, આદબુંદ, નાદબુંદ, તેજતત્ત્વ, પ્રેમતત્ત્વ, આદપુરુષ, આદપુરુષથી નાભીકર, નાભીકરથી ભવેત ગોર બ્રહ્મા ! સત્

ગોર બ્રહ્મા થકી સર્વે સૃષ્ટિની ઉત્પત્તિ હુઈ. જે ચાર કલ્પના અવતાર પાત્ર અને જ્યાં થકી ગોરનરે અવતાર લીધા તેમાં પ્રથમ અહુ, ઉનાદ, અધીગત, એહદ્દ, હવ, કવ તથા ધર્મ, તેજ કેવલ નાદ ઓત્રા હરીકત પૂર્વા, અતીત વંશીના પરેમ રૂખ. તેના વંશમાં શ્રીમચ્છા અવતાર ! મચ્છની માતા તો સંખાવતી, પિતા તો પરેમરૂખ, શક્તિ દેવી ચંડીકા, ગોર તો માનધાતા, રહેવાનું સ્થાન હેમપુરી ક્ષેત્ર તો દ્વારામતી, નરદલો દાણવ સંખાસુર તે વિચારતો ઋગ્વેદ. તે સંખાસુરને મારી સાતે પાતાળના રાજાને વચન આપી ગોર બ્રહ્માના વેદને વાળી, સવા કરોડીસું રાજા રુષમાગતને તારી-શ્રી મચ્છા અવતાર ભલે પધાર્યા ! મચ્છા અવતારના વંશમાં મનાએત, મનાએતના ઉગ્રસેન ઉગ્રસેન અજુવત, અજુવતના ભ્રેસપત, ભ્રેસપતના આસોમંત્ર, આસોમંત્રના પરીકમ રૂખ, પરીકમ રૂખના કુર્મ ભગવાન ! કુર્મ ભગવાનની માતા કમળાવતી, તેની શક્તિ દેવી બૈચરાજી, ગોર તો એકારૂખી, રહેવાનું સ્થાન બગપોર ક્ષેત્ર તો માનસરોવર, ત્યાં નરદળો દાણવ મધુકેટભ તે વિચારતો ઋગ્વેદ તેને મારીને કુર્મ ભગવાને સવા કરોડીસું રાજા અમરીશને તારી શ્રી કુર્મ ભગવાન ભલે અવતર્યા !

શ્રી કુર્મના વંશમાં પ્રથમ વંશરતના દકાઈએત, ના કાજમ, ના પરજાપત, ના દાઢમરૂખી તેના વંશમાં શ્રી વારાહ ભગવાન અવતર્યા ! તે વારાહ ભગવાનની માતા તો પદમાવતી, શક્તિ દેવી સોમયા, ગોર તો એકાસુર, રહેવાનું સ્થાન માયાપોર, ક્ષેત્ર તો ભેંકાસુર, ત્યાં નરદળો દાણવ મોરધ્વજ વિચારતો ઋગ્વેદ તે મોરધ્વજ દૈત્યને મારી, સેવા કરોડીસું રાજા ધ્રુને તારી ભલે અવતર્યા શ્રી વારાહ ભગવાન ! શ્રી વારાહ ભગવાનના પુત્ર રૂપંકના ખલીપત, ના ગઉતમ, ના અમરીખ, તેના પુત્ર શ્રી નૃસિંહાઅવતાર ! તે શ્રી નૃસિંહા ભગવાનની માતા ચંદ્રાવતી, શક્તિ દેવી તુળજા ભવાની, ગોર તો અમરતેજ, રહેવાનું સ્થાન તો કાશ્મીર, ક્ષેત્ર તો ચરણાપરી, ત્યાં નરદલો દાણવ હરણાકસ વિચાર તો રઘુવેદ, તેને શ્રી નૃસિંહ ભગવાને મારી સવા કરોડીસું ભક્તપ્રહ્લાદને તારી ભલે અવતર્યા શ્રી નૃસિંહા અવતાર ! શ્રી નૃસિંહા અવતારના ! વંશમાં તેનો પુત્ર મનાએત, ના વંશવઢણ, ના વીર લોચન, ના કાસમરૂખી, તેની વંશમાં શ્રી વામન ભગવાન ! તેની માતા તો લીલાવતી, શક્તિ દેવી કોકિલા, ગોર તો સેહેજાનંદ રહેવાનું સ્થાન, કોયલા પાટણ, ક્ષેત્ર તો વનથળી, ત્યાં નરદળો દાણવ બળીરાજા વિચારતો વજુરવેદ, તેને વામન ભગવાને મારી ઋષિઓને થાપી તમે ભલે અવતર્યા વામન ભગવાન ! વામન ભગવાનના વંશમાં તેમના પુત્ર માન ધાતા, ના પૃથ્વીજે, ના અસરત, ના જમદગ્ની તેમના પુત્ર શ્રી ફરસુરામ તેમની માતા રેણુકા, ગોર તો જનક વીદેહી, રહેવાનું સ્થાન માયાપર, ક્ષેત્ર તો કોયલા પાટણ ત્યાં નરદળો દાણવ સહસ્રા અર્જુનને વિચારતો રઘુવેદ, તે સહસ્રા અર્જુનને મારી, શ્રી ફરસુરામે ઋષિઓને સ્થાપી ભલે અવતર્યા તમે ફરસુરામ ભગવાન ! હવે ફરસુરામના વંશમાં તેમના પુત્ર રઘુ, ના નગુ, ના જેજાઈએત, ના કેવળીક, ના અજેપાળ, ના દશરથ, ના પુત્ર શ્રીરામ ! ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં નરદળો, દાણવ દશમાં થાવળો રાવણ તે વિચારતો યજુર્વેદ. તે રાવણને મારી સાત કરોડીસું રાજા હરિશ્ચંદ્રને નારી ભલે અવતર્યા તમે શ્રી રામદેવ મોરારી ! તેના માતા કૌશલ્યા, શક્તિ દેવી સીતાજી, ગોર તો વશિષ્ટ, રહેવાનું સ્થાન અયોધ્યાપુરી, શ્રી રામના વંશમાં તેમના પુત્ર લવ, ના પદમ, ના પરિખત, ના વીરપાળ, ના વાસુદેવ, ના વંશમાં શ્રીકૃષ્ણ ભગવાન ! તેમની માતા દેવકીજી, શક્તિ દેવી રૂકમની, ગોર તો વેદ વ્યાસજી, રહેવાનું સ્થાન ગોકુલ, ક્ષેત્ર તો મથુરાં ત્યાં નરદળો દાણવ કંસાસુર તે વિચાર તો સામવેદ તે કંસાસુરને મારી ઋષિઓને સ્થાપી, સહદેવ ભક્તને તારી તમે ભલે અવતર્યા શ્રીકૃષ્ણ મોરારી ! શ્રી કૃષ્ણનાં વંશમાં તેના પુત્ર પ્રદ્યુમનના, સેંસસ્થાનના, બેલસ્થાન ના, વેણી વછરાજના, સંહીરાજ, તેમના વંશ તો શ્રી બુદ્ધ ભગવાન ! તે બુદ્ધની માતા તો રેણુંકાવ વતી, શક્તિ દેવી હરસિદ્ધ, ગોર તો હંસરાજ રહેવાનું સ્થાન હીમપરી, ક્ષેત્ર તો કુરુક્ષેત્ર, ત્યાં નરદળો દાણવ દરજોધન તે વિચાર તો સામવેદ, તેને મારી નવ કરોડીસું રાજા યુધિષ્ઠરને તારી ભલે અવતર્યા તમે બુદ્ધ ભગવાન દેવ મોરારી ! શ્રી બુદ્ધા અવતારના વંશમાં તેમના પુત્ર શીષ, ના સામ, ના સલુકાન, ના હારૂન, ના અસલામ, ના આદમ, ના નીઝાર, ના મીઝાર, ના એલીઆસ, ના મલીઆસ, ના મુલકાનના કાજંમ, ના કાહેર, ના કાએમ, ના ગાલેબ, ના એલબ, ના કાયમ, ના મોરાદ, ના મુનાલેફ, ના હાસમ, ના મતલબ, ના અબુતાલબ, ના વંશમાં તો શ્રી નકલંકી નારાયણ શાહ ! મુરતજાઅલી. તે અલીની માતા બીબી ફાતમા, પીતા તો અબુતાલેબ, શક્તિ દેવી ફાતમા, ગોર તો નબી મોહમદ, રહેવાનું સ્થાન દેલમ દેશ, વરજા શહેર ગામ ક્ષેત્ર તો કુંવારકા, પંચનદી મુલસતાને, તહાં નરદળો દાણવ કાળીંગો ધુઝાલબે વીચાર તો અથરવેદ, તે કાળીંગા દૈત્યને મારી બાર કરોડીસું ભક્તને ઓધારસે, ગુપ્ત અવતાર ત્રેત્રીશ ! પ્રગટ અવતાર એક સાહ મુરતુજાઅલી ! ના ઈમામ, ઈમામના હશન, ના ઈમામ હોસન, ના ઈમામ જેનલાબદીન, ના ઈમામ મહમદ બાકર, ના ઈમામ જાપર સાદક, ના ઈમામ ઈસમાયલ, ના ઈમામ નુર સત ગોર, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ જમાલદીન, ના સૈયદ મુસાફરીન, ના સૈયદ મહેરદીન, ના સૈયદ હાદીન, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ ફાજલસાહ, ના સૈયદ કામસસાહ, ના સૈયદ એહમદસાહ, ના સૈયદ નાસરસાહ, ના

સૈયદ મુસાલકસાહ, ના સૈયદ માહાબુ, ના સૈયદ મસતગ, ના સૈયદ મહીઆદીન, ના સૈયદ મુમનસાહ, ના સૈયદ ખાલકશાહ, ના સૈયદ નીઝારસાહ, ના સૈયદ ઇસલામસાહ, ના સૈયદ સલાઓદીન, ના સૈયદ સમસદીન, ના સૈયદ નસીરદીન, ના સૈયદ સાહેબદીન, ના સૈયદ સોદરદીન, ના કબીરદીન, ના સૈયદ સતગોર પાત્ર બ્રહ્મા ! ઇંદ્ર ઈમામશાહ ! આદે વીસ નવ નરીજન નરઅલી મહમદશાહ હકલા એલાહા ઈલલાહો મદમદુર રસુલલાહે.

**બુદ્ધદેવના વંશમાં પાક્યા તે ઈમામશા !**

આ પ્રમાણે પોતાની વંશાવળીનો છેડો મેળવ્યો છે અને ભગવાનના દીકરા થવાનો લ્હાવો લીધો છે. હવે તેમાં અને તેના લખેલા દશ અવતારની દશતરી ગાવંત્રીમાં સત્ય શું છે અને જૂઠું શું છે તે આપને ટૂંકામાં જણાવીશ. પ્રથમ મચ્છા અવતારની વાત આવે છે. તેમાં મચ્છ ભગવાન સખાવતી નામની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન થયાનું જણાવે છે ! મચ્છ ભગવાનના પિતા પરમરૂખી એ વાત તદ્દન ગપ છે. મચ્છા અવતાર પછી ઈમામશાહ કૃત દશતરી ગાવંત્રીમાં જણાવ્યા પ્રમાણે મચ્છ ભગવાનના વીર્યથી ઉત્પન્ન થયેલ મનાયત. મનાયતના ઉગ્રસેન એ પ્રમાણે પરિક્રમ ઋષિના વંશ કહેતાં તેના દીકરા કુર્મ ભગવાન! શું બુદ્ધિનો ઉપયોગ કર્યો છે ? મચ્છ ભગવાન માછલાનું રૂપ, તેમાંથી જન્મ્યા તે બધા માણસ ! તે છેક પરિકમ ઋષિ થકી અને પરિકમ ઋષિની સ્ત્રી કમળાવતીના દીકરા કુર્મ કહેતાં કાચબાનો અવતાર ! ધન્ય ઈમામશાહની બુદ્ધિને અને ધન્ય છે તમને પીરાણા પંથને માનવાવાળા સતપંથી ભાઈઓને ! કુર્મ અવતાર પણ કયા કારણને લઈ પરમાત્માનો અવતાર મનાય છે. તે જો પીરાણા પંથીઓ હિન્દુ ધર્મના દશ અવતારો વાંચે તો તો આંખ ઊઘડી જાય. પરંતુ તસ્દી કોણ લે. કુર્મ ભગવાન પાછા કાચબાના રૂપે પરણ્યા હસે ત્યારે જ તેમના વીર્યથી પ્રજા ઉત્પન્ન થઈ શકે. દશતરી ગાવંત્રીમાં કુર્મના વંશમાં પાછા માણસો જનમવા માંડ્યા ! કુર્મના દીકરા વંશરત નાદકાઈએત એમ કરતાં કરતાં પરજાપતના દાઢમ ઋષિની સ્ત્રી પદ્માવતીના ઉદરથી પાક્યા વારાહ ભગવાન, વારાહ એટલે સૂવર, શું ઈમામશાહે નજર પહોંચાડીને કામ કર્યું છે ! માણસમાંથી સૂવર જનમે તે પણ ઠીક છે, આપણે તો તેની કથાની ચોખ કરીએ છીએ. કોઈ હૈયાફૂટ્યાએ વળી સૂવરને પણ કન્યા આપી હશે જેથી વારાહ ભગવાનનો પણ વંશ ચાલુ રહ્યો. વારાહના દીકરા પાછા માણસ. તેનું નામ રૂપક-રૂપકના ખલીપત વગેરેના અમરીખને પાછી ભોછપ ખણવી હસે કે જેથી તેની સ્ત્રી ચંદ્રાવતીના પેટે પાછા શ્રી નૃસિંહા ભગવાન જન્મ્યા ! આવી ગપોડ કથાઓ કહેતાં પણ શરમ આવે છે. શું ઈમામશાહ એટલું પણ નહીં સમજ્યો હોય કે હું મારા ધર્મને ગુપત ! રાખવાની વાતો કરું છું પરંતુ આ છાનું ક્યાં સુધી રહેશે ? માછલામાંથી માણસ જન્મે ને વળી માણસમાથી કાચબો જન્મે ! કાચબાના વંશમાંથી વારાહ જન્મે ! આ પોલંપોલ તો જુઓ ! વળી વારાહના વંશથી માણસો જન્મે અને તેથી પાછો સિંહ જન્મે ! ભાઈઓ, નૃસિંહા અવતારની વાતો તો તમે સાંભળી હશે, ઘણાં ભજનોમાં પણ ગવાય છે કે હરણ્યાકંસે પોતાના દીકરા પ્રહલાદને અનેક સંકટો દીધાં પરંતુ તેનો વાંકો વાળ પણ ન થયો. છેવટે તે ક્રૂર સજા કરવા લોખંડનો થાંભલો ધગધગતો કર્યો અને પ્રહલાદજીને હુકમ કર્યો કે તારો ઈશ્વર સાચો હોય તો આ ધગધગતા થાંભલાને બાથ ભીડ ! તે પ્રહ્લાદજી પ્રભુનું ધ્યાન ધરી લોહસ્તંભને બાથ ભીડવા જાય છે ત્યાં તો લોહ સ્તંભ ફાટ્યો અને શ્રી નૃસિંહ ભગવાન દેખાયા અને હરણ્યાકંસને માર્યો. આમાં નરસિંહ ભગવાનની ન તો મા હતી કે ન તો બાપ હતાં ! છતાં ઈમામશાહના અદ્‌ભુત પાક્રમની પ્રસાદી-પીરાણા સતપંથની દશતરી ગાવંત્રીમાં વારાહના વંશના દીકરા નૃસિંહા અવતાર ! કેટલું જૂઠ્ઠું. તમો કાંઈક તો બુદ્ધિનો ઉપયોગ કરો કે હિન્દુઓને ફસાવી, વટલાવી પોતાના ફંદામાં કેવા જકડી રાખ્યા છે અને પછી ગુપ્ત ધર્મની વાત ક્યાંય કરવી નહીં ! તમે હિન્દુ છો. હિન્દુ ધર્મનાં પુસ્તકો પુરાણો કથાઓ વાંચી જુઓ તો તમને આ ગુપ્ત પંથમાં કેવી રીતે સંડોવ્યા છે તે જણાઈ આવશે. ભગવાન શ્રી નૃસિંહા અવતાર સિંહ રૂપે હતા તેને પણ કોઈ નીરભાગીએ કન્યા આપી હશે એમ પીરાણા સતપંથના ચાલાક ઈમામશાહે નક્કી કર્યું, તેથી નરસીંહજીનો પણ વંશ વધતો જ રહ્યો. સિંહ રૂપે નરસિંહ ભગવાનના દીકરા મનાએત વગેરે કુર્મ કાસમ ઋષિના દીકરા વામન ભગવાન. ધન્ય હો ઈમામશાહ ! હવે તો માણસનાં માણસ જન્મ્યા. પાછા વામન ભગવાન પરણ્યા તેના દીકરા માનધાતા પૃથ્વીજે. તેના અસરત, અસરતના જમદગ્ની તેના દીકરા ફરસુરામ, જમદગ્નીના દીકરા ફરસુરામ એ વાત તો સાચી પરંતુ ફરસુરામ તો અખંડ બ્રહ્મચારી હતા તે કોઈ દિવસ પરણ્યા જ નથી, છતાં તમારા ઈમામશાહે તો તેને પણ પરણવાની લપ વળગાડી દીધી છે. દશતરી ગાવંત્રી ઈમામશાહ કૃતમાં વળી જણાવ્યું છે કે, ફરસુરામના દીકરા રગુ, નગુ, વગેરેના અજેપાળ તેના દશરથ ! દશરથના રામ એ વાત તો સાચી પરંતુ તમે ભાઈઓ બુદ્ધિ હોય તો વિચાર કરો કે ફરસુરામ તો બ્રાહ્મણ હતા તેના વંશમાં સૂર્યવંશીઓ કેમ જન્મ્યા ? વળી રામને અવતાર લેવાના કારણમાં ઈમામશાહ જણાવે છે કે રાવણને મારી રાજા હરિશ્ચંદ્રને તાર્યો ! ભાઈઓ, આ તે કાંઈ નાનીસૂની ગપ કહેવાય ? હરિશ્ચંદ્રની ખાતર જ રામા અવતાર ! ક્યાં રાજા હરિશ્ચંદ્ર અને ક્યાં શ્રી રામ !

ઈમામશાહ તો ગુજરી ગયા પરંતુ તેના વંશના સૈયદોને

પણ તમો કોઈ પૂછો છો કે તમો આવી નાલાયક કથા લખી ભોળા લોકોને આંખે પાટા બંધાવી ગંગવા કૂવામાં કેમ નાંખો છો ! ભાઈઓ તમે સમજો કે સૈયદોને તો ગમે તેમ કરી તમને મુસલમાન કરવા છે અને પોતાની આજીવિકા હિંદુઓ પાસેથી આવા ઢોંગધતૂરા કરી મેળવવાની છે તે શા માટે કહે ? એ તો આપણે સમજવાનું છે. આગળ ચાલતાં માણસનાં બધાં માણસો જ જન્મે છે એટલું જ ઠીક દેખાશે. સૂર્યવંશમાં રામચંદ્રજી સુધી તો આપણે આવ્યા તેમના દીકરા લવ, લવના પદમ, એમ કરતાં કરતાં વાસુદેવના દીકરા શ્રી કૃષ્ણ, વાસુદેવના દીકરા શ્રીકૃષ્ણ પ્રભુ એ વાત તો સાચી પરંતુ સૂર્યવંશમાંથી પાછો ચંદ્રવંશ આટલો જલદી ક્યાંથી નીકળ્યો ? હોય ! પણ ઈમામશાહના ઈલમમાં કાંઈ ખામી હોય, માણસોમાંથી પશુ અને પશુમાંથી વળી માણસ કરે એવી અદ્‌ભુત લીલા ઈમામશાહની છે. શ્રીકૃષ્ણના દીકરા પ્રદુમન તેના સંસસ્થાન, બેલસ્થાન વગેરે ચાલે છે પરંતુ પ્રદુમનના દીકરા અનિરુદ્ધ તો દેખાતા જ નથી ! તેને વખતે ચિત્રલેખા ઉપાડી ગઈ હશે એટલે બિચારા ઈમામશાને ક્યાંથી દેખાય !

એ બેલસ્થાન પછી અનુક્રમે સંહીરાજના દીકરા બુદ્ધ ભગવાન ! ભલે ભલે ઈમામશાહના બુદ્ધ ભગવાન તમે જન્મ્યા તો ખરા, પરંતુ અમારાં હિંદુ શાસ્ત્રો કહે છે કે શ્રી કૃષ્ણની સલાહે પાંડવોએ દુર્યોધનને માર્યો પરંતુ ઈમામશાહની સલાહથી તમારા જેવા મહાન યોગી અહિંસા પરમો ધર્મનું સૂત્ર જગતને શિખવાડનાર તે દુર્યોધનને મારવા ક્યાંથી શ્રી કૃષ્ણની આઠમી પેઢીએ ફૂટી નીકળ્યા ! વાહ રે ઈમામશાહ, તમારી અકલ ! પાંડવોને ગૌવધ કરવાની સલાહ આપનાર તે બુદ્ધ અવતાર ! પાંડવોને તારનાર પીર સદરદીન અને કબીરદીનની પાસે ભેસ્તમાં પાંડવો ગયા નહીં પણ ગુપ્તવાસ પીરાણામાં આવી રહ્યા એ પણ ઈમામશાહના પરતાપે જ ! ઈમામશાહે હિન્દુ ધર્મનું કેટલું સખત અપમાન કર્યું છે તે જુઓ ! બુદ્ધ ભગવાન જે અહિંસા પરમોધર્મનો ઉપદેશ આપનાર ને પાંડવોના હાથે ગૌવધ કરાવે ! બુદ્ધ ભગવાનને સલાહ આપી તે પ્રમાણે પાંડવોએ ગાય મારી ! કેટલી નીચતા ! આવી નાલાયક અને પાપી કથા જે પીરાણા સતપંથીઓ વાંચે છે તે અધમ પ્રકારના હિન્દુ ધર્મદ્રોહી છે. હિન્દુપણાના નામને લજાવનારા છે. ઈમામશાહ તો કાળાંધોળાં કરી મરી ગયો પરંતુ હજુ પણ કેટલાંક અજ્ઞાન લોકો આવી વાતો રાગડા તાણીને વાંચે છે તેના સૈયદોના કહેવા પ્રમાણે પુન્ય થાય છે એવું માને છે. આવા રાગડાઓ તાણી અમે હિન્દુ છીએ એમ કહેનારાઓને લાખો વાર ધિક્કાર છે. પાછળથી ઈમામશાહે બુદ્ધા અવતારની કેવી વલે કરી છે તે તમે સાંભળો. બુદ્ધ ભગવાનના દીકરા સીસ. તેના સામ એ ક્રમે સુલકાન, હારૂન, અસલામ, આદમ, નીઝાર, મીઝાર વિગેર મુસલમાની પેઢીઓ લગાડી દીધી ! તમને કંઈ પણ શરમ થાય છે ?

દાદા આદમના દીકરા સીસ-સામ શોલકાન વગેરેની વંશાવળી લઈ છેવટે પોતે પણ દાદા આદમના વંશના છીએ એમ જણાવવા સારુ નરસતગોરથી સતપંથ ચાલ્યો છે, તેની વાંસે વાંસે પોતાનાં નામો ઉમેરી દીધાં અને છેવટે સોદરદીનના દીકરા કબીરદીન-કબીરદીનના સપુત્ર તે સતગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ ! હવે છે કંઈ વાંધો ? પાછા આદે વીસનવ નરીજન નરાકાર તે મહાપ્રભુ ઈમામશાહના દીકરા નરઅલી મહમદશાહ અને છેવટે હિન્દુપણાનું નામ નિશાન ભૂંસાડીને, હકલા હે લાહા ઈલ્લાહો મહમદુરસુલીલ્લા હે ! આ પ્રમાણેની ઈમામશાહની ઉત્પત્તિ અને તેનાં કારસ્થાની કાર્યો રૂપી ઈમામશાહે દશે અવતારો લખીને પીરાણા સતપંથ ધર્મ પાળનારને છેક જ બેવકૂફ બનાવ્યા છે. હજુ એ આવા દેખતા જમાનામાં ઈમામશાહની વંશના સૈયદે, ન હિન્દુ ન મુસલમાન એવા એ અર્ધદગ્ધ પીરાણા કબ્રસ્તાની ધર્મના પોતે આચાર્ય, ગોર અને બાવા તરીકે પૂજાવાનાં ફાંફાં મારી રહ્યા છે.

## કચ્છ કડવા પાટીદાર સમાજની ૧૯૨૪માં ઘાટકોપર (મુંબઈ) ખાતે ભરાયેલ પરિષદનો વિસ્તૃત અહેવાલ

**વીર હાકલ સાંભળો, અધર્મથી બચો અને સત્ય માર્ગે પ્રયાણ કરો.**

આપણી પરિષદ મુંબઈમાં ઘાટકોપર મુકામે એપ્રિલ મહિનામાં ભેગી મળી હતી. જેમાં થયેલું કામકાજ નિર્વિઘ્ને પસાર થયું છે અને હવે આપણે બીજી જ્ઞાતિઓને પેઠે જાગ્રત થવાની જરૂર જોતાં એટલું કહી શકાય કે આવી આવી પરિષદોમાં સર્વાનુમતે જે જે ઠરાવો થાય છે, ધારાધોરણો ઘડાય છે તેને પાળવાને આપણે હૃદયપૂર્વક તૈયાર રહેવું જોઈએ.

આ પરિષદનો અહેવાલ અમે ટૂંકમાં નીચે રજૂ કરીએ છીએ અને આશા રાખીએ છીએ કે હવે આપણે વધુ વખત ઊંઘમાં નહિ રહેતાં કર્મ અને ધર્મને ઓળખી લેશું અને સનાતન વૈદિક ધર્મની શુદ્ધિ પવિત્રતા સાથે તેમાં રહેલી ઈશ્વરની કરુણા અને કુદરતની ગતિને ઓળખી લઈશું.

ઘાટકોપર ખાતેના મેદાનમાં આપણી આ પરિષદની બેઠકોની શરૂઆત થઈ હતી. ગામેગામથી આવેલા આપણા ભાઈઓ માટે ઉતારાની અને બીજી દરરોજની જરૂરી સગવડોનો પૂર્ણ બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. બધાં ભાઈઓનો હર્ષ માયો સમાતો નહોતો અને તેઓ બધા જાણે આજે ઈશ્વરનો મહિમા નીરખવા અથવા તો ઈન્દ્ર મહારાજને ભેટવા આવ્યા હોય એવો દેખાવ નજરે પડતો હતો. આનંદમા ને આનંદમાં

ઓધવરામજી મહારાજ એવું માનતા કે જેઓ હજુ સનાતન ધર્મમાં નથી આવ્યા તેમને તરછોડવાને બદલે પ્રેમથી સમજાવવા જોઈએ તો ધીરે-ધીરે બધા જ સનાતન ધર્મ તરફ વળશે.

સાબરકાંઠાના ભાઈઓના વિચારોને મૂર્ત સ્વરૂપ આપવા અને જ્ઞાતિને એક નેજા હેઠળ સંગઠિત રાખવા સંતશ્રી ઓધવરામજી મહારાજે ઉધ્ધવ આશ્રમ વાંઢાયમાં કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું મંદિર નિર્માણ કરાવ્યુ. જે સનાતન ધર્મ જાગૃતિનું કેન્દ્ર સ્થાન બન્યું.

સંતશ્રી ઓધવરામજી મહારાજ સ્પષ્ટપણે માનતા કે ધર્મ જાગૃતિ માટે શિક્ષણ પણ અનિવાર્ય છે. એટલે તેમણે વાંઢાયમાં ગુરૂકુળ શરૂ કરેલું. તેમની પ્રેરણાથીજ સાબરકાંઠામાં ધનસુરા ખાતે સનાતની સમાજે વિદ્યાર્થી છાત્રાલય ઈ.સ.૧૯૫૪ માં બાંધ્યું અને ત્યાર પછી વિદ્યાલય પણ બાંધ્યું અને તેમના નામ સાથે જ આ વિદ્યાલયને જોડ્યું. તેમને એવી પણ આંતરિક ઈચ્છા હતી કે કચ્છમાં પણ વિદ્યાર્થી છાત્રાલયો બંધાય અને કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં શિક્ષણનો વ્યાપ વધે. તેમનું આ સપનું ઈ.સ. ૧૯૬૦ માં સાકાર થયું. જ્ઞાતિએ નખત્રાણામાં વિશાળ વિદ્યાર્થી ભવનનું નિર્માણ કર્યુ. પરંતુ તે જોવા તેઓ હયાત નહોતા. પરંતુ તેમની પ્રેરણા તેમના પટ શિષ્ય સંત શ્રી વાલરામજી મહારાજના રૂપમાં જ્ઞાતિજનોને મળતી રહી. સંત શ્રી વાલરામજી મહારાજે પણ તેમનાં ગુરૂ પૂ. ઓધવરામજી મહારાજનું સનાતન ધર્મ જાગૃતિ નું કાર્ય આગળ ધપાવ્યું.

## વાત્સલ્યમૂર્તિશ્રી વાલરામજી મહારાજ



કરુણા અને વાત્સલ્યની મૂર્તિ એવા બ્રહ્મલીન પરમ પૂજ્ય સંત શ્રી વાલરામજી ગુરુ શ્રી ઓધવરામજી મહારાજ (પૂર્વાશ્રમનું નામ શ્રી વાલજીભાઈ) નો જન્મ તા. ૧૬-૪-૧૯૨૬ ના કરાચી શહેર માં થયો હતો. પૂજ્ય વાલરામજીના વડીલો મૂળ કચ્છ માતાના મઢવાળા કોટડાની બાજુના મુરચબાણ ગામના વતની હતા. પરંતુ આજીવિકા માટે કરાચીમાં વસ્યા હતા. પૂજ્ય વાલરામજીના પિતા ઠક્કર શ્રી ગાંગજીભાઈ રૂપારેલ તથા માતાજી ગોમામા સતત ઈશ્વરપરાયણ રહેતાં. જેથી પૂજ્ય વાલરામજીના જીવનમાં નાનપણથી જ જ્ઞાન-ભક્તિ અને વૈરાગ્યના સંસ્કારોનું સિંચન થયું હતું.

ભારત-પાકિસ્તાન ભાગલા થતાં આ પરિવારે મુંબઈ વસવાટ કર્યો, જેથી પૂજ્ય વાલરામજીનું શેષ શિક્ષણ મુંબઈમાં પૂર્ણ થયું. બી.એસસી. થયા પછી પૂજ્ય વાલરામજી અમદાવાદમાં ડી.એસ.પી. કચેરીમાં દેશ સેવા કરી. પરંતુ ઈશ્વર પ્રાપ્તિની તીવ્ર ઝંખનાથી પ્રેરાઈ હિમાલયની ગોદમાં ગંગાના સુરમ્ય કિનારે સ્થિત શિવાનંદ આશ્રમમાં પધાર્યા. પૂજ્ય સ્વામી શિવાનંદજી સાથે સત્સંગ કર્યો. થોડાક દિવસ પંજાબ સિંધ ક્ષેત્ર ઋષિકેશમાં મેનેજર પદે રહી સેવા કરી પરંતુ ઈશ્વર અનુભૂતિ માટે સાચા સદ્‌ગુરુની જીવનમાં પ્રાપ્તિ અત્યંત જરૂરી છે એ સમજી સદ્‌ગુરુની શોધમાં નીકળી પડ્યા.

શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમ સપ્ત સરોવર હરિદ્વારની સ્થાપના કર્યા પછી પૂજ્ય ઓધવરામજી મહારાજને સતત ચિંતા રહેતી કે આ પવિત્ર આશ્રમની જવાબદારી કોને સોંપવી ? સત્ શિષ્યની શોધમાં એક દિવસ પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજની ભેટ સદ્‌ગુરુની શોધમાં નીકળેલા પૂજ્ય શ્રી વાલરામજી સાથે થઈ. બન્ને ગુરુ-શિષ્યની કામના પૂર્ણ થઈ. પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજે શ્રી વાલરામજી મહારાજને પવિત્ર દિવસ રામનવમીના દિવસે સાધુ દીક્ષા આપી શિષ્યપદે સ્થાપ્યા. પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજે શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમના સંરક્ષણ અને વહીવટી તંત્ર હેતુ ટ્રસ્ટની રચના કરી, આશ્રમનો ભાર પૂજ્ય શ્રી વાલરામજી મહારાજને સોંપી કચ્છ પધાર્યા. તથા તા. ૧૩-૧-૧૯૫૭ મકરસંક્રાતિના શ્રી ઈશ્વર આશ્રમ, વાંઢાય તીર્થધામ-કચ્છ ખાતે બ્રહ્મલીન થયા.

પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજના બ્રહ્મલીન થયા પછી પૂજ્ય શ્રી વાલરામજી મહારાજે ત્યાગ, તપસ્યા અને ભજનના પ્રભાવથી શ્રી કચ્છી આશ્રમ, હરિદ્વારનો ખૂબ જ વિકાસ કર્યો. આશ્રમમાં નિવાસ કરતા સંતો, સાધકો, સેવકો અને હિમાલયની યાત્રાએ આવતા તીર્થયાત્રીઓ માટે વિશાળ અન્નક્ષેત્રની સ્થાપના કરી. સંસ્કૃતિની ધરોહર એવી સંસ્કૃત ભાષાના પ્રચાર અર્થે એક છાત્રાવાસનું નિર્માણ કર્યું. જેના ફળ રૂપે આજે અનેક સ્નાતકો આચાર્યપદની ઉપાધિથી સન્માનિત થઈ ઓસ્ટ્રેલિયા, નેપાલ આદિ

દેશોમાં તથા આપણા દેશમાં ભારતીય સંસ્કૃતિનો પ્રચાર કરી રહ્યા છે. શાસ્ત્રોના અધ્યયન તથા ઉપાસના હેતુ એક પુસ્તકાલય તથા એક શિવ મંદિર અને શ્રી કૃષ્ણ મંદિરની સ્થાપના કરી. ભારતીય સંસ્કૃતિનું અંગ એવી આદર્શ ગૌશાળાની સ્થાપના કરી. આવાસીય વ્યવસ્થા હેતુ સંત નિવાસ તથા અતિથિ નિવાસ જેવા અદ્યતન વ્યવસ્થા ધરાવતાં વિશાળ ભવનો નિર્માણ કર્યાં.

પરમાર્થ સાધન જ જીવનનું લક્ષ હોવું જોઈએ એવો નિશ્ચય કરી શ્રી કચ્છી આશ્રમની સંપૂર્ણ જવાબદારીઓ આશ્રમના ટ્રસ્ટીઓ તથા કારોબારી સમિતિ તથા સલાહકાર સમિતિને સોંપી ઈશ્વર આરાધક થઈ લોક સેવાનાં કાર્યો કરતા રહ્યા.

માદરે વતન કચ્છમાં ભીષણ દુષ્કાળથી પીડાતાં મૂંગા પ્રાણીઓની પીડાથી વ્યથિત થઈ તેઓ કચ્છમાં પધાર્યા અને અનેક સ્થાનોમાં વાડા, ગૌશાળા અને પાંજરાપોળો બનાવવાની ભક્તોને પ્રેરણા આપી. આજે એ સંસ્થાઓ નિરંતર એ સેવાકાર્યને આગળ ધપાવી રહી છે.

માનવ સમાજના ઉત્થાન હેતુ છાત્રાલયો, પાઠશાળાઓ, ઉચ્ચ શિક્ષા હેતુ કોલેજો, કન્યા શિક્ષણ હેતુ કન્યાશાળાઓ અને કન્યા છાત્રાલયો તથા જાતપાતના ભેદભાવ ભૂલી સનાતન ધર્મ સ્થાપના હેતુ શ્રી લક્ષ્મીનારાયણ, શિવ મંદિર આદિ દેવાલયો નિર્માણ કરવાની સેવકોને પ્રેરણા આપી અને તેમનાં કરકમળોથી ભૂમિ પૂજન અને પ્રતિષ્ઠા આદિ મહોત્સવો સંપન્ન થયા. જીર્ણ થયેલા મંદિરોનો જીર્ણોદ્ધાર કરવાની સેવકોને પ્રેરણા કરી.

અનેક સમાજોને પ્રેરણા આપી સમાજવાડીઓનું નિર્માણ ભારતના અનેક સ્થાનોમાં કરાવ્યું. ભૂમિ પૂજન તથા ઉદ્‌ઘાટન વિધિ સંપન્ન કરી તથા સંધ્યાપાઠ અને સત્સંગ આદિના આયોજનો અનેક વાર કરી સેવકોમાં આધ્યાત્મિક સંસ્કારોનું સિંચન કર્યું તથા સમાજમાં અંધશ્રદ્ધા, કુરિવાજો આદિ દૂર કરવા સમજાવ્યા.

રામ રાજ્યની સ્થાપના સાકાર કરવા વાંઢાય તીર્થધામે શાસ્ત્રીય શિલ્પ પદ્ધતિથીવિશાળ શ્રી રામમંદિરની સ્થાપના કરી. ગુજરાતમાં એક આગવી શૈલીનું શ્રી રામ મંદિર આ પ્રથમ છે. જેની કીર્તિના ગાન સાંભળી દૂર દૂરથી દર્શનાર્થીઓ આવી દર્શનનો લાભ લઈ રહ્યા છે.

શ્રી ગુરુભક્તિથી પ્રેરાઈ શ્રી ઈશ્વર આશ્રમ સેવા ટ્રસ્ટની પ્રેરણા આપી, શ્રી ઈશ્વર આશ્રમનો જીર્ણોદ્ધાર કર્યો તથા અન્નક્ષેત્ર ટ્રસ્ટની સ્થાપના કરી, અન્નદાનનો મહિમા સેવકોને સમજાવ્યો. પાટીદાર સમાજની કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાનનો વિકાસ કરવા શ્રી ઉમાદેવી અને શ્રી ઈશ્વરરામજી અન્નક્ષેત્રની પ્રેરણા આપી. જે નિરંતર અન્નદાનની સરિતા પ્રવાહિત કરી રહ્યું છે.

શ્રી નારાયણ સરોવર તીર્થમાં આવતા સંતો તથા દર્શનાર્થીઓની સુવિધા હેતુ અન્નક્ષેત્ર અને ભોજનાલયની સ્થાપના કરી એક ટ્રસ્ટની રચના કરી. જે આજે પણ ગૌસેવા તથા અન્નદાન માટે શિરમોર રહ્યું છે.

અનાથાલયો, અંધપાઠશાળાઓ, કન્યા કેળવણી સંસ્થાઓ, સંત મહંતોનાં ધર્મસ્થાનો તથા તીર્થસ્થાનોની અવારનવાર મુલાકાત લઈ યોગ્ય માર્ગદર્શન આપતા રહ્યા હતા. ઠેકઠેકાણે સમાજોના નિમંત્રણોને માન આપી પૂજ્ય ઓધવરામજી મહારાજની નિર્વાણ તિથિ મહોત્સવનું આયોજન કરી ગુરુભક્તિનો પ્રચાર કર્યો તથા સનાતન ધર્મનો પ્રચાર કર્યો.

કચ્છના વિકાસનું એક માત્ર કિરણ નર્મદાનાં નીર કચ્છમાં આવે એ ઝંખનાથી સમય સમય પર જલસંકટ નિવારણ સમિતિને માર્ગદર્શન તથા આશીર્વચન આપતા રહેતા.

પરમ પૂજ્ય શ્રી વાલરામજી મહારાજ સંવત ૨૦૪૮ જેઠ વદ-૧૧ ઈ.સ. ૧૯૯૩ તા. ૧૫ જૂનના સાંજે સાડા આઠ વાગ્યે વાંઢાય તીર્થધામ, કચ્છમાં પંચ ભૌતિક દેહનો ત્યાગ કરી બ્રહ્મપદમાં લીન થયા.

શિષ્યો, સંતો, સાધુઓ, સાધ્વીઓ તથા સૌ ભક્તો સાથે મળી પૂજ્ય વાલરામજીના શિષ્ય શ્રી હરિદાસજી મહારાજે પૂજ્ય વાલરામજીનાં શ્રીચરણોનું ગંગાજલ દ્વારા અભિષેક પૂજન કર્યું. તત્પશ્ચાત વર્તમાન વાંઢાય તીર્થસ્થાન, સાધના કુટિરમાં સમાધિ મંદિરમાં પૂજ્ય મહારાજશ્રીના પાર્થિવ શરીરને શાસ્ત્રોક્ત વિધિથી સંતોની હાજરીમાં વેદપાઠ તથા જયઘોષ સાથે સમાધિ આપવામાં આવી.

સંવત ૨૦૪૮ અષાઢ સુદ-૧૧ તા. ૩૦-૬-૯૩ના સંતો, ભક્તો તથા શિષ્યોએ ઉત્સાહપૂર્વક પૂજ્ય શ્રી વાલરામજીનો ભદ્રા ઉત્સવ કર્યો. પૂજ્ય વાલરામજીના ઉત્તરાધિકારી રૂપે એમના શિષ્ય શ્રી હરિદાસજી મહારાજની વરણી કરી. પૂજ્ય શ્રી કરશનદાસજી મહારાજે ચાદર ઓઢાડીને ચાદરવિધિ કરી.

વાત્સલ્ય મૂર્તિ પ.પૂ. શ્રી વાલરામજી મહારાજે પ્રસરાવેલી જ્ઞાનભક્તિની સુવાસ આજે પણ સૌને પ્રેરણા આપતી રહી છે.

# શિક્ષણ ક્ષેત્રે હરણફાળ પ્રગતિ

- રતિલાલ મનજી પોકાર

અંદાજે ત્રણ લાખની જનસંખ્યા ધરાવતી કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં ઉચ્ચ શિક્ષણપ્રાપ્ત જ્ઞાતિજનોની સંખ્યા પ્રમાણમાં ઓછી જણાય પરંતુ આ ઉપલબ્ધિ માત્ર પાંચ દાયકાની જ છે. એ રીતે તેની મુલવણી કરીએ તો તેનો સાચો ક્યાસ કાઢી શકાય. પચાસ વર્ષ પહેલાં તો જ્ઞાતિમાં શિક્ષણનું પ્રમાણ નહિવત્ જ હતું અને તેમાં પણ યુનિવર્સિટીનું શિક્ષણ મેળવનારા તો આંગળીને વેઢે ગણી શકાય તેટલા જ હતા. એમાંય ખાસ કરીને મહિલાઓમાં તો ૧૯૫૬ સુધી તો મેટ્રિક પાસ દીકરી જ્ઞાતિમાં નહોતી. અખિલ ભારતીય ક.ક.પા. મહિલા સમાજનાં પૂર્વ પ્રમુખ શ્રીમતી લક્ષ્મીબહેન રવજી ભાદાણી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં પ્રથમ મેટ્રિક પાસ થનાર મહિલા હતા. જેમનું ૧૯૬૦ માં જ્ઞાતિના પ્રથમ અધિવેશનમાં સન્માન કરાયું હતું. આજે ચાલીસ વર્ષ પછી જ્ઞાતિમાં મહિલા ડૉક્ટર છે, મહિલા ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ છે તેમ મહિલાઓ એન્જીનિયર પણ છે. અને ગ્રેજ્યુએટ મહિલાઓની સંખ્યામાં તો દર વર્ષે સેંકડોના હિસાબે વધારો થતો રહ્યો છે.

એ જાણીને નવાઈ લાગશે કે સાઠ-સિત્તેર વર્ષ પહેલાં જ્ઞાતિમાં શિક્ષણનું ઘણું નીચું પ્રમાણ હોવા છતાં માંડવી તાલુકાના દુર્ગાપુરના બે ભાઈઓ એ સમયમાં ભણીને ડૉક્ટર અને વકીલ થયા હતા. રાજાભાઈ અરજણભાઈ વેલાણીના બે પુત્રો, એમાંના એક પ્રેમજીભાઈ ૧૯૪૨માં M.B.B.S. ની ડિગ્રી મુંબઈમાંથી મેળવી ડૉક્ટર થયા; જ્યારે બીજા પુત્ર ખીમજીભાઈ M.A. L.L.B. ની ડિગ્રી મેળવી ઈ.સ. ૧૯૪૨માં જ વકીલ થયા. ડૉ. પ્રેમજીભાઈ રાજાભાઈ વેલાણી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના પ્રથમ ડૉક્ટર હતા. તેમણે પોતાનું કાર્યક્ષેત્ર મુંબઈને બનાવ્યું હતું. તેમણે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ઘાયલ સૈનિકોની સારવાર પણ કરેલી હતી. જ્ઞાતિમાં બીજા ડૉક્ટર બે દાયકા પછી થયા. નખત્રાણામાં વર્ષોથી પ્રૅક્ટિસ કરતા શ્રી પુરુષોત્તમભાઈ ગંગદાસ પટેલ જ્ઞાતિના બીજા ડૉક્ટર હતા. જ્યારે ત્રીજા ડૉક્ટર ભુજમાં વર્ષોથી સેવા આપતા મૂળ લુડવાના ડૉ. વી. એચ. પટેલ છે. ત્યાર પછી તો જ્ઞાતિમાં ડૉક્ટરની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થતો રહ્યો.



૧૯૫૬ માં જ્ઞાતિમાં પ્રથમ મેટ્રીક (૧૯૫૬) પાસ થનાર લક્ષ્મીબેન પોકાર હાલ લક્ષ્મીબેન ભાદાણી

જ્ઞાતિના પ્રથમ વકીલ બનવાનું માન જેમ શ્રી ખીમજીભાઈ રાજા વેલાણી (દુર્ગાપુર )ને મળ્યું, તેમ વિલાયત જઈને જ્ઞાતિમાં પ્રથમ બૅરિસ્ટર બનવાનું માન શ્રી વીરેન્દ્રભાઈ શિવદાસ પટેલ (મોટીવીરાણી) ને મળ્યું છે. આ બન્ને મહાનુભાવોએ પોતાનું કાર્યક્ષેત્ર મુંબઈને જ બનાવ્યું હતું. વીરેન્દ્રભાઈએ જ્ઞાતિના પ્રથમ અધિવેશનને સફળ બનાવવામાં સક્રિય રસ લીધો હતો. તેમના પુત્ર કૌશિક જ્ઞાતિમાં પ્રથમ પાયલોટ બન્યા છે.

ભારતના ભાગલા થયા તે પહેલાં પ્રથમ કરાંચીમાં અને ત્યારબાદ પૂનામાં અભ્યાસ કરીને જ્ઞાતિમાં પ્રથમ ઈલેક્ટ્રિકલ અને મિકેનિકલ એન્જિનિયર બનનાર શ્રી નારણભાઈ પેથાભાઈ પોકાર મૂળ તો નખત્રાણાના છે અને હાલે મુંબઈમાં રહે છે. તેઓ ઈ.સ. ૧૯૫૯માં મહારાષ્ટ્ર સરકારમાં જોડાયા. ઈ.સ. ૧૯૮૧ ના સપ્ટેમ્બરમાં મહારાષ્ટ્ર રાજ્યના ચીફ એન્જિનીયર તરીકે નિવૃત્ત થયા. શ્રી ક.ક.પા. જ્ઞાતિના પ્રથમ એન્જિનીયર બનવાનું શ્રેય તેમને ફાળે જાય છે.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં પ્રથમ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ થનાર ભાઈશ્રી સામજીભાઈ લધાભાઈ પટેલ મૂળ કચ્છના વિગોડી ગામના છે. અને હાલે બેંગ્લોરમાં વ્યવસાય કરી રહ્યા છે.

મૂળ નખત્રાણા તાલુકા વીરાણી મોટીના અને હાલે સાણંદ રહેતા અને 'પાટીદાર સંદેશ'ના તંત્રી શ્રી સામજીભાઈ રામજી પટેલ ગુજરાત સરકારમાં ગાંધીનગર ખાતે સંયુક્ત સચિવના પદ પર છે. આટલા ઊંચા પદ પર પહોંચનાર તેઓશ્રી કચ્છના પ્રથમ પાટીદાર છે.



૨૦૦૯માં જ્ઞાતિમાં પ્રથમ IRS થનાર ભૂમિકા પોકાર

સરકારનાં અન્ય ખાતાઓમાં પણ કચ્છના કડવા પાટીદારો કાર્યરત છે. પરંતુ તેની સંખ્યા પ્રમાણમાં ઘણી ઓછી છે. આજ સુધી જ્ઞાતિમાં આઈ.એ.એસ. કે આઈ.પી.એસ. કક્ષાએ કોઈ પહોંચી શક્યું નથી.પરંતુ ૨૦૦૯માં સાબરકાંઠા હરિપૂરાની ભૂમિકા પુરૂષોત્તમ પોકારે UPSCની પરીક્ષા પાસ કરી. IRS થવાનું ગૌરવ

હાંસિલ કર્યું છે. એક અંદાજ મુજબ જ્ઞાતિમાં ગ્રેજ્યુએટ અને પોસ્ટ ગ્રેજ્યુએટનું પ્રમાણ કુલ સંખ્યાના ૧ ટકા જેટલું છે.

આજે જ્ઞાતિમાં શૈક્ષણિક ક્ષેત્રે જે પ્રગતિ થયેલી છે તેનો ઘણો યશ કેન્દ્રીય સમાજના છેલ્લા ચાર દાયકામાં થયેલા સક્રિય પ્રયાસોને જાય છે. જે આ દિશામાં કાર્ય થયું છે તેનો સંક્ષિપ્ત ચિતાર અહીં આપવામાં આવ્યો છે.

કચ્છ કડવા પાટીદાર સમાજની વિધિસર સ્થાપના થઈ તે પહેલાંનો પચાસ વર્ષનો ગાળો આપણા માટે સંક્રાંતિનો સમય હતો એમ કહીએ તો ખોટું નહિ ગણાય. કારણ કે એ સમય દરમ્યાન જુનવાણી ધાર્મિક ખ્યાલો અને જુનવાણી સામાજિક રિવાજો છોડી નવી સુધારાવાદી કેડી પર પ્રસ્થાન કરવાનો જ્ઞાતિ દ્વારા પ્રારંભ થઈ ચૂક્યો હતો. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પૂ. નારાયણજી રામજી લીંબાણીએ શરૂ કરેલા ધાર્મિક જનજાગરણની જેહાદને લોકોએ સારો પ્રતિસાદ આપ્યો. ધીરે ધીરે ધાર્મિક પરિવર્તન તરફ આગળ વધવાનો દોર રહ્યો હતો. એ જ રીતે વ્યવસાય અર્થે કચ્છ બહાર જતાં અન્ય જ્ઞાતિઓના સંપર્કમાં આવતાં નવા સામાજિક ખ્યાલોનો ધીરેધીરે આવિર્ભાવ થવા લાગ્યો હતો. આ અરસામાં લોકો પરંપરાગત ખેતીના વ્યવસાય ઉપરાંત કચ્છ બહાર જઈ અન્ય વ્યવસાય અપનાવવા લાગ્યા હતા. શિક્ષણના અભાવે કચ્છ બહાર પણ પાટીદારોને હાથવેરણ કે મકાન-બાંધકામમાં મજૂરીકામ જેવા શ્રમ આધારિત વ્યવસાયો જ સ્વીકારવાની ફરજ પડી હતી. પણ ધીરેધીરે સૉ મિલો અને બિલ્ડિંગ કોન્ટ્રાક્ટર જેવા વ્યવસાયોમાં પગપેસારો કરી સારો એવો વિકાસ સાધ્યો. આમ આજે આપણી જ્ઞાતિની જે હરણફાળ પ્રગતિ આપણે જોઈ શકીએ છીએ, તેનાં પગરણ આ સદીના પૂર્વાર્ધમાં જ મંડાઈ ચૂક્યાં હતાં.

આ સમયગાળા દરમ્યાન જ્ઞાતિમાં શિક્ષણનું પ્રમાણ ઘણું ઓછું હતું. અર્થોપાર્જન માટે કચ્છ છોડીને બહાર જતાં-આવતાં જ્ઞાતિજનો અને મુંબઈ, રાયપુર, નાગપુર, કલકત્તા જેવાં નગરો અને મહાનગરોમાં સ્થાયી થયેલા વડીલોને શિક્ષણનું કેટલું મહત્ત્વ છે એ સમજાયું. કેટલાક જાગ્રત આગેવાનોને શિક્ષણની ખોટ સાલવા લાગી. સૉ મિલ, કન્સ્ટ્રકશન જેવા વ્યવસાયોમાં ઝંપલાવતાં શિક્ષણને અભાવે પડતી મુશ્કેલીનો અહેસાસ થતાં પચાસથી સાઠના દશકામાં શિક્ષણનો વ્યાપ વધારવાના પ્રયત્નોમાં વેગ આવ્યો. જે લોકો કચ્છ બહાર જઈ મોટા શહેરોમાં ગયા તેમનાં બાળકો તો શિક્ષણ મેળવતાં થયાં અને તેના લાભો તેમના વ્યવસાયમાં મળવા પણ લાગ્યા પણ જે લોકો કચ્છનાં ગામડાંઓમાં રહેતા હતાં અને જ્યાં નજીકમાં માધ્યમિક શિક્ષણની સુવિધાઓ ઉપલબ્ધ નહોતી તેવાં બાળકોનું શું ? આ પ્રશ્નનો ઉકેલ એક જ હતો કે જ્યાં માધ્યમિક શાળાઓ હોય ત્યાં જો છાત્રાવાસો શરૂ કરવામાં આવે તો તેમાં રહી ગામડાનાં બાળકો માધ્યમિક શિક્ષણ મેળવી શકે.

નખત્રાણા તાલુકામાં કડવા પાટીદારોની વસ્તી વિશેષ એટલે નખત્રાણા ખાતે જો વિદ્યાર્થી હોસ્ટેલ ઊભી કરવામાં આવે તો સમગ્ર વિસ્તારના પાટીદારોનાં બાળકો શિક્ષણનો લાભ મેળવી શકે એવો સમાજના તે સમયના કેટલાક જાગ્રત આગેવાનોને વિચાર આવ્યો અને આ વિચારને મૂર્ત સ્વરૂપ આપવા કોટડા જડોદર ખાતે ભીમજી કેશરાના નિવાસસ્થાને એક મિટિંગ મળી અને નખત્રાણા પાટીદાર વિદ્યાર્થી ભવનનાં બીજ રોપાયાં અને સાથે સાથે કચ્છ કડવા પાટીદાર સમાજ જેવી વિશાળ સંસ્થાની ભૂમિકા તૈયાર થઈ એમ કહેવું વધુ પડતું નહીં ગણાય. કોટડા (જ.) ખાતેની આગેવાનોની મિટિંગમાં લેવાયેલા નિર્ણય અનુસાર શેઠ કે. વી. હાઈસ્કૂલની બિલકુલ બાજુમાં વિશાળ જમીનનો પ્લૉટ ખરીદવામાં આવ્યો અને તેના પર દૂરદર્શી વડીલોએ ભવિષ્યને નજર સમક્ષ રાખીને વિદ્યાર્થી ભવનની વિશાળ ઈમારતનું બાંધકામ શરૂ કરાવ્યું. તેના ખર્ચને પહોંચી વળવા વડીલોએ અને આગેવાનોએ ભારતભરમાં ફરીને ફંડ એકત્ર કર્યું.

નખત્રાણામાં પાટીદાર વિદ્યાર્થી ભવન આકાર લઈ રહ્યું હતું તે દરમ્યાન થોડા વિદ્યાર્થીઓને જૂના શ્રી લક્ષ્મીનારાયણ મંદિરના મેડા પર રહેવાની કામચલાઉ સુવિધા ઊભી કરવામાં આવી હતી. આ અરસામાં ધનસુરા અને નાગપુર ખાતે વિદ્યાર્થી ભવનો શરૂ થયાં હતાં અને તેમાંથી પણ સમાજના આગેવાનોને નખત્રાણા ખાતે વિદ્યાર્થી ભવન ઊભું કરવાની પ્રેરણા મળી હતી.

૧૯૬૦ થી ૧૯૭૦ ના દશ વર્ષના ગાળામાં શિક્ષણની ભૂખ ઊઘડતાં આ વિસ્તારના ઘણા વિદ્યાર્થીઓએ નવા બંધાયેલા વિદ્યાર્થી ભવનનો લાભ લીધો અને પોતાના વ્યક્તિગત જીવનમાં અને સામાજિક જીવનમાં મહત્ત્વનું પ્રદાન કર્યું. ૧૯૬૫માં એસ.એસ.સી.ની પરીક્ષા પાસ કરનારા આ વિસ્તારમાં માત્ર ૫૦ જણ હતા જે ૧૯૭૦માં વધીને ૧૦૦ જેટલા થયા. એ દર્શાવે છે કે જ્ઞાતિએ શિક્ષણક્ષેત્રે ઉત્તરોત્તર પ્રગતિ સાધી હતી.

દિન-પ્રતિદિન જ્ઞાતિનું સમગ્રતયા આર્થિક સ્તર ઊંચું આવતું જતું હતું અને સાથે સાથે ખેતી છોડીને વેપાર-ઉદ્યોગમાં ઝંપલાવનારાં કુટુંબોની સંખ્યા પણ વધવા લાગી હતી. કચ્છ બહાર વ્યવસાય કરનાર ભાઈઓને સરકારી કામો તેમજ કોર્ટ

કચેરીનાં કામો માટે પરાવલંબી રહેવું ન પડે એ માટે પોતાનાં સંતાનોને ઉચ્ચ શિક્ષણ અપાવવાનું શરૂ કર્યું. પણ જે ભાઈઓ વ્યવસાય અર્થે બહાર હતા અને જેના કુટુંબો કચ્છમાં હતાં અથવા જેઓ હજુ ખેતી કરતા હોવા છતાં પોતાના બાળકોને ઉચ્ચ શિક્ષણ અપાવી તેમનું ભાવિ ઉજ્જવળ જોવા ઈચ્છતાં હતાં તેમના માટે ક્યાં રહીને શિક્ષણ મેળવે એ તે વખતે મૂંઝવતો પ્રશ્ન હતો. કૉલેજોની સુવિધા કચ્છમાં માત્ર ભુજ, માંડવી અને આદિપુરમાં હતી અને ત્યાં રહેવા-જમવા માટે જ્ઞાતિ માટે હોસ્ટેલની કોઈ સુવિધા જ નહોતી.

૧૯૫૭માં મુસાફરો તેમજ મેડિકલ સારવાર માટે આવનાર જ્ઞાતિજનોને ઊતરવા માટે બનાવવામાં આવેલ કચ્છ કડવા પાટીદાર સમાજવાડીના થોડા રૂમો વધારી તેમાં કૉલેજનું શિક્ષણ મેળવવા આવનાર વિદ્યાર્થીને હોસ્ટેલ સુવિધા આપવામાં આવી અને આ રીતે સમાજે સમાજનાં બાળકો માટે ઉચ્ચ શિક્ષણનો માર્ગ પ્રશસ્ત કરી આપ્યો.

સમાજના સર્વાંગીણ વિકાસ માટે સમાજના અર્ધા અંગ - સમી સ્ત્રી શક્તિ કેળવાયેલી હોય એ આવશ્યક જ નહિ પણ અનિવાર્ય પણ છે. એક તબક્કે પાટીદાર સમાજમાં છોકરાં-છોકરીઓનાં શિક્ષણની અસમાનતાને પરિણામે કન્યાવિક્રય જેવી બદી ઘૂસવાનો આરંભ થયો હતો પરંતુ યુવક સંઘની અગમચેતી અને અથાગ પ્રયત્નના પરિણામે તે દૂષણને ઊગતું જ ડામી દેવામાં આવ્યું અને તે પરથી સૌને મહેસૂસ થયું કે કન્યાઓને શિક્ષણ આપવું એ આજના સમયની માંગ છે. સાથે સાથે પાટીદાર વિદ્યાર્થી ભવનનો રજતજયંતી મહોત્સવ ખૂબ ધામધૂમથી ઊજવાયા. આ ભવનમાં રહી નખત્રાણા ખાતે અભ્યાસ કરેલ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું અનેરું મિલન યોજાયું. આ અરસામાં કચ્છની જેમ સાબરકાંઠા વિસ્તારમાં વસતા કચ્છ કડવા પાટીદાર સમાજના સભ્યોએ જ્ઞાતિના વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થિનીઓ માટે છાત્રાલયો તેમ જ વિદ્યાલયો ઊભાં કર્યાં અને આજે પણ તેનું સફળ સંચાલન સમાજના શિક્ષિત અને જાગ્રત સભ્યો દ્વારા થઈ રહ્યું છે.

યુવક સંઘ અને સમાજના જાગ્રત સભ્યોના પ્રયત્નોના પરિણામે કન્યા કેળવણીને ઘણો વેગ મળ્યો અને પ્રાથમિક શિક્ષણથી જ ઇતિશ્રી કરતા વાલીઓ પોતાની કન્યાઓને માધ્યમિક શિક્ષણ અપાવવા તત્પર બન્યા. ભુજમાં ૧૯૮૧માં સમાજવાડીના રૂમોમાં જ પ્રાયોગિક ધોરણે કન્યા છાત્રાલયની શરૂઆત કરવામાં આવી અને વિના મૂલ્યે ભોજન સુવિધા પણ ઉપલબ્ધ કરવામાં આવી. શરૂઆતનાં ત્રણ વર્ષોમાં કન્યાઓની સંખ્યા તેની સમાવેશની ક્ષમતાને પણ પાર કરી ગઈ ત્યારે સમાજના કર્ણધારોને લાગ્યું કે કન્યા કેળવણીની ભૂખ ઉદ્દીપ્ત થઈ છે અને જો તેને વેગ આપવો હશે તો પાટીદારોની વધુ વસ્તી ધરાવતા નખત્રાણા તાલુકાના મુખ્ય મથક નખત્રાણા ખાતે કન્યા છાત્રાલય ઊભું કરવું જોઈએ. આ વિચારને બળ મળ્યું.

નખત્રાણા ખાતે બસ સ્ટેન્ડ પાસે, હાઈસ્કૂલની બાજુમાં, કન્યા છાત્રાલયના અદ્યતન મકાનનું નિર્માણ કરવામાં આવ્યું. અને ૨૮ એપ્રિલ ૧૯૯૩ ના રોજ ખુલ્લું મૂકવામાં આવ્યું. આ કાર્ય માટે સમગ્ર ભારતમાં વસતા કચ્છ કડવા પાટીદાર સભ્યોએ ઉદાર હાથે દાન આપ્યું. એ જ રીતે એ સમયે માંડવી ખાતે આકાર લઈ રહેલ વિદ્યાર્થી ભવનના અદ્યતન મકાનના બાંધકામના ખર્ચને પહોંચી વળવા જરૂરી ભંડોળ એકત્ર કરવામાં આવ્યું. આ ભવનનાં બાંધકામની જવાબદારી માંડવી વિસ્તારના ભાઈઓએ ખૂબ જ ઉત્સાહપૂર્વક સંભાળી અને નિભાવી. ભુજની જેમ જ સમાજવાડીના થોડા રૂમોમાં રહીને અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે અદ્યતન સુવિધાઓથી સુસજ્જ વિદ્યાર્થી ભવન ૧૭-૪-૧૯૯૪ ના રોજ ખુલ્લું મૂકવામાં આવ્યું ૧૯૮૭-૮૮માં ભુજ ખાતે બૉયસ હૉસ્ટેલ શરૂ કરાઈ અને ૨૦૦૨માં ભુજ ખાતે કન્યા છાત્રાલય અને કન્યા વિદ્યાલય શરૂ થયું. ૨૦૦૭માં માંડવી ખાતે વિશાળ વિદ્યાર્થી હૉસ્ટેલ શરૂ કરવામાં આવી અને જુની વિદ્યાર્થી હૉસ્ટેલને કન્યા છાત્રાલયમાં તબદીલ કરવામાં આવી. વિદ્યાનગર ખાતે યુવક સંઘના પ્રયાસોથી વિદ્યાર્થી હોસ્ટેલ ચાલે છે.

અ.ભા.ક.ક.પા. સમાજે હાથ ધરેલાં બહુલક્ષી વિકાસકાર્યોને પરિણામે સમગ્ર જ્ઞાતિનું જીવનસ્તર તમામ રીતે ઊંચું લાવી શકાયું છે તેમાં સંદેહ નથી. સમાજનાં વિવિધ શૈક્ષણિક છાત્રાલયોમાં રહીને ઉચ્ચ અભ્યાસ કરી સફળતાને વરનાર વિવિધ વિદ્યાશાખાના સ્નાતકો, તબીબો, ઈજનેરો, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ તેમજ સરકારી ઑફિસરોની સંખ્યા નોંધપાત્ર છે. એ જ રીતે માત્ર શ્રમ આધારિત વ્યવસાય કરનારા જ્ઞાતિજનોએ આજે વિવિધ વ્યાપાર ક્ષેત્રો, કન્સ્ટ્રક્શન, ઔદ્યોગિક એકમો, ઈમ્પોર્ટ-એક્સ્પોર્ટ, જમીન લે-વેચ જેવા વિવિધ વ્યવસાયોમાં ઝંપલાવી આર્થિક ક્ષેત્રે પણ ઉલ્લેખનીય પ્રગતિ કરી છે. એ બધું વધતા જતા શિક્ષણને આભારી છે.

## મોડાસા વિભાગ

કચ્છ કડવા પાટીદાર સમાજ મોડાસા દ્વારા, મોડાસા ખાતે કુમાર અને કન્યા છાત્રાલય તેમજ વિદ્યાલય ચલાવવામાં આવે છે જેનો આ વિસ્તારના બાળકો લાભ લઈ રહ્યા છે.

હાલમાં આ સમાજ અંતર્ગત ચાલતા ઉમા કેળવણી મંડળમાં જીવાભાઈ હરિભાઈ પટેલ પૂર્વ પ્રાથમિક વિભાગ અને સંતશ્રી નથુબાપા પ્રાથમિક વિભાગ અને એચ. એલ. પટેલ સરસ્વતી વિદ્યાલય (હાઈસ્કૂલ વિભાગ) કાર્યરત છે જેમાં ૨૨૦૦ જેટલા વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે.

શ્રી ખીમજીભાઈ પ્રેમજીભાઈ વિદ્યાર્થી ભવન (કુમાર છાત્રાલય) તેમજ રૂક્ષ્મણીબેન રતનશીભાઈ પટેલ, લક્ષ્મીબેન છગનભાઈ પટેલ, કન્યા છાત્રાલય ચાલી રહ્યા છે.

## ધનસુરા વિભાગ

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સૌ પ્રથમ છાત્રાલય ધનસુરા ખાતે બંધાયું હતું. સંતશ્રી ઓધવરામજી મહારાજ આ વિસ્તારમાં સનાતન ધર્મજાગૃતિ માટે અવારનવાર આવતા. સંતશ્રી તેમનાં પ્રવચનોમાં ધર્મની સાથે શિક્ષણનું મહત્ત્વ પણ સમજાવતા. તેમની પ્રેરણાથી અને તેમની જ ઉપસ્થિતિમાં ઈ.સ. ૧૯૫૪માં ધનસુરા ખાતે વિદ્યાર્થી છાત્રાલયનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું. શ્રી રતનશીભાઈ શિવજીભાઈ ધોળુ વિદ્યાર્થી ભવનનું ૧૯૬૪માં વિસ્તરણ કરવામાં આવ્યું અને શામજીભાઈ નારણ ભગત વિદ્યાર્થી ભવન વિભાગ-૨ પછી બાંધવામાં આવ્યો.

અદ્યતન ૨૪ રૂમોની સગવડ સાથે ૧૯૬૮માં શ્રીમતી મૂળબાઈ સવદાસ લાલજી માવાણી કન્યા છાત્રાલયનું નિર્માણ કરવામાં આવ્યું.

સને ૨૦૦૧ની સાલમાં સમાજ સંચાલિત શાળાની શરૂઆત કરી. સમાજ અને યુવક મંડળ દ્વારા સ્થાપિત શાળાને શ્રી ઓધવ વિદ્યામંદિર નામ આપી બ્રહ્મલીન પ.પૂ. ઓધવરામજી મહારાજ પ્રત્યેના સમાજના ઋણ-ભાવને વ્યક્ત કરવા સમાજે પ્રયાસ કર્યો. ઓધવ વિદ્યામંદિરના પ્રાથમિક વિભાગના દાતા શ્રી નારણભાઈ ગોવિંદભાઈ ગોગારી, પૂર્વ પ્રાથમિક વિભાગના દાતા શ્રી વાલજીભાઈ રતનશીભાઈ પારસિયા, માધ્યમિક વિભાગના દાતા શ્રીમતી પ્રેમીલાબેન નારાણભાઈ ગોવિંદભાઈ પટેલ, રહ્યા હતા. હાલે ઓધવ વિદ્યામંદિરમાં પૂર્વ પ્રાથમિકથી ઉચ્ચ માધ્યમિક સુધીનું શિક્ષણ મેળવતાં વિદ્યાર્થી ભાઈ-બહેનોની સંખ્યા ૭૫૦ જેટલી છે.

આ તમામ સંસ્થાઓનું સંચાલન કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ (ગુજરાત) દ્વારા કરવામાં આવે છે.

## હિંમતનગર

હિંમતનગર ખાતે જ્ઞાતિનાં બાળકોની શૈક્ષણિક સુવિધા માટે હિંમતનગર, તલોદ અને પ્રાંતિજ તાલુકાના સભ્યોના સહયોગથી ઉમા કેળવણી મંડળ દ્વારા હરિભાઈ કરશન પોકાર છાત્રાલય ચલાવવામાં આવે છે અને એ જ સંકુલમાં હાલે ઉમા વિદ્યાલય પણ ચલાવવામાં આવે છે જેમાં ૪૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે.

કપડવંજ ખાતે પણ વિદ્યાર્થી છાત્રાલય છે.

## વડાલી

ઉત્તર સાબરકાંઠા વિસ્તારમાં પણ ૫૦ વર્ષમાં શિક્ષણને ઉત્તેજન મળે એવી નોંધપાત્ર કામગીરી થઈ છે. વડાલીમાં ૧૯૬૪માં કુમાર છાત્રાલય શરૂ થયું. ૧૯૭૭માં ૮૫ કન્યાઓ સાથેનું છાત્રાલય શરૂ કરાયું પણ મકાનની સુવિધા ન હોવાને કારણે કેન્દ્રીય સમાજના પૂર્વ ટ્રસ્ટી શ્રી જીવરાજભાઈ ધનજી નાકરાણીના નવા બંધાયેલા મકાનમાં શરૂ કરાયું ત્યારપછી તે ખેડબ્રહ્મા ખસેડવામાં આવ્યું જ્યાં એ વિસ્તારના ચાર તાલુકાના પાટીદાર ભાઈઓએ સાથે મળી કન્યા છાત્રાલયની સાથે કન્યા વિદ્યાલય ઊભું કર્યું. ખેડબ્રહ્મામાં સને ૧૯૬૫ થી જ્યોતિ હાઈસ્કૂલ પણ ચાલે છે અને આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજ પણ ચાલે છે. આ બધા શૈક્ષણિક સંસ્થાઓનો વહીવટ કચ્છ કડવા પાટીદાર દ્વારા સ્થપાયેલા કેળવણી મંડળ દ્વારા કરવામાં આવે છે અને અન્ય ટ્રસ્ટોમાં મુખ્ય વહીવટકર્તાઓ પાટીદારો જ છે. સાબરકાંઠા ઉપરાંત અન્ય વિસ્તારમાંથી પણ કન્યાઓ ખેડબ્રહ્મામાં છાત્રાલયમાં રહીને અભ્યાસ કરે છે.

## શિક્ષણનું મહત્ત્વ

કચ્છના કેટલાંક મોટાં ગામોમાં શિક્ષણ માટે નોંધપાત્ર પ્રયાસો થયા છે.

કોટડા (જ.)માં ચાલતી ભીમજી કેસરા વિદ્યાલય, વિથોણમાં ચાલતી સંત શ્રી ખેતાબાપા વિદ્યાલય અને રવાપરમાં ચાલતી કરમસીભાઈ પોકાર વિદ્યાલય સ્થાનિકે ટ્રસ્ટ બનાવીને ચલાવવામાં આવે છે જેમાં મોટું યોગદાન પાટીદારોનું જ છે અને મોટા ભાગના ટ્રસ્ટીઓ પણ કડવા પાટીદારો જ છે.



પશ્ચિમ કચ્છના ત્રણ તાલુકા નખત્રાણા, અબડાસા અને લખપતમાં ઉચ્ચ શિક્ષણ માટે કોઈ કૉલેજ નહોતી. કચ્છ વિદ્યા પ્રતિષ્ઠાન દ્વારા આર્ટ્સ અને કૉમર્સ કૉલેજ શરૂ કરવામાં આવી. એનું સંચાલન પણ કચ્છ કડવા પાટીદારોના ટ્રસ્ટીઓએ સંભાળી લીધું છે.

આ કૉલેજનું નામકરણ આર્ટ્સ વિભાગમાં મણીભાઈ વાલજી રામાણી અને મણીલાલ પુંજાભાઈ રામાણી આર્ટ્સ કૉલેજ તેમજ કોમર્સ વિભાગમાં રતનશી ખીમજી ખેતાણી કોમર્સ કૉલેજ કરવામાં આવેલ છે.

નખત્રાણામાં ચાલતી તેજલ દામજી કન્યા વિદ્યાલયના સંચાલનમાં પણ પાટીદારોનું યોગદાન વિશેષ છે અને આ બધી જ શાળામાં અને કૉલેજોમાં પણ ભણતા વિદ્યાર્થીઓમાં પાટીદાર જ્ઞાતિના વિદ્યાર્થીઓનું પ્રમાણ સારું એવું છે.

કચ્છ બહાર મોટાં શહેરોમાં સ્થાયી થયેલા પાટીદારોએ પોતાની સમાજવાડીમાં માતૃભાષાને જીવંત રાખવા ગુજરાતી શાળાઓ શરૂ કરી હતી અને કેટલાંક શહેરોમાં ગુજરાતી સમાજ દ્વારા ચાલતી શિક્ષણસંસ્થાઓ સાથે કચ્છના કડવા પાટીદારોએ જોડાઈને શિક્ષણને પ્રોત્સાહન આપ્યું હતું.

કેટલાક પાટીદાર ભાઈઓએ વ્યક્તિગત કે ગ્રૂપ બનાવીને સ્વનિર્ભર શૈક્ષણિક સંસ્થાઓ અને છાત્રાલયો ઊભાં કરીને ચલાવી રહ્યા છે. એમાં પણ પાટીદારનાં બાળકો લાભ લઈ રહ્યા છે.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સારસ્વતમ પરિવાર પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજમાં શિક્ષકોનું બનેલું સંગઠન છે. આ સંગઠન પણ શિક્ષણને ઉત્તેજન મળે એવા સેમિનારો, શિબિરોનું આયોજન કરતું હોય છે. આ સંગઠનના કેટલાક ઉત્સાહી શિક્ષકો સાથે મળીને સાબરકાંઠા વિસ્તારમાં કેટલાક તાલુકા મથકે અને મોટા ગામોમાં પોતાની સ્વનિર્ભર શાળાઓ ખોલીને સારી રીતે ચલાવે છે.

આજે કચ્છ કડવા પાટીદારોના તબીબી સેવા સાથે સંકળાયેલા ભાઈ-બહેનોના સંગઠન પાટીદાર મેડિકોઝમાં નોંધાયેલા જુદા જુદા ક્ષેત્રના અંદાજે ૫૦૦ જેટલા ડૉક્ટરો છે તેમાં સર્જન અને સ્પેશ્યાલિસ્ટ ડૉક્ટરો પણ છે. એ જ રીતે કચ્છ કડવા પાટીદાર ટેક્નોક્રેટમાં નોંધાયેલા જ્ઞાતિના જુદા જુદા ક્ષેત્રના એન્જિનિયરની ડિગ્રી મેળવેલા ભાઈ-બહેનોની સંખ્યા ૨૫૦ અને ડિપ્લોમાં હોલ્ડરની સંખ્યા ૪૦૦ની છે. એમાંના કેટલાક સરકારી કે અર્ધસરકારી ક્ષેત્રે નોકરી કરે છે. જ્યારે મોટા ભાગના ખાનગી વ્યવસાય કરે છે. જે ડિગ્રી મેળવવી અઘરી મનાય છે એ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ (સી.એ.)ની સંખ્યા પણ ૧૦૪ જેટલી છે.

પ્રાથમિક શાળાથી કૉલેજ સુધી શિક્ષણકાર્ય કરતા શિક્ષકો (સારસ્વતોનું) પણ એક સંગઠન છે. તેમાં જોડાયેલા પ્રા. શિક્ષકો માધ્યમિક શિક્ષકો અને પ્રોફેસરોની કુલ સંખ્યા ૪૦૦ જેટલી થવા જાય છે.

સામાન્ય કૉલેજોમાં બી.એ., બી.કોમ., કે બી.એસી. થનાર ભાઈ-બહેનોનો આંકડો પ્રાપ્ત નથી પણ તે હજારોમાં છે અને દર વર્ષે એમાં સેંકડો ઉમેરાય છે. યુવાનો ગ્રૅજ્યુએટ થયા પછી પોતાના વ્યવસાયમાં ઝંપલાવવાનું વધુ પસંદ કરે છે. હવે તો એમ.બી.એ. જેવી વિશિષ્ટ ડિગ્રીઓ મેળવવા યુવાનો વિદેશમાં પણ જવા લાગ્યા છે.



# સામાજિક સુધારણાની ઝુંબેશ

- પ્રેમજી ભાણજી કેસરાણી

## કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજનો વિ.સં. ૨૦૦૧માં પ્રકાશિત કરાયેલ અહેવાલ

### નિવેદન

કોઈપણ જ્ઞાતિનો આધાર સંગઠન પર છે. આજે દુનિયાના દેશો પરસ્પર સહકાર અને સંગઠન કેળવી પોતાની આર્થિક, સામાજીક, સાંસ્કારીક અને ધાર્મિક પ્રગતિને ટકાવી રાખવા કોશીષ કરી રહ્યા છે. સંસ્કારી અને સબળ દેશોના આગેવાનો એમ માને છે કે આજના વિશ્વમાં જો કોઈ પણ દેશે ટકવું હોય, પોતાની સંસ્કૃતિને ટકાવી નિર્ભર બનાવવી હોય તો પરસ્પર સહકાર અને ઐક્ય વિના નહિ બની શકે.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ આજે કચ્છમાં તેમજ બહાર વસ્તા કચ્છી કડવા પાટીદાર સનાતની ભાઈઓમાં એક લાડકી અતિપ્રિય સંસ્થા બની ગઈ છે. આ સંસ્થા પ્રત્યે તેમને અતિ અનુરાગ અને અભિમાન છે તે તેમના તરફથી આ જ્ઞાતિ સંસ્થાને મળતી સુચનાઓ અને સહાય પરથી સ્પષ્ટ સમજાય છે. છતાં આજના આ પ્રગતિવાદના સુધારાના જમાનામાં જો કોઈપણ જ્ઞાતિએ, કોઈપણ સમાજ કે સંસ્થાઓ પોતાના વર્ગના હિત ખાતર, પોતાની જ્ઞાતિના ઉધ્ધાર ખાતર, પોતાના સમાજની સેવા અને ઉન્નતી ખાતર જીવવું હશે અને પોતાનો સર્વાંગી, આર્થિક, ધાર્મિક, અને સામાજીક વિકાસ સાધવો હશે તો તેમણે જમાના અનુસાર, યુગને અનુરૂપ સુધારા વધારા કરવા પડશે. જે સમાજ સમયને ઓળખશે નહીં. જે જ્ઞાતિ યુગને પિછાનશે નહિં એની પ્રગતિ અને જીવન વિકાસ રૂંધાઈ જશે અને આજનું જગત તો સાથે રહેનારને પુજે છે પાછળ રહી જનારને કોઈ જોતું નથી.

આજે એક નાનામાં નાની જ્ઞાતિ પોતાના હિત, પોતાની સંસ્કૃતિ, પોતાની ધાર્મિક આધ્યાત્મિકતા અને પોતાની આર્થિક સુધારણા માટે પ્રયત્ન કરી રહી છે. આપણે મોડા મોડા પણ એ યુગને પીછાની શક્યા છીએ. જાગ્યા છીએ આપણા ઉજળા ભાવિની નિશાની છે. આજ એક એક જ્ઞાતિ બન્ધુના મનમાં એક જ પ્રશ્ન ધોળાયા કેર છે કે આપણું, આપણા સમાજનું ભલું કયે માર્ગે થઈ શકે ? તેમની આ ચિન્તા તેમની આ મનોકામનાને આપણા કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજે સારૂ આશ્વાસન આપ્યું છે અને તેમના મનોભાવને સમજી આપણો સમાજ પોતાની બનતી સર્વ સેવા કરવા કોશીષ કરી રહ્યું છે. અને આપણી જ્ઞાતિના સમજુ, અને વ્યવહારૂ વડીલો અને યુવાન ભાઈઓ, મા બહેનોએ સાથ સહકાર આપ્યો છે. કોઈપણ દેશમાં જેમ ખુટલોની ખોટ નથી. આ ખુટલો હમેશાં પોતાનું અંગતહિત, સ્વાર્થ અને અહંભાવ શી રીતે પોષાય એજ જોયું છે અને આવા પ્રત્યાઘાતી, સ્વાર્થ સાધુઓ પોતાની વાચાળતા, પોતાની ખંધાઈ, પોતાની લાગવગ, પોતાના ધર્મનો ઉપયોગ પણ કરતા આચકાતા નથી. અને ભોળી આપણી જ્ઞાતિની આજ સુધી જે પ્રગતિ રુધાઈ છે એ પ્રગતિને રૂંધવા આવા સ્વાર્થી, કપટી અને પ્રત્યાઘાતી બળોએ ભારે જહેમત ઉઠાવી અવરોધી છે. આપણી જ્ઞાતિમાં ધરાર થઈ બેઠેલા આગેવાનોને આપણી પ્રગતિ ગમતી નથી. એ પાખંડી, રૂઢીચુસ્તો બરાબર સમજે છે કે જ્ઞાતિની અજ્ઞાનતા, ધર્માંધતા દૂર થશે તો તેઓ એક યા બીજી રીતે જ્ઞાતિનું જે રીતે પોતાના હિત ખાતર, પોતાની કીન્નાખોરી અને રાગદ્વેશ ખાતર શોષણ કરી રહ્યા છે અને કરાવી રહ્યા છે તે પરથી પડદો ઉંચકાઈ જશે અને તેમનું નગ્ન સ્વરૂપ જાહેર થઈ જશે. અને પછી તેઓ અત્યારે કોમને જે એક લાકડીએ હાંકી રહ્યા છે તે હાંકી શકશે નહિ. કોમમાં તેમનું સ્થાન રહેશે નહિં.

આવા કપટી માનવીઓએ આપણને આપણા સનાતન ધર્મથી વિમુખ કર્યા છે અને અધકચરા, સનાતન ધર્મથી તદન વિરૂધ્ધ એવા ધર્મમાં ફેરવવા કોશીષ કરી છે અને કરી રહ્યા છે. કમનસીબે આપણી અજ્ઞાનતા અને સારૂં નરસું સમજવાની બુધ્ધિ શક્તિના અભાવે આ માનવીઓ હજુ આપણી જ્ઞાતિમાં વિક્ષેપ અને વિખવાદ વધારવા કોશીષ કરી રહ્યા છે પરંતુ આપણી જ્ઞાતિના આગેવાનોએ તેમના આ કૃત્યથી ભોળી કોમને ચેતવી છે. અને હજારો ભાઈઓ પાખંડીઓના પ્રપંચ સમજી ગયા છે. તેમણે ઠેર ઠેર સનાતન ધર્મનો ફરી સ્વીકાર કર્યો છે અને પોતાના ભુલેલા ભાઈઓને પોતાની સાથે લેવા કોશીષ કરી રહ્યા છે. સમાજના પ્રયત્નથી ચુસ્ત સનાતની બન્યા છે અને ઠેર ઠેર સનાતની ધર્મનો ઝંડો ફરકાવી રહ્યા છે.

કોઈપણ કોમની અજ્ઞાનતાને ટાળવાનો એક જ ઉપાય છે અને તે કોમને શિક્ષણ આપવાનો આપણી કોમ મોટા ભાગે નિરક્ષર છે. નિરક્ષરતા અને અજ્ઞાનતાનો લાભ સૌ ઉઠાવી રહ્યા છે. કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ આ વસ્તુની ગંભીરતા સારી રીતે સમજે છે અને એટલે જ કોમના બાળકોને વ્યવસ્થિત શિક્ષણ મળે એ માટે જ્યાં જ્યાં આપણાં ભાઈઓ વસ્તા હોય ત્યાં ત્યાં જો નિશાળો ન હોય તો ખોલવાનો પ્રયત્ન કરવા અને આપણા જ્ઞાતિ બાળકો માટે એક છાત્રાલય (બોર્ડીંગ) સ્થાપવાનો નિર્ણય પણ કર્યો છે. સમાજને ખાત્રી છે કે એક એક સાચદિલ જ્ઞાતિ જન બાળકોના શિક્ષણના આ શરૂ થનાર મહાયજ્ઞમાં

પોતાથી બનતી આર્થિક સહાય આપવાનું નહિ ચુકે. પાટીદાર સમાજે કરેલી પૈસાની અપીલને ધ્યાનમાં લઈ તેમની એ ઝોળીને છલકાવી દેશે.

પાટીદાર સનાતની સમાજે માત્ર એક જ દ્રષ્ટિ રાખી નથી. સમાજનો સર્વાંગી વિકાસ એ એનું ધ્યેય છે. સામાજીક કુરૂઢીઓ તરફ પણ પાટીદાર સમાજે લાલબત્તી ધરી છે અને બાળ લગ્નો જેવાં અનિષ્ટો ધીરે ધીરે પણ મક્કમપણે અટકાવવા કોશીષ કરી છે. બાળ લગ્નોને પરિણામે સમાજમાં અનેક અનિષ્ટો પેદા થાય છે. કજોડાં અને શારીરિક ખામીઓને પરિણામે થતા આપણા સમાજને અન્ય સમાજ સમક્ષ હલકા પાડે છે. એટલું જ નહિ પરંતુ ધરાર આગેવાનો આપણા એ કુરીવાજના પરિણામનો પોતાના સ્વાર્થ ખાતર ઉપયોગ કરી આપણા સમાજની એકતા સહકાર અને શક્તિને ખુવાર કરે છે. ધર્મઢોંગી અને પાખંડીઓએ આપણને, આપણી સંસ્કૃતિને આપણા ધાર્મિક અને સામાજીક રીત રીવાજોને નષ્ટ કરવામાં કશીજ મણા રાખી નથી. આપણે હિંદુ છીએ. આપણો ધર્મ સનાતન ધર્મ છે, છતાં આપણી અજ્ઞાનતાનો લાભ લઈ આપણને ધર્મ ભ્રષ્ટ કરવાની સર્વ કોશીષ થઈ છે. લગ્ન વખતે ચોરીનું જે મહત્ત્વ છે ત્યાં નિકાના રીવાજ ખોસવામાં આવ્યા હતા. અને જે ધર્મમાં અગ્નિ સંસ્કારનો રિવાજ ધર્મ છે તેને દફનને માર્ગે વાળી દેવામાં આવ્યા હતા. એટલું જ નહિં પ્રભુ ભક્તિમાં પણ સનાતન ધર્મથી તદ્દન વિરૂધ્ધ એવા સંસ્કારો સિંચવાની કોશીષ કરાઈ હતી પરિણામે આપણી કોમ ન ઘરની ન ઘાટની રહી હતી. આ કુસંસ્કારો આ ધર્મ પલ્ટાની પાછળનું ભયંકર રહસ્ય આપણા સુધારકોએ ખુલ્લું કરી દીધું છે અને પાપી પાખંડીઓનું પ્રોત પ્રકાશી ઉઠ્યું છે. અને આપણે ફરી આપણા સાચા માર્ગે પરીયાણ કર્યા છે. અને આપણે ફરી આપણા સનાતન માર્ગે પહોંચીએ એ માટે આપણા લગ્નના રિવાજો વહેવારો શી રીતે કરવું એ પણ આપણા સમાજે, જ્ઞાતિના સાચા આગેવાન વડીલોએ નક્કી કર્યા છે. આ નવા રીત રીવોજોને અમલમાં લેવા એ આપણી ફરજ છે-ધર્મ છે. અને એમાંજ આપણા સમાજનું હિત છે. આ ઠરાવો અને તેની સમજણ આપણા પ્રચારક ભાઈઓએ ગામેગામ ફરી આપી છે

જ્ઞાતિના મોટા ભાગના ભાઈઓ હજુ અધકચરા ધાર્મિક સંપ્રદાયમાં ફસાયેલા છે. ધીમે ધીમે તેમને સાચો માર્ગ સમજાઈ રહ્યો છે. આપણે એ ભુલવું ન જોઈએ કે એ આપણાજ ભાઈઓ છે, આપણા જ તનુંજો છે. એમના પ્રત્યે આપણને વૈર ભાવ કે રાગદ્વેષ ન હોય સનતાન ધર્મ તો પ્રેમનો ધર્મ છે. આપણા એ માર્ગભુલેલા ભાઈઓ પ્રત્યે આપણે સહાનુભુતિ અને પ્રેમ કેળવવા જોઈએ કે જેથી તેમની પોતાની ભુલ સમજાતાં આપણી સાથે આવવામાં અચકાવું ન પડે. આપણે સંસ્કારમાં એમનાથી જુદા છીએ છતાં આપણા વહેવારોથી તેમને જુદા નહિ કરવા જોઈએ. એમને સત્ય સમજાઈ જશે. એમની અજ્ઞાનતાનો પાખંડીઓ અને સ્વાર્થસાધુઓ લાભ ઉઠાવી રહ્યા છે એ ભાન થતાં હવે બહુ સમય નહિ લાગે. એમના પ્રત્યે પ્રેમ અને અનુરાગ એજ આપણો ધર્મ છે.

પાટીદાર સમાજ જ્ઞાતિ બંધુઓ સમક્ષ પ્રાર્થના કરે છે કે આપણી અજ્ઞાનતા ટાળવા રૂઢીની બદીઓ ટાળવા, આપણી ભાવિ પ્રજાને શિક્ષણ આપી જગતની સાથે કદમો ભરતી બનાવવાની જરૂર છે. એમાંજ આપણી જ્ઞાતિનું આપણાં સમાજનું હિત છે.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ આપ સૌ જ્ઞાતિ ભાઈઓને આપણી જ્ઞાતિના સામાજીક ધાર્મિક, આર્થિક વિગેરે સર્વાંગી વિકાસના શરૂ કરેલ મહાયજ્ઞમાં પોતાનો યથા શક્તિ સહાય અને સહકાર માંગે છે.

પ્રભુ લક્ષ્મીનારાયણ આપને અને અમને જ્ઞાતિગંગાની સેવા કરવા શક્તિ અને પ્રેરણા આપે.

**મંત્રી અને પ્રમુખ**
**શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ**

## જ્ઞાતિ રીત રિવાજો

સં. ૨૦૦૧ના આસો સુદ ૧૪-૧૫ રવિવાર તથા સોમવારના દિવસે વાઢાય મુકામે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક ભાઈઓની જાહેર સભા ભરવામાં આવી હતી. તેમાં કચ્છમાં વસ્તા જુદા જુદા ગામનાં ભાઈઓમાંથી દરેક ગામ દીઠ ૨ થી ૫ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી અને હાજર રહેલા સુધારક ભાઈઓની સંમતિથી નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ હતા. જેની નોંધ નીચે પ્રમાણે છે.

**૧. પીડરૂના સુતક સંબંધી :**

બાળકનો જન્મ થયો હોય તેના પીડરૂનું સુતક નિવારણ કરવા માટે નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છે કે :-

બાળકને જન્મ આપનાર તેની માતા તથા પિતા તથા તેમના સાથે એક રસોડે જમનારાઓએ બાળકનો જન્મ થયા પછી ૨૫ મે દિવસે મંદીરમાં બાળકને સાથે લઈને જવું અને શ્રી ભગવાનના દર્શન કરી ગંગાજળથી પવિત્ર થવું. તે સીવાયનાં બાકીનાં કુટુંબીજનોએ બાળકનાં જન્મ પછી ૧૦ દિવસે મંદિરમાં જઈ ગંગાજળ પી ને પવિત્ર થવું. દિકરાનો જન્મ થયો હોય તો શ્રી ભગવાનને ભેટ તરીકે કોરી ૧) એક ધરવી. અને દીકરીનો જન્મ થયો હોય તો ભેટ તરીકે કોરી ૦॥ અડધી ધરવી. અને મંદીરનાં રહેતા ચોપડામાં દીકરો અગર દીકરી જેનો જન્મ થયો હોય તેનું નામ તથા જન્મની

મિતિ તથા તેના પિતાની ઓળખ સહીત લખાવવું, જન્મ આપનાર બાળકની માતા એ દિવસ બાર સુધી જનરલ રસોડાનું કામ કરવું નહિં.

**૨. ઠરાવ સગપણ સંબંધી :**

૧. સગપણ કરતી વખતે છોકરાની ઉંમર વરસ ૫ થી ઓછી હોવી જોઈએ નહિ. તેમ છોકરીની ઉંમર વરસ ૩ થી ઓછી હોવી જોઈએ નહિ.

૨. સગપણ કરતી વખતે વર પક્ષે કન્યા પક્ષને ટોપરા નંગ ૨ બે તથા ગોળ શેર ૧ા સવા તથા કોરી ૧ એક રોકડી આપવાની.

૩. સગાઈ કરવા જતી વખતે વર પક્ષ તરફથી કન્યાને કોરી ૧ા સવા ટીલુ કાઢવાની તથા ચુંદડી નંગ ૧ વાલ ૧ાા દોઢની તે પણ સુતરાઉ આપવાની અને સગાઈમાં જો જમણ જમાડે તો વરપક્ષ તરફથી કન્યા પક્ષને કોરી ૧૨ બાર રોકડી આપવાની અને જમણ જ જમાડવું.

૪. સગપણ થઈ ગયા બાદ વર પક્ષે કન્યા પક્ષને લગ્ન અગાઉ આપવાના લાગાની વિગત :
હર દિવાળીએ કોરી ૦ાા અડધી તથા દરેક શ્રાવણ મહીનાની વદી૭ મે કોરી ૦ાા અડધી તથા સગપણ થયાની પહેલી હુતાસનીએ કોરી ૨ાા સવા બે હાયડાની આપવાની. ઉપર જણાવેલા આપવાના લાગા સીવાય કાંઈપણ લેતી દેતી કરવી નહિ. તેમજ વળતર પણ કરવી નહિં. વરપક્ષે કોરી ૧ાા દોઢ આપવી.

૫. સગપણ થયા પછી એટલે લગ્ન થયા પહેલાં છોકરા અગર છોકરીમાં કોઈ કુદરતી ખોટ ખાપણ જેવું લાગે અને તેના છુટા છેડા કરવા જેવું જણાય તો પાંચ ગામનાં પંચોને બોલાવી તેમની સંમતીથી તેવી બાબતનો નિકાલ કરાવવો. માત્ર ગામનાએજ મળી આવી બાબતનો તોડ કરવો નહિ.

## ઠરાવ લગ્ન સંબંધી :

૧. લગ્ન લખતી વખતે લગ્નનાં પડામાં કન્યા પક્ષ કોરી ૧ એક રોકડી નાખવી અને વર પક્ષે કોરી ૧ એક આપીને લગ્ન વધાવવું.

૨. આપણી જ્ઞાતિનાં બાળકોના લગ્ન ૬ છ વરસે કરવા તેમાં છોકરીની ઉંમર ઓછામાં ઓછી ૫ પાંચ વરસની હોવી જોઈએ તેથી નાની વયની છોકરીના લગ્ન કરવા નહિ. અને તેની જાનમાં જનાર માણસોની સંખ્યા ૧૦ દસથી વધુ હોવી જોઈએ નહિ. વર તથા અણવર તથા વરના માતા પિતા સીવાયના ઉપર જણાવેલા માણસો ૧૦ દસ નક્કી કરવામાં આવે છે.

૩. લગ્ન વખતે વાયણાની કોરી ૨૫ પચીસ વરપક્ષે કન્યાપક્ષનાં પિતાને આપવી.

૪. તથા કોરી ૬ લાગાઓની નીચે મુજબ આપવી. તેની વિગત કોગળાની ૧), પોંખવાની ૧), પદલુ પહેરીને પગે લાગવાની ૧), છેડા છેડી બાંધવાની ૧), કુલ દેવી ઉમીયા માતાજીની ૧), ફઈને ૧).

૫. કન્યાને વર પક્ષ તરફથી-દાગીનાં આપવા તેની વિગત નીચે પ્રમાણે :-
(૧) પગના પીની કડલી અથવા છડા (૨) ગળામાં ચાંદીનો હાર (૩) નાકમાં હેમની સળી (૪) હાથમાં કંકણ સાદું.

૬. લગ્ન કરતી વખતે કન્યાને વર પક્ષ તરફથી નીચે મુજબ કપડા આપવા તેની વિગત :
ગાગરો ૧, ચુંદરી, ૧ કમખો અગર પોલકુ ૧ આપવું અને ઉપર લખેલા ત્રણએ કપડાં સુતરાઉ હોવા જોઈએ.

૭. કન્યા પક્ષ તરફથી વરને નીચે પ્રમાણે કપડા તથા વાસણો આપવા તેની વિગત :
વરને પુરા થાય થાય તેવા જોડ ૧ જેમાં પાટલુન નંગ ૧, ખમીસ અથવા પેરણ નંગ ૧ તથા પછેડી નંગ ૧ તથા ટોપી નંગ ૧ તે પણ સુતરાઉ હોવા જોઈએ.

૮. કન્યા પક્ષ તરફથી વરને નીચે પ્રમાણે વાસણો આપવા. કાંસાની થાળી ૧, વાટકો કાંસાનો ૧, સાકર શેર ૨ાા અથવા ગોળ શેર ૨ાા.

૯. કન્યા પરણીને જાની વાસે જાય ત્યારે વરનાં પિતાએ કોરી ૧ એક પગે લાગવાની આપવી.

૧૦. ચોરી બાંધવા માટેનાં વાસણો પ્રજાપતી પાસેથી લેવામાં આવે અને તે બદલ તેને તે વાસણો જે લાગો આપવો પડે તે વર તથા કન્યા પક્ષે બંને મળી અડધો અડધ આપવાનો છે. લગ્નના કાર્યની સમાપ્તિ થયા પછી ચોરીમાં રાખેલા વાસણો બન્ને પક્ષે અડધો અડધ વેચી લેવા.

૧૧. લગ્ન કરાવનાર બ્રાહ્મણને વર પક્ષ તરફથી કોરી ૧ાા દોઢ તથા કન્યાપક્ષ તરફથી કોરી ૧, એક બ્રાહ્મણને દક્ષિણા આપવી.

૧૨. ધર્માદા લાગા તરીકે શ્રી ભગવાનને ભેટની વર પક્ષે કોરી ૨ાા અઢી તથા કન્યા પક્ષે કોરી ૧ા સવા આપવી.

૧૩. કન્યા પરણને સાસરે ગયા પછી તેને માવિત્રે પાછી લઈ આવવા માટે બે માણસોએ જવું જેના ટંક જમણ ૨ બે જમાડવા જેને આણું કહેવામાં આવે છે.

## ઠરાવ છુટા લગ્ન કરવા સંબંધી :

૧. જાનમાં વર તથા અણવર તથા ઘરનાં માતા પિતા સિવાય

માણસો ૨૦ વીસની સંખ્યા હોવી જોઈએ.

૨. જાનમાં ગાડા બે થી વધારે લઈ જવા નહિ.

૩. જાનને જમણ ટંક ૪ ચાર રાખવાં.

૪. ઉપર લખેલી જાનમાં સંખ્યા સીવાય વધારે માણસ જો કોઈ લઈ જાય તો દરેક માણસ દીઠ ટંક ૧ની કોરી ૧ એક લેખે કન્યાના પીતાને વર પક્ષના પીતાએ આપવી. અને ગાડા બે સીવાય જો વધારે ગાડા લઈ જાય તો વર પક્ષના પિતા પોતાના જોખમે લઈ જશે અને તેની ખાવા પીવાની તથા ઢોર બાંધવાની સગવડ પણ પોતાને હિસાબે કરવી. ઉપર બતાવ્યા પ્રમાણે જાનની સંખ્યા વીસની જણાવેલી છે. છતાં તે ઉપરાંત માણસો લઈ જનાર પાસેથી ટંક ૧ ની કોરી ૧, એક લેવાને ઉપર બતાવવામાં આવ્યું છે, તે બાબત નિર્ણય દેશ કાળને અનુસરી વધઘટ બન્નેજણાએ અગાઉથી સમજુતી કરીને નક્કી કરવું.

૫. છુટા લગ્ન કરાવનાર વરના પિતાએ આપવાના લાગાની વિગત નીચે પ્રમાણે :

(૧) વાયણા તરીકે કોરી ૪૦ ચાલીસ આપવાની

(૨) લાગાની કોરી ૬ છ તે નીચે પ્રમાણે આપવી. કોગળાની ૧), પોખવાની ૧), પદલુ પહેરીને પગે લાગવાની ૧), છેડા છેડી બાંધવાની ૧), ફઈને ૧), શ્રી દેવી ઉમીયા માતાજીની ૧)

(૩) ચોરી બાંધવા માટે પ્રજાપતિ પાસેથી જે ચોરીના વાસણો લાવવામાં આવે તેનો જે લાગો થાય તે બંને પક્ષે અડધો અડધ આપવાનો.

(૪) દાગીના નીચે મુજબ આપવા.

(૧) પગના કડલા અથવા છડા (૨) ગળામાં ચાંદીનો હાર (૩) નાકમાં હેમની સળી (૪) હાથમાં કંકણ સાદું (૫) કન્યાને વર પક્ષ તરફથી કપડા નીચે મુજબ આપવા તેની વીગત.

(૧) ગાગરો ૧ એક (૨) ચુંદડી નંગ ૧ એક (૩) કમખો અથવા પોલકુ નંગ ૧ એક એ ત્રણે કપડા સુતરાઉ હોવા જોઈએ.

૬. કન્યા પક્ષ તરફથી વરને કપડા નીચે મુજબ આપવાની તેની વીગત.

(૧) પાટલુન નંગ એક (૨) ખમીસ અથવા પેરણ નંગ ૧ એક (૩) પછેડી નંગ એક (૪) ટોપી અગર પાઘડી તે પણ સુતરાઉ હોવા જોઈ.

૭. કન્યા પક્ષ તરફથી વરને આપવાના વાસણોની વીગત.

(૧) કાંસાની થાળી નંગ ૧ એક (૨) કાંસાનો વાટકો નંગ એક (૩) સાકર અથવા ગોળ શેર ૨॥ અઢી

૮. કન્યા પરણીને જાનીવાસે જાય ત્યારે સસરાએ પગે લાગવાની કોરી ૧ એક રોકડી આપવી.

૯. લગ્ન કરાવનાર બ્રાહ્મણને વર પક્ષ તરફથી કોરી ૫I સવાપાંચ તથા કન્યા પક્ષ તરફથી કોરી ૨I સવાબે આપવાની.

૧૦. ધર્માદા લાગાની વર પક્ષ તરફથી કોરી ૧૫I સવાપંદર ભેટ તરીકેની શ્રી ભગવાનને ચરણે ધરવી અને કન્યા પક્ષ તરફથી કોરી ૫I સવા પાંચ શ્રી ભગવાનને ભેટ ધરવી.

૧૧. ઉપર જણાવેલી શ્રી ભગવાનની ભેટ તરીકેની રકમ વરવધુ તરફથી જે જે કરવામાં આવી છે તે કોરી મંદિરમાં આપતી વખતે મંદિરમાં રહેતા ચોપડામાં વર અને વહુનું નામ લખાવવું.

૧૨. કન્યા પરણીને સાસરે ગયા પછી કન્યાના માવિત્રોએ દીકરીને પોતાને ઘેર લાવવા માટે જવું જોઈએ એને આણું કહેવામાં આવે છે તે આણામાં માણસો પાંચથી વધુ હોવા જોઈએ નહિ. જમણ ટંક ૪ જમાડવા.

**૫ આણા સંબંધી :**

૧. કન્યાની ઉંમર ૧૪ વરસની થાય ત્યારે પગે લાગવાનું તેમાં સાડલો નંગ ૧ રંગીન સુતરાવ તથા કાંકણ નંગ ૧ એક હેમનું મઢેલું તે સાસરા પક્ષે આપવું.

૨. પડલુ આપવા આવનાર જણ એક સાથે છોકરૂં ૧ સાથે જવું ને જમણના ટક ૪ ચાર જમાડવા.

૩. કન્યાની ઉંમર ૧૫ વર્ષની થાય એટલે પડલા આપવાને બીજે દિવસે આણુ વાળવું અને ત્યાર પછી ૧૬ સોળમે વર્ષે બીજું આણું મોકલાવી અને તેજ વરસની શ્રાવણ વદી ૭ પછી કાયમના માટે બાઈને પોતાને સાસરે મોકલી આપવી.

## પુનઃ લગ્ન સંબંધી

આપણી નાતમાં પુનઃ લગ્ન કરવાની લેતી દેતીનો નિર્ણય નીચે મુજબ કરવામાં આવેલ છે.

૧. સગપણ કરતી વખતે પાંચીઓ ૧ એક જે સગપણ નક્કી થવા બદલ દીકરીના કુટુંબીજનોના હાથ ફેરવવામાં આવે છે તે પાંચીઓ વરપક્ષ વાળાએ આપવા.

૨. પુનઃ લગ્ન નક્કી થતી વખતે પ્રસાદી વેંચાવી દેવામાં આવે છે તે માટે કોરી પાંચ ૫ થી અંદર હોવી જોઈએ ને તે પણ વરપક્ષ વાળાએ આપવી.

૩. દાગીના ચડાવવા આવતી વખતે વરપક્ષ તરફથી જણ એ આવવું તે વખતે નાં જમણ બદલ વર પક્ષ તરફથી કોરી ૨૫ પચ્ચીસ આપવી.

૪. લગ્ન કરવા આવતી વખતે ગાડા બે ગોટ તથા અણવર સીવાય માણસ ૨૦ વીસ લાવવા અને સાંજના જમી લગ્ન વીધી બ્રાહ્મણના હાથે કરાવીને રાત્રીના પરોઢીએ દીકરીને

વિદાય કરાવવી.

૫. પરણવા આવનાર વર પક્ષના પિતાએ ખાધા ખર્ચ માટે નીચે મુજબ આપવું ખીચડી શેર બે તથા ગરત મણ એક આપવું.

૬. પુનઃલગ્નની વીધી કરનાર બ્રાહ્મણને દક્ષિણા બદલ કોરી અઢી તથા જમણમાં ખીચડીનો સીધો આપવો.

૭. પુનઃ લગ્નની વીધી પુરી થયા બાદ ભગવાનને ભેટ તરીકે વર પક્ષ કોરી ૧૦। સવા દશ આપવી.

૮. પુનઃલગ્નના સબંધમાં સગપણ કરવાની શરૂઆતથી તે લગ્ન સંપૂર્ણ થઈ જવા સુધીમાં ઉપર જણાવ્યા પ્રમાણેની લેતી દેતી કરવાની છે. તે સીવાય બીજી કોઈ પણ જાતની રોકડ અથવા કોઈપણ વસ્તુ લેતી દેતી જાહેર અથવા ખાનગીમા કરશે તો સમાજનો ગુનેગાર ગણાશે.

## વીઆતર સંબંધી :

૧. આપણી જ્ઞાતિની બ્હેન અથવા દીકરીને ત્યાં પુત્ર અથવા પુત્રીનો જન્મ થાય તો તેને વીઆતર આપવાનો રીવાજ છે. તે વીઆતર આપવા માટે દીકરીનાં માવિત્રોએ બાઈને તથા જમાઈને પોતાને ઘેર બોલાવીને શક્તિ અનુસાર જે ઈચ્છા હોય તે તેમને આપીને તેમને ઘર વિદાય કરવા અને તે નિમિત્તે સાડલા જે પહેરાવવાની પ્રથા હતી તે બંધ કરવામાં આવે છે. પરંતુ દીકરીના મામાઓ તથા ફઈઓ તથા માસાઓ વિગેરેતે ટાઈમે જે ઈચ્છા હોય તે દિકરીના માવીત્રોને ત્યાં મોકલી આપવું.

## અગ્નિ સંસ્કાર સંબંધી :

૧. આપણી જ્ઞાતિનાં કોઈ પણ ભાઈ અથવા બહેનનું અવસાન થાય તો તેની ઉંમર ૫ (પાંચ) વરસથી ઉપર હોય તો તેને ફરજીયાત અગ્ની સંસ્કાર કરવો અને ૫ પાંચ વરસની નાની વયનું બાળક હોય તો તને ભોમી દાગ કરવો.

૨. મરનારની પછવાડે એક દસા ને બારસની ક્રીયા બ્રાહ્મણને હાથે કરાવવી અને તે ક્રીયા કરાવનાર બ્રાહ્મણને દક્ષિણાની કોરી સવા પાંચ આપવી અને મરનારનાં આત્માના ઉધ્ધાર અર્થે મરનારની વય ૩૦ ત્રીસથી ઉપરની અને વરસ ૨૦ થી ૩૦ (વીસ થી ત્રીસની) અંદરની હોય તો ભગવાનને ભેટ તરીકે કોરી ૫। સવા પાંચ આપવી. તેથી નાની વયનાની કોરી ૧। સવા આપવી.

૩. તે સીવાય મરનારનાં સ્મર્ણાર્થે તેનું બીછાનું ૧ એક થાળી ૧ એક તથા વાટકો ૧ એક તે પણ મંદીરમાં આપવું.

૪. બારસની ક્રીયા સંપૂર્ણ થાય તે દહાડે બની શકે તો બ્રાહ્મણ અગર અતીતોને યથા શક્તિ અનુસાર જમાડવા અને સાથે મરનારના કુટુંબની નીયાણી પાંચથી સાત જરૂર જમાડવી અને બારસની ક્રીયા કરનાર બ્રાહ્મણને સીધો આપવો.

## શ્રાધ ક્રિયા સંબંધી :

૧ મરનારની શ્રાધ્ધક્રીયા હિન્દુ શાસ્ત્રો નીયમ અનુસાર અવસાન તીથીએ ચડતા પહોરે સવારના કરવી અને તે દીવસે જે રસોઈ કરી હોય તેમાંથી કુતરાઓને તથા કાગડાઓને તથા ગૌગ્રાસ તથા પીત્રુનો ભાગ આપી પોતાના કુટુંબની નીયાણીઓ જમાડવી તેથી વધારે કોઈની ઈચ્છા હોય તો તેણે બ્રાહ્મણો અગર અતીથીને જમણ અને નીયાણીઓને દક્ષિણા આપવી. અને મંદીરમાં દીવેલનાં છુટા ત્રણ મુકવા.

૨ આપણી જ્ઞાતિની કોઈ પણ બાઈનું પોતાના સસરાને ત્યાં અવસાન થાય તો તે બાઈને મવિત્રો તરફથી દાનમાં જે કંઈ દર દાગીનો અથવા કપડા લતા તથા વાસણ અગર જાનવર વીગેરે જે કંઈ કૃષ્ણાર્પણ આપેલ હોય તેમાંથી કોઈ પણ ચીજ પાછી લેવી નહિ.

## રજસ્વલા ધર્મ સંબંધી :

આપણી જ્ઞાતિની બહેનોએ રજસ્વલા ધર્મ હિન્દુ શાસ્ત્રોના નીયમો પ્રમાણે ૪ ચાર દિવસ પાળવો જોઈએ પરંતુ આપણી જ્ઞાતિ ખેતીકારક તેમજ મહેનતું હોવાથી ત્રણ દિવસ તે ફરજીયાત પાળવો અને તે ત્રણ દિવસમાં ખેતીના કામ સિવાય બીજુ રસોડાનું કામ કંઈ પણ કરવું નહિ. અને ૭ સાત દિવસ સુધી ભગવાનના મંદીરમાં જવું નહિ. આ ઠરાવનો ભંગ કરનાર બાઈ પાસેથી ધર્માદાની કોરી ૧। સવા લેવામાં આવશે.

## ધર્માદા લાગા સંબંધી :

૧. ધર્માદા તરીકે દશોદ વીશોદના લાગાઓ જેવી રીતે આગળ દરેક ગામનાં મુજબ અપાય છે તેમાં બનતી કોશીશે વધારો કરી ખેડૂત અગર કારીગર યા મજુર ભાઈઓએ આપવા.

૨. કોઈપણ ગામની અંદર ધર્માદા આપવાનું બંધ કરે છે તેવું આ સમાજને જાણ થતાં તેવા ભાઈઓને આ સમાજ જરૂરથી પુછી શકશે અને ધર્માદાના લાગા તરીકે રકમો લેવા ફરજીઆત ઓર્ડર કરશે.

## ઉજમણી સંબંધી :

દરેક વરસની શ્રાવણ વદ છઠના અરસામાં પોત પોતાના ગામમાં બધા ભાઈઓની સંમતિથી પ્રીતી ભોજન કરવું

અને તેવું કરેલું જમણ કાટાંથી તોળી કોઈને આપવું નહિ પણ સાથે બેસીને જમવું.

૧૪ દરેક ગામમાં જ્ઞાતિ પંચના ધર્માદા પૈસા જુદી જુદી રીતે ધર્માદા લાગા તરીકે ભેગા કરવામાં આવે તેના કુલ આવકનો હિસાબ દરેક સાલના શ્રાવણ વદી ૫ થી ૬ સુધીમાં નક્કી કરી કુલ ધર્માદાની વાર્ષિક આવક જેટલી જે ગામની થાય તેમાંથી દરેક ગામવાળાઓએ દર સેકડે કોરી ૧૦ દસના હિસાબે જ્ઞાતિ પંચની રકમ જે ખજાનચી પાસે રાખવામાં આવી હોય તેને શ્રાવણ વદી ૦)) અગાઉ મોકલી આપવી અને તે મોકલેલ રકમની પહોંચ સમાજમાં સેક્રેટરી પાસેથી મેળવવી.

## પુ. મહારાજશ્રી ઓધવદાસજીનું ભાષણ

સજ્જનો, માતાઓ, વહાલી બહેનો ! મારી આપ પ્રત્યે સેવા કરવાની ભાવના છે તે શરીરથી તો નહિ પરંતુ વાણીથી સેવા કરીશ.

આજ મોટામાં મોટો આશીર્વાદ વીર સુધારકોને હોઈ શકે કારણકે યુવક મંડળના યુવાનો જ્ઞાતિ સેવા કરવાને તૈયાર ન હોત તો મંદિર તો એક બાજુએ રહે પણ ખાનામાં જાવસા કુટાત સ્વાર્થી લોકોએ તમોને અર્ધ ખાડામાં નાખી દીધા હતા, પરંતુ જુવાનો સેવા કરવાને તૈયાર છે તેમજ વીસ વીસ વરસથી મહેનત કરે છે તેનું આ ફળ છે જે તમો સર્વે જોઈ શકો છો.

ગઈ કાલની સભામાં પંદર નિયમો બાંધેલા છે તે રતનસીભાઈ આવતી કાલે સભામાં વાચી સંભળાવશે. એટલું જ નહિં પરંતુ એક ઠરાવ ઉપર વિવેચન કરી ખુલાસાવાર સમજાવશે. આજ સનાતન ધર્મનું સંગઠન થયું છે. સનાતન ધર્મનો ધ્યેય સંગઠન માટે છે. હીન્દુ ધર્મનો ધ્યેય જાણવા માટે ભેગા થયા છો તો તે જોઈ આનંદ થાય છે.

માતાઓને સભામાં સારી જેવી હાજરી આપી છે તે માટે તેઓને ધન્યવાદ છે. પ્રજાને ઉત્પન્ન કરનાર જગત જનની માતાઓ ઉપદેશ સાંભળી તૈયાર થાશે ત્યારે હીન્દુઓનો ઉધ્ધાર થાશે. જગતમાં મહાન પુરૂષો માતાઓના સંસ્કારોથી જ થયા હતા. તેઓમાં સનાતન ધર્મના સંસ્કારો રેડી વિદ્યાવાન બનાવ્યા હતા. ભગવાનના મંદિરની સામે તમો બેઠેલા છો અને સાથે પ્રતિજ્ઞા કરો કે અમારા સંતાનમાં - હિન્દુ સનાતન ધર્મના બીજ રોપીશું. અને તે મહાન પુરૂષ થાય એવી ભાવનાથી પ્રભુને પ્રાર્થના કરજો. જ્યાં જોઈએ ત્યાં માતાઓનું નામ પ્રથમ આવે છે. રાધેશ્યામ, સીતારામ, લક્ષ્મિનારાયણ એ ભગવાનના નામો સાથે માતાઓના નામ પહેલાં આવે છે. જેથી તમોને જગત જનની કહી વર્ણન કરે છે. તમારા જેવા અંકુરો હશે તેવા પુત્રમાં થાશે. તમારાં બચ્ચાને શીવાજી, રાણા પ્રતાપ આદી જેવા શુરવીર નિતીમય બનાવવા માટે માસીક (રજસ્વલા) ધર્મ ઓછામાં ઓછા ત્રણ દિવસ તો જરૂર પાળીએ તે પ્રમાણે નહિ પાળનારના સંતાન કૃતઘ્ની (કર્તવ્યહીન) થાય છે. રજસ્વલા સમયે તમો વાડીમાં કામ કરી શકશો, ઘરની અંદરનું કામકાજ નહિ કરી શકાય.

બીજી એક વાતની માતાઓને ચેતવણી આપું છું કે તમે તમારી પુત્રીને જાડી વાણીમાં કેટલીક બાબતમાં "બેસ રાંડ" એવું કહો છો. અરરર ! માતા દીકરીને રાંડ થવાનો આશીર્વાદ આપે એ બહુજ નિંદવા યુક્ત વાણી છે. હું ધારૂં છુ કે તમારામાં દીકરીને એવી ગાળ આપવામાં માતાઓ ટેવાઈ ગયેલી હશે. ભલે ગમે તેમ હોય પણ એવી ટેવને મુકી દેજો. દીકરી કે દીકરાએ ગુન્હો કર્યો હોય તો તેમને મીઠો ઠપકો આપવો. પરંતુ શ્રાપ આપવા જેવા સ્વરૂપમાં કહેશો નહિ.

મને અનુભવ છે કે તમારામાંના પીરાણા પંથને માનનાર કેટલાક ભાઈઓ સવારમાં ઉઠીને કે રાત્રે સુતી વખતે અલ્લા કહે છે. તે નામ પણ ઈશ્વરનું છે પરંતુ આપણને તે શોભે નહિ, બાપનું નામ હોય તેજ બોલવું જોઈએ. તમો રામ, કૃષ્ણ, લક્ષ્મિનારાયણ, પરમેશ્વર ઈશ્વર, વિગેરે અનેક નામો ભગવાનના છે તે માંહેનાં નામ લેજો. મુસલમાન હિન્દુના દેવસ્થાને નાળીએર લઈને આવતા નથી તેમ તમો પણ મુસલમાનના પંથને મુકી દેજો.

પ્રસન્નતાની વાત કહું છું કે રતનસીભાઈ, રાજારામભાઈ તેમજ કરાંચીથી આવેલ શીવજીભાઈએ જે શ્રમ લીધો છે તેથી મને પણ થાય છે કે જરૂરથી એ કામ પાર પડશે તેમજ એને કામ બહુજ સારૂ કર્યું છે. દાખલા તરીકે બ્રાહ્મણોમાં પલીગડ, ઝંકરાંવડ (હસાહસ) વિગેરે નાતોમાં ચોકો વાળી આપસમાં ખાવું પીવું નહિ તેવું છે તે પ્રમાણે રતનસીભાઈએ પણ દશ વરસ સુધી અને શીવજીભાઈએ પણ કેટલાંક વરસો સુધી ચોકો વાળ્યો હતો. જેથી જ્ઞાતિભાઈઓનું કહેવાનું થયું કે તમે કહેશો તે પ્રમાણે કરશું પણ અમારી સાથે ખાશોપીશો નહિ તો તમે-તમારે રસ્તે અને અમે અમારે રસ્તે. ભાઈઓનું કહેવું સાચું છે એમ માની ચોકો માંડી વાળો.

ભાઈઓ ! જ્ઞાતિની સાથે સંગઠન કરો ત્યારેજ તમારૂં પ્રાયશ્ચિત થયું કહેવાય. તમારી જ્ઞાતિનો આહાર સાત્વિક છે અને ખરી કમાણીનો છે. જેથી તમારી જ્ઞાતિને રોટલો ખાતાં મને ઠીક લાગે છે. મુંબઈ દોઢ મહીનો હતો ત્યાં પેટ દુખતું અને અહીંઆ આવ્યો તે બધું મટી ગયું. જ્ઞાતિ સાથે ખાવાની ના પાડનાર માણસ નથી એવી મારી માન્યતા છે. મહાત્માજી તેમજ પંડીત નહેરૂના ઉદ્દેશ્યથી હીન્દુઓમાં ખાવા પીવાનો અંતરાય

હતો તે મીટાવ્યો બલ્કે મટી રહ્યો છે.

બ્રાહ્મણ કે સાધુઓએ ગુરૂ બોધ આપી કંઠી બાધી, વાડા કરી દ્વેશભાવ ઉત્પન્ન થાય એવા પ્રકારનું વાતાવરણ ફેલાવવું ન જોઈએ. એવાં ઝેરીલા વાતાવરણમાં તમારી જ્ઞાતિ ન સંડોવાય એમ હું ઈચ્છું છું. અને હીન્દુ સનાતન ધર્મ જ્ઞાતિથી નહિ અભડાઓ ત્યારેજ વધશે.

જે ગામમાં મંદીર નથી તે ગામમાં મંદીર સ્થાપવાના છે. ખાના છે તેને ઘડીભર મંદીર માની લઈએ તો પણ તમે સીંહ છો અને બકરીના બચ્ચા જેવા બની ગયા છો તે મટી ખરા સીંહના સ્વરૂપમાં આવી જાઓ. એટલે ખાના છે ત્યાં મંદીર બની જશે. બ્રહ્માના પાટ તેમજ જોત (જયોત)ને માનવાનો દાવો કરો છો, તે બધાં એ માને છે. પરંતુ તમારી બોલી ચાલીથી તો ખાનાને બદલે તમો જગ્યા કહો છો એટલે ખાનું મટી જગ્યા બની તેમ જગ્યા મટાવી મંદીર કહો અને તે પ્રમાણે આચરણ કરો. ખાનામાં મુસલમાની પ્રયોગ સમાએલો છે, મુસલમાનીને બદલે હિન્દુઓના ચીન્હો ધારણ કરો. જગ્યામાં બ્રહ્માની ગાદી છે ત્યાં શીખર કે દેરી થાય તેમાં નુકશાન શું છે ? નુકશાન કે હાની નથી તો મંદીર કરવું જ જોઈએ. મંદીર હોય ત્યાં દરેક કોમ આવી શકે છે ત્યાં રાંધેલા પ્રસાદને બદલે કોરી પ્રસાદી લઈ જવાય તેમ તેના અંગે આચરણ હીન્દુઓના જેવાં શુધ્ધ હોવાં જોઈએ. કરોડો હીન્દુઓ જે તિથીઓ માને છે તે માનવી અને શુકરવાર કે શુકરવારી બીજને પાળવી નહિ.

સબરીએ ભગવાનની સેવા કરી હતી. તમો પણ ભગવાનની સેવા પુજા કરી શકો છો. તમો સંસ્કારી થઈ સેવા પુજાના કર્મકાંડ જાણ્યા પછી મંદીરમાં ભગવાનની પુજા કરી શકશો. ભગવાન કોઈની પાસે વેચાતા નથી તેમ ભગવાનને કોઈ વેંચી શકે નહી. ભગવાનને શ્રદ્ધાથી ભજે તેના ભગવાન છે. માટે તમો પણ ભગવાનની પુજા કરી શકો છો. તે પ્રમાણે કરવા પુરતા જીજ્ઞાસુ તેમજ અધીકારી બનજો. તમારૂં ભલું કરે તેવા સાધુસંતને માનજો અને તેને તમારા પ્રાણ આપજો. બહેનો તમારા હાથથી જીણું જીણું દાન હંમેશાં થયા કરે છે તે તમો પાત્ર ઓળખીને આપજો. કુપાત્રને દાન આપવાથી નુકશાન થાય છે, પુણ્યને બદલે પાપ થાય છે. તમારી પાસેથી ખાવાનું લઈને કુપાત્ર હોય તે જંગલમાં જઈ શીકાર કરે તેવાઓને આપતા નહિ. દીકરો કે દીકરી ખાવાનો પદાર્થ માગે તો આપતાં અચકાઓ છો અને હરામખાઉ કે જેનું મોઢું જોવાનું ધરમ નથી તેવાને આપવા વિચાર કરતા નથી અથવા વગર સમજણે આપી ઘો છો.

ભાઈઓ ! બળદ તેમજ ગાય માતાને પાળજો કારણકે ગાય માતાના દુધથી મનુષ્ય માત્રનું પોષણ થાય છે અને તેનાથીજ ધોરી કહેતાં બળદ પેદા થાય છે જે આપણને ખેતી ઉપયોગી છે. ખેતીનો મુખ્ય આધાર બળદ ઉપર છે. બળદ ન હોય તે આપણાથી ખેતી થઈ શકે નહિ. ગાય બળદ મનુષ્યોનું જીવન દુનિયાની જરૂરીઆતો એક બીજા પ્રત્યે ઓતપ્રોત થી સંકળાએલું છે એટલે કે ખેતી માટે અને દુધ માટે ગાય બળદની મનુષ્યમાત્રને જરૂરત છે પરંતુ મ્હારો કહેવાનો આશય એ છે કે ખેડુતો એ બળદને યુવાનીમાં ખેડીને વૃધ્ધ કહેતાં ઘરડો થાય અને કામ આપી શકે નહિ. તેના ઉપરથી માયા ન ઊતારતાં વાડીમાંજ તમારી પાસે રાખીને નીયમીત ખોરાક આપી પાણી પાવુ કે જેથી તેમનો આત્મા આપણને આશીર્વાદ આપે. બિચારો મુંગો પ્રાણી ગમે તેટલો થાકી ગયો હોય તો પણ કહી શકતો નથી અને થાક ચડેલો હોય તેવી હાલતમાં પણ તેને ખેડીએ છીએ. એવી સખત મજુરી આપનાર બળદ ઘરડો થાય ચાલી શકે નહિ ત્યારે તેને બાપ સમાન ગણી ચાકરી કરવી. યાદ રાખજો કે ખેડુત નિર્દય થઈ મુંગા પ્રાણી કે જેની સાથે ગમે તેવા ટાઈમમાં કામ લઈએ છીએ અથવા તેવા બળદને દુ:ખ આવશે તેનો નાશ વહેલો થાશે અને તેવા દુખી પ્રાણીની આંતરડી કકળે છે ત્યાં આપણને પાપ લાગે છે અને એ પાપનું ફળ વિનાશના રૂપમાં પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે ભોગવવું પડે છે. નીચ, સ્વાર્થી, દગાખોર તેમજ હરામખાઉને આપી પાપ વહોરી લેવા કરતાં બળદ તેમજ ગાયનું યથાર્થ પાલન કરવું.

તમે એ ધર્માદાની જે રકમ આજ સુધી પીરાણે મોકલી છે તે તમારી જ્ઞાતિના સુયોગે વાપરી હોય તો પ્રમુખ સાહેબે સૂચના કરી તે પ્રમાણે સ્કૂલો, દવાખાનાઓ, ધર્મશાળા, વિગેરે જરૂરીયાતો સારી હાલતમાં બનાવી નિભાવ થઈ શકત તેમજ આજ થોડી ઘણી દરિદ્રતા જોવામાં આવે તે પણ ન રહેત. બાપદાદા કરી ગયા તેમ આપણને કરવું એવી નબળાઈ નહિ બતાવતાં હવેથી તમારા ધર્માદાના નાણાં કચ્છમાંજ જ્ઞાતિ ઉપયોગી કામમાં વાપરજો.

તમારી જ્ઞાતિમાં ચાલુ જમાનાને અનુસરીને સુધારાને નામે કેટલીક બાબતોમાં કુધારો ઘુસી ગયો છે તેથી પણ મ્હારે તમોને ચેતવવાની ફરજ સમજીએ બદી દુર કરવાનું કહીશ. તમારા બાપદાદા જાડા કપડા પહેરતા હતા બીડી કે ચા જેવી વસ્તુથી અળગા રહેતા હતા બલ્કે તેની કાંઈ જરૂરત પણ જણાતી નહોતી. અને તેવી વર્તણુંક કરનારને વખોડી કાઢતા અને નાતના ઠરાવ

પ્રમાણે સજા પણ કરતા. અને તે સમયે જીંદગીની જરૂરીઆતો બહુજ ઓછી હતી.

આજ તો ઘરેઘર ચા દેવી દેખાય છે, હોમ હવનને ઠેકાણે જ્યાં જુઓ ત્યાં બીડીઓના ધુમાડાના ગોટેગોટા ઉડતા નજરે પડે છે. બીચારા ખેડુતોને પણ આ રોગ લાગુ પડી ગયો છે, તે જોઈ મને બહુ દુઃખ થાય છે. સજ્જનો ! ચા અને બીડી પીવાથી શરીરને નુકશાન પહોંચે છે અને સાથે સાથે પૈસાની પણ બરબાદી થાય છે. એવું બાપદાદા કરતા નહોતા. તમોએ સુધારાને નામે કુધારો ઘાલીને બાપદાદામાં એવા ઉત્તમ ગુણો હતા તે છોડીને પાયમાલીને રસ્તે જઈ રહ્યા છો તેનો દરેક ભાઈ ખ્યાલ કરીને એ નાશવંત ચા અને બીડી નહિ પીવાનો નિશ્ચય કરી પ્રતિજ્ઞાઓ કરો.

તે સિવાય તમારા બાપદાદા ખાદીના જાડા લુગડાં પહેરતા હતા અને હજી પણ તમારી નાતમાં જાડા લુગડાં પહેરવાનો રીવાજ છે તે જોઈ હું ખુશી થાઉં છં. જીણા લુગડાં પહેરવાની પ્રથા પણ તમારામાં દાખલ થઈ ગયેલી જોવામાં આવે છે. તેવાં જીણાં લુગડાં પરદેશ ફરે છે તેઓમાં વધારે પહેરાય છે તેને દેખીને દેશમાં જેઓ ખેતી કરે છે. તેઓને જેમ ચા અને બીડીનો ચેપી રોગ લાગુ પડ્યો તેવીજ રીતે કૃત્રીમ ચમક અને ભભકાદાર જીણાં લુગડાનો મોહ રૂપી રોગ લાગુ પડ્યો છે. ખોટું ચળકાટ કેટલીવાર ટકે ? એક વખત ધોયું એટલે લુગડાનો તેમજ સાથે સાથે પહેરનાર એમ બન્નેનું ચમક અને તેજ ઉડી જાય છે. તમો વાડીમાં સખ્ત મજુરી કરવાવાળાને તેવાં જીણાં અને બનાવટી ચમકદાર લુગડાં પહેરવાં પોષાય નહિ તેમજ પરદેશ વીચરતા ભાઈઓને પણ મર્યાદાની દ્રષ્ટીએ જીણાને બદલે જાડા લુગડાં પહેરવા જોઈએ . જીણાં લુગડાંથી મર્યાદા સચવાતી નથી. જો કે એટલી હદ સુધીના જીણાં લુગડાં તમારામાં નહી પહેરાતા હોય પણ આસ્તે આસ્તે તેવું પણ અનુકરણ ન થઈ જાઈ તે માટે કાળજી રાખજો અને બનતાં સુધી ખાદીનાંજ જાડા કપડાં પહેરજો. તેમાંજ આપણું સૌનું ભલું તેમજ હીત સમાયેલું છે.

બાપે ખારા કુવાનું પાણી પીધું હોય તો દીકરાએ પણ ખારૂ પાણી પીવું એવું કોઈએ સમજવાનું નથી. અનુકુળ સુધારો કરવામાં હરકત નથી.પરંતુ સુધારાને નામે કુધારો પેસી ન જાઈ એ માટે વર્તમાન સમયમાં બહુ જ સાવચેતી રાખવાની જરૂર છે.

તમે પરદેશ ફર્યા, પૈસા કમાણા બાપદાદાની અભણતા તેમજ અજ્ઞાનતાથી થએલ કરજ (દેવા) થી મુક્ત થયા અને કેટલેક ઠેકાણે વેપારી વર્ગ તમારી અજ્ઞાનતાથી તેમજ ભોળપણનો લાભ લઈ તાગડ ધીન્ના કરતા હતા તેવાઓને પરદેશોના ઝાડ જોવાં પડ્યાં છે. પરદેશમાં કેળવાએલી બીજી જ્ઞાતિઓના સંસર્ગથી તમને પોતાના ખરા સ્વરૂપનું ભાન થયું. વિદ્યા ભણ્યા કંઈક અનુભવ્યું જેથી તમારામાં જાગૃતિ આવી. કષ્ટ સહન તો કરવાં પડ્યાં હશે પણ તેથી બહુ લાભ થયો છે.

પોતાના બાળકોને ભણાવવાં કેળવણી આપવી જોઈએ. મહીનાની કોરી કે સવા કોરી ફી વધારે કહેવાય નહી બે કોરી તો કોઈ લુચ્ચાઓ તમારી પાસેથી દોરાધાગા કરી ઠગી જાઈ છે તેવાઓથી ભોળવાઈ ન જતાં તમે બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં દ્રવ્યનો સદુપયોગ કરજો. પાંત્રીસ કરોડ ઉપર થોડાક લાખ માનવીઓ રાજ્ય કરે છે તે કેળવાયેલ છે ત્યારેજ માટે કેળવણીથી વંચીત કોઈપણ ભાઈ પોતાના બાળકોને રાખે નહિ એવી મ્હારી તમારા પ્રત્યે ખાસ ભલામણ છે.

લગ્નમાં સનાતન ધર્મ પ્રમાણે ચોરી ફેરાની પ્રથા દાખલ થઈ છે તે બહુજ ઉત્તમ છે અને બ્રાહ્મણોને તેવા પ્રસંગે અમુકજ આપવું, વધારે પડતી રકમ આપવી નહિ તેવો નિયમ જાળવી રાખવો એ પણ ઠીક છે. પરંતુ સાથે સાથે એ પણ યાદ રાખવાનું છે કે દેખાદેખી લગ્નમાં વધારે ખરચ કરવું નહિ. ખર્ચાળુ વિવાહ કરવો ઠીક નથી.તેમ તમારાથી હદ પણ બાંધી શકાય તેમ છે કારણ કે તમારી નાતમાં ખાવાપીવાનો ચેરો નથી તેથી જેમ ધારો તેમ કરી શકો છો. દેખાદેખી વધારે ખરચ કરવાથી આર્થિક સ્થિતી સારી રહેશે નહિ માટે જીંદગીની જરૂરીયાતો ઓછી કરજો. તેમ નહિ વર્તો તો યાદ રાખજો કે જમાનો એવો બારીક છે કે બેહાલ થઈ જશો.

મરણ સમયે દાટવાને બદલે અગ્ની સંસ્કાર કરવાનો રીવાજ કર્યો છે તે પ્રસંશનીય છે. પરંતુ તેવા વખતે લાકડાં ન મળવાની તમારા માહેલા કેટલા ભાઈઓ શંકા ધરાવે છે. તે બાબતમાં તમોને સુચના કરૂં છું કે લાકડાં મળી શકશે. તે વિષે તમારે જરાએ ચિંતા કરવી નહિ. તમારે ગામોગામ લાકડાંનો જથ્થો રાખવો અને એ સંગ્રહ કરેલા લાકડાં તમોને સમયસર કામ આવે અને રખડપટી કરવી મટી જાય. તમારી નાતમાં સંપ અને સંગઠન છે તેથી તમે ધારો તે કરી શકો તેમ છે.

રતનસીભાઈએ કહ્યું કે કાકા એજન્ટ છે તે થકી પીરાણા પંથનો નિભાવ થઈ શકે છે તે વાત ખરી છે. પરંતુ કાકાએ પણ તમારી નાતમાં ધાર્મીક દ્રષ્ટિએ મુખીઓને હેડ ક્લાર્ક નીમ્યા છે. જે મોઢુ બાંધીને ખાનામાં અર્ધી રાત્રિએ પૂજા કરે છે તે તથા ગામના કેટલાક મોઢે ચડેલા આગેવાનોને કાકા સાહેબ આવે ત્યારે ખીસામાં રૂપીઆ કે કોરીઓ નાખે અને તેઓના ભેગુ

ઠેકઠેકાણે સારૂ સારૂ ખાવાનં મળે એટલે કાકાના થઈ જાય. અને ગામમાંથી ધરમના નામે હજારો કોરીઓ વ્યવસ્થિત રીતે ઉઘરાવવામાં આવે પછી ભલે ગરીબ હોય કે તવંગર હોય પણ બધાંઓને એક લાકડીએ ઉઠ બેસ કરાવે, બીચારાના ઘરમાં ન હોય તો કોઈને ત્યાંથી લઈને પણ આપવી પડે. તેવા મુખી અને પટેલોને કહું છુ કે જ્ઞાતિ ભાઈઓ પાસેથી ધરમના નામે ધતીંગ ચલાવી હજારો બલ્કે લાખો કોરીઓ ઉઘરાવીને નીચોવી નાખવાની નીચ પ્રથા પોતાના પાપી પેટ ભરવા ખાતર પોષી રહ્યા છો એજ તમોને વિનાશના માર્ગે દોરી જવાનું કૃત્ય છે. એવું જ્ઞાતિ દ્રોહી કૃત્ય ન કરતાં પેટ ભરાતાં ન હોય તો એવા પેટને ફોડી નાખવાં કે જેથી એવા જુલ્મી કરવેરામાંથી જ્ઞાતિ જલ્દી મૂક્ત થાય.

રતનસીભાઈના કહેવા પ્રમાણે લગભગ ત્રીજો ભાગ તો પીરાણા સતપંથથી મુક્ત થયો છે અને સુધારકોની વ્યવસ્થીત કાર્યવાહીથી બાકી રહેલાઓ પણ મુક્ત થઈ જશે. એનું અત્યારના વાતાવરણ ઉપરથી જણાઈ આવે છે. હું કહીશ કે સુધારકો એટલા વહેલા, સમજ્યા છે અને નાતની આપખુદી સત્તાને તોડવામાં કટીબધ્ધ થયા તે એકલાજ નહી પણ હાલમાં પીરાણા પંથને જેઓ નથી માનતા તેમજ પીરાણાના લાગાલગમ આપતા નથી તેમજ સુધારા તરફ માનની નજરથી જુએ છે અને મંદીરોના ઉત્સવમાં ભાગ લે છે તે બધાએ સુધારકો છે. અને એવા સુધારક ભાઈઓ તો ત્રીજા ભાગ કરતાં પણ વિશેષ છે. તે બધાએ ખંતથી સુધારાનું કામ ઉપાડી લે તો હું ધારૂં છું કે પીરાણાપંથ તમારી જ્ઞાતિમાંથી નજીકનાજ ભવિષ્યમાં દુર થઈ જાય.

રતનસીભાઈ કે રાજારામભાઈ વિગેરે કે જેઓ સુધારકોમાં પ્રખર નેતા છે તેઓનું માન જાળવવાની તમો પોતાની ફરજ સમજતા હશો. પરંતુ સુધારકો તો પોતાની ફરજ સમજી જ્ઞાતિ સેવાનું કામ કરતા જાય છે તેઓ તો જ્ઞાતિના સેવક છે આનંદના ઉદગારો તો આપણે ભોગવીએ છીએ તેઓએ તો નાત આગળ નમવું જોઈએ નમે છે. અને આપ સર્વે વડીલો તેમજ યુવાનોએ તેઓને જ્ઞાતિ સુધારાના કામમાં પુરતો સાથ આપવો જોઈએ. તમારા પ્રાણ એ કામને માટે હોવા જોઈએ એથી વિશેષ સેવા બીજી કોઈ પણ હોઈ શકે નહિં.

મેં મિસ્ત્રી જ્ઞાતિના ભાઈઓને સાથે આવવા કહ્યું હતું જેથી તેઓ તમારી નાતનું કેટલીક બાબતોનું નીરીક્ષણ કરવા આવ્યા છે. અને હાલના વાતાવરણ ઉપરથી તેઓ પણ સમજી શક્યા હશે કે મુમનાનુ આવરણ આ જ્ઞાતિ ઉપરે કહેવાય છે એવી આ જ્ઞાતિ નથી એમ માનશે અને બીજી જગ્યાએ બોલશે.

મ્હારે કરાંચી જાવું છે ત્યાં શીવજીભાઈના ઉદગારો સાંભળવા છે તેમજ કચ્છની અંદર પણ ગામે ગામ ફરી બોધ કરવો છે. કોઈક ગામમાં કદાચ ઉતારો નહી આપે તો ઓટા (ચોક)માં ઉતારો કરીને પણ ઉપદેશ આપીશ તમારી જ્ઞાતિના વેલાણી સાંખના મ્હારા ગુરૂ હતા. વાંઢાયદ્વારાને દિપાવ્યા હોય તો તમારી જ્ઞાતિમાં જન્મેલા એ મહાપુરષે જ.

ભાષણો થાય ઠીક લાગે તો ત્યારે તાળીઓ વગાડીએ અને પાળતા હશું તો પાળશું. રતનશીભાઈ વિગેરે ભાઈઓ વિદાય થાય અને પાળવાનું મુકી દયો એવું કરતા નહી. પરંતુ જે જે ધારાધોરણ કે ઠરાવો ઘડાય તે તમારે પાળવાની ફરજ છે અને તે પ્રમાણે વરતશો ત્યારેજ સેંકડો રૂપીયા ખરચી પરદેશથી આવેલા ભાઈઓ અને હજારો કોરીઓ ખરચી બંધાવેલ મંદીર તેમજ અત્યારે ભેગા થયા છો તે નિમીત્તે થયેલું ખરચ વસુલ ત્યારે જ થયું ગણાશે. માટે હું તમોને વિનંતી પુર્વક કહું છું કે હાલની પ્રવૃત્તિ અંગે જે કાંઈ સુધારા વધારા સાથે ઠરાવો પાસ થાય તે પ્રમાણે વર્તજો કે જેથી તમારી નાતની પાછળ પીરાણા પંથરૂપી પુછડું લટકેલું છે તે નીકળી જાય.

બ્રહ્મચારીને વિદ્યા ભણાવવી એ વૈદિક સનાતન ધર્મનો સિધ્ધાંત છે પણ ગામડાની નિશાળોમાં ગોંધી રાખી અપાય છે તે પ્રમાણેની વિદ્યા ન હોઈ શકે. પણ તમારા માટે વાંઢાય ગુરૂકુળ તૈયાર છે. ધાર્મિક-સંસ્કૃત ભણાવાય છે તેમજ વર્તમાન સમય અનુસાર મેટ્રીક સુધી પણ ભણાવવામાં આવશે. તમારી જ્ઞાતિના બે છોકરા ગુરૂકુળમાં ભણે છે બે મહીના થવા આવ્યા છે વેદના મંત્રો શુધ્ધ ઉચ્ચારથી બોલે છે, મારી ભુલ થઈ કે તેમને અહી લાવ્યો નહી. પવિત્ર વેદી પર બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરી રહેલા છે તે પ્રમાણે એ વિદ્યાર્થીઓ પણ શુધ્ધ ઉચ્ચારથી વેદ મંત્રો બોલી શકે છે જે સાંભળી તમોને પણ માનની લાગણી પેદા થાય.

ખેડુત ભાઈઓને કહું છું કે એક વિખેડો ગુરૂકુળના નામનો વાવજો તમારૂં ઉગી નીકળશે. ધારો તો તમો એક કલાકમાં એવી સંસ્થા ઊભી કરી શકો તેમ છે. તમારામાં સંગઠન થાશે અને તેમ બની શકશે છેલ્લાં દશ વરસથી તમારી જ્ઞાતિ ખુબ જાગૃતિમાં આવી છે. કાળી ટીલી કાઢી નાખજો અને સનાતન ધર્મી બનજો મુસલમાનોમાં સંગઠન છે તેમ સાવધાન પણ છે. તેવીજ રીતે આપણે આપણા હીન્દુ સનાતન ધર્મમાં સાવધાન રહેવું. પોતાના સંગઠન કરી હિન્દુ સનાતન ધર્મનું અભિમાન જરૂરથી રાખજો મ્હારૂ ભાષણ પુરૂં કરીશ અને હવેથી બીજા ભાઈઓ આપને કહી સમજાવશે.

## નખત્રાણામાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે આપણી જ્ઞાતિના સેવકોએ આપેલા મનનીય પ્રેરક પ્રવચનો.

**- શ્રી રતનશી ખીમજીભાઈનું પ્રવચન**

મહેરબાન પ્રમુખ સાહેબ તથા વહાલા ભાઈઓ અને પુજ્ય માતાઓ તેમજ બહેનો

અમે જે અત્રે આપના આમંત્રણથી આવેલા છીએ તેમાં કંઈ વધુ કર્યુ હોય એવું કોઈએ સમજવું નથી અમે તો પરમકૃપાળુ પરમાત્માનો તથા આપ પૂજ્ય જ્ઞાતિબંધુઓ તેમજ બહેનોનો ખાસ ઉપકાર માનીએ છીએ કે આપની સારી અમુલ્ય યોજનાનો લાભ લેવાનો સદભાગ્ય અમોને મળી શક્યો છે. આપ ભાઈઓએ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પાનમુર્તિ પધરાવવાના આવા સુંદર કામનો આરંભ કર્યો છે, જેઓ અમર ઈતિહાસ સુવર્ણાક્ષરે કોતરાશે એવી મ્હારી મજબુત માન્યતા છે.

ભાઈઓ ! તમારા અત્યારના પુરૂષાર્થનો બદલો પરમકૃપાળુ પરમાત્મા વ્યાજ સહીત વાળી આપે એમ હું ઈચ્છું છું. અને આપણા મહાન ધાર્મીક કાર્યને માટે આપના નખત્રાણાવાળા સર્વે વડીલો, બન્ધુઓ, માતાઓ અને બહેનોને ખાસ ધન્યવાદ આપું છું. (તાળીઓ)

જગતમાં આપણી જ્ઞાતિ બીજી કોમો કરતાં નીચી નથી. એ બાબતમાં આપણી સમસ્ત જ્ઞાતિના આદ્ય સુધારક વીરરત્ન પુરૂષોત્તમદાસ લલ્લુભાઈએ લખેલા કણબી ક્ષત્રિય ઉત્પતિ નામનો ઈતિહાસ સાક્ષી પુરી રહ્યો છે, જે વાંચવાની આપને ખાસ ભલામણ કરૂં છું.

સેંકડો વર્ષથી આપણા પુર્વજોએ અજ્ઞાનતાથી કરેલુ ભુલનું પરીણામ આપણને ભોગવવું પડ્યું છે અને તે ભુલ સુધારવા માટેનોજ આપણો હાલનો આ કાર્યક્રમ યોજાઈ રહેલો છે. તે કાર્ય આપણી ઔક્યતા અને સંપથી નિર્વિઘ્ને પુર્ણ થાય એવી મ્હારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

મ્હારા યુવક બન્ધુઓ કેટલેક અંશે આપણા પુર્વજોએ કરેલી ભુલ વિદ્યમાન વડીલોની મીઠી નજર અને સહાનુભુતિથી સુધારી શકવાને ફળીભુત થયા છીએ તે તમે જોઈ શકો છો. મ્હારૂં માનવું છે કે ધાર્મીક અને સામાજીક પ્રગતી જો આપણે કરવી હોય તો વિનય વિવેક સંપ અને સ્નેહથી જે કાર્ય કરી શકીશું તે કાર્ય વિતડાવાદ કે વિખવાદ અથવા અપમાનીત શબ્દો કે અભાવથી નહી થઈ શકે એ આપણે દરેકે સમજવું જોઈએ. તમે જાણી શકો છો કે બીજી જ્ઞાતિનો કોઈ ભાઈ આપણામાંના પીરાણા સતપંથી ભાઈને પુછે છે કે તમે કોને માનો છો અને તમારો શુ ધર્મ છે ત્યારે ખરી હકીકત જાહેર નહી કરતાં પુછનાર ભાઈને આડું અવળુ સમજાવી જલદી ત્યાં ગચ્છંતી થઈ જાય છે અને સત્ય હકીકત કહેતાં શરમાય છે. જેથી આપણને ચોક્કસ માની લેવાનું કે એ અર્ધદગ્ધ પીરાણા સતપંથ આપણી જ્ઞાતિને જરા પણ શોભતો નથી. એટલું જ નહી પણ એ પંથ આપણે શરમ તેમજ કલંકરૂપ છે એમ કહેવું જરા પણ ખોટું નથી. જેથી એ પંથ આપણી જ્ઞાતિમાંથી નાબુદ કરવા અત્રે આપણે એકત્ર થયા છીએ અને તેનો પ્રત્યક્ષ પુરાવો આપણી સમક્ષ ભગવાન શ્રી લક્ષ્મી નારાયણનું શીખરબંધ મંદિર મોજુદ છે. અને આવા મંદિર આપણી જ્ઞાતિમાં ગામડે ગામડે બની જાય એવી સ્તુત્ય ભાવના દરેકમાં હોવી જોઈએ તેમજ તેવો પ્રચાર સંપ અને સલાહથી કરવાની આપણને આવશ્યકતા છે. જેમ શ્રીરામ લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ને ભ્રાતૃભાવનાને ઈતિહાસીક પ્રમાણ આપ્યું છે તેવી રીતે આપણે પણ કુસંપને તજી નીતિ યુક્ત જીવન અને વિવેક વિધીથી વર્તન કરશું ત્યારે આપણી જ્ઞાતિ ઉપર ચોટેલુ પીરાણા પંથ રૂપી કાળું કલંક ભુંસી શકીશું. અને તે કલંકમાંથી મુક્ત થવાનો યશ પરમેશ્વરે આપ નખત્રાણાવાળા ભાઈઓને આપ્યો છે. અને તેનો વિગતવાર ખુલાસો આપણા હવે પછીના કાર્યક્રમથી જણાઈ આવશે.

જેમ પ્રથમ ખાનામાં પીરાણાના શાસ્ત્રો વંચાતાં તેમ રાત્રીના સમયમાં આપણા મંદિરોમાંથી રામાયણ અને મહાભારત વિગેરે ગ્રંથોનું ધાર્મીક વાંચન રાખવું જોઈએ. રાત્રીએ વાંચ રાખવાનું કારણ દિવસની આપણને ફુરસદ ન મળે જેથી રાત્રીના સમયે કથાઓ વાંચવાથી પુજ્ય માતાઓ અને બહેનો તથા વડીલો સત્સમાગમનો લાભ લઈ શાસ્ત્રોની દીવ્ય વાણીથી અંતરાત્માને પવિત્ર કરી સાર ગ્રહણ કરી શકે. કારણ કે રામાયણની કથા સાંભળવાથી પિતા પુત્રનો ધર્મ, ભાઈભાઈ તરફની ફરજ, પતી પત્નિનું કર્તવ્ય તેમજ વચનની મહતા, સત્ય, ધર્મ અને નિતી વિગેરેનું વર્ણન બહુ સારી રીતે થએલું છે અને તે સમજવાથી આપણે આપણી ઉન્નતી અને ફરજને સારી રીતે જાણી શકીશું એમ મારૂ માનવું છે. હું એ સંબંધમાં એક ઉદાહરણ આપી મારૂં વિવેચન પુરૂ કરીશ.

જ્યારે શ્રી રામચંદ્રજી પીતાના વચનને માન્ય કરી વનવાસ જવાને તૈયાર થયા તે સમયે શ્રી સીતાજીએ આવી વિનયથી શ્રી રામચંદ્રજીના ચરણકમળમાં મસ્તક નમાવી પ્રાર્થના કરીને કહ્યું કે હે મ્હારા આરાધ્ય દેવ ! આપ વનમાં પધારો છો તો મને પણ આપની ધર્મ પ્રમાણે સેવા કરી મ્હારી ફરજ બજાવી શકું. તે

ઉપરથી શ્રી રામચંદ્રજીએ કહ્યું કે દેવી ! વનમાં જવું એ બહુ વિકટ છે. તમો રાજમહેલમાં રહેનાર કોમળ કન્યા અને નાજુક શરીરથી કાંટાકાંકરાવાળી ભયંકર માર્ગોમાં ઉઘાડા પગે ચાલવું એ બહુ જ મુશ્કેલ છે. એટલું જ નહિ પણ જંગલના હીંસક પ્રાણીઓ તથા ચોર નીશાચરોના ભયથી તમારાથી વનમાં બીલકુલ ચાલી શકાશે નહિ. માટે તમો અહીં રહી મ્હારા માતાપીતાની સેવા કરજો અને હું પીતાશ્રીની આજ્ઞા પ્રમાણે ચૌદ વરસ વનવાસ ભોગવી પાછો આવું એવું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરજો. તે વખતે સતી સીતાજીના નેત્રોમાં જળા આવવા લાગ્યાં. અને ગદગદ કંઠે પ્રભુને પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે પ્રભુ સતી સ્ત્રીને સુખ અને દુઃખ સ્વામીને સાથે છે. તે આપ કેમ ભુલો છો કે ગઈ કાલે લગ્ન સમયે દેવ બ્રાહ્મણ અગ્નીની સાક્ષીએ માતાપીતાની સામે સપ્તપદીથી અરસપરસ સાત પ્રતિજ્ઞાઓ લઈ વચન આપ્યું છે કે ગમે તેવા સુખદુઃખમાં પણ ઉભય દંપતીઓ સાથે રહી આ સંસાર વહેવાર નિતિમય ચલાવીશું. જેમ દેહની છાયા દેહથી જુદી ન હોય તેમ સતી સ્ત્રી પતીથી જુદી રહી ન શકે. સ્ત્રીએ પતીની અર્ધાગની છે તો પછી પતીના સુખ અને દુઃખ ભોગવવાનું પતિવ્રતા પત્નિની જરૂર ફરજ છે. એટલું નહી પણ જેમ આપ આપના માતાપિતાના વચન પુર્ણ કરવા બંધાએલ છો તેવીજ રીતે મારા માતાપિતાએ પણ લગ્ન સમયે ફરજ નાખી છે કે પુત્રી ! ગમે તેવા સુખદુઃખમાં સ્વામીના સાથે રહી આપણા કુળની ઉજવળ કીર્તી દિપાવજે માટે હે પ્રભુ ! હું પણ વનમાં સાથે ચાલી આપની સેવા કરી જીવન સફલ્ય બનાવીશ.

પુજ્ય માતાઓ અને બહેનો ! આ કેવો વિશુધ્ધ સ્નેહ ! પત્નિની શું ફરજ છે તે આ જગત જનની સીતા માતાજીના આ શબ્દોથી જાણી શક્યા હશો. જેમણે પતીવ્રતા ધર્મ સારૂ રાજમહેલોના વૈભવોનો પરીત્યાગ કરી પતિના દુઃખના સાથીદાર થયાં તેમ દરેક સાધ્વિ બહેનોએ પતિના કાર્યને ઉમંગથી વધાવી સાથ આપવો જોઈએ. કહેતાં મને ખેદ થાય છે કે જે ભાઈ હીન્દુ સનાતન ધર્મનો અંગીકાર કરે છે તેવા પવિત્ર કાર્યમાં સહમત ન થતાં બીજાઓને ભરમાવ્યાથી કેટલીક બ્હેનો ઘરમાં કલેશ કરી માવિત્રોનાં ઘરને ચીલારે જાય છે એ આપણને જરાપણ શોભતું નથી કદાચ એકબીજાના વિચારો પોતપોતાને અનુકુળ ન આવે તો પણ કલેશ ન કરતાં શાન્તિ અને ધીરજથી સમજાવી કામ લેવું જોઈએ. સુખરૂપ થતાં આપણે ધર્મ પ્રત્યે વધુ ઉપયોગી થઈ શકીશું.

જેમ આજે ભાઈઓ અને બહેનોએ પધારી ઉત્સાહપુર્વક ભાગ લીધો છે તેવી જ રીતે આવતી કાલે પણ વધારે સંખ્યામાં ભાઈઓ તેમજ બહેનોને સાથે લઈ પધારવા કૃપા કરશો એવી મ્હારી આપ પધારેલા સર્વે પ્રત્યે પ્રાર્થના છે.

ત્યારબાદ પ્રમુખ સાહેબની સુચનાથી ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની જયનાદ વચ્ચે સભા વિસર્જન કરવામાં આવી હતી.

સભા વીસર્જન થયા પછી કાર્યવાહકોના ઉમંગી હૃદયો રાત્રી જાગરણની દરકાર કર્યા વિના જરૂરી યોગ્ય યોજનાઓ યોજવામાં ઘણો સમય પસાર કર્યો હતો. બાદ મોડી રાત્રે ભગવાન શ્રી લક્ષ્મિનારાયણની જય બોલાવી કાર્યવાહકો વિખરાયા હતા.

## ભાઈશ્રી કાનજી અબજી નાથાણીનું પ્રવચન

વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિ ભાઈઓ, વડીલો, પુજ્ય માતાઓ અને બહેનો !

આપણા પુર્વજોએ પાંચસો વરસોથી પીરાણા પંથ સ્વીકાર્યા છતાં પણ આપણા રીવાજો હીન્દુ અનાતન ધર્મને લગતા કાયમ રહ્યા હતા. પરંતુ સવંત ૧૮૩૨ની સાલમાં કાકા પ્રાગજી તથા સૈયદ વલીમીયાંએ આપણા ગોર અને ભાટને રજા અપાવી અને તે દિવસથી લગ્નમાં ચોરી અને મરણ સમયે અગ્ની સંસ્કાર વીગેરે બંધ કરાવ્યા. તે સંબંધી તે સમયે જે ઠરાવ થયેલો તે આપણા જુના ચોપડાના આધારથી આપણે જાણી શકીએ છીએ. એ હીન્દુ ધર્મ વિરૂધ્ધી ઠરાવ બીલકુલ અયોગ્ય છે એ જાહેર કરવા માનકુવાના પટેલ જીવરાજ વસ્તાએ લગભગ પાંત્રીસ આગેવાન ગઢેરાઓની સહીઓથી ઈ.સ. ૧૯૨૬માં છપાવી એ નોંધ ઠરાવ રદ થએલો જાહેર કરેલો છે જે આપ સર્વે ભાઈઓ જાણતા હશો.

આજે એજ નખત્રાણા ગામમાં એક કલંક ટાળવાનું ભાગ્ય આપણને પ્રાપ્ત થયું છે જે આપણે સર્વે ભાઈઓ એકત્ર થઈ સલાહ અને સંપથી ભગવાનની પ્રતીષ્ઠા કરવા નીમીત ભેગા થયા છીએ એથી વધારે ખુશી થવી જોઈએ. કારણ કે અત્રેના આપણા જ્ઞાતિ બન્ધુઓ જે જુના વિચારના છે તેમણે જરાપણ વિરોધ કર્યા વિના સ્થાવર જંગમ તેમજ જે કંઈ ધર્માદા મીલ્કત છે તેની અંદર સમાન ભાગ આપી ભાઈઓ તરીકે ઉત્તમ દ્રષ્ટાંત આપ્યું છે એટલું જ નહી પણ આ પવિત્ર મંદીરના દરેક કાર્યમાં સાથ અને સહાયતા આપી ધર્મ પ્રત્યે સારો સદભાવ બતાવી આપણી જ્ઞાતિને ઉત્તમ બોધપાઠ આપ્યો છે કે ધર્માદા મીલ્કત અમુક વ્યક્તીની માલીકીની નથી. પણ તેની અંદર ધર્માદા તરીકે અથવા કોઈપણ પ્રકારે એક યા બીજી રીતે કંઈપણ નાની અથવા મોટી રકમ આપેલી હોય અથવા આપતા હોય તે સર્વે ભાઈઓનો સમાન હક્ક છે. એવું આપણા ભાઈઓએ બતાવી આપ્યું છે.

વધુમાં પોતાનો કીમતી સમયનો ભોગ આપી. મુંબઈથી

પધારેલા ભાઈ રાજારામ શામજી માનકુવાવાળા તથા ભાઈશ્રી રતનશી ખીમજીનો આપણા ગામની વતીથી આભાર માનું છું કે તે ભાઈઓ જ્ઞાતિ અને ધર્મ પ્રત્યે અપાર ઉત્સાહ ધરાવી આ પ્રવિત્ર પ્રતિષ્ઠાના કાર્યમાં જાતિભોગ અને બુધ્ધિબલથી સાથ આપી જ્ઞાતિ ઉન્નતિના વિચારોનો અલભ્ય લાભ આપી રહ્યા છે.

## ભાઈશ્રી રાજારામભાઈનું પ્રવચન

મહેરબાન પ્રમુખ સાહેબ, વ્હાલા ગંગાસ્વરૂપ જ્ઞાતિભાઈઓ, પુજ્ય માતાઓ અને બ્હેનો !

આપ સર્વે ગઈ કાલની સભા કરતાં આજે સારી જેવી સંખ્યામાં પધાર્યા છો તે જોઈ મને ઘણોજ આનંદ થાય છે. આવી શુભ ભાવના આપણામાં દિનપ્રતીદીન વિશેષ થાઓ એમ હું ઈચ્છું છું. પ્રમુખ સાહેબના આદેશને માન આપી આ પ્રસંગ નિમિત્તે મારી હૃદયની ભાવના વ્યક્ત કરવી એ મારી ફરજ સમજી બે શબ્દો બોલું છું તેમાં અવિનય ક્ષમા કરશો.

કહેતા હર્ષ થાય છે કે અહીંના ભાઈઓએ આ ધર્મ કાર્યોમાં સાથ આપી ધર્માદા મીલ્કતમાં જે સમાન હક્ક આપવાની સૌજન્ય નિતિ અખત્યાર કરી છે તેવું માન્યવંતા પ્રમુખ સાહેબના ભાષણમાંથી સાંભળી હું અત્યાનંદથી એ ભાઈઓને ધન્યવાદ આપું છું. અને સાથે બીજા ગામના ભાઈઓ નખત્રાણાની પરિસ્થિતિનું અનુકરણ કરી સુધારક ભાઈઓને સાથ આપી ભાઈ ભાઈ તરીકેની ફરજ બજાવતા રહેશે એવી પ્રાર્થના કરૂં છું. કારણ કે ધર્માદા મીલ્કત એક ભાગની નહી પણ સમાન ભાગની છે એમ માનવું એ આપણી પ્રમાણીકતા અથવા મનુષ્ય તરીકેની મહત્તા છે. કોઈને ગેર ઈન્સાફ આપવો અથવા બીજાના હક્કનો અધીકાર ભોગવવો એ ઈચ્છવા યોગ્ય નથી. સુધારક ભાઈઓ પણ આપણીજ જ્ઞાતિના છે અને જે કંઈ પણ કરી રહેલાં છે તે માત્ર આપણા પરમ પવિત્ર હીન્દુ સનાતન ધર્મમય ભાવથી આપણી જ્ઞાતિને પીરાણા પંથના પ્રપંચમાંથી બચાવી જ્ઞાતિના ગૌરવને વધારવા સારૂ પરિશ્રમ કરી રહેલા છે તો પછી તેનો વિરોધ કરવો એ આપણી કેટલી ભુલ કહેવાય ?

નખત્રાણાના મંદિર સંબંધી સામગ્રી અને સાધનોની ખરીદી કરવા આપના પ્રતિનીધી તરીકે ભાઈશ્રી રામજી જેઠા સેગાણી અને ભાઈ હરજી પુંજા નાથાણી મુંબઈ ઘાટકોપર પધાર્યા હતા, ત્યાં તે ભાઈઓએ ઘાટકોપરમાં આપણા જ્ઞાતિભાઈઓ સર્વેને એકત્ર કરી નખત્રાણાની વિગતવાર પરિસ્થીતીથી વાકેફ કર્યા અને વધારામાં અત્રેના ઘાટકોપરના આગેવાનોમાંથી ચાર પાંચ ભાઈઓ પ્રતિષ્ઠા પ્રસંગથી પહેલા સાત આઠ દિવસ અગાઉ આવે એવી ઈચ્છા પ્રદર્શીત કરી. કારણકે તમારા આવવાથી કેટલાક કામો કરવાની અમને સુગમતા થશે. તેમજ વ્યવસ્થિત પધ્ધતીનો અનુભવ આપના આવવાથી અમને મળી શકશે અને કેટલીક શંકાઓ તેમજ મતફેરનુ નિવારણ પણ થઈ શકશે વીગેરે સુચનાઓ કરવાથી અમોએ પ્રસંગ ઉપર આઠ દીવસ વહેલા આવશું એવી ખાત્રી આપી હતી અને તે અનુસાર અમે હાજર થઈ જ્ઞાતિની જે કંઈ બની શકે તે સેવા કરવાને તૈયાર થયા છીએ. જેથી અમો અમારા અહોભાગ્ય માનીએ છીએ. મંડપ તૈયાર કરવાનું કામ મને સુપરદ કરવામાં આવ્યું છે તે લગભગ આવતી કાલે પુર્ણ થઈ રહેશે. અને મારા ધારવા મુજબે આવતી કાલથી સભા આપણે મંડપમાં ભરી શકીશું તે સીવાય રસ્તાઓ શણગારવાનું તથા પ્રવેશદ્વાર તૈયાર કરવાનું આવતી કાલથી આરંભ થઈ જાશે. તેના માટે આપણી જ્ઞાતીના યુવકોને આ કામમાં સામેલ થવા સારૂં સ્વયંસેવક એટલે વોલન્ટીયર બની જ્ઞાતી સેવામાં ભાગ લેવાની ભલામણ કરૂં છું. સ્વયંસેવક એટલે મરજીથી સેવા કરવાને તૈયાર થએલો ઉત્સાહી યુવક ફરજના ચીન્હ ધારણ કરી વ્યવસ્થિત કાર્યોમાં ભાગ લેવાથી સુગમતા અને સરળતાથી સાથ આપવા પોતાના નામો નોંધાવશે એવી આશા રાખું છું અને વોલીન્ટીઅરની ફરજ સંબંધી રતનસીભાઈ પોતાના વિચારોથી સમજાવશે એવી પ્રાર્થના કરૂં છું. મારૂ બોલવું પુરૂં કરી સર્વ સભાનો ઉપકાર માની મારા સ્થાનકે બેસી જવાની રજા લઉં છું.

## શ્રી રતનસી ખીમજી ખેતાણીનો યુવાનોને પ્રેરક સંદેશ

માન્યવર સભા પતિ સાહેબ તથા વહાલા ગંગાસ્વરૂપ જ્ઞાતી બન્ધુઓ પુજ્ય માતાઓ તથા બહેનો

મને મુરબ્બી શ્રી રાજારામભાઈએ સ્વયંસેવકની ફરજ બાબતનું કહ્યું છે તેમાં કહેવાનું એ છે કે સ્વયંસેવક જરાપણ બદલાની આશા રાખ્યા વિના જ્ઞાતિ ઉપયોગી કાર્યોમાં ભાગ લઈ શાન્તિ, ધીરજ તેમજ સહનસીલતાથી વ્યવસ્થિત પધ્ધતિથી સેવા કરી કામગીરીમાં તન-મનથી કામ કરવું જોઈએ. કારણ કે આવો અલભ્ય અવસર ઈશ્વરે આપણને આપ્યો છે તેનો સદ્‌ઉપયોગ કરવો એ જ આપણી ફરજ છે.

સ્વયંસેવક તરીકે આપણે કામ કરવા માગતા હોઈએ તેઓ જ્યાં સુધી આ સમારંભ ચાલે ત્યાં સુધી તમારા અંગત ગમે તેવા કામો હોય તો પણ તેની દરકાર નહીં કરવાની તમારી ફરજ છે. વોલન્ટીઅરના ચીન્હ તરીકે ચાંદ અને પટા ધારણ કરી સભાની વ્યવસ્થામાં પુરતો કાબુ શાન્તિથી જાળવવો જોઈએ તેમ સમારંભની કોઈપણ સામગ્રી ગેરવલ્લે ન થાય એ જોવાની પણ

તમારી ફરજ છે. તેમજ આવનાર આપણા જ્ઞાતી ભાઈઓને અંગત તકલીફ ન થાય એ તરફ પણ ખાસ ધ્યાન આપવું. એ બધા કાર્યોની દોરવણી કરનાર તરીકે તમારામાંથી કેપટનની ચુંટણી કરવામાં આવશે. અને નીયુક્ત કરેલા કેપટનની આજ્ઞાનુકુળ દરેક વોલન્ટીઅરે વર્તવાનું છે એટલું જાણ્યા પછી જે ભાઈઓની ઈચ્છા થતી હોય તેમણે પોતાના વોલન્ટીઅર તરીકે નામો નોંધાવવા આ સુચનાથી હાજર રહેલા ભાઈઓ પોતાના નામો સ્વયંસેવક તરીકે ઉત્સાહથી લખાવ્યાં હતા. બાદ સભા વિસર્જન કરવામાં આવી હતી.

## શ્રી રતનશી ખીમજી ખેતાણીનું પ્રવચન

માન્યવર સભાપતી, પુજ્ય ગંગા સ્વરૂપ જ્ઞાતિબન્ધુઓ પુજ્ય માતાઓ અને બહેનો તેમજ પધારેલા સદગ્રહસ્થો :

પ્રમુખ સાહેબ પોતાના પ્રવચનમાં કહ્યું છે, કે રતનસીભાઈએ જ્ઞાતિસેવા તન, મન અને ધનથી કરવા માટે વચન આપ્યું છે. આ વાત કોઈ નવિનતા ભરેલી નથી જ્ઞાતિસેવાનો સીધ્ધાંત અમારો પ્રથમથીજ છે અને તે પરમકૃપાળુ પરમાત્મા નિભાવી આપે, આ જન્મ મા શું પણ જન્મો જન્મ મારી પૂજ્ય જ્ઞાતિની સેવા કરવાની સદ્બુધ્ધિ આપે એવી પ્રભુને પ્રાર્થના છે. પ્રિય જ્ઞાતિ બન્ધુઓ ! જ્ઞાતિની સેવા કરવી એ દરેક સમજુ મનુષ્યોનો મુખ્ય કર્તવ્ય છે. તેના અંદર એ સેવા કરનાર ભાઈની આપણે તો પ્રશંસા એટલે વખાણ કરીએ તેથી સેવા કરનાર ભાઈની સેવામાં હરકત અથવા અડચણ આવે. કારણકે વખાણના મોહથી અભીમાન ઉત્પન્ન થતાં પોતાની પવિત્ર ફરજ બજાવવા નિષ્ફળ થાય. માટે મ્હારા ભાઈઓને પ્રાર્થના છે કે સેવા કરનાર જ્ઞાતિ ભાઈ પોતાની ફરજ બજાવે તેમાં અતિશયોક્તિ ભર્યા વખાણોની આવશ્યકતા ન હોય તો વધારે સારૂં.

પુજ્ય બન્ધુઓ, સભાની અંદર પધારેલા કેટલાક ભાઈઓની ઈચ્છા મ્હારા તરફથી ધાર્મીક ઉપદેશો સાંભળવાની છે એ જાણી હું ઘણો જ ખુશી થાઉ છું. પણ હું વિદ્યાવાન કે શાસ્ત્રોનો પુરતો અભ્યાસી યા જાણકાર નથી. મ્હારો અભ્યાસ ગુજરાતી માત્ર ત્રણ ચોપડીનો છે. આપણી જ્ઞાતિમાં વિદ્યાનો અભાવ એજ આપણી પડતીનું કારણ છે. પોતાનું નામ પણ માંડ વાંચી શકીએ એ પુરતીજ આપણામાં વિદ્વતા છે. તો પણ મ્હારા અનુભવ તેમજ અલ્પ બુદ્ધિ અનુસાર જે કંઈ હું સમજી શકું છું તે સાદી ભાષામાં હું આપને ઠીક સમજાવી શકીશ.

પુજ્ય ભાઈઓ ! આપણી ઉન્નતિનો આધાર આપણી માતાઓના શીક્ષણમાં સમાયેલો છે. માતાઓ જેવું ધારસે તેવું પોતાના બાળકને બનાવી શકશે. માતાના સહવાસમાં રહેલો બાળક માતાને આધીન છે. માતા બીકણના સંસ્કારો નાખશે તો બાળક બીકણ થશે. માતાઓ મુર્ખતાના કાર્યો કરશે તો તે જોઈ બાળક પણ મુર્ખ થશે. માતા સમજુ અને બુધ્ધીવાન હશે અને બાળકમાં પણ તેવા સંસ્કારો નાખશે તો બાળક પણ તેવો બુધ્ધીવાન થાશે. કૌશલ્યાના પ્રતાપે શ્રીરામ વિશ્વવંદનીય ભગવાન થયા. યશોદાની કારણે શ્રી કૃષ્ણ ત્રીલોકીના નાથ થયા. અહો ! જુઓ તો ખરા શું પ્રતાપ છે માતાઓની શક્તિનો જેમ માતાઓ સાચુ શીક્ષણ અને સારા વિચારોથી બાળકોનું પોષણ કરે તો આજે પણ આપણામાં ભીમ અને અર્જુન જેવા ભડવીર યોધ્ધાઓ પણ જોઈ શકીએ ખરા.

પુજ્ય માતાઓ અને બહેનો તમો અમારા ભાગ્યની વિધાતાઓ છો. સાચી શક્તિઓ અને તેજોમય જ્યોતિષો છો. તમો જો ધારશો તો નાત જાત અને સુધારકોને ઉચ્ચ શ્રેણીમાં લઈ શકશો પણ એ બધુ ક્યારે થાશે કે જ્યારે તમારામાં શીક્ષણ અને સતીત્વના સદ્ગુણો અને પતિ એ પરમેશ્વર છે એવી શુભ ભાવનાઓ તમારામાં આવશે ત્યારે. કારણકે સતી સ્ત્રી પતિની અર્ધાંગની છે પતિની સુખદુઃખની સહચારીણી અર્ધા અંગેની માલીક છે છતાં પણ કહેતાં દુઃખ થાય છે કે પતિઓ પોતાના અર્ધા અંગને દાસ ચાકર કે નોકરી માની સ્વાર્થ પુરતોજ સ્નેહ ધરાવે છે. જ્યારે સ્ત્રીઓ પોતાના સ્વામીને પ્રભુ તુલ્ય નહિ સમજતાં પેટ ભરવા પુરતીજ જવાબદારી સમજે છે, અરસ પરસ અજ્ઞાનતાના કારણથી જે ગ્રહ અને ગ્રહસંસાર અમૃત તેમજ સ્વર્ગમય હોવો જોઈએ તેના બદલે ઝેર થી પણ વિશેષ અપ્રીય કરતા લાગે છે. હું ઈચ્છું છું કે આપણામાં પતિ પત્નિ વિગેરેની ફરજ પુરેપુરી સમજી સંસાર ચલાવવાની આવશ્યકતા કોઈએ ભુલી જવી ન જોઈએ.



# રાજકીય ક્ષેત્રે પદાર્પણ

- ઈશ્વરભાઈ માવજી ભગત

કચ્છના કડવા પાટીદારો શરૂઆત થી જ રાજકારણથી દૂર રહેનાર સીધીસાદી જ્ઞાતિ. રાજાશાહીના વખતમાં થોડા ઘણા અંશે પોલીસ પટેલની કામગીરી સંભાળતા હતા.

દેશની આઝાદી બાદ ૧૯૪૮ સુધી કચ્છમાં રાજાશાહી શાસન હતું. ૧૯૫૦માં દેશ પ્રજાસત્તાક બન્યો અને ૧૯૫૨માં દેશભરમાં પ્રથમ સામાન્ય ચૂંટણી થઈ એ વખતે કચ્છ કેન્દ્રનાં શાસન હેઠળ હતું. સ્વતંત્ર 'ક' વર્ગનું રાજ્યનો દરજ્જો મળ્યો હતો. અને કચ્છમાં લોકલ બોર્ડ અસ્તિત્વમાં આવ્યું.

એ સમયે સક્રિય રાજકારણમાં ઝંપલાવનારા મુખ્ય ત્રણ મહાનુભાવો હતા. ભારતના વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરુ સાથે સંબંધ ધરાવતા નથુભાઈ નાનજી કેશરાણી નખત્રાણાવાળા કે જેઓ કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના મંત્રીપદે હતા. બીજા સક્રિય રાજકારણી શ્રી ડૉ. ગંગદાસભાઈ વિશ્રામ ઉકાણી અને ત્રીજા દરસડી ગામના શ્રી ભાણજી ખેતશી ચૌહાણ આ ત્રણ જણા સ્વતંત્ર કચ્છના 'ક' રાજ્યના ચૂંટાયેલ સભ્યો હતા.

## ખીમજી માસ્તર

ઈ.સ. ૧૯૬૦ પછી નખત્રાણા તાલુકામાં રાજકીય ક્ષેત્રે પદાર્પણ કરનારાઓમાં મથલના ખીમજીભાઈ નાગજી લીંબાણી (માસ્તર) મોખરે હતા. કચ્છ કડવા પાટીદાર સમાજના મંત્રી,



પ્રમુખ અને ટ્રસ્ટી શ્રી જેવા હોદ્દાઓ સફળતાપૂર્વક નિભાવનાર વડીલ શ્રી ખીમજીભાઈ નાગજી કચ્છમાં નિષ્ઠાવાન રાજકારણીની છાપ લઈને જીત્યા. ઈ.સ. ૧૯૬૪-૬૫ અને ૧૯૬૭-૭૧ દરમ્યાન નખત્રાણા તાલુકા પંચાયતના પ્રમુખશ્રી તરીકે સેવાઓ આપેલ.

૧૯૭૨માં ગુજરાત વિધાનસભાની ચૂંટણીમાં શાસક કોંગ્રેસની ટિકિટ પર ચૂંટણી લડીને વિજય મેળવ્યો અને કચ્છમાંથી કડવા પાટીદારોમાં પ્રથમ ધારાસભ્ય બનવાનું માન શ્રી ખીમજી નાગજી લીંબાણીએ મેળવ્યું.

ઈ.સ. ૧૯૮૦ થી ૧૯૮૫ દરમ્યાન કચ્છ જિલ્લા પંચાયતની શિક્ષણ સમિતિના ચૅરમૅનના માનભર્યા પદે રહ્યા.

## નારાયણ શિવજી પોકાર

કચ્છમાંથી સાબરકાંઠામાં ગયેલા કચ્છના કડવા પાટીદારોમાં સૌ પ્રથમ ધારાસભ્ય બનવાનો યશ મેળવનાર શ્રી નારાયણભાઈ શિવજી પોકાર (મોતીવીણી કંપા) હતા. યુવાન વયથી જ સમાજ- સેવા ને રાજકારણમાં રસ ધરાવતા. શ્રી નારાયણભાઈ પોકાર ૧૯૬૦ પછી સક્રિય રાજકારણમાં પ્રવેશ્યા અને સાબરકાંઠા જિલ્લાની રાજકીય તેમજ સહકારી ક્ષેત્રની જુદી જુદી સંસ્થાઓના હોદ્દેદાર પણ બન્યા.



ઈ.સ. ૧૯૬૭માં તેઓ ગુજરાત વિધાનસભાના સભ્યપદે ચૂંટાયા અને ૧૯૬૭ થી ૧૯૭૨ દરમ્યાન શ્રી ચીમનભાઈ પટેલની સરકારમાં રહી ધારાસભ્યનું ઉત્તરદાયિત્વ સફળતાથી નિભાવ્યું.

## અરજણ ભીમજી ધોળુ

સાબરકાંઠામાં રાજકીય ક્ષેત્રે ગજું કાઢનાર એક મહાનુભાવ



થયા. જેમણે કચ્છના કડવા પાટીદારોનું નામ રોશન કર્યું. મૂળે કચ્છમાં માનકુવાના અને હાલે મોડાસા તાલુકાના લીંભોઈ કંપામાં સ્થાયી થયેલા શ્રી અરજણભાઈ ભીમજી ધોળુ ૧૯૭૫ થી ૧૯૮૦ દરમ્યાન મોડાસા વિસ્તારના ધારાસભ્યપદે ચૂંટાઈ આવેલ હતા. તેઓએ રાજકીય ક્ષેત્ર ખેડવાની સાથે સાથે અનેક સહકારી ક્ષેત્રનાં સંગઠનોમાં મહત્ત્વના હોદ્દા પર રહી સેવા આપી છે. મોડાસા સમાજના પ્રમુખ રહી ચૂકેલા શ્રી અરજણભાઈ અનેક સમાજ સેવા અને માનવ સેવા કરતી સંસ્થાઓના ટ્રસ્ટીપદે રહીને પોતાની સેવાઓ આપેલ છે.

## મણિભાઈ દેવજી ભોજાણી

સાબરકાંઠાના બાયડ તાલુકાના કાનપુરાના વતની શ્રી મણિભાઈ દેવજી ભોજાણી શરૂઆતમાં ઘણાં વર્ષો સુધી ભારતીય જનતા પાર્ટીમાં રહીને કાર્ય કરતા રહ્યા હતા. ધારાસભ્ય તરીકે જંગી બહુમતીથી કપડવંજ મત વિસ્તારમાંથી ચૂંટાયા બાદ ભાજપમાં વિભાજન થતાં શંકરસિંહ વાઘેલાના જૂથમાં જોડાયા. નવેમ્બર ૧૯૯૬માં રચાયેલા મંત્રી મંડળમાં શ્રી મણિભાઈ પટેલને નર્મદા વિકાસ, કૃષિ અને પશુપાલન ખાતામાં નાયબ મંત્રી



બનાવવામાં આવ્યા. તેમણે કચ્છના કડવા પાટીદારોમાં પ્રથમ મંત્રીપદ મેળવવાનું ગૌરવ હાંસલ કર્યું.

ફરીથી ૨૦૦૮માં યોજાયેલ વિધાનસભા ચૂંટણીમાં શ્રી મણિભાઈ પટેલ કૉંગ્રેસ પક્ષની ટિકિટ મેળવીને વિધાનસભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા છે. અત્રે એ ઉલ્લેખનીય છે કે કપડવંજ મત વિસ્તારમાં પાટીદારોની પાંખી સંખ્યા હોવા છતાં પણ પ્રજા સેવાના કારણે ફરી ફરી ચૂંટાઈ શકે છે.

## દેવજીભાઈ પટેલ

કચ્છમાં નખત્રાણા તાલુકાના વિથોણ ગામના વતની શ્રી દેવજીભાઈ શીવજી સામાણીએ માતૃભૂમિ અને ગુજરાત રાજ્યની બહાર રાજકારણમાં સક્રીય બની ખૂબજ જ મોટું કાઠું કાઢ્યું છે. છત્તીસગઢ રાજ્યની રાજધાની રાયપુરમાં જન્મેલા અને એમ.કોમ., એલએલ.બી., ડિપ્લોમા ઈન બિઝનેસ મેનેજમેન્ટ જેવો ઉચ્ચ અભ્યાસ ધરાવતા શ્રી દેવજીભાઈ પટેલ અવિવાહિત છે.



ભારતીય જનતા પાર્ટી સાથે સંકળાયેલા શ્રી દેવજીભાઈ પ્રદેશ મહામંત્રી, રાયપુર, કૃષિ ઊપજ મંડીના અધ્યક્ષ રહી ચૂકેલા ને સૌ પ્રથમ વર્ષ ૨૦૦૩માં વિધાનસભ્ય તરીકે ચૂંટણી લડવા ધરસીંવા વિધાનસભાની ટિકિટ ફાળવવામાં આવી અને જંગી બહુમતીથી ચૂંટાઈ આવીને કચ્છી પટેલોનો ડંકો ગુજરાત બહાર વગાડવાનું શ્રેય દેવજીભાઈએ મેળવ્યું. ત્યાર બાદ ફરીથી વર્ષ ૨૦૦૮ની વિધાનસભા ચૂંટણીમાં પણ દેવજીભાઈ પટેલ ફરીથી ચૂંટાઈ આવ્યા. પાટીદારોના બિલકુલ મતદારો ન હોવા છતાં બબ્બે ટર્મથી ચૂંટાઈ આવતા દેવજીભાઈ ગરીબ પ્રજાના મસીહા તરીકે છે. છત્તીસગઢ વિધાનસભાએ પણ એમનાં કાર્યની નોંધ લઈને ઉત્કૃષ્ટ વિધાયક તરીકે ૨૦૦૪માં તેમનું બહુમાન કરેલ.

## શ્રી છબીલભાઈ પટેલ

સાબરકાંઠાના ધનસુરા ખાતે જન્મેલા મુળ દેશલપરના (વાંઢાય)ના વતની શ્રી છબીલભાઈ નારાયણભાઈ પટેલે અભ્યાસ સમયથી જ લીડરસીપના ગુણ કેળવેલ. બી.એ.એલ.એલ.બી. સુધીનો અભ્યાસ ધરાવતા છબીલભાઈને કોંગ્રેસ પક્ષ દ્વારા ઈ.સ. ૨૦૦૨માં વિધાનસભાની માંડવી - કચ્છ બેઠક માટેની ટિકિટ ફાળવવામાં આવી. માંડવી બેઠક પરથી માજી મુખ્યમંત્રીશ્રીને હરાવીને ચૂંટાઈ આવતાં સમગ્ર ગુજરાતમાં તેમનું નામ ગાજતું થયું. વિધાનસભા-માં અને બહાર આક્રમક કાર્યશૈલી ધરાવતા છબીલભાઈ કચ્છને લગતા અને પાટીદાર સમાજને લગતા પ્રશ્નો માટે સતત પ્રયત્નશીલ રહ્યા છે.



કચ્છની ખેતીને આંતરરાષ્ટ્રીય ધોરણે લઈ જવા બારઈ ખારેક (ઈઝરાયેલ) થી લાવીને વાવેતર બાદ સફળ ઉત્પાદન શરૂ કર્યું.

## ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી

કચ્છમાં માંડવી તાલુકાના રાજપર ગામના વતની શ્રી ધનજીભાઈ ગોવિંદભાઈ સેંઘાણી શરૂઆતથી જ સહકારી અને રાજકીય ક્ષેત્રે સક્રિય રહ્યા છે. કચ્છ જિલ્લા પંચાયતમાં બાંધકામ સમિતિના ચેરમેનપદે સેવા આપનાર શ્રી ધનજીભાઈ વર્ષ ૨૦૦૮ની ગુજરાત વિધાનસભાની માંડવી બેઠક પરથી ચૂંટાઈ આવ્યા છે. સહકારી ક્ષેત્ર અને શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ વાંઢાય સાથે પ્રવૃત્તિશીલ રહેલ ધનજીભાઈ મંગલદાદાના હુલામણા નામથી ઓળખાય છે.



## શિવદાસ ગોવિંદ છાભૈયા

૧૯૮૦માં કચ્છની જિલ્લા પંચાયતની સામાન્ય ચૂંટણી થઈ અને કચ્છ જિલ્લા પંચાયતની લગભગ તમામ સમિતિના ચેરમેનપદે પાટીદારો આસીન થયા. ૧૯૮૦ થી ૧૯૮૬ની મુદત માટે ચૂંટાયેલી જિલ્લા પંચાયતનું પ્રમુખપદ માંડવી તાલુકાના દરસડી ગામના વતની શ્રી શિવદાસભાઈ ગોવિંદભાઈ છાભૈયાએ શોભાવ્યું. કચ્છ જીલ્લા ચેમ્બર્સ ઑફ કૉમર્સ, ગુજરાત ચેમ્બર્સ ઑફ કૉમર્સમાં કાર્ય સંભાળ્યું. ભુજ કોમર્શિયલ બેંકમાં પ્રમુખ, બજાર સમિતિના પ્રમુખ, ગુજરાત રાજ્ય સહકારી સંઘ, કો-ઓપરેટિવ બેંકમાં ડિરેક્ટર તરીકે સેવાઓ આપેલ છે. કેન્દ્રીય સમાજમાં વર્ષોથી ટ્રસ્ટી શ્રી તરીકે સેવા આપતા શિવદાસભાઈ શિક્ષણ ક્ષેત્રે કચ્છની સૌથી મોટી સંસ્થા સારસ્વતમ્ ટ્રસ્ટ કે જેની કચ્છમાં ૨૨ હાઈસ્કૂલો છે, તેના વર્ષોથી મંત્રી તરીકે કાર્ય સંભાળે છે. બ્લડ બેંક, ભુજ પાંજરાપોળના પણ પ્રમુખ તરીકે કાર્ય સંભાળી રહ્યા છે, અને પાટીદાર સમાજનું ગૌરવ વધારી રહ્યા છે.



# આર્થિકક્ષેત્રે આમુલ પરિવર્તન

- રતિલાલ મનજી પોકાર

સામાન્ય રીતે જ્ઞાતિના ઈતિહાસમાં, જ્ઞાતિનો પરંપરાગત વ્યવસાય શો હતો ? અને જે સમયે જ્ઞાતિની આર્થિક સ્થિતિ કેવી હતી ? અને તેમાં સમયાન્તરે કેવું અને કેટલું પરિવર્તન આવ્યું અને તેનો જ્ઞાતિના સામાજિક અને રાજકીય જીવન પર શો પ્રભાવ પડ્યો ? આ બધી વિગતોનું આલેખન કરાતું હોય છે. પણ - કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની સ્થિતિ આ બાબતે અન્ય જ્ઞાતિઓ કરતાં ઘણે અંશે જુદી છે. અહીં આર્થિક પરિબળ જ આ જ્ઞાતિનું ચાલક બળ રહ્યું છે અને સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક, રાજકીય અને ધાર્મિક તમામ ક્ષેત્રે આવેલાં પરિવર્તનોમાં આર્થિક પરિબળે નિર્ણાયક ભૂમિકા ભજવી છે તેનો સવિસ્તાર ઉલ્લેખ કરવો જરૂરી જણાય છે.

કચ્છ કડવા પાટીદારની ઊડીને આંખે વળગે એવી વિશેષતા એ છે કે, એ કોઈ એક વિસ્તારમાં બસો-પાંચસો વર્ષ ઠરીઠામ થઈને રહી નથી, એટલે તેની દર ચોથી-પાંચમી પેઢીએ માદરે વતન (જન્મસ્થળ) બદલાતું રહે છે.

કડવા પાટીદારો પંજાબમાંથી નીકળીને રાજસ્થાનમાં રહ્યા અને પછી ગુજરાતમાં આવી વસ્યા, તેનો સમયગાળો કેટલો હશે એ આધારભૂત રીતે કહી શકાતું નથી. પણ તેઓ સોળમી સદીના પૂર્વાર્ધમાં કચ્છમાં આવ્યા પછી છેલ્લાં પાંચસો વર્ષમાં પણ કચ્છના એક જ ગામમાં સ્થાયી થયા નથી. સો-દોઢસો વર્ષે વડવાઓએ કચ્છના અન્ય ગામોમાં સ્થળાંતર કર્યું હોવાના આધારો છે અને આ પાંચ સદી દરમ્યાન કચ્છના પાટીદારો ફરી પાછા ગુજરાતમાં જઈ કંપા વસાવી સ્થાયી થયા. એ સિવાય છેલ્લા પાંચ દાયકામાં તો કચ્છમાંથી મોટા પાયે સ્થળાંતર થયું અને કચ્છનાં ઘણાં કુટુંબો ભારતના જુદા જુદા વિસ્તારોમાં સ્થાયી થયા અને કેટલાક વિદેશોમાં પણ પહોંચ્યા પણ તેમણે કચ્છ સાથેનું સામાજિક અનુસંધાન જાળવી રાખ્યું છે.

જ્ઞાતિજનોના આ વારંવારના સ્થળાંતર માટે જો કોઈ જવાબદાર હોય તો તે છે આર્થિક જરૂરિયાતો. મોટાભાગે અર્થોપાર્જન કરી આજીવિકા મેળવવા જ સાહસિક જ્ઞાતિજનોએ સ્થળાંતર કર્યું છે અને હજુ પણ કરતા રહ્યા છે. સ્થળાંતરને કારણે સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક બાબતો પર તેની ખૂબ મોટી અસર પડી છે, તેની ચર્ચા બીજા વિભાગોમાં કરી છે; અહીં જ્ઞાતિના કચ્છમાં આવ્યા પછીથી આજ સુધીની આર્થિક પ્રગતિનાં લેખાંજોખાં કરવાનો જ ઉદ્દેષય છે.

સોળમી સદીથી અઢારમી સદી દરમ્યાન કડવા પાટીદારોના કુટુંબો ગુજરાતમાંથી ક્રમે ક્રમે કચ્છમાં આવ્યાં છે. ગુજરાતના કડવા પાટીદારો પૈકી અમુક કુટુંબોને જ કચ્છમાં આવવાની ફરજ પડી તેનાં બે કારણો હતાં. એક આર્થિક અને બીજું ધાર્મિક. એનું આર્થિક કરતાં ધાર્મિક કારણ વધુ પ્રભાવી હતું. જે કુટુંબોએ પીરાણા પંથ સ્વીકાર્યો તેમને જ કચ્છમાં આવવાની જરૂરિયાત ઊભી થઈ. તેની ઊંડાણથી ચર્ચા ધાર્મિક વિભાગમાં કરેલી છે. એટલે અહીં તેનું પુનરાવર્તન કરતા નથી. પણ તેની સાથે કંઈક અંશે આર્થિક જરૂરિયાત પણ જ્ઞાતિજનોને કચ્છમાં લાવવા માટે કારણભૂત હતી.

કચ્છમાં વસ્તીના પ્રમાણમાં એ સમયે જમીન ઘણી હતી. પ્રમાણમાં મહેનતકશ ખેડૂતો ઓછા હતા. કચ્છ રાજ્યને અમદાવાદના મુસ્લિમ શાસકો સાથે પ્રથમથી જ સારા સંબંધો હતા. કહેવાય છે કે કચ્છના તે સમયના રાજવીએ મહેનતુ અને અનુભવી ખેડૂતો મળે તો તેને રાજ્ય તરફથી જમીન સહિતની તમામ સગવડ આપવાની વાત કરી અને અમદાવાદના સુલતાને પીરાણા પંથને માનનારા પાટીદારોને ત્યાં જવા સમજાવ્યા. પીરાણાનો પંથ સ્વીકારવાને કારણે તેમને જ્ઞાતિબંધુઓ સાથે કલહ થતો હતો તેનાથી બચવા અને અર્થોપાર્જન કરવા તેઓ કચ્છમાં જવા તૈયાર થયા અને ઈ.સ. ૧૫૨૪માં પાટીદારોનું પ્રથમ કુટુંબ શિકરામાં આવ્યું અને ત્યારપછી તો ક્રમેક્રમે બીજાં કુટુંબો પણ આવતાં ગયાં.

કચ્છમાં વરસાદ અપૂરતો અને અનિયમિત પડે એટલે વરસાદને ભરોસે ખેતી થાય નહીં. વળી શિકરા વિસ્તારમાં જમીનના ઉપલા સ્તરમાં પાણી નહીંવત્ હતાં, એવી પ્રતિકૂળતાને કારણે પાટીદાર કુટુંબોએ મધ્ય કચ્છ અને પશ્ચિમ કચ્છ તરફ પ્રયાણ કર્યું અને જે વિસ્તારમાં કોસથી ખેંચી પિયત કરી શકાય એટલું પાણી હતું એવા વિસ્તારોમાં આવી વસ્યા.

જો ખેતીમાં વધુ પેદાશ થાય તો રાજ્યને વધુ ભાગ મળે એટલે કચ્છ રાજ્યે અને તેના ભાયાત જાગીરદારોએ આવાં કુટુંબોને આશ્રય આપ્યો એટલું જ નહીં પણ ખેડવા પૂરતી જમીન આપી અને કેટલાક વિસ્તારોમાં મકાનો પણ બનાવી આપ્યાં અને ખેતીને લગતો સરસામાન પણ આપ્યો.

એ સમયે કચ્છમાં "લડે ઈ છડે" એ નિયમ ચાલતો હતો. અર્થાત્ ખેડૂત ગામ છોડીને બીજે જાય તો તેનાં જમીન, મકાન પર તેનો કોઈ હક રહેતો નહીં. તે તેને વેચીસાટી શકતો નહીં. આ જમીન રાજા કે જાગીરદાર નવા આવનાર ખેડૂતોને આપી શકતો એટલે ખેડૂતો જ્યાં સુધી ગામમાં રહે ત્યાં સુધી તેને ભોગવટો કરવાનો અધિકાર પણ તે જમીનનો માલિક બની

શકતો નહોતો.

કોઈપણ ખેડૂત સત્તાવાળાની રજા લઈ ગોખરું બોવારીને એટલે કે જમીનમાંથી ઝાડબીડ કાઢીને સાફ કરી તે જમીન પર ખેતી કરી શકતો પણ તે પણ જ્યાં સુધી તે ગામમાં રહે ત્યાં સુધી તે કે તેના વંશવારસો તે જમીનનો ભોગવટો કરી શકતા. આઝાદી પછી ગોખરું બોવાર જમીનના ખેડૂતોને માલિકી હકો મળ્યા અને જેમની પાસે જમીન હતી તે તેના માલિક બન્યા. તેમાં પાટીદાર ખેડૂતોને ઘણો લાભ થયો.

પાટીદારોએ કચ્છમાં કેટલાંક ગામોનાં તોરણ બાંધ્યાં છે, અને નવા ગામો વસાવ્યાં છે, જે આજે પણ મોજૂદ છે. એ કચ્છને તેમની આગવી દેણ છે. કચ્છમાં ઘણાં એવાં ગામો પણ છે કે જે અગાઉથી વસેલાં હતાં પણ પાટીદાર કુટુંબોના વસવાટ પછી ખેતીવાડીક્ષેત્રે તે ગામો સમૃદ્ધ બન્યાં. તેને કારણે ઘણાં જાગીરદારોના તેઓ માનીતા હતા, પરંતુ તેમના હજૂરિયાઓ અને રાજ્યનો ભાગ ઉઘરાવવા આવતા નોકરો બહુ તુમાખી બતાવતા અને ખેડૂતોને હેરાન-પરેશાન કરતા. એ વખતે એવો નિયમ હતો કે ગામના બધા ખેડૂતોનાં ખળાં ભરાઈ ન જાય ત્યાં સુધી રાજ્યનો કે જાગીરનો ભાગ પડતો નહીં અને ત્યાં સુધી ખેડૂતનાં ખળાંમાં અનાજના ઢગલા પડ્યા હોય અને ઘરે છોકરાં ભૂખ્યાં હોય તો પણ એક દાણોય તેમાંથી લઈ શકતા નહીં.

જ્ઞાતિમાં શિક્ષણનું પ્રમાણ નહીંવત્ હોવાને કારણે ગામડાના વેપારીઓ છેતરપિંડી કરતા. ગરીબી હોવાને કારણે ઊંચા વ્યાજે નાણાં ધીરતા. કેટલાંક ગામોમાં તો વર્ષ દરમ્યાન ખાવા માટે અને બિયારણ માટે લીધેલું અનાજ પાક આવે ત્યારે બમણું કરીને આપવાની પ્રથા વેપારીઓએ પાડી હતી. પરિણામે ખેતરમાંથી પાક ખળાંમાં આવે એટલે રાજ્ય તેનો ભાગ લઈ જાય અને વેપારીઓ ધીરાણ પેટે બમણું અનાજ લઈ જાય. બાકી વધે તે કમીકસબી (વસવાયા) લઈ જાય એટલે ખેડૂતને ઘેર અનાજ પહોંચે જ નહીં એવું પણ ઘણી વાર બનતું અને ફરી પાછો વેપારી પાસે હાથ માંડવા જવો પડે. એમાંય વળી દર બીજા વર્ષે દુકાળ પડે એટલે વેપારીઓનું નામું (ઉધારી) વધ્યા કરે અને ખેડૂત ગરીબનો ગરીબ જ રહેતો.

પાટીદારોની આઝાદી પહેલાં સ્થિતિ બહુ જ ફકોડી હતી. તેનું મુખ્ય કારણ શિક્ષણનો અભાવ હતું. તેને કારણે તેમનું ચારેબાજુથી શોષણ થતું હતું.

કચ્છના ગામડાંમાં એ સમયે માત્ર પાટીદારો જ નહીં પણ બ્રાહ્મણો અને વૈશ્યોને બાદ કરતાં મોટાભાગની જ્ઞાતિ અશિક્ષિત કે અલ્પશિક્ષિત હતી. એનું એક કારણ એ હતું કે ગુજરાતમાં ગાયકવાડે કરી હતી એવી કોઈ શિક્ષણ આપવાની વ્યવસ્થા કચ્છ રાજ્યે કે જાગીરદારોએ ખાસ કરી નહોતી. એમને કદાચ એવો ડર હતો કે જો આ શ્રમિક જ્ઞાતિઓ ભણશે તો ખેતીનું કામ નહીં કરે, અને અમને ખેતીમાંથી મળતો રાજભાગ ઘટી જશે.

વેપારીઓને લાગતું કે જો આ જ્ઞાતિ ભણશે તો અમે તેમની સાથે જે છેતરપિંડી કરીએ છીએ તે પકડાઈ જશે. વળી તે ભણીને બીજો વ્યવસાય કરી પગભર બનશે તો અમારા પરનો આધાર ઘટશે. વેપારીઓ ખેડૂતોને એવી સલાહ આપતા કે દીકરાઓને ભણાવાય નહીં, નહીંતર તેઓ કામ જ નહીં કરે.

બીજી તરફ તે સમયના ધર્મગુરુઓ પણ પાટીદારોને એવું સમજાવતા કે સંતાનોને બહુ ભણાવવા નહીં. જો તેઓ ભણશે તો તમને ગાંઠશે નહીં અને તમારું ભરણપોષણ પણ કરશે નહીં. વાસ્તવિકતા જુદી જ હતી. એ ધર્મગુરુઓને ઊંડે ઊંડે એવી ભીતિ હતી કે જો યુવાનો ભણશે તો સાચી પરિસ્થિતિ જાણશે અને ધર્મથી વિમુખ થઈ જશે.

કચ્છની ગત સદીની દુકાળની તવારીખ જોઈએ તો, ઈ.સ. ૧૯૦૦ થી ૨૦૦૭ સુધીમાં કચ્છમાં ૬૦ વર્ષ દુકાળનાં રહ્યાં છે. એનો અર્થ એ છે કે કચ્છમાં દર બે વર્ષમાંથી એક વર્ષ તો દુકાળનું જ હોય અને ક્યારેક તો બબ્બે, ત્રણ-ત્રણ વર્ષ સળંગ દુકાળ પડે ત્યારે તો માણસો અને પશુઓ ભૂખ્યા ટળવળે અને હજારો દુધાળા અને પાલતુ ઢોરો મરણને શરણ થઈ જતાં, આગળના વર્ષોમાં પણ આવા કારમા દુકાળ તો પડ્યા હશે પણ તેની નોંધ ઉપલબ્ધ નથી પણ વિ.સં. ૧૯૯૬માં જે ભયંકર દુષ્કાળ પડ્યો હતો તેને આજે પણ લોકો યાદ કરે છે. આજે તો દુષ્કાળમાં સરકાર લોકોની વહારે ધાય છે. આજે રોજીરોટી માટે સરકાર રાહત કામ ખોલે છે. પશુઓના ઘાસચારાની વ્યવસ્થા કરે છે પણ એ સમયે રાજ્ય તરફથી કે જાગીરદારો તરફથી આવી કોઈ રાહત મળતી નહીં. લોકોએ પોતાનાં બાવડાં પર દુષ્કાળને પાર કરવાનો રહેતો.

પાટીદારો જે ગામમાં ખેતી કરતા ત્યાં એ સમય જમીનના ઉપલા થરમાં પાણી હતાં. છતાં ખેતીના ઘઉં, બાજરી જેવા પાકો લઈ શકાતા પણ એ પાણી બળદની મદદથી કોસથી (ચામડાની મોટી કોથળી) ખેંચીને કાઢતા અને પાકને પિવડાવતા એટલે મોટા પાયા પર જમીનનું પિયત કરી શકાતું નહીં. બાકીની જમીન પર તો ચોમાસુ પાક, ખાસ કરીને મઠ, મગ, ગુવાર, તલ, ચોળા જેવા પાકો લેવામાં આવતા. દુષ્કાળ પડે ત્યારે વરસાદી ખેતી (રામમોલ)માં કંઈ જ પેદા થતું નહીં. ક્યારેક શરૂઆતમાં સારો વરસાદ થતો અને પાછળથી વરસાદ ન થાય ત્યારે ખેડૂતોને વાવેલાં બી પણ ગુમાવવાનો વારો આવતો.

આઝાદી પહેલાંના સમયમાં તો ખેડૂતો શિયાળામાં જેમની

પાસે કૂવો હોય અને બળદ હોય તેઓ પિયતમાં ઘઉં અને જવનું વાવેતર કરતા અને ઉનાળે બાજરી અથવા ઘાસચારા માટે જુવાર કે રંજકો વાવી પિયત કરતા.

ઘઉંનો પાક ઓછો થતો એ પણ દેવામાં વેપારીઓ લઈ જતા એટલે ખેડૂતોને જવના અથવા બાજરાના રોટલા ખાવાના રહેતા. વરસાદી ખેતી પર આધારિત કુટુંબો તો કોરડ (મઠ)ના રોટલા ખાઈને દિવસો કાઢતા.

પાટીદારો ખેતી સાથે પશુપાલન પણ કરતા પણ મોટેભાગે પોતાની જરૂરિયાત મુજબના ગાય, ભેંસ જેવાં દુધાળા પશુઓ અને ખેતી માટે બળદ રાખતાં. એ સમયે ગામડાંમાં દૂધ, દહીં વેચવાનો રિવાજ નહોતો. પીધા પછી જેટલું દૂધ વધે તેને વલોવીને છાસ કરી તે ગામડામાં જેમની પાસે દુધાળાં ઢોર ન હોય તેને મફત આપવામાં આવતી અને ઘી રોજ ગોળ સાથે, અને સાંજે ખીચડી સાથે ખાવામાં વપરાતું અને ખાતાં વધે તે વેચવામાં આવતું તેના પણ વેપારીઓ પૂરતા દામ આપતા નહીં અને નામામાં જમા કરતા.

દુષ્કાળ તો કચ્છને લલાટે લખાયેલો જ છે એ ખેડૂતોને ખબર હતી. એટલે અનાજનો સંગ્રહ કરી રાખવા દરેકના ઘરે માટીના બનેલાં કોઠાર અને માટીની કોઠીઓ રહેતી. તેમાં વધારાનું અનાજ, કઠોળ સંગ્રહી રાખતા અને કોઈપણ જાતની દવા ભેળવ્યા વિના પણ તેઓ અનાજને સાચવી શકતા. એ વખતે ઘાસને સંઘરવા ગોડાઉન બનાવવાના પૈસા નહોતા એટલે દરેક ખેડૂત પોતાની વાડીએ વાડામાં કાલર કરીને એવી રીતે બનાવતા કે ટાઢ, તાપ કે વરસાદમાં ઘાસ બગડે નહીં અને દુકાળમાં ખપ લાગે.

કચ્છમાં ગૌચર વિસ્તાર ઘણો હોવાથી ચોમાસું સારું થયું હોય ત્યારે ઢોરોને પાળવા ખૂબ જ સસ્તું અને સહેલું કામ પણ દુષ્કાળ પડે ત્યારે તેને પાળવા અઘરું કામ થઈ પડતું. એ સમયમાં પાટીદાર સિવાયની કેટલીક જ્ઞાતિઓ પશુપાલનનો મોટા પાયે વ્યવસાય કરતી. દુષ્કાળને પાર કરવા આ માલધારીઓ તેમના ધણને અન્યત્ર હંકારી જતા અને કચ્છમાં વરસાદ પડે ત્યારે પાછા ફરતા. ઉપરાછાપરી દુષ્કાળમાં પશુઓ માટે ઘાસચારામાં પહોંચી વળવા પાટીદાર ખેડૂતો આ માલધારીઓ સાથે પોતાના ઢોર મોકલી આપતા. કેટલાંક ગામોમાં ખાસ કરીને પશ્ચિમ કચ્છમાં આવાં ઢોર "અધિયારા" આપવાની પ્રથા હતી. એટલે જો ઢોર દુષ્કાળ પાર કરીને હેમખેમ પાછું આવે તો માલધારી તેમને અર્ધી કિંમત લઈને પાછું આપતા, ત્યારે ખેડૂતો એવું વિચારતા કે આપણી નજર સામે ભૂખે મરીને મરી જાય તેના કરતાં "અધિયારું" દેવું શું ખોટું.

કચ્છમાં પાટીદાર જ્ઞાતિની સ્ત્રીઓનું અર્થોપાર્જનમાં જે યોગદાન રહ્યું છે તેવું અન્ય જ્ઞાતિની મહિલાઓનું ભાગ્યે જ રહેતું. જ્યારે પાટીદારો કચ્છમાં આવ્યા તે સમયમાં યંત્રો શોધાયાં નહોતાં. વીજળીની પણ શોધ થઈ નહોતી. ત્યારે બધું જ ઘરકામ હાથે કરવાનું રહેતું એ બધું જ સ્ત્રીઓને ફાળે આવતું. સ્ત્રીઓને વહેલી પરોઢે ઊઠવું, ઘરની હાથઘંટી પર દળણાં દળવાં, છાસ વલોવવી, માથે હેલ મૂકીને કૂવે પાણી ભરવા જવું. ગાય, ભેંસ હોય તો તેને દોહવી, છાણ વાસિંદા કરવા અને આખા કુટુંબને સવારે શિરામણમાં અને બપોરે ચાલે એટલું જમવાનું બનાવવું. છોકરાંને ઉઠાડવા તેમને ખવડાવવું, આ બધા કામ આટોપીને પુરુષની સાથે જ ખેતર વાડીએ પહોંચવું અને પુરુષની હારોહાર જ ખેતીનું કામ કરવું. એમાં પણ પુરુષ વાવણીનું કામ કરે પણ નિંદામણ કરવું, લણણી કરવી, ઢોર માટે ચારો લેવો એ કામ તો મહિલાનું જ. પાછું સાંજે ઘેર આવીને ઢોર દોહવા અને ખાવાનું બનાવવાનું કામ તો સ્ત્રીઓને માથે ખરું જ.

ખેતીની લણણીની મોસમ (કતીરો) એ તો સ્ત્રીઓની ખરાખરીની મોસમ. ગુવાર જેવા કેટલા પાકને ઝાકળમાં જ લણવા પડે, નહીંતર ખરી જાય. ઝાકળ તો પરોઢે આવે એટલે પરોઢે ચાર-પાંચ વાગે લણવા ખેતરમાં પહોંચી જવું પડતું અને આગળ કહ્યું એ બધું કામ કરીને જ જવાનું.

એ સમયે છોકારાઓ જ ભણતા નહીં ત્યાં છોકરીઓને ભણવાનું ક્યાંથી હોય. એટલે દીકરી સમજણી થાય ત્યારથી જ એ માના દરેક કામમાં મદદ કરવા લાગતી અને દિવસ દરમ્યાન મા જ્યારે ખેતરમાં કામ કરે ત્યારે તેના નાનાં ભાઈ-બહેનોને સાચવતી. તે સમય તો એક પરિવારમાં છ થી આઠ બાળકો તો રહેતાં, એટલે તેમને સાચવવા, સમયસર ખવડાવવું-પિવડાવવું એ પણ અઘરું કામ હતું.

દીકરી સાસરિયાંમાં જાય ત્યારે તો પાછા ખેતીકામમાં જોતરાવાનું જ રહેતું. એ સમયે દીકરાઓ પરણ્યા પછી પણ સાથે રહેતા એટલે સંયુક્ત કુટુંબમાં દેરાણી-જેઠાણી સાથે હોય એટલે કામ વહેંચાઈ જતું. તેમ છતાં પુરુષની સરખામણીમાં સ્ત્રીઓને વધુ કામ કરવાનું આવતું. એ સમય એવો હતો કે જો ખેતીકામમાંથી સ્ત્રીઓની બાદબાકી કરવામાં આવે તો ખેતી જ ચાલે નહીં એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી.

કચ્છ પ્રથમથી જ દુકાળિયો મુલક, ભૂગર્ભમાં મીઠાં પાણી ઓછાં, ટાંચાં સાધનો, જમીન પણ બહુ ફળદ્રુપ નહીં, આર્થિક સ્થિતિ નબળી, વેપારીઓનું શોષણ અને શાસકોની સતામણી, આવી પ્રતિકૂળતાઓમાં ભલભલા કચ્છ છોડીને ભાગી જાય એવી પરિસ્થિતિમાં પાટીદારો કચ્છમાં ટકી રહ્યા અને એનું મુખ્ય કારણ

હતું પરસ્પરને સહકાર આપવાની ઉમદા ભાવના તેમનામાં હતી. એ સગાંસંબંધીને આશરો આપતા અને મદદ કરતા.

ગામડાંમાંથી માહિતી મેળવતાં જણાયું કે જુદી જુદી શાખનાં કટુંબો જુદાં જુદાં ગામમાંથી આવીને વસ્યાં છે પણ તેઓ કાકા, મામા, માસા, ફુવાના આશરે એ ગામમાં આવીને વસ્યા છે. એવા તો અનેક દાખલાઓ છે. આશરે આવેલાં કુટુંબોને વાવવા જમીન મેળવી આપતા, મકાન બાંધવામાં મદદ કરતા અને નબળું વર્ષ થાય તો ખાવા અનાજ પણ ભરી આપતા. આશરે આવેલાં કુટુંબ પણ એ અહેસાનને ભૂલતાં નહીં. તેમના સારા-માઠા પ્રસંગે અને ખેતીકામમાં પણ મદદ કરવા ખડે પગે ઊભા રહેતા.

કચ્છમાં પાટીદારો આવ્યા પછી એકબીજાના સહકારથી જ જુદા જુદા ગામોમાં ફેલાયા છે.

દોઢ-બે સદી પહેલાં પાટીદારો મધ્ય કચ્છના, માનકૂવા, દેશલપર આસપાસનાં ગામોમાં અને નખત્રાણાની આસપાસના ગામો અને પશ્ચિમ કચ્છ તેમજ ગઢશીશા પટ્ટીના ગામોમાં જ વસવાટ કરતા હતા, પરંતુ કચ્છમાં ધીમે ધીમે પાટીદારોની વસ્તી વધતાં ભરણપોષણનો પ્રશ્ન ઊભો થયો. કચ્છમાં જમીનની બહુ અછત નહોતી પરંતુ પિયત થઈ શકે તેવી ફળદ્રુપ જમીન એટલી નહોતી કે જેના પર વધારાનાં કુટુંબોનો નિભાવ થઈ શકે. એટલે આ વિસ્તારના પાટીદારોએ વૈકલ્પિક વિસ્તારની શોધ આદરી. સો વર્ષ અગાઉ કચ્છના કડવા પાટીદારોએ ખેતીની જમીન મળે તો કચ્છ બહાર પણ જવાનું મન બનાવ્યું અને સાબરકાંઠા જિલ્લામાં અને તેને અડીને આવેલા હાલના ખેડા જિલ્લાના થોડા ભાગમાં ખેતી માટે જમીન મળતાં ખેડોઈ પંથકમાં રહેતા કડવા પાટીદારો અને મધ્ય કચ્છમાં માનકૂવા, દેશલપર, જીયાપર, ભડલી અને તેની આસપાસનાં ગામોનાં કેટલાંક કુટુંબો આ વિસ્તારમાં ગયાં અને પડતર જમીનોને ખેતીલાયક બનાવી ખેતી કરવા લાગ્યાં. સૌ પહેલાં માનકૂવાના ધોળુ પરિવારના કેટલાક ભાઈઓ કપડવંજ વિસ્તારમાં દૂધાતડ અને કચ્છી કંપો વસાવ્યો અને ત્યારપછી ક્રમેક્રમે બીજા પાટીદાર કુટુંબો પણ એકબીજાને આશરે આવતાં ગયાં અને કંપા વસાવતા ગયા. અહીં પણ પરસ્પરને સહકાર આપવાની ભાવના જ કામ કરી ગઈ. એકબીજાની આંગળી પકડીને ઘણાં કુટુંબો આવતાં રહ્યાં.

આ કુટુંબો ગ્રૂપ બનાવીને પોતાની ખેતીની જમીનની નજીક જ મકાન બનાવીને રહેતાં. બાજુમાં ગામ હોવા છતાં ગામમાં રહેવાને બદલે ૧૫-૨૫-૫૦ કુટુંબો પોતાની અલાયદી વસાહત બનાવીને રહેવાનું પસંદ કરતાં. આવી વસાહતને તેઓ કંપા કહેતા અને તેની ઓળખ માટે તેઓ પોતાના કંપાને અલગ નામ આપતા "કંપા" શબ્દ અંગ્રેજી શબ્દ "કેમ્પ" શબ્દ પરથી આવ્યો છે. પાટીદારો પણ જ્યાં (કેમ્પ) પડાવ નાખ્યા ત્યાં વસાહત ઊભી કરી અને પાકાં મકાનો બાંધી રહેવા લાગ્યા. એટલે કેમ્પ શબ્દમાં અપભ્રંશ થઈને કંપા શબ્દ બન્યો હોય એવું ઘણાનું માનવું છે.

સમાજનાં ઘણાં કુટુંબો કચ્છનાં જુદા જુદા વિસ્તારમાંથી સાબરકાંઠામાં આવ્યા અને કપડવંજ ઉપરાંત ધનસુરા, મોડાસા, હિંમતનગર, ખેડબ્રહ્મા, વડાલી, ઈડર, મેઘરજ વગેરે વિસ્તારમાં કંપા બનાવી રહેવા લાગ્યાં. કેટલાંક કુટુંબોએ બનાસકાંઠાના પાલનપુર અને આબુ વચ્ચેના વિસ્તારમાં કંપા વસાવ્યા અને ખેતી કરવા લાગ્યાં.

વીસમી સદીના પૂર્વાર્ધમાં કેટલાંક કુટુંબો કંપા છોડીને અમદાવાદની આસપાસ પાણીવાળા વિસ્તારમાં આવ્યાં અને વસાહતો ઊભી કરી. તેમાં દહેગામની આસપાસની વસાહતોને ફાર્મ તરીકે ઓળખવા લાગ્યાં. જ્યારે મહેમદાવાદ અને કપડવંજની આસપાસની આવી વસાહતો (લાટ) તરીકે ઓળખાવા લાગી.

આમાંના કેટલાક કંપાઓ તો મોટા ગામ જેવા બની ગયા. એમાં સૌથી મોટો કંપો હડમતિયા કંપો હતો જેનું નામ પાછળથી તખતગઢ રાખવામાં આવ્યું. આવા મોટા કંપામાં સરકાર તરફથી ગામડાંમાં અપાતી તમામ સુવિધા આઝાદી પછી મળતી થઈ.

કચ્છની જેમ જ કંપામાં આવનાર પાટીદારોને પોતાની આજીવિકા તો ખેતીમાંથી ચલાવી પણ તેમાં કામ કરતા એ વિસ્તારના હજારો કુટુંબોને રોજીરોટી આપી. સાબરકાંઠામાં ભાગીતી ખેતી કરીને પેટિયું રળનારાઓમાં આદિવાસી કુટુંબો મુખ્ય હતા.

ગુજરાતમાં કંપામાં આવનાર કુટુંબોએ પાછળથી તેમની કચ્છના મૂળ ગામમાં હતી તે વડીલોપાર્જિત મિલકતો વેચી દીધી. પરિણામે તેમનું કચ્છમાં આર્થિક હિત ન રહેતાં ધીરે ધીરે સામાજિક સંબંધોમાં પણ ઓટ આવતી ગઈ અને પાછળની પેઢીને કચ્છ પ્રત્યેનો લગાવ ઘટતો ચાલ્યો.

કચ્છના કડવા પાટીદારોને આમ કચ્છમાંથી કંપામાં લઈ જનાર આર્થિક પરિબળ જ હતું. જો તેમને કચ્છમાં જ પર્યાપ્ત આજીવિકા મળતી હોત તો તેઓ કદાચ ગુજરાતમાં પાછા ન ગયા હોત પણ તેઓ મૂળે ગુજરાતમાંથી આવેલા ને ગુજરાતમાં ગયા પણ કચ્છમાં થઈને ગયા એટલે તેમની કચ્છી કડવા પાટીદારની ઓળખ કાયમ રહી. એટલું જ નહીં પણ કેટલાક વિસ્તારમાં તો તેમને બારાતુ અને પરાયા પણ ગણતા અને તેમને સ્થાનિક માથાભારે તત્ત્વો રંજાડતા પણ ખરા તેમ છતાં તેઓએ દૂધમાં સાકર ભળે તેમ સ્થાનિક પ્રજા સાથે ભળવા પ્રયાસ કર્યો.

ગુજરાતમાં બધા જ કંપા એકસાથે વસ્યા હોય એવું પણ નથી. આઝાદી પહેલાંના ૧૦૦ વર્ષના ગાળામાં સમયાંતરે જુદા જુદા વિસ્તારમાં કંપા વસાવવામાં આવ્યા. કેટલાક કંપામાંથી ઘણાં કુટુંબો આજીવિકાની સારી તક હોય ત્યાં ચાલ્યા જતાં. કેટલાક કંપામાં કુટુંબો પાછાં ફર્યાં હોય એવા પણ દાખલા છે.

કંપામાં જનાર કુટુંબોને સહેલો રોટલો નહોતો, તેમને પણ ટકી રહેવા ઘણો સંઘર્ષ કરવો પડેલો. ક્યારેક સ્થાનિક પ્રજા સાથે તો ક્યારેક કુદરતની પ્રતિકૂળતા સામે. પણ તેઓમાં રહેલી સંગઠનની ભાવના અને સહકારની ભાવનાએ તેમને જબરજસ્ત બળ પૂરું પાડ્યું હતું.

આઝાદી પછી કેટલાક વિસ્તારમાં નહેરોનાં પાણી આવતાં ખેતીવાડીને નવજીવન મળ્યું પણ એવા જૂજ કંપા હતા જેમને આ લાભ મળ્યો હોય.

એકતરફ કચ્છમાંથી કેટલાંક કુટુંબો કંપામાં ગયાં તો એ જ સમયગાળામાં એક સદી પહેલાના, ગઢશીશાના આસપાસના વિસ્તારમાંથી અને નખત્રાણાની આસપાસના વિસ્તારમાંથી ઘણા કુટુંબો માંડવી ભણી ફંટાયાં. એમાંય ખાસ કરીને માંડવીની આસપાસના કંઠી વિસ્તારમાં આજીવિકાની શોધમાં પહોંચ્યાં. એ સમયે કંઠીનાં ગામોમાં બિદડા, કોડાય, રાયણ, મેરાઉ, દુર્ગાપુર, ખાખર, તલવાણા, લાયજા વગેરેમાં જૈનોની વસ્તી હતી અને જૈનવણિકો ખેતી પણ કરતા હતા. તેમની પાછળની પેઢી વેપાર તરફ વળી અને કચ્છ બહાર જવાનું વલણ વધ્યું. પરિણામે તેમને ખેતી ચલાવવા માણસોની આવશ્યકતા ઊભી થઈ. આ તરફ પાટીદારોને કામની જરૂર હતી. એટલે ધીરે ધીરે પાટીદારોનાં કેટલાં કુટુંબો કંઠી તરફ આવવા લાગ્યાં. ગામોમાં રહેવા માટે એટલાં બધાં મકાન ઉપલબ્ધ ન હોવાને કારણે અને ખેતીવાડીમાં આવવા-જવાની અગવડ ન પડે એટલા માટે વાડીના માલિકોએ તેમને પોતાની વાડીમાં જ રહેવાની વ્યવસ્થા કરી આપી, અને કામ માટે આવેલાં કુટુંબોએ વાડીએ જ પોતાના ઉતારા કર્યા. એટલે જ તેઓ રહેણાકને આજે પણ "ઉતારા" શબ્દ વાપરે છે.

શરૂઆતમાં કંઠીમાં આવનાર કુટુંબો જમીનના મૂળ માલિકો પાસે મજૂરીકામ અથવા ભાગીદારીમાં ખેતી કરતા અને કામના બદલામાં નક્કી કરેલો ભાગ મેળવતા. એ સમયે પાણી સારાં હોવાથી બાગાયતી પાક અને અન્ય પાક સારા થતા. વળી પાટીદાર જ્ઞાતિ કરકસરથી જીવવાવાળી જ્ઞાતિ એટલે બચત થવા લાગી અને ધીરે ધીરે તેમણે મૂળ માલિકો પાસેથી જમીનો ખરીદી લીધી અને પોતાની કોઠાસૂઝથી ખેતીનો વિકાસ કર્યો. પણ તેમને વાડીમાં રહેવાનું અનુકૂળ આવી ગયું હોવાથી પોતાના ઉતારા ન છોડ્યા અને વાડીમાં જ મકાનો અને બીજી સગવડો ઊભી કરીને રહેવા લાગ્યા.

અહીં પણ પરસ્પરને સહયોગ આપવાની ભાવના કામ કરી ગઈ. કંઠીમાં પણ જે કુટુંબો આવ્યાં તે પણ એકબીજાને આશરે આવ્યાં અને સ્થાયી થયાં.

આ વિસ્તારમાં પાટીદારો અગાઉ વસેલા ગ્રામજનો સાથે હળીમળીને રહેતા પણ કેટલાંક નવાં ગામો પણ વસાવ્યાં, જેમાં મદનપુરા, જનકપુર, પદમપુર, જબલપુર, કિશાન ફાર્મ, રામનગર મુખ્ય છે.

હાલના નખત્રાણાના પશ્ચિમ છેડે ઘડાણીમાં પાટીદારો લગભગ ત્રણ સદીથી રહેતા હતા. તેની સાક્ષી ત્યાંના પાળિયા પૂરે છે અને ગોકલદાસ પટેલના પુસ્તક "કડવા પાટીદારોનો ઇતિહાસ" પુસ્તકમાં ઉલ્લેખ થયા મુજબ ૧૬મી સદીમાં પાટીદારોએ શિકરામાંથી કચ્છમાં પ્રવેશ કર્યા બાદ કચ્છમાં આગળ વધ્યા અને સૌ પ્રથમ જે ૨૦ ગામ વસાવ્યાં તેમાં ઘડાણીનો ઉલ્લેખ છે, પણ ત્યારપછીના ઘડાણીની પશ્ચિમનાં ગામો, હરિપર, વાલ્કા મોટા, પાનેલી, દયાપર, વીરાણી (કોરાવાળી), ઘડુલી, ધારેશી, સિયોત, મેઘપર એ બધાં ગામોમાં પાટીદારો ૧૦૦ થી ૧૫૦ વર્ષના ગાળામાં જ જઈને વસ્યા છે. તેમાંના કેટલાક ઘડાણી અને ઉગેડીથી નેત્રા પટ્ટીના ગામોમાંથી આવીને વસ્યા છે.

ઈ.સ. ૧૮૧૯માં કચ્છમાં ત્રાટકેલા વિનાશક ભૂકંપ પહેલાં લખપત વિસ્તારમાં સિંધુ નદીનો એક ફાંટો આવતો હતો અને આ વિસ્તારની ખેતી સમૃદ્ધ હતી. તો પછી એ વખતે પાટીદારો આ વિસ્તાર ભણી નજર કેમ ન દોડાવી ?

આઝાદી પહેલાં કચ્છનો વ્યવહાર ગુજરાત કરતાં સિંધ સાથે વધુ પડતો હતો. કચ્છના કડવા પાટીદારોએ કચ્છમાં વારંવાર પડતા દુષ્કાળ અને અપૂરતા પાણીને કારણે ખેતીમાં પડતી મુશ્કેલીને લઈને વ્યવસાયના નવા વિકલ્પો શોધવા શરૂ કર્યા તેમાં તેમની નજર સિંધ તરફ ગઈ એનું કારણ એ પણ હતું કે કચ્છનું મોટું રણ ઓળંગીને સિંધમાં પહોંચવું સરળ હતું.

કેટલાં વર્ષોથી પાટીદારોએ સિંધમાં જવાનું શરૂ કર્યું તેની આધારભૂત માહિતી મળતી નથી પણ આજથી દોઢસો વર્ષના આધાર મળે છે કે પાટીદારોની સિંધમાં અવરજવર હતી અને તે દેશના ભાગલા પડ્યા ત્યાં સુધી રહી.

પશ્ચિમ કચ્છમાંથી તો શરૂઆતના તબક્કામાં સિંધમાં ખેતી કરવા જતા તે પણ જ્યારે કચ્છમાં દુષ્કાળ હોય ત્યારે દુષ્કાળ ગાળવા આઠેક મહિના ત્યાં જતા. એ સમયે કચ્છનું મોટું રણ પાર કરવા ઊંટ ભાડે મળતા જે હાજીપીરના બાજુનાં ગામો લુડબાય, ભીટારા વગેરે ગામોમાંથી નીકળતા અને સિંધમાં બદિના પહોંચાડતા. ત્યારપછી હૈદરાબાદ સુધીના કોઈપણ ગામે

ભાગીયાની જરૂર હોય ત્યાં ખેત મજૂરી કરવા લાગી જતા અને ભાગમાં જે મળે તે લઈને ચોમાસા પહેલાં કચ્છમાં પાછા ફરતા. એ વિસ્તારમાં નદીની નહેરો વહેતી હોવાથી ખેતીનો વિકાસ થયો હતો.

પશ્ચિમ કચ્છમાં પાટીદારો પાછળથી હાથની કરવતથી લાકડા વહેરવાનું કામ કરતા. કારણ કે એ વખતે બૅન્ડ સૉ મશીન શોધાયા નહોતાં. એટલે હાથ વહેરણ જ કરવું પડતું. ઘણાં ભાઈઓ સિંધમાં પણ આ કામ કરવા જતા. સિંધીમાં તેમને કાઠચીરા કહેતા.

મધ્ય કચ્છ એટલે કે નખત્રાણાની આસપાસનાં ગામોના અને માંડવી વિસ્તારના પાટીદારો પણ વ્યવસાય અર્થે સિંધમાં ગયા હતા. તેમનામાંના ઘણા ત્યાં બાંધકામના કોન્ટ્રાક્ટ રાખતા અને બાંધકામના લેબર કોન્ટ્રેક્ટ પણ રાખતા. અન્ય નાના-મોટા વ્યવસાય કરતા. એ મોટેભાગે કરાંચી જેવાં શહેરોમાં હતા. કેટલાક તો ત્યાં પોતાના મકાન લઈને કુટુંબ સાથે સિંધમાં સ્થાયી થયા હતા. વયોવૃદ્ધ વડીલો પાસેથી મળેલી માહિતી મુજબ કરાંચીમાં પાટીદારોનો વાસ હતો, જ્યાં કચ્છના કડવા પાટીદારોનાં ઘણાં કુટુંબો રહેતાં.

દેશની આઝાદી વખતે ભારત-પાકિસ્તાનના ભાગલા પડ્યા અને સિંધ પાકિસ્તાનમાં ગયું. ત્યારે કચ્છનાં ઘણાં પાટીદાર કુટુંબોને પોતાની માલ-મિલકત મૂકીને જીવ બચાવીને ભાગવું પડયું હતું. ઘણાં કોન્ટ્રેક્ટર ભાઈઓ ભાગલા પહેલાં જ ત્યાં જે કાંઈ હતું તે વેચીસાટીને મુંબઈ આવી ગયા હતા અને પોતાનો ધંધો શરૂ કરી દીધો હતો. કેટલાક લોકો ભાગલા પહેલાં જ વતનમાં આવી ગયા હતા. આઝાદી પહેલાં બૅન્ડ સૉ મશીન આવ્યું નહોતું ત્યાં સુધી કચ્છના પાટીદારો ગુજરાતનાં ગામોમાં ફરી ફરીને હાથ-વહેરણનું કામ કરતા. એક ગામમાં કામ પૂરું થાય એટલે એ ટુકડી ખભે કરવત લઈને સામાનના કોથળા ઉપાડીને બીજે ગામ જતી અને ત્યાં કામ પૂરું થાય એટલે ત્રીજે ગામ, એમ ભટકતું અને હાડમારીભર્યું જીવન ગાળતા.

આઝાદી પહેલાં આ હાથ-વહેરણ કરવાવાળા મુંબઈ અને તેની આસપાસના વિસ્તારમાં પહોંચી ગયા હતા અને મોટા વેપારીઓના લાકડા ફૂટ પર વહેરતા. ઘણી જગ્યાએ તો ૫૦ જોડી અને ૧૦૦ જોડી રહેતી અને કારખાનામાં જ ખોલીઓ બનાવીને રહેતા અને બે વર્ષે, ત્રણ વર્ષે ખેપ પૂરી કરીને વતનમાં આવતા. પત્ની અને બાળકો કચ્છમાં રહેતાં. આ પાટીદારો મોટે ભાગે નખત્રાણા તાલુકાના હતા. જેઓએ પાછળતી સૉ મિલના વ્યવસાયમાં ઝંપલાવ્યું.

આઝાદીના બે દાયકા પહેલાં કચ્છમાંથી ઘણાં યુવાનો મુંબઈ અને અન્ય મોટાં શહેરોમાં વ્યવસાયાર્થે પહોંચી ગયા હતા. તે સમયે કચ્છ અને કાઠિયાવાડાને જોડતો જમીન માર્ગ ન હોવાથી કંડલા બંદરેથી બોટમાં બેસી નવલખી બંદરે ઊતરતા અને ત્યારબાદ રેલમાર્ગે આગળ મુસાફરી કરતા. એ સમયે મુસાફરી બહુ હાડમારી ભરી હતી.

એ સમયે જ કચ્છ બહાર ગયેલા પાટીદારોમાં વ્યવસાયની દૃષ્ટિએ બે ભાગ પડી ગયા હતા. માંડવી વિસ્તારના પાટીદારોએ બાંધકામ ક્ષેત્રને પસંદ કર્યું. શરૂઆતમાં તો કચ્છમાંથી ખાલી હાથ ગયેલા યુવાનો મુંબઈ અને આસપાસનાં શહેરોમાં બાંધકામના વ્યવસાય અને મજૂરી કામ કરતા. પછી ધીરે ધીરે તેણે લેબર કોન્ટ્રેક્ટ રાખવાના શરૂ કર્યા. પછીથી તેમાંના ઘણા કોન્ટ્રેક્ટર બન્યા.

આઝાદી પછી તો પાટીદારોએ હરણફાળ પ્રગતિ કરી અને બાંધકામ ક્ષેત્રે નોંધપાત્ર વિકાસ કર્યો. ઘણા સાહસિક ભાઈઓએ જમીનો રાખી બિલ્ડરના વ્યવસાયમાં ઝંપલાવ્યું અને પૈસા અને પ્રતિષ્ઠા બંને કમાયાં.

અહીં પણ સહકારની ભાવના કામ કરી ગઈ અને માંડવી વિસ્તારમાંથી પોતાનાં સગાંસંબંધીઓને કચ્છમાંથી બોલાવી સહકાર આપી આ વ્યવસાયમાં જોડ્યા. ઘણા ભાઈઓએ ભાગીદારીમાં આ વ્યવસાયમાં વર્ષો સુધી કામ કર્યું.

નખત્રાણા વિસ્તારના અને લખપત વિસ્તારના જે પાટીદારો પ્રથમથી હાથ-વહેરણના કામમાં જોડાયેલા હતા તેમણે સૉ મિલના વ્યવસાયમાં ઝંપલાવ્યું. બૅન્ડ સૉ મશીન આવતાં ઘણી મજૂરી ઘટી ગઈ, તેમ છતાં લાકડાં વહેરવા સિવાયનું મોટાભાગનું કામ બાવડાના જોરે કરવાનું રહેતું. જેમ કે વાઢ કાપવા લાકડાંને ખભે ઉપાડી મશીન સુધી લઈ જવા, વહેરાયેલાં લાકડાને ઉપાડીને ટ્રકમાં ભરવાં, આ બધું કામ તો હાથે જ કરવાનું રહેતું.

શરૂઆતમાં પાટીદારોમાં બહુ ઓછા લોકો સૉ મિલના માલિક હતા. તેઓ બીજાની સૉ મિલમાં લેબર કોન્ટ્રેક્ટ પર કામ રાખતા અને રાતદિવસ જોયા વિના કામ કરતા. ધીરે ધીરે એ બધા સૉ મિલના માલિક થયા અને લાકડાંનો વ્યાપાર કરતા થયા.

આઝાદી પછી લાકડાં ઉદ્યોગનો સારો એવો વિકાસ થયો અને કચ્છના પાટીદારો ભારતના ખૂણે ખૂણે પહોંચી ગયા અને સૉ મિલો શરૂ કરી. શરૂઆતમાં નાગપુર, મુંબઈ, કોલકાતા, બેંગલોર, ચેન્નાઈ જેવાં મોટાં શહેરોમાં જ સૉ મિલો ચલાવતા પણ ધીરે ધીરે કસબાઓમાં પણ આ વ્યવસાય શરૂ કર્યો અને ઉત્તર પ્રદેશ, પંજાબ અને હરિયાણાને બાદ કરતાં મોટા ભાગનાં રાજ્યોમાં તેમણે પોતાનો પગદંડો જમાવ્યો.

કચ્છના એક પાંચાડાના બહાર અમુક ચોક્કસ વિસ્તારમાં જ સ્થાયી થયા એનું કારણ એ હતું કે દરેકે પોતપોતાના વિસ્તારના

ભાઈઓને સહકાર આપીને પોતાની આસપાસના વિસ્તારમાં ગોઠવતા ગયા એટલે આજે પણ અમુક વિસ્તારમાં કચ્છના અમુક ગામોના જ કુટુંબોની સંખ્યા વધુ જોવા મળે છે. જેમકે હાવરા લાઈનના ગામ નાગપુર, રાયપુર, વિલાસપુરથી માંડીને કોલકત્તા સુધીના વિસ્તારમાં નખત્રાણા આસપાસના ગામો વિરાણી, કોટડા, વિથોણ, અંગિયા, દેવપર, સાંયરા વગેરે ગામના કુટુંબો વધુ સંખ્યામાં છે. તો મુંબઈથી બેંગ્લોર સુધીની લાઈન પર કાદિયા, ટોડિયા, ખોંભડી, નેત્રા, મથલ એ વિસ્તારનાં કુટુંબો ઠીક ઠીક પ્રમાણમાં છે. આંધ્ર પ્રદેશમાં પણ દેશલપર ગુંતલી, મથલ, કાદિયા અને તેની આસપાસના ગામોના કુટુંબો વધુ છે. ચેન્નાઈમાં રવાપર, વિગોડી, નાગવીરી, રામપર, લક્ષ્મીપર વગેરે ગામના ભાઈઓની સંખ્યા વિશેષ છે. દિલ્હીમાં ખોંભડી, રસલિયા, કાદિયા એ વિસ્તારનાં કુટુંબોની સંખ્યા વધુ છે. ગુજરાતમાં ખેડા જિલ્લામાં પશ્ચિમ કચ્છનાં ગામો, લખપત તાલુકાના ગામોનાં વધુ છે.

નખત્રાણા વિસ્તાર અને માંડવી વિસ્તાર એવા વ્યવસાયમાં પડેલા વિભાગ વૉટર ટાઈટ કંપાર્ટમેન્ટ નહોતાં. કેટલાંક નખત્રાણા વિસ્તારના ભાઈઓ બાંધકામમાં જોડાયેલા હતા તો કેટલાક માંડવી વિસ્તારના કુટુંબો લાકડાંના વ્યવસાયમાં પણ સંકળાયેલાં હતાં પણ તે બહુ જૂજ હતાં.

આઝાદી પછી જ્ઞાતિમાં શિક્ષણનો વ્યાપ વધ્યો તેને સીધો સંબંધ આર્થિક વિકાસ સાથે છે. જ્યારે કચ્છમાં બધાં જ કુટુંબો ખેતીના વ્યવસાય સાથે જોડાયેલાં હતાં ત્યારે તેમને શિક્ષણની બહુ આવશ્યકતા પણ નહોતી જણાઈ અને નાના ગામડામાં તો શાળાઓ પણ નહોતી કે જ્યાં બાળક ભણી શકે.

વીસમી સદીના પૂર્વાર્ધમાં પાટીદારો કચ્છ બહાર સિંધમાં અને મુંબઈ તરફ ગયા અને પછીથી ભારતનાં બીજાં મોટાં નગરોમાં ગયા અને વ્યવસાય-પરિવર્તન કર્યું ત્યારે તેમને શિક્ષણનું મહત્ત્વ સમજાવા લાગ્યું.

મહેનત -મજૂરીના કામમાંથી ધીરે ધીરે પાટીદારો વેપાર વાણિજ્ય તરફ વળ્યા પછી તેમને શિક્ષણની વધુ જરૂર પડવા લાગી, એટલે જેઓ પોતાના કુટુંબો કચ્છ બહાર લઈ ગયાં હતાં તેમણે તો ત્યાં પોતાનાં બાળકોને શિક્ષણ આપવાનું શરૂ કર્યું પણ જેઓ કચ્છમાં હતા તેવાં કુટુંબોને પણ તેમણે બાળકોને ભણાવવાં સમજાવ્યા. પરિણામે ઘણાં ગામોમાં ગામઠી શાળાઓ શરૂ થઈ જેમાં ગામ લોકો જ શિક્ષક રાખીને બાળકોને ભણાવવાની વ્યવસ્થા કરતા અને શિક્ષકોનું મહેનતાણું પણ ગામલોકો જ આપતા. તેમાં કોઈ જાતનું પ્રમાણપત્ર મળતું નહીં પણ લેખન, વાંચન અને ગણિત પાકે પાયે શીખવવામાં આવતું.

આઝાદી પછી ગામેગામ સરકારી શાળાઓ શરૂ થવા લાગી અને ગામઠી શાળાઓ ધીરે ધીરે બંધ થઈ. ત્યારપછી ઉજળિયાત વર્ગનાં બાળકો પ્રાથમિક શિક્ષણ મેળવતાં થયાં. પણ એ સમયે બાળકોને સાત-આઠ વર્ષે શાળામાં મૂકતા. વળી પહેલા ધોરણમાં આવે તે પહેલાં અંકોડી અને બાળપોથી ભણવી પડતી એટલે ત્રીજા-ચોથા ધોરણમાં આવે ત્યાં સુધી તેની ઉંમર ચૌદ-પંદર વર્ષની થઈ જતી. એ વખતે નબળી આર્થિક સ્થિતિને કારણે એ ઉંમરે કામધંધે લગાડી દેવામાં આવતા.

આઝાદી મળી એ અરસામાં તો ભાગ્યે જ પાટીદારનાં છોકરાં પ્રાથમિક શિક્ષણ પૂરું કરતાં. જોકે કચ્છ બહાર હતા એ છોકરાંઓ આગળ ભણતા. બીજું કચ્છમાં ગામડામાં હાઈસ્કૂલની વ્યવસ્થા જ નહોતી. એ વખતે ધો. ૧ થી ૪ પ્રાથમિક ગણવામાં આવતી અને ૫ થી ૭ ને મિડલ સ્કૂલ ગણવામાં આવતી. કચ્છમાં ભુજ સિવાય ક્યાંય મિડલ સ્કૂલ નહોતી.

એ અરસામાં પાટીદાર જ્ઞાતિમાં કન્યા કેળવણીનું પ્રમાણ નહીંવત જ હતું. દીકરી સાસરે જઈને નોકરી-ધંધો કરવાની નથી, તેને ઘર ગૃહસ્થી ચલાવવાની છે. ઘરકામ અને ખેતીમાં હોય તો ખેતીકામ કરવાનું છે, અને બાળકો ઉછેરવાના છે, એટલે દીકરીને ભણતરની શી જરૂર છે એમ લોકો માનતા. વળી જ્ઞાતિની નબળી આર્થિક સ્થિતિ પણ એ માટે જવાબદાર હતી. જો દીકરીઓ નાના ભાઈ-બહેનોને સાચવે તો જ તેનાં મા-બાપ ખેતીનાં કામ કરી શકે એ સમયે સંયુક્ત કુટુંબો હતાં અને સંતાનોની સંખ્યા પણ ઘણી રહેતી એટલે તેમને સાચવવાનો ભાર ૮-૯ વર્ષની દીકરીઓ પર આવતો એટલે તેમને શિક્ષણથી વંચિત રહેવું પડતું. જે કુટુંબો કચ્છ બહાર ગયાં અને બીજાં કુટુંબોના સંપર્કમાં આવ્યાં અને કન્યા કેળવણીનું મહત્ત્વ સમજ્યાં તે કુટુંબો દીકરીઓને ભણાવવાનું શરૂ કર્યું. પણ એ સમયે કચ્છ બહારનાં કુટુંબોમાં પણ બહુ ઓછા કુટુંબો દીકરીઓને હાઈસ્કૂલમાં મોકલતા. દીકરીને લખતા-વાંચતા આવડી જાય એટલું માંડ ભણાવતા.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ૫૦૦ જેટલા ડૉક્ટરો, ૨૫૦ જેટલા એન્જિનિયર અને આર્કિટેક્ટ, ૧૦૪ જેટલા ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ, ૪૦૦ જેટલી ડિપ્લોમા હોલ્ડર, ૪૫૦ જેટલા પ્રા. શિક્ષકો, માધ્યમિક શિક્ષકો અને પ્રૉફેસરો છે.

૨૧મી સદીના આરંભમાં જ્ઞાતિએ ટીમ્બર ઉદ્યોગ અને બાંધકામ વ્યવસાયને જ પકડી ન રાખતા પ્લાયવુડ ઉદ્યોગ, સિરામિક ઉદ્યોગ તેમજ અન્ય ચીજ-વસ્તુના ઉત્પાદન કરતા ઉદ્યોગોમાં પણ ઝંપલાવ્યું છે અને સારું કાઠું કાઢ્યું છે. ઘણા વિસ્તારમાં વેપારી પેઢીઓ શરૂ કરી. જુદી જુદી ચીજવસ્તુઓના વેપારમાં નવી પેઢીને પળોટવા લાગ્યા છે. જ્ઞાતિના થોડા કુટુંબો વ્યવસાયાર્થે યુ.એસ.એ., બ્રિટન અને આફ્રિકામાં પણ સ્થાયી થયા છે.





# મિલેનિયમની અંતિમ સદી

## પાટીદારો માટે પ્રગતિ અને પરિવર્તનની સદી

- રતિલાલ મનજી પોકાર

કચ્છના કડવા પાટીદારોને લાગેવળગે છે ત્યાં સુધી મિલેનિયમની આ અંતિમ સદી પ્રગતિ અને પરિવર્તનની સદી બની રહી છે. કચ્છમાં પાંચેક સદીના વસવાટ દરમ્યાન કચ્છના પાટીદારોએ છેલ્લી એક સદીમાં જે પ્રગતિ કરી છે તેટલી પ્રગતિ અગાઉનાં ચારસો વર્ષમાં કરી નથી. એમાંય છેલ્લા પાંચ દાયકામાં આ જ્ઞાતિએ જે ગતિથી વિવિધ ક્ષેત્રોમાં વિકાસ સાધ્યો છે તે ખરેખર દાદ માગી લે તેવો છે. એ રીતે જોઈએ તો વીસમી સદી કચ્છના કડવા પાટીદાર માટે સીમાચિહ્નરૂપ બની રહેશે. કચ્છના પાટીદારોએ આ સદીમાં સામાજિક, ધાર્મિક, આર્થિક, રાજકીય, શૈક્ષણિક, સાંસ્કૃતિક એમ વિવિધ ક્ષેત્રોમાં સર્વાંતોમુખી પ્રગતિ કરી છે અને તે ક્ષેત્રોમાં આમૂલ પરિવર્તન આવ્યું છે.

સામાજિક સંગઠનની વાત કરીએ તો આ જ્ઞાતિ પ્રથમથી સંગઠિત હતી જ. એટલે જ તો તેના સભ્યો જ્યાં જ્યાં ગયા છે ત્યાં સમૂહ બનાવીને જ વસ્યા છે, અને સમાજ રચના કરી છે. ૧૯૬૦માં સામાજિક સંગઠનને બંધારણીય સ્વરૂપ મળ્યું અને અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ રૂપે કેન્દ્રીય સંસ્થા રચાઈ. પછી તો જ્ઞાતિ ઉત્તરોત્તર વધુ ને વધુ સંગઠિત બનતી ગઈ. જ્ઞાતિનાં ચાર ચાર સફળ અધિવેશનો અનુક્રમે ૧૯૬૦, ૧૯૭૭, ૧૯૮૫ અને ૧૯૯૩માં યોજાયાં ને જ્ઞાતિનાં ધારાધોરણો પારિત કરીને જ્ઞાતિને એક તાંતણે બાંધવાનો પ્રયાસ કરવામાં આવ્યો. આજે પાટીદારો ભારતમાં જ નહિ પણ વિશ્વના ખૂણે ખૂણે વસેલા છે. છતાં સામાજિક સંગઠનને આંચ આવી નથી. તેનું શુભ પરિણામ એ આવ્યું છે કે જ્ઞાતિજનો પરસ્પર સંપ અને સહકારથી અનેકવિધ સમાજોત્કર્ષની પ્રવૃત્તિઓ કરતા રહ્યા છે.

આ સદી કચ્છના પાટીદારો માટે આર્થિક ક્ષેત્રે અપ્રતિમ વિકાસની સદી ગણાય, સાથે સાથે વ્યવસાયિક ક્ષેત્રે આમૂલ પરિવર્તનની સદી પણ કહી શકાય. પરાપૂર્વથી ખેતીનો વ્યવસાય કરતા પાટીદારોએ આ સદીમાં ખેતીની પ્રતિકૂળતાને કારણે વ્યવસાયનાં નવાં ક્ષેત્રો શોધવાની ફરજ પડી. તેમણે ખેતીના વિકલ્પે મુખ્ય બે વ્યવસાયો પસંદ કર્યા. નખત્રાણા - લખપત વિસ્તારના પાટીદારોએ લાકડાં વહેરવાનો ધંધો સ્વીકાર્યો અને છેલ્લા છ દાયકામાં તો એવી હરણફાળ પ્રગતિ કરી કે હાથ વેરણથી હાઈટેક્નૉલોજી સુધી પહોંચી ગયા. વહેરણની મજૂરી કરતા પાટીદારો આ સદીના અંતમાં તો લાકડાંની વિદેશોમાંથી આયાત-નિકાસ કરતા થઈ ગયા.

એ જ રીતે માંડવી વિસ્તારના પાટીદારોએ મકાન બાંધકામના વ્યવસાયમાં ઝંપલાવ્યું અને જોતજોતામાં કડિયામાંથી કોન્ટ્રાક્ટર અને બિલ્ડર બની ગયા. આમ આ સદીએ ધરતીપુત્ર પાટીદારને ખેડૂતમાંથી વેપારી, ઉદ્યોગપતિ અને બિલ્ડર બનાવી દીધો. જે પાટીદારો કચ્છમાં રહ્યા અને સાબરકાંઠામાં ગયા તેઓ ખેતીના વ્યવસાય સાથે જોડાયેલા જરૂર રહ્યા, પરંતુ ચીલાચાલુ ખેતીને બદલે આધુનિક પદ્ધતિએ ખેતી કરતા થયા અને તેમનું આર્થિક સ્તર પણ ઊંચું આવ્યું. આમ જુઓ તો પ્રામાણિકતા અને અથાગ પરિશ્રમથી આ સદીમાં પાટીદારોએ અગાઉ ક્યારેય ન જોઈ હોય એવી સમૃદ્ધિ નિહાળી.

પાટીદારો માટે પાંચ સદી પૂર્વે ગુજરાતમાંથી કચ્છમાં આવ્યા ત્યારે જે સતપંથ સંપ્રદાય સાથે લાવેલા તેમાં પરિવર્તન કરવા આ સદીમાં જ જેહાદ જગાડવામાં આવી.

આમ તો ઓગણીસમી સદીમાં જ પૂ. કેશરાબાપા મુખીએ ધર્મજાગૃતિની ચિનગારી તો પ્રગટાવી જ હતી, પણ પૂ. નારાયણજી રામજી લીંબાણીએ આ સદીમાં તેને મશાલ રૂપે પ્રજ્વલિત કરી અને તેમના અથાગ પુરુષાર્થના પરિપાક રૂપે પાટીદારોમાં મોટા પાયા પર ધાર્મિક પરિવર્તન આવ્યું. સંત શ્રી લાલરામજી અને ઓધવરામજીનાં પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યાં અને કચ્છના મોટાભાગના ગામમાં શ્રી લક્ષ્મીનારાયણ મંદિરો બંધાયાં અને અંદાજીત ૮૦ ટકા પાટીદારો શ્રી લક્ષ્મીનારાયણ સંપ્રદાય તરફ વળ્યા. પાટીદાર જ્ઞાતિને એક જ નેજા હેઠળ લાવવાના ઉદ્દેશથી સંતોની પ્રેરણાથી તપોભૂમિ વાંઢાયમાં આ સદીમાં ૧૯૪૪માં કુળદેવી મા ઉમિયાનું મંદિર નિર્માણ થયું અને સદીના અંત સુધીમાં તો તે યાત્રાળુઓને રહેવા જમવાની આધુનિક સુવિધાથી સુસજ્જ વિશાળ સંકુલ સ્વરૂપે આકાર લઈ ચૂક્યું છે. ૧૯૯૬ના આ ભૂમિ પરથી જ શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિ દ્વારા ધાર્મિક જાગૃતિનું અભિયાન આરંભાયું અને દેસણપુર નજીક શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાન સંસ્કાર ધામ આકાર લઈ ચૂક્યું છે. શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં માનનારાં સાતેક ગામોમાં પાટીદારો છે અને આર્ય સમાજને

અનુસરનાર કુટુંબો પણ પાટીદાર જ્ઞાતિમાં છે. સદીના અંત ભાગમાં સતપંથ સંપ્રદાયમાં સુધારાવાદી અભિગમ અપનાવવામાં આવ્યો છે. નખત્રાણા નજીક નિષ્કલંકી ધામ આકાર લઈ ચૂક્યું છે. ધાર્મિક ક્ષેત્રે આ બધાં પરિવર્તનો આ જ સદીમાં થયેલાં જોવા મળે છે.

કચ્છ અને સાબરકાંઠામાં વસતા કચ્છી કડવા પાટીદારોએ સદીના ઉત્તરાર્ધમાં રાજકીય ક્ષેત્રે મોડું મોડું પણ પદાર્પણ કર્યું છતાં ઠીક ઠીક ગજું કાઢ્યું છે. તાલુકા અને જિલ્લા પંચાયતના પ્રમુખથી માંડીને ધારાસભ્યો અને મંત્રી કક્ષાએ પહોંચવામાં પાટીદારો સફળ નીવડ્યા છે, પરંતુ હજુ રાજકીય ક્ષેત્રે બીજી જ્ઞાતિઓની અપેક્ષાએ ઘણું ઓછું અંતર કપાયું છે. કચ્છ અને કચ્છ બહાર પણ પાટીદારો રાજકારણમાં સક્રિય બન્યા છે. જેનાં ફળો કદાચ આવનારી સદીમાં ચાખવા મળશે.

શૈક્ષણિક ક્ષેત્રે પાટીદારોએ આ સદીના પાછલા પાંચ દાયકામાં મોટી છલાંગ લગાવી છે એમ કહેવું અતિશયોક્તિભર્યું નહિ ગણાય. ગામડામાં વસવાટ અને ધંધાને કારણે પચાસના દસક સુધી તો શિક્ષણ ઘણું અલ્પ હતું, પણ વ્યવસાય પરિવર્તનની સાથે શિક્ષણની આવશ્યકતા સમજાઈ અને જ્ઞાતિ દ્વારા નખત્રાણા, ભુજ, માંડવી, વિદ્યાનગરમાં દીકરા-દીકરીઓ માટે છાત્રાલયો ઊભાં કરાયાં. સુવિધા ઊભી થતાં શિક્ષણ લેનારની સંખ્યા ઉત્તરોત્તર વધતી ગઈ. સમાજે ઉમા એજ્યુકેશન ટ્રસ્ટ રચી શિક્ષણની જવાબદારી તેને સોંપી. પરિણામે સુરત ખાતે અદ્યતન ઢબનું શિક્ષણ આપતી સતરાવાળા ઉમા વિદ્યાપીઠ શરૂ કરાઈ. જેઓ કચ્છ બહાર ગયા તેઓ પણ શિક્ષણ માટે જાગ્રત બન્યા. આજે શિક્ષણની તમામ ફૅકલ્ટીમાં જ્ઞાતિનાં સિદ્ધિપ્રાપ્ત દીકરા-દીકરીઓ નજરે ચડે છે. તબીબ, ઈજનેર, સી.એ. જેવાં ક્ષેત્રોમાં જ્ઞાતિનાં ઉચ્ચ શિક્ષણપ્રાપ્ત ભાઈ-બહેનો કાર્યરત છે તેમ છતાં હજુ આ દિશામાં ઘણું ઘણું કરવાનું શેષ છે.

આ સદીના આરંભ ને અંત વચ્ચે પાટીદાર જ્ઞાતિના સાંસ્કૃતિક પરિવેશની તુલના કરીએ તો જમીન-આસમાનનો ફરક માલૂમ પડશે. પચાસ વર્ષમાં ધાર્મિક ક્ષેત્રે પણ નોંધપાત્ર પરિવર્તન થયેલું જોવા મળે છે, રીતિ-રિવાજો બધું બદલાયેલું છે. વ્યવસાય બદલવાની સાથે જીવનશૈલી, ખોરાક, પોષાકમાં ઘણે અંશે બદલાવ આવ્યો છે. જીવનધોરણ ઘણું ઊંચું ગયું છે. જોકે તહેવારોની ઉજવણીની પરંપરા હજુ ઘણેખરે જાળવી રાખી છે. છતાં તેની ઉજવણીની પદ્ધતિમાં સમયાનુસારે ફરક પડ્યો જ છે. સ્ત્રીઓના વસ્ત્રાલંકારો તો સમૂળગા જ બદલાઇ ગયા છે. બાળલગ્નની પ્રથા પચાસ વર્ષથી સદંતર બંધ કરી દેવાઈ છે. લેવડદેવડના જડ રિવાજો નથી. આ બધી આ સદીની ઉપલબ્ધિ છે.



# સાંસ્કૃતિક વારસો

- રતિલાલ મનજી પોકાર

પ્રત્યેક જ્ઞાતિને કે પ્રજાજૂથને પોતાનો આગવો સાંસ્કૃતિક વારસો પરંપરાથી મળેલો હોય છે. એ તેની મહામૂલી મૂડી છે. કારણ કે તેમાં અપ્રગટ રૂપે તે જ્ઞાતિ કે સમૂહનો ઇતિહાસ છુપાયેલો હોય છે. સાંસ્કૃતિક વારસો એટલે જે તે પ્રજાજૂથમાં બોલાતી ભાષા, તેમના રહનસહનની રીતભાત, તેમના ઉત્સવો, તેમનાં લગ્ન આદિ પ્રસંગોની ઉજવણી, તેમાં ગવાતાં ઉત્સવગીતો અને લગ્નગીતો, તે જ્ઞાતિના વિશિષ્ટ શોખ, તેમની રસરુચિની રમતો, વિશિષ્ટ પોષાક, ગૃહશોભનની ખાસ પદ્ધતિ આ ઉપરાંત ધાર્મિક ખ્યાલો અને માન્યતાઓ આ બધું જેમાં સમાઈ જાય છે તે સાંસ્કૃતિક પરિવેશ, જે દરેક જ્ઞાતિને વારસામાં મળેલો હોય છે. તેમાં સમયાંતરે ફેરફારો થતા રહે છે. કેટલીક જ્ઞાતિમાં આ પરિવર્તનની પ્રક્રિયા ઝડપી હોય છે. જ્યારે કેટલીક જ્ઞાતિમાં તે બહુ ધીમી હોય છે.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ પાસે પણ પોતાનો બહુમૂલ્ય સાંસ્કૃતિક વારસો છે. દરેક કોમ કે જ્ઞાતિમાં લગ્નની રસમ હોય છે. તેમ તેમના લગ્ન પ્રસંગે ગવાતાં ગીતો પણ તેમનાં પોતીકાં હોય છે. લગ્નમાં ગવાતાં ગીતો માત્ર ગાવા ખાતર ગવાતાં ગીતો નથી પણ તેમાં તે સમાજની આકાંક્ષા, અપેક્ષાઓ, હૃદયની ભાવનાઓ ઘોળાઈને, ઘૂંટાઈને આવે છે તે પ્રસંગનું વાતાવરણ ઊભું કરવામાં ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે.

આપણે સૌ જાણીએ છીએ કે કડવા પાટીદાર જ્ઞાતિમાં સગપણ (ચાંદલા વિધિ)થી માંડીને કન્યાવિદાય સુધીની રીતરસમોમાં વર્ષોથી ખાસ કંઈ બદલાવ થયો નથી. જોકે જ્ઞાતિએ નક્કી કરેલાં ધારાધોરણો અનુસાર લેવડદેવડની બાબતે ફેરફારો જરૂર થયા છે. પણ વિધિ તો વર્ષોથી એ જ થતી રહી છે. પણ તે પ્રસંગે ગવાતાં ગીતો ઝડપથી બદલાતાં હોય તેમ લાગે છે. પાટીદાર જ્ઞાતિમાં પ્રત્યેક વિધિ વખતે એવાં ભાતીગળ ગીતો ગવાય છે કે ગીત પરથી કઈ રસમ અદા થઈ રહી છે તે દૂર બેઠા જાણી શકાય. ચૂંદડી ઓઢાડતી વખતે ગવાતું ગીત અને લગ્ન લખાવતી કે વધાવતી વખતે ગવાતાં ગીતો જુદાં, વર કે કન્યાના માંડવાની શોભાનું વર્ણન કરતાં ગીત અલગ અને મામેરામાં બહેનની આશા-આકાંક્ષાને વાચા આપતાં ગીત અલગ, ગણેશને બેસાડવાનાં ગીત અને ઘડી ભરવાનાં ગીત પણ જુદાં હોય છે. મંગળ ફેરા ફરતી વખતેનાં ગીતો કંઈ ઓર અને કન્યાવિદાયના કરુણ રસથી તરબોળ ગીતો પણ ઓર, વરરાજાને પીઠી ચોળવાનાં ગીતો પણ નોખાં અને વરવધૂને ઘરઆંગણે પોંખતી વખતે ગવાતાં ગીતોય નોખાં. એટલું જ નહીં પણ વેવાઈને માંડવે જમવા જવાનાં પણ ગીતો અને પરોઢિયે સૌને જગાડવાના પણ ગીતો. લગ્નના બે-ત્રણ દિવસના ગાળામાં તો સ્ત્રીવૃંદને કંઠેથી વહેતાં લગ્નગીતોમાં માનવહૃદયના સુમધુર ભાવો છલકી રહે છે અને આપણી સમક્ષ આંખુ ભાવવિશ્વ ખડું થઈ જાય છે.

આજે જૂનાં ભાવવાહી ગીતો ધીરે ધીરે વીસરતાં જતાં હોય એમ લાગ્યા કરે છે. આજે લગ્નગીતો ગાવામાં બહુ રસ હોય એવું લાગતું નથી. પરાણે પરાણે ગાવા પડતાં હોય એમ એ રીતે ગવાય છે. અને જે ગવાય છે તે પણ કેવાં ? પ્રસંગને અનુરૂપ ભાવસભર ગીતોને બદલે ફિલ્મીગીતોના ઢાળ પરથી બનાવેલાં ઢંગધડા વગરનાં આછકલાઈથી ભરેલાં ગીતો ગવાય છે. જેમાં ભાવ કરતાં ઉન્માદ વધારે હોય છે. જે માહોલ ઊભો કરવાને બદલે તેને ડહોળી નાખે છે. આજના ફિલ્મરંગ્યા લગ્નગીતોમાં ભાવની મીઠાશને બદલે શબ્દોની રમત હોય છે, જે ક્યારેય હૃદયસ્પર્શી બની શકે નહીં.

પરંપરાથી મળેલાં સરળ છતાં સુમધુર ભાવવાહી લગ્નગીતો એ આપણો અનમોલ વારસો છે. એનો કોઈ રચનાર નથી, તે તો લોકહૈયાંમાંથી ફૂટેલું ઝરણું છે. તે લિખિત સ્વરૂપમાં પણ નથી. તે એકબીજા પાસેથી સાંભળી સાંભળીને કર્ણોપકર્ણ ઊતરી આવેલો વારસો છે. તે ભૂંસાય નહિ, ભુલાય નહિ તે આવશ્યક છે. આવી જ એક બીજી બક્ષિસ વડીલો તરફથી મળી હોય તો તે છે ઉત્સવગીતો.

પાટીદાર જ્ઞાતિ ઉત્સવપ્રિય જ્ઞાતિ છે અને તેને સમૂહમાં ઉત્સવો ઊજવવાનું વધુ ગમે છે. જ્યારે પાટીદારોનું કચ્છમાંથી બહાર જવાનું વલણ ઓછું હતું અને ગામડાંઓ વસ્તીથી ભર્યા ભર્યાં હતાં ત્યારે પાટીદારોનાં ગામોમાં મેઘરાજાનાં વધામણાંની સાથે જ અષાઢીબીજથી જ ગીતો ગાવાનું શરૂ થઈ જતું, તેની છેક જન્માષ્ટમીના ઉત્સવ પર પૂર્ણાહુતિ થતી, તેમાં પહેલું પખવાડિયું બેઠાં ગીતો, બીજું પખવાડિયું ફરતાં (રાસ રમીને) અને છેલ્લું પખવાડિયું ઢોલના તાલે રાસની રમઝટ જામે. એમાં તહેવારોના દિવસોમાં તો ભાઈઓ પણ દાંડિયારાસની જુદી જુદી રમતોમાં પોતાનું કૌવત બતાવે. હૈયાં હિલોળે ચડે એવું ઉલ્લાસમય ભાવ છલકતું વાતાવરણ સર્જાતું. દિવસે કામ અને રાત્રે ગાવું અને રમવું, પાટીદાર સ્ત્રીઓનો આ વરસાદી વાતાવરણમાં તો ક્રમ બની જતો, છતાં ક્યાંય થાક વરતાતો હોય એવું લાગતું નહિ. આ ઉત્સવો અને ઉત્સવ પહેલાં ગવાતાં ગીતો પણ આજે ધીરે ધીરે વીસરાતાં જતાં હોય એમ લાગે છે. પાટીદારોની વસ્તી કચ્છમાં ઘટી છે તેને કારણે કે ટી.વી. જેવાં મનોરંજનનાં સાધનો વધ્યાં તેને કારણે, ગમે તે હોય પણ આજે ઉત્સવની ઉજવણી પણ નીરસ અને ફિક્કી બનતી જાય છે. એને કારણે ઉત્સવગીતોનું ચલણ પણ ઓછું થયું છે. શાંત રાત્રિએ કોઈ પણ જાતના સંગીતનાં સાજ વિના અને છતાં સૂર અને તાલમાં ગવાતાં સુમધુર

ગીતો જેમાં મેહુલો મોડો પડે તો તેને મનાવવાનાં અને વહેલો આવે તો તેને વધાવવાનાં ગીતો હોય, કાન-ગોપીનાં મિલનનાં અને વિરહનાં ગીતો હોય. તિથિ અને બાર મહિનાનાં ગીતો હોય.

જન્માષ્ટમી, નવરાત્રિ, દિવાળી અને હોળી આ મુખ્ય તહેવારો વર્ષોથી કડવા પાટીદાર જ્ઞાતિમાં ઊજવાતા આવ્યા છે. તેની ઉજવણીની રીતમાં ઝાઝો ફરક જણાયો નથી. આજે પણ ગામડાંમાં એ જ પરંપરાગત રીતે માટીના કાનુડો ને જશોદા જન્માષ્ટમી પર ઘડવામાં આવે છે. ગમે તે સંપ્રદાયનું મંદિર હોય તેમાં એક જ પદ્ધતિએ કૃષ્ણ જન્મોત્સવ ઊજવાય છે અને બીજે દિવસે તેનું વિસર્જન કરવામાં આવે છે. કેટલાંક ગામોમાં પારણા નોમનાં મટકીફોડ કાર્યક્રમ રખાય છે. જ્યારે બીજી તરફ હવે મહિનો દોઢ મહિનો અગાઉથી ગીતો ગાવાની અને ઢોલે રમવાની પ્રથામાં કાપ આવી ગયો છે. હવે માત્ર તે સાતમ-આઠમના તહેવારથી બે દિવસ અગાઉ ઢોલ ધ્રબૂકે છે. હજુયે આ ઉત્સવમાં રાસ રમવાનો અને દાંડિયા રમવાનો ઉત્સાહ ઓસર્યો નથી. હજુ કેટલાંક ગામોના બહાર વસતા પાટીદારો સાતમ-આઠમ કરવા કચ્છમાં આવે છે.

ગામમાં નબળા - સબળા સૌ તહેવારના દિવસે એક જ મિષ્ટાન્ન જમે એ ઉદ્દેશથી ખાસ કરીને સાતમ-આઠમના તહેવાર પર એક જ જગ્યાએ મિષ્ટાન્ન એમાં ખાસ કરીને લાડુ બનાવવામાં આવતા અને તેનું પાટીદાર કુટુંબોમાં જનસંખ્યા મુજબ વિતરણ કરવામાં આવતું તેને લીહાણી કહેવામાં આવતી. આ પ્રથા હમણાં સુધી ઘણાં ગામોમાં ચાલુ હતી. છેલ્લા બેત્રણ દાયકાથી મોટા ભાગનાં ગામોમાં તે બંધ થઈ ગઈ છે.

એક સમય એવો હતો કે નવરાત્રિમાં માતાજીની ગરબીની આસપાસ ઊભા રહીને કે ફરીને માત્ર પુરુષો જ માતાજીના ગરબા ગાતા, જ્યારે સંધ્યા સમયે કુમારિકાઓ વય મુજબ જૂથ પાડીને ગરબા માથે મૂકીને ઘેર ઘેર નીકળતી. આઠ-દશ પંક્તિનાં નક્કી કરેલાં ગીત ગાય અને બદલામાં અનાજ આપવામાં આવે. તેમનાં આ ગીતોમાં માતાજીના ગુણગાન નહિ પણ ઘરના નાના ભાઈઓ માટે સુખી લગ્નજીવનની કામનાનો ભાવ વધુ ડોકાતો હોય છે. હજુ ઘણાં ગામડાંઓએ આ પ્રણાલી જાળવી રાખી છે પરંતુ તેમાં પણ ઓટ આવતી દેખાય છે. આજની નવરાત્રિનું નવું તત્ત્વ ઉમેરાયું છે તે એ છે કે હવે ઘણાં ગામોમાં કોઈ પણ જાતના ક્ષોભ વગર સ્ત્રી-પુરુષો સાથે ગરબે ઘૂમે છે. ઢોલ અને બીજાં આધુનિક ઈલેક્ટ્રોનિક વાજિંત્રોના સૂરતાલ સાથે દાંડિયારાસની રમઝટ બોલાવે છે.

નવરાત્રિમાં નાટક ભજવવાની પ્રથા ક્યારથી શરૂ થઈ એ ચોક્કસ કહી શકાતું નથી, પરંતુ ત્રણ-ચાર દાયકા પહેલાંના ગાળામાં તો કચ્છમાં આ પ્રથાએ ખાસ્સું જોર પકડ્યું હતું.

શરૂઆતમાં તો ગામડામાં વીજળી નહોતી ત્યારે પેટ્રોમેક્ષના પ્રકાશમાં રંગમંચનાં ટાંચાં સાધનો હોવા છતાં નાટકો ભજવાતાં જેમાં ઐતિહાસિક નાટકોનું પ્રમાણ વિશેષ હતું. પછી તો વીજળીકરણ થતાં લોકોની આર્થિક સ્થિતિ સુધરતાં ઘણાં ગામોમાં તો નાટક માટે પાકાં સ્ટેજ બાંધવામાં આવ્યાં. જે આજે પણ મોજૂદ છે, તેની સાથે સાથે કોઈ ધંધાદારી નાટક મંડળી પાસે ન હોય એટલો સાજોસમાન વસાવવામાં આવ્યો. પશ્ચિમ કચ્છના મોટા ભાગનાં ગામડાંમાં વસ્તી અને શક્તિ મુજબ નાટકો ભજવાતાં. કેટલાંક ગામોમાં તો નાટકો એટલાં સારાં ભજવાતાં કે દૂરદૂરથી લોકો ત્યાં જોવા જતા. સ્ત્રીપાત્રો પણ પુરુષો જ ભજવતાં. ૧૯૬૦ થી ૧૯૮૦ના સમયગાળામાં તો નવરાત્રિ નાટ્યોત્સવ જેવી બની રહેતી. ધંધાર્થે બહાર ગયેલા યુવાનો પણ નાટકમાં ભાગ લેવા ખાસ સમય કાઢીને કચ્છમાં આવતા, પરંતુ ત્યારપછીના સમયમાં ગામડાઓમાં વસ્તીમાં ઘટાડો થતો રહ્યો. ટી.વી. જેવાં મનોરંજનનાં સાધનો આવતાં નાટકોમાં ઓટ આવી ગઈ. આજે તો ભાગ્યે જ કોઈ ગામડામાં નવરાત્રિમાં નાટકો થાય છે.

નાટક જોવાનો શોખ તો પાટીદાર જ્ઞાતિને પ્રથમથી જ હશે એવું લાગે છે. કારણ કે જૂના વખતથી ભવાઈ કરવાવાળાની મંડળીઓ પાટીદારોને આશરે કચ્છમાં આવતી. તેઓ છોકરાનાં હાલરડાં ગાતા અને નાટકો પણ ભજવતાં. તે પરંપરા થોડેઘણે અંશે આજે પણ ચાલુ છે. વ્યવસાયાર્થે કચ્છ બહાર સ્થાયી થયા પછી પણ કેટલાક નાટકરસિયાઓ કચ્છ બહાર પણ નાટકો ભજવીને ફંડ એકઠું કરી સેવાકાર્યમાં ખર્ચે છે.

કચ્છનાં ગામડાંઓમાં દિવાળી અને હોળીના તહેવારોનું એટલું મહત્ત્વ નહોતું જેટલું જન્માષ્ટમી પર્વનું હતું. આ તહેવારોના ટાંકણે ખેતીના પાક તૈયાર થવાની મોસમ હોઈ લોકો ભાગ્યે જ નવરા રહેતા એટલે દિવાળીના તહેવાર પર માત્ર નવા વર્ષે એકબીજાને હળવા-મળવાનું થાય અને કંઈક ઉત્સવ જેવું લાગે. બાકીના દિવસોનું ખાસ કંઈ મહત્ત્વ નહિ. જોકે ધનતેરશથી દિવાળી દરમ્યાન રાત્રે એકબીજાને ઘેર જઈ કુટુંબના વડીલોને પ્રણામ કરવાની પ્રથા છે. બાળકો દિવાળીના ફટાકડા ફોડે અને ઘેર ઘેર મશાલ (મેરૈયા) લઈને ગાતા ગાતા ફરે એવું પાટીદાર જ્ઞાતિમાં જ જોવા મળે છે. આજે તો કચ્છ બહાર સ્થાયી થનાર કુટુંબોમાં દિવાળીનું મહત્ત્વ વધ્યું છે. સ્થાનિક સમાજમાં સ્નેહમિલનો યોજાવા લાગ્યાં છે.

જેઠ મહિનાના પહેલા બે રવિવારે ગામની દીકરીઓ દ્વારા ઊજવાતો દીતવારનો વસંતોત્સવ અન્ય કોઈ જ્ઞાતિમાં ઊજવાતો જોવા મળતો નથી. વાડીઓમાં જઈને ઝાડમાં હીંચકા બાંધીને ઝૂલવાનો અને જુદી જુદી રમતો રમવાનો આ ઉત્સવ વસંતઋતુને ઉમંગભેર વધાવવાના ભાવ સાથે શરૂ થયો હોય એવું લાગે છે. કારણ કે તેમાં શૃંગારરસનું પ્રાધાન્ય જોવા મળે છે.

મોટા ઉત્સવો ઉપરાંત પણ વીરપસલી કે મંદિરોના પાટોત્સવ હોય... ઢોલ તો અચૂક વાગે. ઢોલના તાલે ગીતો, રાસ અને દાંડિયા-રાસ રમવું એ જ્ઞાતિની મહિલાઓનો મુખ્ય શોખ રહ્યો

છે. આ શોખ યુવાનોમાં પણ જોવા મળે છે. જ્યારે આધુનિક રમતોએ દેખા નહોતી દીધી તે પહેલાં કબડી, ખોખો જેવી શારીરિક કૌશલ્યની રમતોનો શોખ યુવાનો અને યુવતીઓમાં કેળવાયેલો હતો. આજે આ રમતોનું સ્થાન ક્રિકેટ, વૉલીબૉલ જેવી અર્વાચીન રમતોએ લીધું છે.

એક સમય એવો હતો કે કચ્છના કોઈ ગામડામાં કોઈ પાટીદારને ઘેર જઈ ચડો તો તમને જોવા મળે પથ્થરથી ચણેલા અને માટીથી લીંપેલા દેશી નળિયાંવાળાં મકાનના બારણે સરસ મજાના ભરત ભરેલાં તોરણ લટકતાં હોય. બારણાની બન્ને બાજુ આભલાં જડેલાં ભરતકામ કરેલાં બહારાતિયા અને ચાકળા શોભતા જોવા મળે. એ વખતે પાટીદાર મહિલાઓને ભરતકામનો ગજબનો શોખ હતો. ઘરના શણગાર ઉપરાંત ઘોડિયા, ઝોળી, ગલેચી, રૂમાલ, કમખા, બળદની ઝૂલ પણ સુંદર ભરતકામથી સુશોભિત કરવામાં આવતાં. છેલ્લાં પચાસ વર્ષમાં ઘણું બદલાઈ ગયું છે. હવે લીંપણવાળાં દેશી મકાનો પણ બહુ ઓછાં રહી ગયાં છે અને આજે એ ઘરના શણગાર સમા ભરતકામની કલા જાણનાર મહિલાઓ પણ રહી નથી. એ વડીલોનો વારસો લુપ્ત થઈ ગયો છે.

લગ્ન સંસ્કાર એ સોળ સંસ્કારો પૈકીના મહત્ત્વના સંસ્કાર છે. લગ્ન કરવાની પદ્ધતિ અને ખાસ કરીને તેના રીતરિવાજો દરેક જ્ઞાતિના પોતાના આગવા હોય છે. કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિની લગ્નની અગાઉ જે રીતરસમ હતી અને આજે જે પદ્ધતિએ લગ્નો થાય છે તેમાં જમીન આસમાનનું અંતર છે. સદીની શરૂઆતમાં પણ સમૂહલગ્નો યોજાતાં અને આ સદીના અંતભાગમાં સમૂહલગ્નોનું પ્રચલન વધ્યું છે, પરંતુ એ બન્ને સમૂહલગ્નોમાં ફરક જોવા મળે છે.

વિ.સં. ૧૮૩૨માં જ્ઞાતિએ ઠરાવ કરીને જ્ઞાતિના બ્રાહ્મણ અને વહીવંચાને છૂટા કર્યા બાદ સંપ્રદાયના વડા મુખી દ્વારા લગ્નો કરાવવામાં આવતાં. આવાં લગ્નો છૂટક નહીં પણ પાંચાડાના નક્કી કરેલાં ગામમાં અને નક્કી કરેલી તિથિએ સમૂહમાં જ કરવામાં આવતાં. દરેક પાંચાડાની અલગ અલગ તિથિ રહેતી. આ લગ્નો દર બાર વર્ષે એક જ વખત યોજાતાં હોઈ તેમાં મોટે ભાગે બાળલગ્નો જ થતાં.

આ સદીની શરૂઆતમાં જ્ઞાતિમાં ધર્મજાગૃતિનો પવન ફૂંકાતાં જે પરિવર્તનો આવ્યાં તેમાં લગ્ન પદ્ધતિમાં આમૂલ પરિવર્તન આવ્યું. વિ.સં. ૨૦૦૨માં મુખી દ્વારા કરવામાં આવતાં બારવર્ષીય લગ્નો બંધ થયાં અને તેને સ્થાને બ્રાહ્મણો દ્વારા હિન્દુ શાસ્ત્રોક્ત વિધિથી લગ્ન કરવાનું શરૂ થયું. આ લગ્નો દર વર્ષે કરાતાં અને છૂટક લગ્નો પોતપોતાને ઘેર કરવામાં આવતાં તેની સાથે જ જ્ઞાતિમાંથી બાળલગ્નને તિલાંજલિ આપવામાં આવી અને દીકરીઓને આણા વાળવાની પ્રથા પણ બંધ થઈ. જોકે એ સમયે લગ્ન માટે દીકરાની વય ૧૮ થી ૨૦ વર્ષ જ્યારે દીકરીની વય ૧૫ થી ૧૭ વર્ષ આદર્શ ગણવામાં આવતી હતી. ધીરે ધીરે શિક્ષણનું પ્રમાણ વધતાં અને દેશના કાયદામાં ફેરફાર થતાં લગ્નની વયમાં પણ ફેરફાર થતા રહ્યા.

ત્રણ-ચાર દાયકા પહેલાં તો લગ્નની જુદી જુદી વિધિઓ અને રીતરસમો અદા કરવામાં ત્રણ-ચાર દિવસોનો સમય ખર્ચાતો એટલું જ નહિ પણ આજે ત્રણ-ચાર કલાકમાં વિધિ આટોપીને પાછા ફરતા યુવાન જાનૈયાઓને કલ્પના પણ નહિ હોય કે એ વખતે જાનને ત્રણ ટંક જમાડવાનો રિવાજ હતો અને મોટેભાગે રાત્રે હસ્તમેળાપનો વિધિ રાખવામાં આવતો.

વ્યવસાયાર્થે કચ્છ બહાર જવાનું વલણ વધતાં જ્ઞાતિજનોને એમ જણાયું કે લગ્ન પ્રસંગમાં સમય અને શક્તિનો બિનજરૂરી વ્યય થાય છે એટલે ઘણી રીતરસમોના સમયમાં કાપ મૂકવામાં આવ્યો. જાનના બે ટંક કરવામાં આવ્યા અને આજે જાન માત્ર એક ટંક જમે છે. માત્ર એક દિવસમાં મુખ્ય લગ્નવિધિ પતાવી દેવામાં આવે છે. એમાંયે નાણાં અને સમયનો થતો દુર્વ્યય અટકાવવા બે દાયકાથી જ્ઞાતિમાં કચ્છ અને કચ્છ બહાર સમૂહલગ્નોનું આયોજન કરવામાં આવે છે. જોકે બધી વિધિ સમૂહમાં કરાતી હોવા છતાં બધી જ રીતરસમો અને શાસ્ત્રોક્ત વિધિ પૂર્ણ કરવામાં આવે જ છે. જૂજ પ્રમાણમાં ફૂલહાર કરી સાદાઈથી લગ્નો પણ કરાય છે.

જ્ઞાતિના અધિવેશનોમાં પસાર કરાયેલાં ધારાધોરણોને કારણે લગ્નપ્રસંગે થતા લેવડદેવડના રિવાજો પર કંઈક અંશે નિયંત્રણ આવ્યું છે, પરંતુ તેમ છતાં પાછલે બારણેથી હજુ કેટલાક રિવાજો પ્રવેશી જાય છે તે સામાન્ય માનવી માટે બોજારૂપ બનતા હોય છે.

કચ્છના કડવા પાટીદારોમાં વિધવા વિવાહ (ઘરઘેરણાં)ની પ્રથા તો પ્રથમથી જ છે અને છૂટાછેડા આપવાની પ્રથા પણ ચાલતી આવી છે. કડવા પાટીદારોમાં એક જ શાખના એટલે કે સગોત્રે સગપણ લગ્ન સંબંધ બંધાતા નથી. ગુજરાતના કડવા પાટીદારો સાથે બેટી વ્યવહાર થયેલો છે. જ્ઞાતિમાં ઘૂંઘટ પ્રથા પ્રથમથી જ છે, પરંતુ હવે મોટાભાગનાં કુટુંબોમાં તેને તિલાંજલિ આપી દેવામાં આવી છે. જતે દહાડે ઘૂંઘટ પ્રથા નાબૂદ થઈ જશે એવું જણાય છે.

એકવીસમી સદીમાં પ્રવેશી રહેલા સૂટબૂટમાં સજ્જ યુવાનને કલ્પના પણ નહિ હોય કે વીસમી સદીના પ્રારંભના સમયમાં અને એ અગાઉ પણ પાટીદારોનો પોશાક કેવો હશે ? આ સદીમાં પાટીદારોના પોશાક અને આભૂષણોમાં ઘણાં ફેરફાર થયેલા જોવા મળે છે. સાત-આઠ દાયકા પહેલાંના પહેરવેશ અને આજના પહેરવેશમાં જરાય સામ્ય જોવા મળતું નથી.

એ વખતના પાટીદાર પુરુષના પોષાકની વાત કરીએ તો માથે ઘૂંટણ સુધી લાંબું અંગરખું પહેરતા અને નીચે ચેણો પહેરતા. અંગરખામાં કેડિયાની પેઠે વચ્ચે કોસ બાંધવાની રહેતી. માથા પર ધોતલીની પાઘડી બાંધતા. નાના તરુણો અંગરખાને બદલે આંગળી (ટૂંકું કેડિયું) પહેરતા અને માથા પર ભરત ભરેલી

ઘૂઘરીવાળી ટોપી પહેરતા, કમરે ઘૂઘરીવાળો ચાંદીનો કંદોરો બાંધતા, કાનમાં સોનાની ભૂંગળી કોડક અને લવિંગિયા શોભતા. જેઓની સ્થિતિ કંઈક સારી હોય તેઓ અંગરખામાં કોસને સ્થાને ચાંદીની ઝીણી ચેન સાથેના ચાંદી અથવા સોનાનાં બટન લગાડતા.

પાટીદાર સ્ત્રીઓના પોશાક વિશે જોઈએ તો આજની મહિલાઓ જે રંગબેરંગી પોલિસ્ટરની ફેશનેબલ સાડીઓ ઓઢે છે તે તો તે વખતની સ્ત્રીઓએ જોઈ પણ નહિ હોય. એ વખતે તો વણકરના હાથવણેલા જોડીના જાડા સુતરાઉ કપડાંના સાડલા, ચણિયા બ્લાઉઝની જગ્યાએ કમખા પહેરવાનું ચલણ હતું. પુરુષના અંગરખાની જેમ સ્ત્રીઓના કમખામાં આભલાવાળું ભરતકામ કરવામાં આવતું. નાની દીકરીઓ કમખાને સ્થાને કાપડી પહેરતી અને માથું ઢંકાય એટલી કુચલી પહેરતી.

ઘરેણાંની વાત કરીએ તો નાની દીકરી ગળામાં હાંસડી પહેરતી મોટી સ્ત્રીઓ ચાંદીના વાડલા પહેરતી. પછીના સમયમાં વાડલાને સ્થાને ચાંદીના હાર પહેરતી થઈ અને જેઓ પહોંચતા પામતા હતા તેમની સ્ત્રીઓ ગળામાં સોનાનું દાણિયું પહેરતી.

સામાન્ય રીતે સ્ત્રીઓ કાનમાં વેડલા અને કાંપ પહેરતી જે સોનાના હતા અને નાકમાં નથડી પહેરતી, હાથમાં કાચની બંગડી અને કાંકણ, આંગળીમાં ચાંદીની ઘૂઘરીવાળી અંગૂઠી પહેરવાનો રિવાજ હતો જ્યારે પગમાં વજનદાર કડલાની ઉપર કાંબી પહેરાતી અને પગના અંગૂઠે વીછિયા અને આંગળીએ અણવટ પહેરવામાં આવતાં.

દેશની આઝાદી પછી ઘણા કડવા પાટીદારો વ્યવસાય અર્થે ભારતનાં મોટાં શહેરમાં ગયા. અન્ય લોકોના સંપર્કમાં આવવાની સાથે સાથે આર્થિક સ્થિતિ પણ સુધરી એટલે પહેરવેશમાં પણ બદલાવ આવ્યો. પુરુષોએ અંગરખા ને ચોયણાને બદલે પાયજામા અને પહેરણ સ્વીકાર્યું. પાઘડીને બદલે મોટાભાગનાએ સફેદ ગાંધી ટોપી પહેરવાનું શરૂ કર્યું જે આજે પણ વયોવૃદ્ધ વડીલોએ જાળવી રાખ્યું છે. જ્યારે યુવાનો સમય અને સ્થળને અનુરૂપ પોશાક પહેરતા થયા છે. ધીરે ધીરે જૂનો પહેરવેશ લુપ્ત થતો ગયો અને સમયને અનુરૂપ આધુનિક ઢબના વસ્ત્રાલંકારોનું પ્રચલન વધતું ગયું. ચાંદીની જગ્યાએ સોનાના આભૂષણોનું ચલણ વધ્યું છે, જે જ્ઞાતિની આર્થિક સધ્ધરતાની નિશાની છે.

આ સદીમાં કચ્છના પાટીદારોના પોશાકમાં જેટલું ઝડપથી પરિવર્તન આવ્યું છે એટલું ખોરાકમાં આવેલ જણાતું નથી. ઘઉં, બાજરીના રોટલા, ગોળ-ઘી, છાશ, દૂધ, ખીચડી, શાકભાજી આ પાટીદારોનો મુખ્ય ખોરાક છે. વડીલોના જણાવ્યા મુજબ આઝાદી પહેલાં રાજાશાહીમાં ખેડૂતોની સ્થિતિ દયનીય હતી. એ વખતમાં કોસના પાણીથી અનાજ પાકતું ઓછું અને જે અનાજ પાકતું તેમાંનું મોટાભાગનું રાજભાગમાં અને વેપારીઓને આપવામાં ચાલ્યું જતું એટલે ઘણાં કુટુંબોને સારું અનાજ જોવા પણ ન મળતું. એ વખતે ઘઉંના રોટલા ભાગ્યે જ બનતા. બાજરાનો વપરાશ વધુ હતો. ઘણાં કુટુંબોને કોરડ(મઠના) રોટલા પણ ખાવા પડતા. ખીચડીમાં પણ મગ-ચોખાને બદલે મઠ અને બાજરાના લોટથી ચલાવવું પડતું. સવારમાં શિરામણમાં જુવાર કે નાગલીની રાબ છાશમાં ચોળીને પીતા, બપોરે ગોળ-ઘી સાથે બાજરાનો રોટલો અને ઘાટી છાશ અને સાંજે ખીચડી સાથે છાશ અથવા દૂધ હોય. મહેમાનો આવે ત્યારે સેવ અથવા ઘઉંના ફાડાનો શીરો બનતો. લગ્નપ્રસંગે ઘઉં, સોજીનો શીરો, ઘઉં કે ચણાના લાડુ અને બહોળા ઘી સાથે ખીચડી ખવડાવવાનો રિવાજ હતો અને આજે તો લગ્નના મેનુમાં ઘણાબધા ફેરફાર થયેલા જોવા મળે છે. કચ્છ બહાર લગ્નો થતાં હોવાથી જે તે વિસ્તારની લોકપ્રિય વાનગીઓ લગ્નના મેનુમાં પ્રવેશી ચૂકી છે. એ જ રીતે રોજબરોજના ભોજનમાં પણ સ્થળ-કાળ મુજબ પરિવર્તન આવેલું જોવા મળે છે. પાટીદાર દુનિયાના કોઈ પણ ખૂણામાં વસવાટ કરતો હોય પણ એ કચ્છીઓનું પ્રિય પીણું છાશને પોતાના ભોજનમાં આજે પણ આગવું સ્થાન આપે છે. છાશ ભુલાઈ નથી.

કચ્છના કડવા પાટીદારોની માતૃભાષા ગુજરાતી છે, પરંતુ તે બોલવાનો લહેકો તેના શબ્દભંડોળ બાબતે શુદ્ધ ગુજરાતીથી કંઈક અંશે અલગ પડે છે. તેના ક્રિયાપદો અને કેટલાક શબ્દો પણ મારવાડીને મળતા આવે છે. પાંચેક સદીથી કચ્છીભાષી પ્રજાનો સહવાસ હોવાથી કચ્છી શબ્દો ઉમેરાય એ સ્વભાવિક જ છે, પરંતુ પાટીદારોની બોલીમાં કેટલાક શબ્દો એવા મળી આવે છે કે તેનું મૂળ નથી તો ગુજરાતીમાં કે નથી કચ્છી બોલીમાં. એ કદાચ મારવાડી રાજસ્થાનીમાં હોવાની શક્યતા છે. વળી આ જ્ઞાતિના શરૂઆતના તબક્કામાં સ્ત્રી-પુરુષનાં પહેરવેશ અને ઘરેણાંમાં મારવાડની કેટલીક જ્ઞાતિઓના વસ્ત્રાલંકાર સાથે સરખાપણું જોવા મળે છે. તેના પરથી એવું તારણ પણ નીકળે છે કે કચ્છના પાટીદારો પંજાબમાંથી નીકળ્યા પછી રાજસ્થાનમાં કોઈ વિસ્તારમાં વધુ વખત વસ્યા હશે અને પાછળથી ગુજરાતમાં આવ્યા હશે.

ગુજરાતમાં બહુ સમય ગાળ્યો નહિ હોય નહીંતર તેમનાં ખોરાક, પોશાક અને ભાષા પર તેની અસર જોવા મળ્યા વગર રહે નહિ. ગુજરાતનો તેના પર પ્રભાવ પડે એ પહેલાં તેમણે ગુજરાતમાંથી કચ્છમાં સ્થળાંતર કર્યું હશે. આ એક અલગ જ સંશોધનનો વિષય છે.

એક વાત સાચી છે કે પાટીદારોએ તેમની એ તળપદી બોલી જાળવી રાખી છે અને તેઓ ઘરમાં અને પરસ્પરના વ્યવહારમાં તેનો જ ઉપયોગ કરે છે. વર્ષોથી કચ્છ બહાર સ્થાયી થયેલા પાટીદારોના ઘરમાં પણ હજુ તમને આ જ બોલી સાંભળવા મળે. જો કે તેમાં જે પ્રદેશમાં વસવાટ કરતા હોય તેના છૂટાછવાયા શબ્દો ભળી ગયેલા સાંભળવા મળે, પરંતુ બોલીનું મૂળ કલેવર હજુ એમનું એમ રહ્યું છે. આ તેમની આગવી ઓળખ છે. આ બોલીની લિપિ ગુજરાતી જ છે.

# સાતમ-આઠમના ગીતો

## મેહુલો (અષાઢી બીજના વરસાદ ના પડે ત્યારે)

મેહુલો ઊંડો ગાજે ને ઊંડો ગડમડે,
મેહુલા ઉઠડાં પિયરિયાં પરદેશ, ના આયો ના મેરી મેહુલો...

મેહુલા ભરિયા સરોવર સુકાઈ ગયાં,
મેહુલા પાણીહારી દે છે સરાપ ના ના આયો ના મેરી મેહુલો...

મેહુલા લીલી સીમડિયું સુકાઈ ગઈ,
મેહુલા ગાવડિયું દે છે સરાપ ના આયો ના મેરી મેહુલો...

મેહુલા આંબા આંબલિયું સુકાઈ ગયું,
મેહુલા કોયલડી દે છે સરાપ ના આયો ના મેરી મેહુલો...

મેહુલા ખાડા ખબોચિયાં સુકાઈ ગયાં,
મેહુલા દેડકડાં દે છે સરાપ ના આયો ના મેરી મેહુલો...

મેહુલા ધોરીડે મેલ્યાં એનાં જોસરાં,
મેહુલા ખેડૂતે મેલી બેવડ રાસ ના આયો ના મેરી મેહુલો...

મેહુલા પટેલે મેલી એની પાઘડી,
મેહુલા ચોવટીએ મેલી ઘરની નાર ના આયો ના મેરી મેહુલો...

## મેહુલો (અષાઢી બીજના વરસાદ પડે ત્યારે)

મેહુલો ટાંગો ગાજે ને ટાંગો ગડમડે,
મેહુલા સૂકા સરોવર ભરાઈ ગયાં,
મેહુલા પાણીહારી દે છે આશિષ, કે આયો દાતારી મેહુલો...

મેહુલા સૂકી સીમડિયું લીલિયું થઈ,
મેહુલા ગવતડિયું દે છે આશિષ કે આયો દાતારી મેહુલો...

મેહુલા આંબા આંબલીયું લીલિયું થયું,
મેહુલા કોયલડી દે છે આશિષ કે આયો દાતારી મેહુલો...

મેહુલા ખાડા ખાબોચિયાં ભરાઈ ગયાં,
મેહુલા દેડકડાં દે છે આશિષ કે આયો દાતારી મેહુલો...

મેહુલા ધોરીડે જોડ્યાં એનાં જોસરાં,
મેહુલા ખેડૂતે જોડી બેવડ રાસ કે આયો દાતારી મેહુલો...

મેહુલા પટેલે પહેરી એની પાઘડી
મેહુલા ચોવટીએ રાખી ઘરની નાર આયો દાતારી મેહુલો...



## કૃષ્ણજન્મનાં ગીત

કાનુડાના દર્શનનું ગીત

કોર ગાગરડી જળે ભરી, કાનજી બેઠાં શું રે કરો
કાનજી બેઠા ઉતારા કરે, ગોપિયું ઊભ્યું મંગળ ગાય
કિયો ભાઈ તમારી સેવા રે કરે, કિરે વહુ તમારી આરતી ઉતારે

(દાતણ, ભોજન, મુખવાસ)

## કાનાને તેડવા જવાના

ઐયર મૈયર કાનજી તારા મુખ જોયાના કોડ રે બાળાકાનજી
ઘડનારીનો છેડલો જાલ્યો આવે રે બાળાકાનજી.
ઉતારા દેશું ઓરડા રે, દેશું તો મેડીના મોલ, ઘરે આવોને બાળાકાનજી
દાતણ દેશું ડાળના, દેશું કણિયર કામ ઘરે આવોને બાળાકાનજી
ભોજન દેશું લાડવા, દેશું જલેબીના થાળ ઘરે આવોને બાળાકાનજી
મુખવાસ દેશું ઈલચી ને, પાન દેશું પચાસ, બાળાકાનજી... ઐયર મૈયર

## જશોદા તેડીને વળે ત્યારે

માતા જશોદાનો ગઢ ગાજે રે મનમોહન જી રે
માતા અગર બળે ને જોત જાગે રે મનમોહન જી રે
માતા જ્યોત જાગે ને ભૂત ભાગે રે મનમોહન જી રે
માતા કિયો ભાઈ તમારી સેવા કરે ને, મેવા માગે રે મનમોહન જી રે
માતા કઈ વહુ તમારા નામે ધુવે ને, પુત્ર માગે રે મનમોહન જી રે

## જશોદા બુડાડી ને પાછાં વળે ત્યારે

ગોકળ્યું તાં ડૂબ્યું રે સૈયર ટોળે નહીં મળે રે,
કાન મારો હૈયડાનો આધાર,
કાનુડાનાં ખેતર રે આદર પાદર જળે ભરિયા,
માંય વાવ્યાં તલ, મગ ને જોવાર, મોજમ વાવી રે લવિંગ એલચી,
માંય વાવ્યો વાલોળ નો છોડ,
વાલાની વાલોળું રે રાધા વીણવા હાલિયાં,
રાધાજી ને ડસિયો કાળો નાગ,
ગોકુળીયામાં મેલો રે કાન વધામણી,
કૂવા કેરે કાંઠે રે નવરંગ લાકડી, રાધાજીને ઘસી ઘસી પાવ...

## રમત-ઢોલો

ઢોલા ઢોલા કે ચાલ્યો કે ઢોલાજી વીંજણો લ્યો
હું રે મૈયરની મટુકડી રે ઢોલાજી વીંજણો લ્યો
મારા પગ પરમાણે કડલાં રે ઢોલાજી વીંજણો લ્યો
મારી કાંબિયુંમાં રતન જડાવ ઢોલાજી વીંજણો લ્યો
આવી આવી રામા'દેની ફોજ, આવીને ઊતર્યા વાડીએ રે લોલ
વાડી મારી હાલક ડોલક થાય, ખોવાણી મારી દામણી રે લોલ
દાસી રાણી દીવડીયો જગાડો, ગોતાવો મારી દામણી રે લોલ
રાધા રાણી શેની કરું વાટ, શેનો લગાડું દીવડો રે લોલ
દાસીરાણી ભાર કપાસની વાટ, અધમણ ઘીનો દીવડો રે લોલ
ઊગ્ય ઊગ્યો શરદ પૂનમનો ચંદ્ર, ઝબૂકે મારી દામણી રે લોલ
ચારે ચોટે બેઠા અમરા સસરા, સસરાજી તમને વિનવું રે લોલ
રજા દ્યો તો મહિયર મળવા જઈએ મહિયરે ગ્યાનાં નોતરાં રે લોલ
ગોકુળિયામાં બેઠા જસોદાના કાન જાતા ને અમને રોકશે રે લોલ
મહિયર મારા વીરાજીના વિવા કે મૈયરે દીધાં નોતરાં રે લોલ

## રમત - હીંચ

હીંચુ રમું તો મને વહાલી સાહેલી, હીંચ રમું તો મને વહાલી
પ્રેમથી રમવા ચાલી સાહેલી મારી, હીંચ રમું તો મને વહાલી
કડલાં પહેર્યાં મેં તો કાંબિયું રે પેર્યું
વીંછિયો રંગડામાં રોળ્યો કે સાહેલી મોરી હીંચ રમું
ચૂડલો પેર્યો મેં તો કંકી રે પહેરી, બંગડી રંગડામાં રેલી સાહેલી
વાડલો પેર્યો મેં તો દાણિયું રે પહેર્યું, નેકલેસ રંગડામાં રેલી સાહેલી
નથણી પેરી મેં તો દામણી રે પેરી, ટીલડી રંગડામાં રેલી સાહેલી

## આદર પાદર પટેલુંની વાડિયું રે

એમાં સૂડલે કીધો વ્રજવાસ રે, સિંચાણો જાય સૂડો મારવા રે
રાજ રયોતો ને ઉતારા ઓરડા, ચાલો ચાલો તો મેડીના મોલ રે… આદર

આસોપાલવને ઝાડવે રે રામજી, હિંડોળો બંધાવો જી રે
હું રે હીંચુ ને રાઈ રખબાઈ હીંચે, રુહડેલ કાન મનાવું જી રે
કાનજી કાળા મોરલીવાળા, અમને વન પહોંચાડો જી રે
વનમાં જીએ વન ફળ ખાઈએ, કુબજાના ગુણ ગાઈએ જી રે
કાળે કમખે ભરત ભરાવું, આછે હિરલે જડાવું જી રે
ઈ રે કમખો નણદીને આલું, ભવનાં મેણાં ભાંગુ જી રે
પગ પરમાણે કડલાં ઘડાવું, કાંબિયું રતન જડાવાં જી રે…

## મટુકી

સામલી શેરીમાં મારો મોર મોતી ચણતો,
જાજીયું ઢેલડિયુંમાં રમતો, જાડેજા જંગલ મોર કળાયેલ પાછી વાળજે.
કયો તો વવારૂં તમારાં કડલાં જડાવી દઉં,
કાંબિયુંમાં રતન જડાવું,જાડેજા જંગલ મોર કળાયેલ પાછી વાળજે…

મારા વાડામાં મૃગલો રે કાંબિયાં લ્યો એની ડાળ વઢાવો રે કાંબિયા લ્યો
એની વેલ ઘડાવો રે, કાંબિયાં લ્યો, વેલ વાડામાં છોડો રે કાંબિયાં લ્યો
ગોધા ગમાણે બાંધો રે કાંબિયા લ્યો જોતર ખીલીએ ટિંગાડો રે કાંબિયા લ્યો
મારે આણે કોણ આવ્યું રે કાંબિયા લ્યો મારે આણે સસરો આવિયા રે…
હું તો સસરા ભેગી નહીં જાઉં રે કાંબિયા લ્યો
મને સાસુજી મેણાં મારે રે કાંબિયા લ્યો…

## રમતા-ફરતાં

સોના સુંડલડી હાથમાં હો રામજી, રૂપા કોદાળી હાથ
ગોરાં ગોરાં ને માટી ખોદાતાં હો રામજી, બાંધી સરોવર પાળ
ભર્યા સરોવર હીબકે હો રામજી, ગવતરી તરસી જાય
દાદાની છત ને શું કરું રે રામજી, દીકરી અણસુરી જાય
આભમાં તે રોપીશ માંડવો રે રામજી, ધરતી લાલ ગુલાબ

અશોક વનમાં સીતાજી એકલાં, આડા પડ્યાં સમુંદર નીર હે હનુમાનજી
રામે ન લીધી મારી શોધ ના
સીતાજી કાગળ લખી લખી મોકલે ઘરે આવો લક્ષ્મણના વીર રે હનુમાનજી…
રામ વિના જોને મને ઉતારા ન ઊકલે, કંઠે ન ઊતરે જળ નીર રે હનુમાનજી…



# વિવાહ સંસ્કાર

વિવાહ સંસ્કાર વિધિનાં મુખ્ય ચાર અંગો છે. વાગ્દાન, કન્યાદાન, પાણિગ્રહણ, સપ્તપદી.

**સોપારી સગપણ વિધિ :**

સોપારી સગપણ એટલે વાગ્દાન વિધિ-કન્યા માટે યોગ્ય સુશીલ, સ્વસ્થ, સુંદર વર નક્કી કર્યા પછી શાસ્ત્ર વિધિથી તેનું વરણું થાય છે. તેને વાગ્દાન કહેવામાં આવે છે કચ્છ કડવા પાટીદાર સમાજમાં જન્મપત્રિકાના જોડામેળ થયા બાદ અથવા એકબીજાને પસંદ કર્યા પછી સમાજના રિવાજ મુજબ સોપારી આપવાની વિધિ કરવામાં આવે છે. આ વિધિમાં વર પક્ષવાળા સોપારી નંગ ૧, ટોપરા તથા શ્રીફળ નંગ ૧, રૂપિયો ૧, સવા કિલો ગોળ વગેરે લઈ કન્યાને ઘેર આવે છે. કન્યા પક્ષવાળા પોતાનાં કુટુંબીઓને ભેગાં કરે છે. ત્યારે થાળીમાં સોપારી, સવા રૂપિયો મૂકીને દરેક પાસે ફેરવાય છે. આ પ્રમાણે સોપારી સગપણ નક્કી કરવામાં આવે છે અને ગોળ ધાણા કે સાકરથી મોઢું મીઠું કરાય છે.

બધાના હાથમાં સોપારી ફેરવવા પાછળનો હેતુ એ છે કે બધાની ઈચ્છા અને સહમતીથી સગપણ નક્કી થયાં છે. આ ઉપરાંત સોપારી, શ્રીફળ પવિત્ર ફળ ગણવામાં આવતાં હોવાથી સગપણ જેવાં પવિત્ર કાર્યોમાં તેનો ઉપયોગ થાય છે. વાગ્દાન વિધિ માટે સંસ્કૃતમાં સુંદર શ્લોક પણ છે :

**વાચા દત્તા મયા કન્યા પુત્રાર્થે ત્વયા ।**
**કન્યાવલોકન વિર્યો નિશ્ચિત સ્તંવં સુખી ભવ ॥**

સર્વ પ્રથમ કન્યાના પિતા કહે છે કે,'વાણીથી આપેલ મારી કન્યાનો આપના પુત્ર માટે સ્વીકાર કરીને આપ સુખી થાવ.'

**વાચા દત્તા, ત્વયા કન્યા પુત્રાર્થે સ્વીકૃતા મયા ।**
**વરાવલૌકન વિદ્યો નિશ્ચિત સ્તંવં સુખી ભવ ॥**

ત્યારબાદ વર પિતા કહે છે કે, 'વાણીથી અપાયેલ આપની કન્યાનો મારા પુત્ર માટે સ્વીકાર કર્યો છે તેથી આપ સુખી થાવ.'

**ચાંદલા વિધિ :**

સોપારી આપવાની વિધિ સાથે પણ ચાંદલા વિધિ કરી શકાય છે. સોપારી વિધિ બાદ શુભ દિવસ નક્કી કરીને વર પક્ષવાળા કુટુંબીઓ સાથે કન્યાને ઘરે આવે છે. કન્યાને બાજોઠ પર પૂર્વાભિમુખ બેસાડી સૌભાગ્યવતી ચાંદલાવિધિ કરી વસ્ત્ર ઈત્યાદિ અર્પણ કરે છે તથા વરપક્ષવાળા સર્વે આશીર્વાદ આપે છે.

**લગ્નનો દિવસ નક્કી કરવા અંગે :**

લગ્નનો શુભ દિવસ નક્કી કરવા માટે બન્ને પક્ષે કન્યાને ઘેર ભેગા થવું. બ્રાહ્મણ પુરોહિત પાસેથી લગ્નનું યોગ્ય મુહૂર્ત કઢાવી લગ્નનો શુભ દિવસ નક્કી કરવામાં આવે છે. લગ્ન પત્રિકા - કંકોતરી છપાવ્યા બાદ પ્રથમ પત્રિકા મા ઉમિયાના સંસ્થાને મોકલવામાં આવે છે.

**લગ્ન પત્રિકા લખાવવા અંગે :**

લગ્નના દિવસ પહેલાં અનુકૂળતા પ્રમાણે બ્રાહ્મણ દ્વારા કન્યાને ઘરે લગ્ન લખાવવાં.

**વરને ઘેર લગ્ન પત્રિકા મોકલવા અંગે :**

કન્યા પક્ષના બે જણ માંડવા પહેલાં અનુકૂળતાએ વરના ઘરે આવે છે. વરપક્ષવાળા આવેલ ભાઈઓને આસન પર બેસાડે છે.

વરપક્ષની બહેનો એ લગ્ન પત્રિકા અને તેને લાવનાર કન્યા પક્ષના ભાઈઓને તિલક કરી કંકુ અને અક્ષત વડે વધાવે છે. લગનીયાને ખાંડ-ઘી ખવડાવીને દૂધ પિવડાવાય છે. તેમને જમાડીને મોકલાવાય છે. જે શુભ દિવસે વરને ઘેર લગ્ન વધાવાય તે જ દિવસે અને સમયે કન્યાને ચાંદલો કરીને વધાવવામાં આવે છે. ત્યારથી રોજ રાત્રે લગ્ન પૂરાં થાય ત્યાં સુધી મંગળગીતો ગવાય છે.

**માંડવા વિધિ :**

શુભ કાર્યમાં ગણપતિની પહેલી પૂજા સ્મરણ થાય છે. મંડપારોપણ તેમજ લગ્નવિધિનો આરંભ થતાં પહેલાં મંગલકારી ગણપતિની નિર્વિઘ્નતા માટે વર-કન્યા બન્ને પક્ષે અનુકૂલ મુહૂર્તે માંડવા કરવામાં આવે છે. વર-કન્યાના જમણા હાથે મીંઢળ-મોડાસીંગ બંધાય છે. માંડવામાં કુટુંબના ચાર ભાઈઓના હસ્તે માણેકસ્તંભ રોપવામાં આવે છે. સૌભાગ્યવતીઓ તેમને વધાવે છે. હાલમાં ગણી જગ્યાએ વરપક્ષવાળા માંડવા વિધિ નથી કરતાં પણ ઘરમાં ગણેશજીની સ્થાપના તો કરવી જ જોઈએ. માંડવાના દિવસે વરકન્યાના ઘરની અંદર ગણપતિની સ્થાપન મંગળ ગીતો ગાઈને કરવામાં આવે છે. ચક અને તુલસીને કુટુંબની સ્ત્રીઓ મંગળગીતો ગાઈ વધાવે છે.

કન્યાનાં લગ્ન હોય ત્યારે બેઠી ઘડી ભરાય છે અર્થાત્ ઘડી માંડવામાં જ ભરાય છે. કન્યાની ફઈબા પાણી ભરી આવે છે અને કુટુંબની બહેનો તેમને તિલક કરે છે. ઘડીને તિલક કરી વધાવે છે અને ફઈ ઘડી ભરે છે. જ્યારે દીકરાનાં લગ્ન હોય ત્યારે ભાઈ-ભાભી અથવા કાકા-કાકી, વર-વધૂની જેમ તૈયાર થઈ ઘરથી થોડે દૂર સુધી ઘડીને લઈને જાય છે. કુટુંબની બહેનો મંગળગીતો, ફટાણાં સાથે મજાક-મશ્કરી કરી ઉત્સવનો આનંદ માણી ઘડી ભરીને ઘેર આવે છે ત્યારે વરમાતા ઘડી ભરનારાને હોંશે હોંશે પોંખે છે.

માંડવા પછી અનુકૂળતા પ્રમાણે વર-કન્યાને તેલ સિંચન અને પીઠી સૌભાગ્યવતી સ્ત્રીઓ અને અણવર દ્વારા કરવામાં આવે છે. નણંદ-ભોજાઈઓ ફટાણા અને ગીતો ગાઈને આનંદ માણે છે. વર-કન્યા દેવ-દર્શન કરવા મંદિરે જાય છે. માંડવા પછી વર-કન્યાને બહાર ફરવા ન જવું જોઈએ. રાતે લગ્નનાં મંગળ ગીતો ગવાય છે અને સવારે માંડવો સૂનો ના રહે તે માટે પ્રભાતિયાં ગવાય છે.

**મામેરૂ :**

આજકાલ કન્યાનો માંડવો અને લગ્ન એક દિવસે હોય છે. તેથી માંમેરું આગળના દિવસે ભરાય છે. અન્યથા માંડવાની વિધિઓ થઈ ગયા પછી મામેરું ભરવામાં આવે છે. ગામ કે પરગામથી ભાઈ જ્યારે આવે છે ત્યારે મામા-મામીનું સામૈયું કરવામાં આવે છે. મોસાળા સર્વેનું બહેન દ્વારા તિલક કરી સ્વાગત કરવામાં આવે છે. મામેરાં આપવાની તૈયારી કરતાં મામીઓ મંગળગીતો ગાતાં ગાતાં બહેનનાં પહેરામણી અને વાઘા છાબમાં ભરે છે. છાબ ભાઈઓને ખંભે રાખીને ભાભી હોંશે હોંશે છાબ વધાવે છે. (બહેનને આપવામાં આવનાર મામેરું બહેન માટે મંગલકારી હો એવો ભાવ રહેલો છે. બનેવી શાળાના ખંભે સાલ નાખી સાકર પુણે છાબમાં રાખે છે. મામા છાબ લઈ માંડવે આવે છે. બહેન છાબ વધાવે છે. બનેવી ભાણેજ સહિત છાબ ઉતરાવે છે. ભાઈ યથાશક્તિ પહેરામણી આપી બહેનનું મામેરું ભરે છે.

ઘણી જગ્યાએ બેઠું મામેરું ભરવામાં આવે છે. આવી રીતે મામેરાં ભરે ત્યારે સામૈયામાં પોંખવાની વિધિ કરવામાં નથી આવતી અને છાબ ભરવામાં નથી આવતી. માંડવામાં બહેન, બનેવી, ભાણેજ, સગાવહાલાં બેઠાં હોય ત્યારે મામા-મામી યથાશક્તિ ભેટ આપી બહેનના અવસરને દિપાવે છે. મામેરૂ એ ભાઈ બહેનના હેતની હાજરાહજૂર પ્રતીતિ છે.

લગ્ન વધાવાઈ જાય ત્યારથી રોજ સાંજે મંગળગીતો ગવાય છે. પરણનાર મંદિરે દેવદર્શન કરવા જાય છે. ત્યાં શ્રીફળ, સવા રૂપિયો તથા ખારેક દેવને ભેટ ધરાય છે. મંગળગીતો કન્યાપક્ષે કન્યાવિદાય સુધી ને વરપક્ષે વરરાજા પરણીને ઘરે આવે ત્યાં સુધી ગવાય છે. શુભ મુહૂર્તે વરની જાન લઈ કન્યાને ગામ વરરાજા સપરિવાર પહોંચી આવે ત્યારે વરરાજાનું કન્યાના પિતા, કુટુંબીઓ બહેનો ઘડી લઈને સામૈયા કરી સ્વાગત કરે છે. ઝાંપે બાંધેલ તોરણને વર પોતાની તલવારથી સ્પર્શ કરે છે. વરના પિતા વરરાજાને પાણીથી કોગળા કરાવી મીઠું મોઢું કરાવે છે. વરરાજા જાનીવાસે આવે ત્યારે કન્યા પક્ષની બહેનો નમણું નાવણ લઈને વાળંદ દ્વારા વરરાજાને પીઠી તથા નાવણ કરાવે છે.

લગ્નના મુહૂર્તથી પહેલાં કન્યાપક્ષનાં કુટુંબીઓ અને બહેનો વરરાજાને મંગળ ગીતો ગાતાં ગાતાં લેવા જાય છે. ઘણી જગ્યાએ વરઘોડો કાઢવામાં આવે છે. અન્યથા બહેનો દ્વારા મંગળ ગીતો ગાતાં ગાતાં વાજતે-ગાજતે વરરાજા માંયરે આવે છે. માંયરે આવે ત્યારે પહેલાં તોરણે વરરાજાને પુખામણા તેમજ અન્ય સામગ્રીથી કન્યાની માતા જમાઈને પોંખે છે.

વરને માંયરે બેસાડી તેનું બ્રાહ્મણ દ્વારા મધુપર્કથી પૂજન (સ્વાગત) કરાય છે. કન્યાને તેના મામા માંયરામાં લઈને આવે છે. વર-કન્યા વચ્ચે અંતઃપટ ધરવામાં આવે છે. બ્રાહ્મણો દ્વારા મંગલાષ્ટકના મંગળ શ્લોકો ગવાય છે. તે સમયે મોટા અવાજે

બોલાતો 'સાવધાન' શબ્દ જીવનમાં જાગૃતિ લાવવાનું કહે છે. દરેક નાનીમોટી બાબતમાં વરવધૂએ સાવધાન થઈને, એકબીજાની જવાબદારી સમજી દામ્પત્ય જીવન સુખમય બનાવવાનું છે. વર-કન્યાને સાવધાન કરી બન્ને પરસ્પર હાર પહેરાવે છે. ઘણી જગ્યાએ હાર પહેરાવે ત્યારે હાજર સહુલોક અક્ષદાથી વર-વધૂને આશીર્વાદ આપે છે. વરની માતા વધૂને તિલક કરી મોડ-કંકણ પહેરાવે છે તથા અણવર લગ્ન પત્રિકા બ્રાહ્મણને આપે છે. લોણારી વરરાજાની પાછળ બેસી લૂણ ઉતારે છે.

કન્યાદાનનો સંકલ્પ કરી કન્યાના પિતા દ્વારા લગ્નપત્રિકા દર્ભ, તુલસીપત્ર, ચોખા સહિત કન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં આપવામાં આવે છે. બ્રાહ્મણ વર-કન્યાના ગળામાં વરમાળા પહેરાવે છે.

હસ્તમેળાપ વિધિ પછી કન્યાના ખોંભાનો (ઘરચોળું) છેડો અને વરના ઉપવસ્ત્રના છેડા વડે છેડાછેડી બાંધવામાં આવે છે. કન્યાદાન આપતી વખતે કન્યાની માતા, 'મયા અપિ દત્તા' 'મારી દીકરી આપી' તેના જવાબમાં વરરાજા કહે છે, 'મયા પ્રતિ ગૃહિતા' અર્થાત્ મેં તેનો સ્વીકાર કર્યો. કન્યાદાન વિધિમાં માતા પાસે સ્વતંત્ર વિધાન કરાવી માતાનું ગૌરવ કર્યું છે. પછી કન્યાના પિતા વરને પ્રાર્થના વડે પ્રતિજ્ઞા કરાવે છે અને વરરાજા પ્રતિજ્ઞા કરે છે કે આજથી ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પ્રકારના કાર્ય પત્નીને અલગ રાખીને કરીશ નહીં.

પુરોહિત સંપુટ રાખીને કુમારિકા પાસે અગ્નિ મંગાવી અગ્નિનું વેદિકા ઉપર સ્થાપન કરાવે છે. વિવાહ વખતે અગ્નિનું નામ યોજક (જોડનાર) છે. વિવાહ હોમની વિવિધ પ્રકારની આહુતિઓમાં વિવિધ પ્રકારના સામર્થ્યની પ્રાર્થના છે. વિવાહમાં સર્વ પ્રાયાશ્ચિત્તહોમ : રાષ્ટ્રભૃધ્યોમઃ જયાહોમ, અભ્યાતાન હોમ, લાજા હોમ કરવામાં આવે છે. લાજાહોમ વખતે કન્યાનો ભાઈ કન્યાની અંજલીમાં લાજા (જવ) આપે છે. અગ્નિની ચાર વખત પ્રદક્ષિણા કરવામાં આવે છે. અગ્નિની પ્રદક્ષિણાના ત્રણ મંગળ ફેરામાં કન્યા આગળ અને વર પાછળ રહે છે. મંગળફેરા વખતે કન્યાના ભાઈ-કાકા-મામા તથા ચોથા ફેરામાં પિતા અને સસરાને બોલાવવામાં આવે છે. આનો મૂળ ઉદ્દેશ એ છે કે આ બધાની સંમતિ અને હાજરીમાં લગ્ન થાય છે. મંગલફેરા વખતે ઈશાન ખૂણામાં મૂકેલા પથ્થરને કન્યાના જમણા પગનો અંગુઠો અડકાડવામાં આવે છે. તેને અશ્મારોહણ કહે છે. મંગળફેરા પછી વર અંગૂઠા સાથે કન્યાનો જમણો હાથ પકડી પાણિગ્રહણ કરે છે ત્યારબાદ પ્રાજાપત્ય હોમ, સ્વિષ્ટ કૃત હોમ સાથે શ્રીફળ હોમ થાય છે.

વેદિકાથી દૂર ઉત્તર દિશામાં ચોખાની સાત ઢગલીઓ કરી પુરોહિત વર પાસે સંકલ્પ કરાવે છે. વર સાત આદર્શોને કહે છે :

૧. મારા ઘરની અન્નપૂર્ણા થા
૨. ઘરના બધાને સમર્થ બનાવ.
૩. સંપત્તિ વધારનારી થા.
૪. આપણા ઘરને ઉલ્લાસમય બનાવ.
૫. તારાથી ઘરનું પશુધન સુરક્ષિત બનો.
૬. બધી ઋતુઓમાં પ્રસન્ન દામ્પત્ય રહો.
૭. તું મારી સુહૃદ્ય સમર્થક, સંરક્ષક, સંવર્ધક બન.

પૂર્વાચાર્યોએ ઉપરનાં વચનોના સ્વીકારરૂપ કન્યા દ્વારા સાત આદર્શો આપ્યા છે. કન્યા કહે છે :

૧. મારા પુણ્યના ફળ રૂપે આપ મને પતિ રૂપે મળ્યા છો.
૨. આપના કુટુંબને સંભાળીશ, સંતુષ્ટ રહીશ.
૩. અન્નપૂર્ણા બનીશ, આપનું કહ્યું માનીશ.
૪. મન, વાણી અને કર્મથી સ્વર્ગને પૃથ્વી પર લાવીશ.
૫. સુખદુઃખમાં સહભાગી બનીશ, અનન્ય રહીશ.
૬. આપણે નિખાલસ રહીશું.
૭. હું તમારી પત્ની છું ધર્મ, અર્થ, કામ સંબંધી કાર્યમાં તમારી ઈચ્છાને આધીન રહીશ.

વર-કન્યાએ સપ્તપદી યાદ કરીને અથવા કાગળમાં લખીને સ્વયં બોલવી જોઈએ. ત્યારબાદ લગ્નપત્રિકા પુરોહિત દ્વારા વાંચવામાં આવે છે અને અણવરને આપી દેવામાં આવે છે. દિવસે વિવાહ પૂર્ણ થયા બાદ સૂર્ય દર્શન કરી વધુ દ્વારા સત આયુષ્યની પ્રાર્થના કરાય છે. 'સૌભાગ્યદાન' આશીર્વાદ આપવા વરપક્ષની બે સૌભાગ્યવતી સ્ત્રીઓ અને કન્યાપક્ષની બે સૌભાગ્યવતી સ્ત્રીઓ ક્રમાનુસાર વરવધૂને તિલક કરી વરના કાનમાં 'માર્કંડ ઋષિનું આયુષ્ય' અને કન્યાના કાનમાં 'અખંડ સૌભાગ્યવતી થા' એમ કહે છે.

કન્યાની માતા કંસાર, ઘી, ખાંડ લઈને આવે છે વર-વધુને કંસાર જમાડે છે. કંસાર વિધિ પછી દીર્ઘાયુષ્યની પ્રાર્થના સાથે ધ્રુવ દર્શન કરવામાં આવે છે. પુરોહિતના આશીર્વાદ સાથે વિવાહવિધિ પૂર્ણ થાય છે. વર-વધુ ઘરની અંદર ગણપતિ દેવને નમસ્કાર કરે છે તથા વર ધર્મપત્નીના સેંથે સિંદુર લગાવે છે. સૌભાગ્યદાન પછી થતો રિવાજ છે. મંગળગીતો ગાતાં વર-વધૂ જાનીવાસે આવે છે. જાનીવાસના તોરણે વરની માતા વર-વધૂને પોંખે છે વધૂને નિશ્ચિત જગ્યાએ બેસાડી વરપક્ષના કુટુંબીજનો આશીર્વાદ આપે છે. વર-વધૂ વડીલોને પ્રણામ કરે છે. કન્યાપક્ષની

બહેનો કન્યાને ગીતો ગાતાં ગાતાં ઘરે લઈ જાય છે.

વિદાય પહેલાં વરપક્ષના કુટુંબીઓને બોલાવીને સમાજના રિવાજ પ્રમાણે પહેરામણી કરવામાં આવે છે. મા-માટલાં આપવામાં આવે છે. રામણ દીવો અપાય છે. કન્યાને વિદાય આપતી વખતે માતા અને સમસ્ત પરિવારજનો આશીર્વાદ આપી મંગલ કામના કરે છે. વર વધૂ ગણેશને નમન કરી વિદાય લે છે. દીકરી દરવાજાની જુની ભીંત પર હાથના છાપા કરે છે. માંડવા નીચે દીકરી સૂપડામાં જવારી નાખીને પાછળની બાજુ ઉડાડે છે. (પિયરિયામાં ઝાઝી જુવાર રહે, ધન રહે, સૌ સુખી થાય એ આદર્શ રહેલો છે.) જતા જતા કન્યા માંડવાની દોરીને છોડે છે. વાહનમાં બેસે ત્યારે માતા દીકરીને કોગળો કરાવી ખડી સાકર મોઢામાં આપે છે. સાકરપુડો કન્યાના હાથમાં શકનના રૂપમાં આપી આશીર્વાદ આપી માતા દીકરીને વિદાય કરે છે. વાહનમાં જમણા ચક્રનું પૂજન કરી શ્રીફળ વધેરાય છે. વર વધૂનો પ્રવાસ નિર્વિઘ્ને પૂર્ણ થાઓ, જીવનરથ પણ ધ્યેય સુધી અવિરત ગતિથી ગમન કરો એવો આદર્શ છે.

વર-વધૂ પરણીને ઘરે આવે ત્યારે સામૈયાં કરી શકન કરાય છે. વર માતા વર-વધૂને પોંખે છે. છેડા છેડી છોડાવે છે. વર વધુ એકબીજાનાં મીંઢળ છોડે છે વર વધૂ વડિલોને નમસ્કાર કરી આશીર્વાદ લે છે. અનુકૂળતાએ મંદિર યા દેવસ્થાને પ્રણામ કરી નવદંપતી પોતાના જીવનનો મંગલમય શુભારંભ કરે છે.

### મંગલ ગીતો - સોપારીનાં

બેની સોળે સજ્યા શણગાર, અંબોડે વેણી કે મલપતાં આવોને
બેની જઈને દાદાને પૂછે, કે દાદા મોરા કે સગપણ ક્યાં કીધાં
દીકરી ઊંચા આરસના બંગલા, ત્યાં ધાનના ઢગલા
ત્યાં રોશનાઈ જાજી, દેખીનેં થાવ રાજી કે સગપણ ત્યાં કીધાં...

### ગોળ જમાડવાનું

વાગ્યા વાગ્યા રે ચોઘડિયા ચાર, વાગ્યા રે ચોગડિયા ચાર, ગોળ જમે.
બેસો બેસો રે સાસુની પાસ, બેસો રેં ભાવનાબેન ગોળ જમે...

### સગપણ (ચૂંદડીના)

બેસો ને સિયાને ઘરે બની જાવ વેવાઈઓ,
સગપણમાં સોપારી, ગોળ અને ધાણા,
સુહાગની બંગડી ને ઓઢાડી ચૂંદડી,
પહેરાવ્યાં હીરોને ચોંટાડી ટીલડી,
પહેરાવ્યા કડલાં ને આંગળીયે વીંછિયા,
હાથમાં કંકાવટી ચોખલિયાની મૂઠી,
હોંશીલા સાસુજીએ વધાવીને મૂકી...




### ગણેશનાં ગીત

ગણેશદેવા કરું તમારી સેવા લગ્ન પ્રસંગે વેલા આવજો જી રે
એરલા ના આવજો સાથે રિદ્ધિ સિદ્ધિને લાવજો...
લગ્નપ્રસંગે વેલા...
પેલી કંકોતરી ઊંઝાશહેર મોકલી ઉમિયા માં વેલા આવજો જી રે
એકલા ના આવજો સાથે અંબે માને લાવજો, સિંહ પર બેસી લેવા આવજો જી રે
બીજા - કૈલાસ - શંકર - પાર્વતી - નંદીપર
ત્રીજા - અયોધ્યા - રામચંદ્ર - સીતા - રથપર
ચોથા - ગોકુલ - કૃષ્ણ - રાધા - ગરુડે ચડીને વેલા આવજો જી રે

### ગણેશ સૂંઢાળા ને મોતીની માળા,

તમે આવો તો વિવાહ સુધરે રે, મારા ગણેશ સૂંઢાળા
વીરના લગનમાં શું શું જોશે, વીરના લગનમાં કંકુડા જોશે
કંકુડા હોય જાજા જાજા રે મારા ગણેશ સૂંઢાળા...
(ચોખલિયા, નારિયળ, ખારેક)

લગન બાજોટિયો સુતારે ઘડિયો, હરતલો ફરતલો હીરલે જડિયો
કુંવારી કન્યાયે સંદેશો મોકલિયો, વેલેરા આવો મારી સાસુના જાયા
હું રે કેમ આવું મારી સંકલવતી નાર, આડા દરિયાને સમુંદર ભરિયા
વહાણે ચડીને રાયવર વેલેરા આવો, દાદા વિનવતાને લાગી છે વાર
તમારા દાદાને સાથે તેડી લાવો રાયવર વેલા આવજો...

બેની બેઠાં ઉગમણે દરબાર રે લગનિયાં બેનનાં લખિયાં રે લોલ
પડ્યા પડ્યા ચંદ્ર સૂરજના તેજ રે, તેજે રે લગન લખીયા રે લોલ
ચોરે કોરે લખ્યા હિતેશ જમાઈના નામ રે, વચમાં બેનીની ચૂંદડી રે લોલ...
(વચમાં બેનની કાંકણી, ચાંદલો, નથણી)

નીલી દ્રાક્ષ છાયાનો વીરનો માંડવો,
વીરો દાદાને જઈ પૂછે આજે અવસર શું છે આપડે આંગણે.
દીકરા, તુજને પરણાવું હરખે લગનિયાં તેડાવું આજે
અવસર ઈ છે આપડે આંગણે....

બેનીનો માંડવો સોગઠિયાળો, સોળે ફૂલડે છાયો રે
બેનીને સૌ કોઈ આવે, આવે લેહરી દાદો રે
લહેરી દાદો લહેર જ કીજે, અવસરે આવ્યું જોશે રે
અવસરીયો તો હળી મળી જાશે, ભવનાં મેણાં રહેશે રે

નાણાવટી રે સાજન બેઠા માંડવે, લાખોપતિ રે સાજન બેઠા માંડવે
જેવા ભરી સભાના રાજા, એવા મારા કમલેશભાઈના દાદા... નાણાવટી
(રેશમ માંયલા તાકા-કાકા, હાર માયલાં હીરા - વીરા,
સરવર પાળે આંબા - મામા, મેહુલિયાની હેલી - ડેલી)

### ચક વધાવવાનાં

મેં તાં થાળ ભર્યો રે સગ મોતીયે રે, માથે શ્રી ફળ મેલાવું બે ચાર,
મારે સોના સરીખો સૂરજ ઊગશે.
વીરના દાદા રે કરશન દાદા તમને વિનવું,
હરખે ચક વધાવવાના કોડ,મારે સરીખો સૂરજ ઊગશે...

ઘન ઘુન ઘુમરડી વાગે છે, કોઈક જાણ કરોને કરશન દાદાને,
અમે ઘડી ભરીને પાછા આવ્યા રે ઘુઘરડી વાગે છે.

હીરના ચંદરવાને હીરની છે દોરી,
પાણી ભરી આવે વરની ફઈ રે ચાલો ઘડી રે ભરવા.
ઘડી ભરાયે ત્યાં કેડ'ને કોણ કોણ હોય ?
કિયો દાદો હોય આગેવાન રે ચાલો ઘડી રે ભરવા.

### પીઠીના

અવળી હવળી ઘાણીમાં તેલ સીંચાવો,
તેલ સીંચાવો રે માંય ડમરો.
ઈ તેલ યોગેશભાઈ શિર ચડશે,
ઈ તેલ મોંઘેરાં વચાશે, ઈ તેલ પાયલાનો પાશેરો.
ઈ તેલ ધિયાનો અધ શેરો, ઈ તેલ રૂપિયાનો ભારોભાર...

સોના રૂપાના બે ડાંડિયા રે, બે ડાંડિયા રે,
એ તો શેરીયં ગજાવતા જાય.
કયા દાદાના કુંવર ચાગલા રે, કુંવર ચાગલા રે,
એ તો મંદિરિયે દર્શન કરવા જાય...

વાનેલો જમવા જાય ત્યારે
લાલ અંબાડી વીરની મકલ અસવારી
મારા ધીરજભાઈ ગયા છે વાનેલો જમવા,
વીરના દાદો વરઘોડે,
વીરની માતા વર વેલે મારા ધીરજભાઈ...



### પ્રભાતિયાં

સૂરજ ઊગ્યો રે ડુંગરિયાની પડ કે વાણોલાં ભલે વાયાં રે.
સૂતા જાગો રે રાધાવહુના કંથ કે વાણોલાં ભલે વાયાં રે.
લેજો લેજો રે સોના જારી હાથ કે વાણોલાં ભલે વાયાં રે.
દાતણ કરજો રે તુલસીને ક્યારે કે વાણોલાં ભલે વાયાં રે.
નામ લેજો રે શ્રી રામનાં કે વાણોલાં ભલે વાયાં રે.
સૂરજ ઊગ્યો રે ડુંગરિયાની પડખે કે વાણોલાં ભલે વાયાં રે.
સૂતા જાગો રે જ્યોતિબાઈના કંથ વાણોલાં ભલે વાયાં રે.
લેજો લેજો રે બોખો લોટો હાથ કે વાણોલાં ભલે વાયાં રે.
દાતણ કરજો રે થુવારિયાના થડમાં કે વાણોલાં ભલે વાયાં રે.
તમે જગો રે સહુ લોક કે વાણોલાં ભલે વાયાં રે....

ભાણા જેવડો રે ભામ, ઊગતા ને ડુંગર ઢોળિયા,
જેણી કોરે ઊગતા રે ભાણ, તેણી કોરે હરણાં હળ વેસે,
ખેડી ખેડી સળગી રે સીમ.
વાવી સોળ મજીઠડી, બળદને બેવડી રાસ, ખેડૂતને મસરુના મૂઠિયા.
રંગ્યો રંગ્યો ઈશ્વરની મોડ પાર્વતીનો ચૂડલો,
રંગી રંગી કયા ભાઈની મોડ, રંગ્યો કઈ વહુનો ચૂડલો....

અમને ક્યો જમાઈ તેડાં મોકલે,
અમને કઈ બેની દેશે માન, મોસાળાં વેલાં આવિયાં.

જી રે આંખલડી ધ્રૂજે ને નખ નીપજે,
જી રે ધ્રૂજે ધ્રૂજે ડાબા પગનો લંક રે, મામેરાં મારાં ભલે આવ્યાં.
જી રે કિયો ભાઈ આવ્યાં ને ક્યો ભાઈ આવશે,
જી રે જાજી જોતી'તી કિયા ભાઈની વાટ રે,
મામેરાં મારાં ભલે આવ્યાં...

જગમગતી છાબું મારા કયા ભાઈને ખંભે,
જગમગતી છાબું મારી કઈ બેન વધાવે,
જગમગતી છાબું મારા કયા જમાઈ ઉતરાવે,
જગમગતી છાબું ને કેશરિયા વાઘા...
ચોટા વચ્ચે ચાંપલીયો રોપાવો મારી આઈના,
ચાંપલીયે તાં ચડી ચડી જોવું વીરની વાટું.
વીરોજી આવિયા ને વાડીયે ઉતરિયા,
કહોને બેનલબાઈ તમારા સાસરિયાની રીતું.
સાસુજીનો સાડલો લઈ આવો મારી આઈના,
સસરાની મડ લઈ આવો મારી આઈના,
મારા યોગેશભાઈના વાઘા લઈ આવો મારી આઈના...

ભર્યો-ભર્યો રે માંડવડો ગાજે છે,
મારા કયો ભાઈ તો મીને ઘોડ વરસે છે,
મારી કઈ ભાભી વીજળી ચમકે છે,
મારા કઈ બાઈ પેરામણી માંગે છે,
મારા કયો ભાણેજ વાઘા માગે છે...

હરખે વધાવો માતા, હોંશે વધાવો,
મારો માડી જાયો વીરો આજે પરણવાને જાય.
સોના થાળી લાવો માતા, કંકુ ટિલાં કાઢો માતા મારો માડી...
માતા ચોખલિયા પણ ચોડો માતા, મોતીડે વધાવો મારો માડી...

## જાન કન્યાના માંડવે પહોંચે ત્યારે

પેલી બંદૂક નાખી વેવાઈ, બીજી બંદૂક નાખી રે,
ત્રીજી બંદૂકે નવલા વેવાઈ જાગ્યા માણરાજ.
ઊઠો વેવાઈ જાગો વેવાઈ સામૈયા સોંઠાડો રે,
હોંશીલો વીરો જાપેં વાટુ જુવે માણરાજ...

## જાનના સામૈયા વખતે

ઊંચા રે ઊંચા બેનને દાદે ગઢ ચણાવ્યા, ગઢ સરિયા ગોખ મેલિયા (૨)
ગોખે બેસીને બેનને દાદે વર જોયા, રાધાબાઈ ગોરાં ને રાઈવર શામળા.
આવડો ભરોસો દાદા હૈયે ના ધારો,
છેટાં નો આવ્યો લાડો શામળો, તડકાની તૈયે લાડો ખેભર્યો...

કુંવર ઘોડે ચડ્યા ને જોવા જગ હાલ્યું, મારી શેરીમાં લોક ન માંય... કુંવર
વીર મેરે માળિયા તને વારિયો, રૂડા તારા હાર લઈ આવે... કુંવર
વીરા મેરે જોશીડા તને વારિયો, રૂડા લગન મુરતે ફૂલડાં લઈ આવે... કુંવર
જી રે ક્યો ભાઈ કઈ બેનને વિનવે, મારા ઘોડામાં લોણારીથાવ... કુંવર

ધામક ધૂમક કરતી ઓવ કેસરિયાની ઘોડી (જાન) હો રાજ.
કયો તમારો દેશ કેસરિયા (૨) લેજો ગામડિયાનાં નામ હો રાજ.
કયો તમારો દાદો કેસરિયા (૨) લેજો માતાજીનાં નામ હો રાજ...

## વરરાજાને પોંખવાના

હરિશ્ચંદ્ર રાજા તારામતી રાણી વરરાજાની જાન રે,
પાયે પટોળાં ઝળહળે માતા (સાસુ),
કુંવરીયો (જમાઈ) પોખવા આવ રે,
કંકુ ટીલા મા કાઢો રે માતા, (સાસુ) સોના ટીલા કાઢ રે,
ચોખલિયા મા ચોડો રે, માતા મોતીડે વધાવ રે,
વાનીના મૂઠિયા મા ઉલાળો રે, માતા ખારકડી ઉડાડ રે,
જળના લોટા મા રેડો રે, માતા દૂધડીએ નવરાવ રે,
કેસર ભીનો લાડકો ને કાંય ઊભો મંડપ હેઠ રે... હરિશ્ચંદ્ર...
બારે તે નિસરો સોળરંગી સુંદરી,
બારે અલબેલો જુએ વાટડી.
હું રે કેમ આવું મારા સમરથ સ્વામી,
અમને અમારા દાદો દેખશે.
તમને તમારા દાદો દેખી શું કરશે, દાદાનાં તેડ્યાં અમે આવિયાં...

કૂવાને કાંઠે રે બેડલાં ઘસી ઊજળાં થાય,
તિયાં રે મારી કઈ બેન પાણી ભરવા જાય.
તિયાં રે મારા કયા ભાઈ ઘોડા પાવા જાય.
કરો રે ગોરાંદે તમારા બેડલાંનાં મૂલ.
રેવા દો સાસુના જાયા, રેવા દો નણદીના વીરા,
નથી કરવા બેડલાંના મૂલ...

## (મારા નખના પરવાળા જેવી ચૂંદડી)

ભાભીને લાલ ઘરચોળે કાંકણ શોભતાં,
ભાભીને શોભે છે મોયડાનો શણગાર,
મારા ભાભી બેઠાં છે પરણવા.
સૂતા વિશ્રામ દાદા તમે જાગજો,
આવ્યો આવ્યો છે મીના ભાભીના કંથ, પૂનમનો ચાંદ,
સારો સૂરજ ઊગ્યો છે સોહામણો ભાભીને...

## ફેરાટાણે

વાગ્યા રે વાગ્યા ઢોલ શરણાઈયો,
ફેરા ફરોને બેની આજ, પાડો ને કંકુ પગલાં આજ (૨)
પેલો ફેરો ફરજો હોંસે ને હરખે, પાડોને કંકુ પગલાં આજ (૨)
દાદે તમારે દાન જ દીધાં, દીધાં છે ગાયું કેરાં દાન.
દાન જ દીધાં સાચા રે દિલથી, પાડોને કંકુ પગલાં આજ (૨)...
બીજે - સોના, ત્રીજે - રૂપાંના, ચોથે - કન્યાદાન

પહેલું રે પહેલું મંગળિયું વરતાય (૨)
પહેલે મંગળ ગાયુંનાં દાન દેવાય (૨)
ઢોલ ઢમકારે, આ સૂર રણકારે, વાગે શરણાયું ને ઢોલ રે (૨)...

કાંસાની થાળી ને કાંસાનો વાટકો,
કાંસાની થાળીમાં કંસાર પીરસ્યો વીરૈયા,
કોઈ લઈ આવે, કંસાર કોણ પીરસાવે,
કોણ જમાડે કંસાર, જમો રે વીરૈયા,
સાસુ લઈ આવે કંસાર, કાકીજી પીરસાવે કંસાર,
પ્રવીણા વહુ જમાડે કંસાર જમો રે વીરૈયા...

તમે આઘેરા ઓઢોને વાવર ઓઢણા (૨)
કે મારા ઔરંગાબાદની સીમડિયું દેખાય, કે લાલ ચૂંડો લટકા કરે...
મારા યોગેશભાઈ તાં ભાવના વહુને વીનવે,
મારા ઔરંગાબાદમાં બોલે મધુરશ મોરલો,
તમારા હરદા ગામમાં બોલે રે શિયાડ રે લાલ ચૂડો લટકા કરે...

નીલા તે વાંસની વાંસલડી, એ તો વાંસલડી, એ તો વાગતી જાય.
કયા દાદાના બેની ચાગલડા, બેની ચાગલડા, એ તો પરણીને સાસરે જાય.
આજની રાત બેની રોકાઈ જાવ, બેની રોકાઈ જાવ, તમને કાલે કરશું વિદાય.
હું રે કેમ રહું મારા દાદા રે, મારા દાદા રે, મારો સાથ સાસરિયાનો જાય....

ઊગ્યો ઊગ્યો શરદ પૂનમનો ચાંદ રે, ચાંદને અજવાળે આણા આવિયા.
દાદા મોરા આણા પાછા વાળો રે, ઈર આણલીયે નહીં જાઉં સાસરે.
હાથી ઝૂલે રાજાને દરબાર રે, દીકરી તો શોભે એને સાસરે.
માંડવા સુધી માતા વળાવા જાય રે, ડેલીએ તો દાદો વળાવા જાય રે.
શેરી સુધી સહિયરનો સાથ રે, સીમડીએ તો વીરો વળાવવા આવશે.
વીરા મોરા પાછલડા વળી જાવ રે, મોટાના છોરુડાં શોભે એને સાસરે...

બેની મીઠાં જળની માછલડી, બેની આંબા વનની કોયલડી,
બેની ગીત મધુરાં ગાજે તારા આંબા વનને કાજે.
બેની મુખ ન કરજે ઝાંખું, તારી માતાને આવશે આંસુ,
તારા દાદાના હૈયાં તલસે, બેની સિધાવો સાસર પંથે...

## રાતના ગીત

ભમરો રણજણ કરતો રે ભમરો સાંચરયો,
કે ભમરો જઈ બેઠો કંકુડાને ઝાડ રે,
વાડીના ભમરા દ્રાક્ષ મીઠી ને સાકર શેરડી,
કે ભમરા આવડા કંકુ રે શું કરો,
કે ભમરા ચાગલડા યોગેશભાઈનો વિવાહ રે વાડીના ભમરા...
ચોખા, નારિયળ, ખારેક

તોરણે બેઠી ચરકલી બોલે, બોલે રે કાંઈક એસા.
દાદાને બોલે કઈ બેન બોલે, બોલે રે કાંઈક એસા.
દાદાને ઘરે ગાયું ને ભેસું રે મારે સાસરે દે જો,
હાથ જોડીને પાયે લાગ જો... તોરણે
કાકાને ઘરે હાથી ને ઘોડા, વીરાને ઘરે માલ ખજાના
મામાને ઘેર મોટર ગાડી

## ખોળાના (સીમંત) ગીત

કોરે કાગળ કંકુ છાંટી રે, કાગળ મોકલો વેવાઈને વધા...ઈ રે
કાગળ વાંચે વહુની માડી રે, એ તો કરે ખોળાની તૈયારી વધા...ઈ રે
સાત સોપારી નાડાછડી રે, લાવ્યા શ્રીફળ કેરી જોડ વધાઈ રે
લીલી ચૂંદડીએ ઘૂઘરી ટાંકી રે, લીધી સામગ્રી સારી સારી વધાઈ રે
કંકુ કેસરના છે જામા રે, ખોળે ભરજો ઘઉં કેરા દાણા વધાઈ રે
બાજોઠ ઢાળે વવુની જેઠાણી રે, બાજોઠે બેસતાં વહુ શરમાણી વધાઈ રે
પગ ધોઈને પગલાં ભરજે રે, સૂર્યદેવને નમન કરજો વધાઈ રે
તુલસી ક્યારે જઈ જળ તું ધરજે રે, સાસુ-સસરાને પાયે પડજે વધાઈ રે
સાસુ આશિષ દેશે સારી રે, વહુ તું થાજે પુત્રની માડી વધાઈ રે
વહુ નીચે જોઈને નમિયા રે, વહુ નીચે જ પાયે પડિયા વધા...ઈ રે
વહુ રૂપ રંભાને તોલે રે, તારી તોલે ત્રિભુવન ડોલે વધા...ઈ રે
વહુ આશિષ લેજે સારી રે, વહુ થાજે પુત્ર માડી રે...

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
# તા. ૧૨/૦૮/૨૦૦૬ ની સામાન્ય સભામાં પસાર થયેલ
# જ્ઞાતિ રીતરિવાજોને લગતા નિયમો

**ઠરાવ નં. ૧ જ્ઞાતિના રીતરિવાજોના ઠરાવો અંગે :**
તા. ૩૦-૪-૧૯૯૩ ના ચતુર્થ અધિવેશનમાં જ્ઞાતિ રીતરિવાજોના ઠરાવો પસાર કરેલ જેમાં ૧૩ વર્ષ બાદ તા. ૧૨-૮-૨૦૦૬, સમય ૯:૦૦ કલાકે. મળેલ સમાજની વાર્ષિક સામાન્ય સભામાં સમયોચિત જરૂરી સુધારા-વધારા તેમજ નવા ઠરાવો કરવાની આથી જ્ઞાતિજનો મંજૂરી આપે છે.

**ઠરાવ નં. ૨ બોલામણા સંબંધે :**
બાળકના જન્મ પછી બોલાવવાના પ્રસંગે બાળકની માતાનાં સગા ભાઈ-બહેનો તથા કાકાઈ ભાઈઓએ જવાનું રહેશે. અન્ય કોઈએ જવાનું નહીં અને આવા પ્રસંગે એર ટાણાંથી વધુ રોકાવું નહીં.

**ઠરાવ નં. ૩ પછેડો આપવા સંબંધે :**
દીકરીને પહેલું બાળક જન્મે ત્યારે, તે નિમિત્તે પછેડો બન્ને પક્ષોની અનુકૂળતા પ્રમાણે આપવો.

**નોંધ :** ઠરાવ નં. ૨ અને ૩ બન્ને પ્રસંગો શક્ય હોય ત્યાં સુધી સાથે યોજવા.

**ઠરાવ નં. ૪ સગપણ કરવા સંબંધે :**
(અ) બાળકોના તદ્દન નાની વયે સગપણ કરવા નહીં.
સગપણ કરવા માટે વય મર્યાદા નીચે મુજબ રહેશે.
(૧) છોકરાની વય ઓછામાં ઓછી ૨૦ વર્ષ
(૨) છોકરીની વય ઓછામાં ઓછી ૧૭ વર્ષ
(બ) સગપણ કરતી વખતે દીકરાના માવિત્રોએ નીચે મુજબની વસ્તુઓ આપવી :
(૧) સોપારી નંગ - ૧
(૨) ટોપરા અથવા નાળિયેર નંગ - ૨
(૩) ગોળ અથવા મીઠાઈ
(૪) એક રૂપિયાનો સિક્કો શુભ શુકનનો ઉપર જણાવ્યા સિવાય પૈસાની કે બીજી કોઈપણ વસ્તુઓની લેતી દેતી કરવી નહીં.
(ક) સામસામે સગપણ કરવા નહીં.
(ડ) સોપારી સગપણ થયા બાદ કોઈપણ સંજોગોમાં થયેલ સગપણ ફોક કરવું જોઈએ નહીં.

**ઠરાવ નં. ૫ સગાઈ (ટીલા) સંબંધે :**
(૧) કપડાની જોડી - ૧
(૨) ગોળ અથવા મીઠાઈ
(૩) શુભ શુકનના રૂપિયા ૫૧ (એકાવન) રોકડા
(૪) પગનાં સાંકળાં જોડી - ૧
(૫) નાકની સળી નંગ - ૧
(૬) આ પ્રસંગે વધારે રોકાવું નહીં ૩૫ વ્યક્તિઓએ જવું.
(૭) એક ટાણાંથી વધારે રોકાવું નહીં. (અતિ જૂરના સ્થળેથી આ પ્રસંગે આવનારે અનુકૂળતા મુજબ વર્તવું.)
(૮) છોકરાને કોઈપણ સંજોગે ટીલા વિધિ કરવી નહીં.

**નોંધ :** ઠરાવ નં. ૪-૫ શક્ય બને ત્યાં સુધી સાથે જ ગોઠવવા પરંતુ હસ્ત મેળાપના દિવસે કોઈપણ સંજોગોમાં ટીલા વિધિ કરવી નહીં.

**ઠરાવ નં. ૬ તહેવારોના લાગા સંબંધે :**
સગપણ થયા પછીના આવતાં તહેવારનાં દિકરાના માવિત્રે લાગા (સપેતરૂ) દિવાળી પ્રસંગે રૂા. ૧૦૦/- તથા ત્યાર પછી હોળીના રૂા. ૫૦/- જન્માષ્ટમી પ્રસંગે રૂા. ૫૦/- મોકલવા.

**ઠરાવ નં. ૭ લગ્ન લખવા તથા વધાવવા સંબંધે :**
(૧) લગ્ન લખતી વખતે કન્યાપક્ષ લગ્નપત્રિકાના પુડામાં શુભ શુકન તરીકે રૂા. ૧૧/- મૂકવા.
(૨) લગ્ન ધરાવતી વરતે વરપક્ષે શુભ શુકન તરીકે રૂા. ૧૧/- આપીને લગ્ન વધાવવું.
(૩) લગ્નપત્રિકા વધાવવા લઈ જવા માટે કન્યાપક્ષ તરફથી બે માણસોએ વરપક્ષના ઘેર જવું અને તેઓએ એક ટાણું રોકાવું.

**નોંધ :** વધુ અંતરે હોય તો સંદેશા વ્યવહારનો ઉપયોગ કરી શકાય.

**ઠરાવ નં. ૮ મામેરાં સંબંધે :**
(૧) મામેરામાં ભાણેજાને વાઘાના કપડાં વિગેરે તેમજ બહેનને તથા બનેવીને કપડાની જોડ આપવી, તે સિવાય બાકીનાઓને પહેરામણી બદલ રૂા. ૫૦/- રોકડા આપવા અને જમણ તેમજ દાગીના વગેરે બદલ મર્યાદિત રોકડ રકમ ગુપ્તપણે આપવી.
(૨) મામેરાની વળતરમાં ભાઈને સાલ અને ભાભીને બ્લાઉઝ આપી શકાશે અને મામેરુ બેઠું ભરવું અને તેની જાહેરાત કરવી નહીં. મામેરામાં મર્યાદિત સંખ્યામાં જવું.

**નોંધ :** મામાએ કન્યાને વાઘાનાં કપડામાં માત્ર પાનેતર, બ્લાઉઝ અને ચણીયો જ આપવાનો રહેશે.

**ઠરાવ નં. ૯ લગ્ન (વિવાહ) સંબંધે :**
(૧) વર અને અણવર સિવાય જાનમાં વધારેમાં વધારે ૧૨૫

માણસો જઈ શકશે અને કન્યાપક્ષે જાનને એકટાણું જમાડવી.

**નોંધ :** બહુ દૂરથી આવનાર જાનને અનિવાર્ય સંજોગો સમયે અનુકૂળતા મુજબ વ્યવસ્થા કરી શકાય.

(૨) લગ્ન પ્રસંગે વરપક્ષે લાગા તરીકે નીચે મુજબ આપવાનું રહેશે :-

(ક) પોંખવાના રૂા. ૫૦/-

(ખ) પડલું ભરવું નહી વરપક્ષ જાન લઈને કન્યાપક્ષને ત્યાં કન્યા માટે ચુંદડી (ઘરચોળું) સાથે કપડાની જોડી કન્યાને આપવાની રહેશે. જે પહેરીને કન્યા લગ્ન મંડપમાં આવશે.

(ગ) કાંકણની જોડી નંગ - ૧

(ઘ) મંગળ સૂત્ર - ૧

(૩) કન્યાપક્ષ તરફથી વરપક્ષને નીચે મુજબના લાગા આપવાના રહેશે :-

(ક) જમાઈને રોકડા રૂા. ૨૫૦/- અથવા કપડાની જોડ

(ખ) વરના પિતાને રૂા. ૧૫૦/- અથવા કપડા

(ગ) વરની માતાને રૂા. ૧૫૦/- અથવા કપડા

(ઘ) વરના દાદાને રૂા. ૧૦૦/-

(ચ) વરની દાદીને રૂા. ૧૦૦/-

(છ) બાકીના કુટુંબીજનો (કાકા-કાકી, જેઠ-જેઠાણી વગેરે) દરેકને પહેરામણીના રૂા. ૫૦/- આપવા.

(જ) હેલને બદલે રૂા. ૨૦૦/- રોકડા આપવા. લોણારીને રૂા. ૫૦૦/- રોકડા આપવા.

(ઝ) થાળી નંગ - ૧ અને વાટકો નંગ - ૧

(ટ) કન્યાદાનમાં પોતાની શક્તિ મુજબ રોકડું આપવું અને તેની જાહેરાત કરવી નહીં.

(૪) લગ્નવિધિ પૂરી થયા બાદ કન્યા વરના ઉતારે જાય ત્યારે નવવધુનો ખોળો ભરવામાં વરપક્ષ તરફથી મીઠાઈ આપવાની રહેશે.

(૫) નવ દંપત્તિને વરપક્ષ વાળા આશીર્વાદ આપી શકશે.

(૬) લગ્ન પ્રસંગે બન્ને પક્ષોએ ઈતર લાગા તરીકે નીચે મુજબ આપવાના રહેશે :

(ક) ઉમિયા માતાજીને ભેટ યથાશક્તિ મોકલવી.

(ખ) શ્રી મંદિરને ધર્માદાના રૂા. ૨૫/- (પચ્ચીસ)

(ગ) વરપક્ષ તેમજ કન્યાપક્ષે આ શુભ પ્રસંગ નિમિત્તે શિક્ષણ ભેટ સમાજને મોકલવી અને ગોળ કરવી નહીં.

**નોંધ :**

(૧) આ પ્રસંગોમાં કોઈપણ જાતનો પ્રસાદ કે મુખવાસ વહેચવાનો નહીં તેમજ અનિચ્છનિય પ્રથા જેવી કે બારણું રોકવું, પગરખા છુપાવવા, ખોળામાંથી રૂપિયા ઉપાડવા વિગેરે જેવી પ્રથાઓ સદંતર બંધ કરવી.

(૨) નવ દંપત્તિની પ્રથમ દિવસે વર કન્યા દ્વારા સામસામે અપાતી ભેટ સોગાત કોઈપણ સંજોગોમાં આપવી નહીં.

(૩) નવ વધુને પિયરપક્ષ તરફથી મળેલ દાયઝો બતાવો નહીં.

(૪) કન્યા પક્ષવાળાએ વરપક્ષના અણવરોને કોઈપણ જાતની ભેટ આપવી નહીં.

**ઠરાવ નં. ૧૦ સમૂહ લગ્ન સંબંધે :**

(૧) આપણી જ્ઞાતિમાં સમૂહ લગ્નો દર વર્ષે અનુકૂળતાએ થઈ શકશે.

(૨) કોઈપણ ગામ કે કુટુંબ સમૂહ લગ્ન (એકસાથે એક જ દિવસે લગ્ન) કરવા માંગતા હોય તો કોઈપણ ગામમાં બન્ને પક્ષવાળાએ વાંધો લેવો નહીં. આ સમૂહ લગ્નપ્રથાને જો કોઈપણ તેડવા પ્રયત્ન કરે તો તેને કુટુંબ તથા ગામ સમજાવે અને જો ન સમજે તો તેને સહકાર આપવો નહીં.

(૩) સમૂહ લગ્નનો હેતુ સમય, શક્તિ, નાણાનો બચાવ અને સંગઠન ભાવના વધે તે માટે આયોજન કરવામાં આવે છે જેથી સભ્યોએ સમૂહ લગ્નમાં જોડાઈ સહકાર આપવો.

**ઠરાવ નં. ૧૧ આણાં સંબંધે :**

આણાંની પ્રથા સદંતર બંધ કરવામાં આવે છે.

**ઠરાવ નં. ૧૨ પુનઃ લગ્ન સંબંધે :**

(૧) કોઈપણ બહેન વિધવા બને અથવા જ્ઞાતિ રીત મુજબ છૂટાછેડા મેળવે તેનું પુનઃ લગ્ન થઈ શકશે.

(૨) આવા પુનઃ લગ્નનું સગપણ કરતી વખતે વરપક્ષ તરફથી રૂા. ૫૦/- ફેરવવાના રહેશે અને સગપણ નક્કી થયા બાદ તે રૂપિયા પ્રસાદી માટે આપવાના રહેશે.

(૩) આવા પુનઃ લગ્નમાં વર અને અણવર સિવાય વધારેમાં વધારે ૨૫ (પચ્ચીસ) માણસોએ જવું અને એક ટાણું જમવાનું રહેશે.

(૪) તદઉપરાંત વરપક્ષે નીચે મુજબ કપડાં તથા દાગીના આપવાના રહેશે :-

(ક) કપડાની જોડી - ૧ કન્યા માટે

(ખ) નાકની સળી હેમની નંગ - ૧

(ગ) મઢેલું કંકણ નંગ - ૧.

(ઘ) પગના સાંકળા જોડ નંગ - ૧

આ ઉપરાંત દાગીના કે રોકડ રકમ આપવી નહીં.

(ચ) પાછા પગના આણાં સદંતર બંધ કરવામાં આવે છે.

**ઠરાવ નં. ૧૩ છૂટા-છેડા સંબંધે :**

(૧) એક વખત સમજી વિચારીને લગ્નગ્રંથિથી જોડાયા બાદ છૂટાછેડા લઈ શકશે નહીં. પરંતુ અનિવાર્ય સંજોગોમાં

ઉપસ્થિત થતા પ્રશ્નોમાં કુટુંબો / સમાજો દ્વારા સમાધાનના પ્રયાસો સફળ ન નિવડે ત્યારે છૂટાછેડા લઈ શકશે.

(૨) સમાજના કોઈપણ ભાઈએ એક પત્નીની હયાતીમાં બીજી પત્ની કરવી નહીં. કાનૂનના ઓથે રહી "રખાત" નામનું કલંકિત દૂષણ અપનાવી શકશે નહીં. એવું નિંદીત કાર્ય કરશે અથવા જે કોઈ સાથ સહકાર આપશે તેઓ પણ સામાજિક ગુન્હાને પાત્ર ગણાશે. આ કાર્ય કરનાર અને કરાવનાર પાસેથી સમાજ જરૂરી ખુલાસાઓ મેળવશે અને તે અંગે સમાજના નિયમની અવગણના કરનાર સાથે કોઈપણ સંગઠન કે સંસ્થાઓના સભ્યપદેથી દૂર કરવા જોઈએ. આવાં દૂષણો ન થાય તે માટે કુટુંબ પાંખડી કે ગામની તકેદારી સમિતિના સભ્યો અને કાર્યકર્તાઓએ તકેદારી રાખવાની રહેશે.

**ઠરાવ નં. ૧૪ મરણ પછીના ખર્ચ (દાડા) સંબંધે :**

(૧) મરનાર વ્યક્તિની ધાર્મિક વિધિ બાદ બ્રાહ્મણો અને નીયાણીઓને જમાડવી પરંતુ તેરમું કરવું નહીં.

(૨) મરનાર વ્યક્તિ પાછળ તેના સ્મરણાર્થે કોઈ રકમ આપવા માંગતા હોય તો તેઓને સમાજના કેળવણી ફંડ, હોસ્પિટલમાં ફંડ અથવા એવા સામાજિક ઉન્નતિના કાર્યોમાં તે રકમ આપવા આ સભા ખાસ ભલામણ કરે છે.

નોંધ :

(૧) દૂરના સ્થળે રહેતા સંબંધીઓએ રૂબરૂ નહી જતાં સંદેશા વ્યવહારનો ઉપયોગ કરી શકશે.

(૨) અત્યારના સમયે બેસણાની વિધિના દિવસો શક્ય તેટલા ઘટાડી શકાશે.

(૩) મરણ બાદ અપાતી પાઘડી જેવી પ્રથાને સદંતર બંધ કરવી.

**ઠરાવ નં. ૧૫ કુદરતી ઘરભંગ થાય તે સંબંધે :**

(૧) દીકરીને સાસરાના ઘેર મોકલ્યા પછી મૃત્યુ પામે તો દીકરીને જીવીત સમય દરમિયાન આપેલ દાનની કોઈપણ વસ્તુ પાછી લેવી નહીં.

(૨) જમાઈનું મૃત્યુ થાય તેવા પ્રસંગે દીકરીના માવિત્રો તે દીકરીને ત્યાંથી લઈ જવા માગતા હોય તો દીકરીના માવિત્રોએ આપેલ દાગીના સિવાય બીજું કાંઈ પાછું લઈ જઈ શકશે નહીં. પરંતુ તે દીકરીને બાળકો હોય અને તે દીકરીના સાથે આવતા હોય ત્યારે માવિત્રો તરફથી અપાયેલ દાગીના સાથે પરત આપવાના રહેશે. અને ન લાવતાં ત્યાં છોડી આવવાના હોય તો તેવા પ્રસંગે દીકરીના માવિત્રોએ દીકરીને આપેલ દાગીના તથા અન્ય કોઈપણ વસ્તુ પાછી લઈ જઈ શકશે નહીં.

**નોંધ :** જમાઈનું મૃત્યુ થાય ત્યારે દિકરીને તાત્કાલિક ઘર મુકાવીને ઉઠાડી લેવાના બદલે તેના ભવિષ્યનો વિચાર કરવા બે માસનો સમય આપવો જોઈએ અને દિકરીના અભિપ્રાય મુજબ આગળનો નિર્ણય લેવો જોઈએ.

**ઠરાવ નં. ૧૬ શિક્ષણ સંબંધે :**

(૧) આ સભા જ્ઞાતિજનોને ખાસ ભલામણ કરે છે કે... આ પ્રગતિશીલ યુગને અનુસરીને સૌ પોતાનાં બાળકો (પુત્ર-પુત્રીઓ) ને ઉચ્ચ શિક્ષણ ફરજિયાત અપાવે. પોતાના સંતાનોને ઉચ્ચ શિક્ષણ આપવાની ધગશ ધરાવનારને સમાજ અત્યંત ઉત્સાહ આપે છે. અને તેની કદર કરે છે.

(૨) સમાજે શરૂ કરેલ શિક્ષણ નીધી ફંડમાં ઉદાર હાથે ભેટ નોંધાવી જેથી જરૂરિયાત મંદ પરિવારના સંતાનોને શિક્ષણ નિધી દ્વારા મદદ કરી શકાય.

(૩) દેશ-પરદેશમાં વસતાં સમાજના ભાઈ-બહેનોએ પોતાના ઘરમાં માતૃભાષા ગુજરાતીનો ઉપયોગ કરવો જોઈએ તેવી આ સભા ભલામણ કરે છે.

**ઠરાવ નં. ૧૭ લગ્ન વિધિ બાબત :**

દરેક ગામ, કંપાઓ તેમજ અન્ય સ્થળોએ લગ્નવિધિ અંગેની બ્રાહ્મણોની પદ્ધતિ અલગ હોય છે. તેમાં અલગ-અલગ પદ્ધતિના કારણે મનદુઃખ ન થાય તે માટે સમાજે વિવાહ સંસ્કારની પુસ્તિકા પ્રકાશિત કરેલ છે. તે મુજબ જ દરેક જગ્યાએ લગ્નવિધિ કરવી જોઈએ તેવો સમાજ આગ્રહ રાખે છે.

**નોંધ :**

(૧) સરકાર શ્રીના નિયમો મુજબ લગ્ન નોંધણી ફરજીયાત હોવાથી રજીટ્રેશન ઓફિસે ફરજીયાત નોંધ કરાવવી.

(૨) બ્રાહ્મણ અને બન્ને પરિવારોની ઉપસ્થિતિમાં સાદાઈ / ફુલહારથી થતા લગ્નો શાસ્ત્રોક્ત કરવા જોઈએ.

**ઠરાવ નં. ૧૮ બાહ્ય આચરણો અંગે :**

જ્ઞાતિમાં સંપૂર્ણ એકવાયતા જળવાય તે માટે કચ્છ-ગુજરાત અને ભારત તેમજ વિદેશમાં વસ્તા આપણાં સમાજમાં જ્ઞાતિજનોએ જન્મથી મરણોત્તર સુધીના સંસ્કારો હિન્દુ રીતરિવાજો મુજબ પાળવા (આચરવા) ના રહેશે.

**ઠરાવ નં. ૧૯ સામાજિક તેમજ ધાર્મિક પ્રશ્નો અંગે :**

સમાજમાં ઉપસ્થિત થતા ધાર્મિક અને સામાજિક પ્રશ્નોનો સમાજ લેવલે નિરાકરણ લાવવા માટે અલગ પેટા નિયમો સાથેની કેન્દ્રીય સામાજિક ન્યાય સમિતિની નિમણૂક કરવામાં આવેલ છે તેથી સામાજિક તેમજ ધાર્મિક પ્રશ્નો બાબત સમાજમાં મતભેદ ઉભા થાય તેવા સંજોગોમાં તેનો નિકાલ સામાજિક ન્યાય સમિતિ દ્વારા કરવો અને તે નિર્ણય અંતિમ રહેશે. કોર્ટનો આશરો લેવો નહીં.

**નોંધ :** જ્ઞાતિજનોએ આ ઉપરોક્ત દરેક ઠરાવોનું પાલન કરવાનું રહેશે. અને જે કોઈ તેનું ઉલ્લંઘન કરે તો કોઈએ તેને સહકાર આપવો નહીં.

# ઉમિયા માતાજી મંદિર - ઉંઝા

- નથુભાઈ કરસનભાઈ રંગાણી



કણબીઓ પંજાબથી ગુજરાતમાં આવ્યા ત્યારે તેમના સૌથી મોટા દેવ તરીકે ભગવાન શંકરને માનતા હતા.

ભગવાન શંકરનાં પત્નીનું નામ પાર્વતીજી હતું. પાર્વતીનાં અનેક સ્વરૂપ છે. (૧) પાર્વતીજી (૨) ગૌરી (૩) ઉમિયાજી (૪) અન્નપૂર્ણા (૫) શક્તિ.... વગેરે.

પ્રભાસપુરાણના ૬૬મા અધ્યાયમાં વર્ણન કર્યા મુજબ પાર્વતીજી ગુજરાતમાં બેત્રણ વખત એકલાં આવેલાં જણાય છે. પ્રભાસપાટણ જતી વખતે પાર્વતીજી આનર્ત પ્રદેશમાં (હાલના વડનગરની આજુબાજુમાં) રોકાયેલાં પણ જણાયાં છે.

આ વખતે અથવા બીજા કોઈ પણ પ્રસંગે તેમણે તેમની મૂળ બેઠક હાલના ઊંઝાના ઉમિયા માતાના મંદિરના સ્થળે રાખી હતી. આ સ્થળેથી તેઓ દરરોજ સરસ્વતી નદી પર સ્નાન કરવા જતાં હતાં એમ કેટલાક લેખકો અને પુરાણો જણાવે છે.

**કણબીઓ શંકરના ભક્ત હતા. પાર્વતીજી, ઉમિયાજી, અન્નપૂર્ણા, શક્તિ બધાં શંકરનાં પત્નીનાં નામ છે. શક્તિનાં તો અંબાજી, ચામુંડા અને બીજાં જુદાં જુદાં નામ છે.**

આ સ્થળેથી સ્થળાંતર કરીને તેમણે પ્રભાસપાટણ અથવા બીજા કોઈ પણ સ્થળે જતી વખતે તેમનાં તેજ અને શક્તિ ઉમિયા માતાજીના સ્વરૂપમાં ઊંઝાના હાલના માતાજીના સ્થળે મૂકેલાં જણાય છે.

આ વખતે ત્યાં રહેતા લોકોમાંથી કેટલાક લોકો માતાજીનાં દર્શને આવતા હશે. આથી માતાજીના બેસણાની જગાને કાયમ યાદ રાખવા માટે ત્યાં એક નાનું મંદિર બાંધ્યું હોય તેમ અનુમાન કરી શકાય છે.

ઉપરની વિગત દંતકથા તથા પ્રભાસપુરાણના ૬૬મા અધ્યાયના આધારે નોંધી છે. પણ પુરાણો એ કાંઈ ઇતિહાસ નથી. પુરાણોને પણ દંતકથાઓનો સંગ્રહ કહી શકાય. આમ પુરાણોમાં આપેલી ઉપરની વિગતોને ઐતિહાસિક આધાર સાંપડતો નથી.

# ઐતિહાસિક રીતે ઉમિયાજી

ઐતિહાસિક રીતે તપાસીએ તો ઉમિયાજીની સ્થાપના ઈ.સ. ૧૫૬માં થયેલી છે. (સંવત ૨૧૨)

બિહારના માધાવતીના કૂર્મી (કણબી) રાજા-વ્રજપાલજીએ પોતાનું રાજ્ય ગુમાવ્યું. ત્યારબાદ તેમનાં માતાપિતાનું શ્રાદ્ધ કરવા માટે તેઓ સિદ્ધપુર આવ્યા. આ વખતે ત્યાં વસતા આજુ-બાજુના કૂર્મીઓ એકઠા થઈને વ્રજપાલજીને મળ્યા. તેમણે વ્રજપાલજીને આ પ્રદેશમાં રોકાઈ જવા માટે વિનંતી કરી. તેમને ઉમિયાજીની અસલ બેઠકના સ્થળે દર્શન કરવા માટે લઈ ગયા.

વ્રજપાલજી શંકરના ભક્ત હતા. તેમણે ઉમિયાજી અસલ બેઠકના સ્થળે મંદિર બંધાવ્યું અને ત્યાં માતાજીના નામ ઉપરથી ઉમાનગર (ઊંઝા) ગામ વસાવ્યું.

ઊંઝાનું હાલનું ઉમિયા માતાજીનું મંદિર ઈ.સ. ૧૮૬૫માં નવા સ્વરૂપે બાંધેલું છે. ઈ.સ. ૧૮૮૨થી અમદાવાદના શેઠ શ્રી બેચરદાસ લશ્કરીની દોરવણી અને નાણાકીય સહાયથી આ મંદિરના બાંધકામનો વિકાસ કરવામાં આવ્યો છે.

ઈ.સ. ૧૯૭૪માં આ સ્થળે શતચંડી મહાયજ્ઞ કરવામાં આવ્યો હતો. આ વખતે ઊંઝા ગામના બધા વેપારીઓ અને રહીશો તરફથી આ યજ્ઞનો વહીવટ અને વ્યવસ્થા સંભાળવામાં આવ્યાં હતાં. આ યજ્ઞમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના લાખો કડવા પાટીદારોએ ભાગ લીધો હતો. ગુજરાતના કેટલાક લેઉવા પાટીદારો પણ આ યજ્ઞની વ્યવસ્થા અને વહીવટમાં જોડાયા હતા.

ઉમિયા માતાના આશીર્વાદથી ઊંઝા ગામ ખૂબ સુખી અને સમૃદ્ધ છે. આ ગામમાં આખા ગુજરાતનું મોટામાં મોટું માર્કેટ યાર્ડ છે. આ યાર્ડમાં જીરું, રાયડો, ઈસબગુલ, વરિયાળી, એરંડા, મેથી અને બીજાં લાખો મણ અનાજ દરરોજ વેચાવા માટે આવે છે. આ વેચાણથી આ માર્કેટ યાર્ડમાં દરરોજ લાખો રૂપિયાની લેવડદેવડ થાય છે.

આ માર્કેટ યાર્ડના લીધે ઉત્તર ગુજરાતના પાટીદારો વેપાર અને ખેતીમાં સમૃદ્ધ બન્યા છે. કુળદેવીના આશીર્વાદ મેળવનાર જ્ઞાતિ અને ગામ સુખી અને સમૃદ્ધ બને છે. તેનું ઊંઝા ગામ એક ઉદાહરણ છે.

## કુળદેવી શ્રી ઉમિયા માતાજી - ઊંઝા
## ૧૮મી શતાબ્દી રજત જયંતી મહોત્સવ, ૨૦૦૯

**નવો ઉત્સાહ :**

૧૮મો શતાબ્દી મહોત્સવ ૩૩ વર્ષ પૂર્વે અતીતમાં સમાઈ ઈતિહાસના સ્વરૂપે સચવાયેલ છે. પરંતુ આ ઐતિહાસિક મહોત્સવનાં અજવાળાં અને પ્રભાવ સમગ્ર સમાજ પર પથરાયેલ છે. માના સાન્નિધ્યમાં એકત્ર થયેલ સમાજ માના અપાર અનુગ્રહથી કડવા પાટીદાર સમાજ સુખી, સમૃદ્ધ અને આબાદ બન્યો.

સમાજને સમય સાથે ચલાવવા આપણી મૂળ કેન્દ્રસ્થ સંસ્થા એવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાએ આગેવાની લઈ નવા સમયને ઓળખી સમાજને વિકાસના પંથે દોરવા પ્રયાસ કરવો પડશે.

૧૮મા શતાબ્દી મહોત્સવને ૩૩ વર્ષ પૂરાં થયાં. ફરી ચૈતન્ય પ્રગટાવવા "૧૮મા શતાબ્દી રજત જયંતી મહોત્સવ ૨૦૦૯" ઉજવવામાં આવ્યો. આ મહોત્સવ પણ ભવ્યાતિભવ્ય અને અભૂતપૂર્વ ઐતિહાસિક બની રહ્યો. સમગ્ર પાટીદાર સમાજે આ મહોત્સવ ઊજવ્યો અને આ મહોત્સવથી મળનાર ફંડનો ઉપયોગ પણ કડવા પાટીદાર સમાજના વિકાસ માટે થનાર છે.

## સંસ્થાન દ્વારા ચલાવાતી પ્રવૃત્તિઓ

- મહેસાણા દેદીયાસણ ગામે મળેલ જમીન પર શૈક્ષણિક સંકુલ ઊભું કરવું.
- ઊંઝા નજીક ઐઠોર ગામે મોટી જમીન મેળવી કૃષિ, શિક્ષણ અને સામાજિક પ્રવૃત્તિઓ માટે સંકુલ ઊભું કરવું અને ઉમિયા યુનિવર્સિટીની સ્થાપના કરવી.
- સોલા કેમ્પસ ખાતે ભવ્ય મંદિર, ગેસ્ટ હાઉસ અને જરૂરી વિકાસ કરવો. વગેરે સંસ્થાની ભાવી યોજનાઓ છે.

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા ધાર્મિક પ્રવૃત્તિઓ સાથે સામાજિક વિકાસની પ્રવૃત્તિઓ કરી સમાજને વિકાસના પંથે દોરી નવી ચેતના ઊભી કરી રહેલ છે.

## સામાજિક વિકાસની પ્રવૃત્તિઓ

૧૮મા શતાબ્દી મહોત્સવ બાદ ઉમિયા માતાજી સંસ્થાનના વહીવટકર્તાઓએ સમાજવિકાસની પ્રવૃત્તિઓ કરવાનું વિચાર્યું. મા ઉમા કડવા કુળની કુળદેવી એટલે કડવા પાટીદાર સમાજનો વિકાસ પણ આ સંસ્થાન દ્વારા થાય એ આવશ્યક છે એમ સમજી બંધારણમાં સમાજવિકાસનો હેતુ ઉમેરવામાં આવ્યો.

**સુવિધાથી શરૂઆત :**

- સૌ પ્રથમ યાત્રી સુવિધા માટે માતાજીના સર્વ સુવિધા યુક્ત આધુનિક ત્રણ પથિકાશ્રમ અને ભોજનાલય બન્યું.
- અંબાજી, બહુચરાજી અને સોલા-અમદાવાદ ખાતે પણ અદ્યતન સુવિધા સાથેનું પથિકાશ્રમ થયા.

## સામાજીક સહકારના સાથી

- કડવા પાટીદાર સમાજના તેજસ્વી વિદ્યાર્થીઓ જેઓ આર્થિક રીતે સક્ષમ ન હોય અને જેમના પરિવારની આવક રૂા. ૧,૦૦,૦૦૦(એક લાખ)થી ઓછી હોય તેવા વિદ્યાર્થીઓને વગર વ્યાજની લોન માટે "ઉચ્ચ શિક્ષણ સહાય નિધિ"ની વ્યવસ્થા કરવામાં આવી.
- "કડવા પાટીદાર ઉત્કર્ષ નિધિ"ની રચના દ્વારા સમાજના વિકાસ માટે ૧૦૦ કરોડનો સંકલ્પ નક્કી કરેલ અને તે પૂરો કરવા ગુજરાતભરનાં ૩૫૦૦ ગામોમાં જ્યોતિ રથનું પરિભ્રમણ થયું. જોકે સંકલ્પ પૂરો થયો નથી પણ જ્યોતિરથ પરિભ્રમણથી સમાજમાં એકતા, ભાઈચારો અને માનો ભક્તિભાવ વધ્યો - વિધવા-ત્યકતા બહેનોને દર વર્ષે પેન્સન અપાય છે.
- છાત્રાલયોનાં નિર્માણમાં સહાય અપાય છે.
- ગૃહિણી તાલીમ શિબિરો
- રોગ નિદાન કેમ્પોને સહાય
- ખેતી આધારીત કુટુંબના મોભીના અવસાનથી નિરાધાર કુટુંબને તાત્કાલિક સહાય અપાય છે.
- સમૂહ લગ્નોને પ્રોત્સાહન
- કુદરતી હોનારતો વખતે ભોગ બનેલાની વહારે હંમેશા હોય છે.
- અપંગોને ટ્રાયસિકલ તથા તેજસ્વી વિદ્યાર્થીઓને ઉમિયા ચંદ્રક અપાય છે.

# અસાઈતની દંતકથા
## ભવાઈના વિકાસ પ્રસારમાં પાટીદારોનો ફાળો

સમાજ શિક્ષણ ક્ષેત્રે ભૂતકાળમાં જ્યારે મનોરંજનના આજના જેવાં સાધનો ન હતાં ત્યારે અતિ મૂલ્યવાન અને મહત્ત્વનો ફાળો આપીને સમાજની ધાર્મિક ભાવનાને જાગ્રત રાખનાર, ઐતિહાસિક વીર ગૌરવનું હિન્દુ સમાજને જ્ઞાન આપનાર અને સામાજિક અનિષ્ટો પ્રત્યે નર્મ-મર્મભરી રીતે ચાબુકો વીંઝનાર 'લોકનાટ્ય' ભવાઈ અને એનો ગુજરાતમાં વિસ્તાર કરનાર અસાઈત અને એના જીવન અંગે, તેમ એના વટલાવા અંગે, આજ સુધીમાં પ્રમાણભૂત રીતે અભ્યાસ થયો જ નથી. મોટે ભાગે દંતકથા આધારિત રજુઆતો તે પણ હળવે હૈયે થતી રહી છે.પરિણામે લોકશિક્ષણના આ મહત્ત્વનાં સાધન 'ભવાઈ'ના પ્રચલન પાછળનાં ગુજરાતના પાટીદારોનાં મહત્ત્વપૂર્ણ અને મૂલ્યવાન યોગદાનની નોંધ લેવાણી જ નથી.

જે દંતકથાને આધારે ગુજરાતના વિદ્વાનો અસાઈતને નાત બહાર થવું પડ્યું એ પ્રસંગ આ રીતે વર્ણવે છે.

રાજા કરણ ઘેલાના સમયમાં ઊંઝામાં એક હેમાળા પટેલ કરીને પાટીદાર રહેતા હતા. એમને ગંગા નામે રૂપવાન પુત્રી હતી. રાજા કરણને હરાવીને ગુજરાતને જીતી લેનાર અલાઉદ્દીન ખૂનીના ગુજરાતના સૂબા ઉલૂઘખાન કે જે લશ્કર સાથે ઊંઝા પાસે છાવણી નાખી પડ્યો હતો, તેણે એનું અપહરણ કર્યું. ત્યારે એ હવસખોર સૂબા પાસેથી પોતાના સંગીત કૌશલ્ય વડે સૂબાને ગાયન-વાદનથી પ્રસન્ન કરીને કડવા પાટીદારોનાં ગોર એવા અસાઈત નામે બ્રાહ્મણે પટેલ પુત્રી ગંગાને પોતાની જ પુત્રી ગણાવી પાછી માગી. ત્યારે સૂબાને તેના ચમચા એવા હજૂરિયાએ કહ્યું કે 'અસાઈત ખોટું બોલે છે ! એ છોકરી પટેલ પુત્રી છે. જો એ છોકરી એ અસાઈતની જ દીકરી હોય તો એ બ્રાહ્મણ એ છોકરી સાથે એક જ થાળીમાં જમે.'

એટલે સૂબાએ અસાઈતને કહ્યું : 'જો આ છોકરી તમારી હોય તો તમે તેની સાથે એક જ થાળીમાં જમો.'

આથી અસાઈત એ પટેલ કન્યા ગંગા સાથે એક જ થાળીમાં જમ્યો. આ કારણે બ્રાહ્મણોએ તેને નાત બહાર મૂક્યો.

એવું કહેવાય છે કે અસાઈતને નાત બહાર કર્યા પછી તેમના અને તેમના વંશજોના ભરણપોષણની જવાબદારી પાટીદાર સમાજે સ્વીકારી. તેમનાં વંશજો પાટીદારોના ગામોમાં જઈ ભવાઈ વેશ ભજવતા અને પાટીદારો તેમને યથાશક્તિ બક્ષીસ આપી તેમની જવાબદારી અદા કરતા. તેઓ માતાજીના નામે બાળકોના હાલરડા પણ ગાતા અને સારી એવી ભેટ મેળવતા.

કચ્છમાં પણ કડવા પાટીદારોના ગામોમાં આ બ્રાહ્મણોના જુથ ઘણાં વર્ષોથી ભવાઈના વેશ ભજવવા આવતા રહ્યા છે અને હાલરડા ગવડાવવાની અને બ્રાહ્મણોને ભોજન કરાવી રાજી કરવાની પ્રથા રહી છે. ટેલીવિઝનના યુગમાં પણ કચ્છના ગામડાઓમાં આ પરંપરા કંઈક અંશે ટકી રહી છે.

# ઉમિયા માતાજી મંદિર - વાંઢાય

- જયેશભાઈ સોમજી છાભૈયા

શ્રી ઉમિયા માતાજીનું મંદિર તિર્થધામ વાંઢાયમાં કયા સંજોગોમાં બંધાયું એ જાણવું રસપ્રદ બની રહેશે.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના આગેવાનો સંતશ્રી ઓધવરામજી મહારાજના પટ્ટશિષ્ય દયાળદાસજી મહારાજને સાથે રાખીને કચ્છની જેમ સાબરકાંઠા કંપા વિસ્તારમાં પણ સનાતન ધર્મના પ્રચાર માટે સભાઓ યોજતા હતા. વિ.સં. ૨૦૦૦ કારતક વદ ૧૪ના રોજ રામપુરા કંપા ખાતે વિજય મંડળના ભાઈઓ દ્વારા આવી જ એક ધર્મજાગૃતિ સભાનું આયોજન કરાયું હતું અને આઠ દિવસ બાદ બોરડી ટીંબામાં સભા યોજાઈ હતી. જેમાં સંતશ્રી દયાલદાસજી અને સનાતની સમાજના અગ્રણીઓએ પ્રેરણાદાયી વિચારો આપ્યા હતા. બોરડી ટીંબાની સભામાં મોતીસરીવાળા શ્રી હરિભાઈ કરમશી ભાવાણીએ એવો વિચાર વહેતો મૂક્યો હતો કે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને જે સ્થાનેથી સનાતની ધર્મની પ્રેરણા મળતી રહી છે એ સંતશ્રી ઓધવરામજી મહારાજની કર્મભૂમિ ઉદ્ધવ આશ્રમ વાંઢાય ખાતે કુળદેવી શ્રી ઉમિયા માતજી મંદિર બાંધવું જોઈએ અને આ શુભ કાર્ય માટે શ્રી હરિભાઈએ રૂા. ૧૦૦૧નું દાન પણ જાહેર કર્યું હતું. સૌએ હરિભાઈના વિચારને વધાવી લીધો હતો અને આ સભામાં મંદિર માટે રૂા. ૧૪૮૯નું દાન નોંધાઈ પણ ગયું હતું.

સંતશ્રી દયાલદાસજીએ સનાતની ભાઈઓના આ વિચારને ગુરુશ્રી ઓધવરામજી સમક્ષ મૂકતાં તેઓએ ખૂબ રાજી થઈને આશ્રમમાં ઉમિયા માતાજીનું મંદિર બાંધવાની અનુમતિ આપી હતી. કારણ કે તેઓ ઈચ્છતા જ હતા કે સમસ્ત કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ ઉમિયાના નેજા હેઠળ સંગઠિત બને અને સનાતન ધર્મના રાહે વળે.

ઉદ્ધવ આશ્રમમાં ઉમિયા માતાજી મંદિરનું ખાતમુહૂર્ત વિ.સં. ૨૦૦૦ને વસંત પંચમીના શુભ દિને સંતોના સાંનિધ્યમાં કરવામાં આવ્યું એ સમયે શ્રી રતનશીભાઈ ખીમજીભાઈ વીરાણી, રાજારામ શામજી (માનકુવા), કરશનભાઈ ઉકેડા (દેશલપર), વસ્તાભાઈ (માનકુવા), જીવરાજ હીરજી ઉકાણી (માનકુવા) હાજર રહ્યા હતા.



માતાજીના મંદિરનું બાંધકામ શરૂ થતાં મોટાભાગનું ફંડ બાંધકામની સામગ્રી લાવવામાં જ ખર્ચાઈ ગયું હતું. જેથી વધુ નાણાંની જરૂર પડે એમ લાગતાં સંત શ્રી દયાલદાસજીએ

શ્રી હરિભાઈ કરમશીને સંદેશો મોકલાવ્યો હતો. તેમણે ફંડ એકત્ર કરવા શ્રી હરગોવિંદદાસ નાગરદાસ વ્યાસને નાટક ભજવવાની વિનંતી કરતાં તેમની ભવાઈ મંડળીએ સાબરકાંઠામાં નાટક ભજવી માતાજીના મંદિર માટે રૂા. ૮૨૪ એકઠા કરી આપ્યા હતા.

મંદિરનું બાંધકામ ઝડપથી આગળ ધપાવવામાં આવ્યું હતું. જેમાં ગઢશીશાવાળા રામજીભાઈ લાલજી તેમજ મનજીભાઈ જેરામ મિસ્ત્રી, સલાટ વાલજી રામજીનો સહયોગ સાંપડ્યો હતો અને ફાગણ વદ અમાસ સુધીમાં મંદિરનું બાંધકામ પૂર્ણ થઈ ગયું હતું.

વિક્રમ સંવત ૨૦૦૦ને રામનવમીના શુભ દિને વાંઢાયમાં ઉમિયા માતાજીની શાસ્ત્રોક વિધિથી પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી ગઢશીશાવાળા પંડિત શ્રી ગોવિંદ મહારાજ અને આંસબિયાવાળા પંડિત શ્રી કાશીરામ મહારાજ દ્વારા ઉમિયાની પ્રાણ પ્રતિષ્ઠા વિધિ સંપન્ન કરાઈ હતી.

વિક્રમ સંવત ૨૦૦૦ ચૈત્ર સુદ ૮ (આઠમ)ના ઉદ્ધવ આશ્રમ વાંઢાય ખાતે કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજની એક સભા મોતીસરીવાળા શ્રી હરિભાઈ કરમશી ભાવાણીના અધ્યક્ષસ્થાને મળી હતી. જેનું સંચાલન સનાતની સમાજના સેક્રેટરી શ્રી નથુભાઈ નાનજી કેસરાણીએ કર્યું હતું.

એ જ પ્રસંગે યોજાયેલ સનાતની સમાજની બીજી સભાના અધ્યક્ષસ્થાને મથલવાળા શ્રી પરબતભાઈ લખુભાઈ પોકાર રહ્યા હતા.

ઉમિયા માતાજીની પ્રાણ-પ્રતિષ્ઠા પ્રસંગે યોજાયેલ હવનમાં મોતીસરીવાળા હરિભાઈ કરમશીના સુપુત્રો શ્રી ડાહ્યાભાઈ તથા મેઘજીભાઈ મુખ્ય યજમાનપદે રહ્યા હતા.

બીજા દિવસે રામનવમીના યોજાયેલ સભાના પ્રમુખસ્થાને લુડવાવાળા શ્રી રવજીભાઈ લાલજી પટેલ રહ્યા હતા.

માતાજીની પ્રાણ-પ્રતિષ્ઠા પ્રસંગે કળશ સ્થાપન શ્રી હરિભાઈ કરમશીના હસ્તે કરવામાં આવ્યું હતું.

માતાજીની મૂર્તિપ્રતિષ્ઠા શ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણીએ ૬૦૧ કોરીની ભેટ આપીને કરી હતી. તેમજ ધ્વજારોહણ પણ શ્રી રતનશીભાઈ ખેતાણીએ ૪૦૧ કોરીની ભેટ આપીને કર્યું હતું.

નખત્રાણાવાળા શ્રી રામજીભાઈ જેઠાભાઈએ ૩૫૧ કોરી ભેટ આપીને, બોરડી ટીંબા કંપાવાળા શ્રી વેલજીભાણજીએ ૧૦૧ કોરી ભેટ આપીને તેમજ મેઘજીભાઈ રતનશીએ ૨૦૧ કોરી ભેટ આપીને માતાજીને પુષ્પમાળા અર્પણ કરી હતી.

માધાપરવાળા શ્રી મનજી જેરામ મિસ્ત્રીએ ૮૨૫ કોરી, શ્રીમાન હરિભાઈ કરમશીએ ૩૦૧ કોરી તેમજ શ્રી વેલજી ભાણજી અને શ્રી માવજી પ્રેમજીએ ૧૦૧ કોરીની ભેટ માતાજીને અર્પણ કરી આરતી ઉતારી હતી.

માતાજીની ચમ્મર ઢોળવા માટે શ્રી જશાભાઈ કાનજી પાંચાણી નખત્રાણાવાળાએ ૨૦૧ કોરીની ભેટ આપી હતી.

આ પ્રસંગે યોજાયેલ સનાતની સમાજની સભાના પ્રમુખસ્થાને શ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણી રહ્યા હતા.

અગાઉ જ્યાં ઉમિયા માતાજીનું મંદિર હતું ત્યાં તે સમયે મૂળ જૂનો દ્વારો હતો. સંત શ્રી વિહારીસાહેબ, શ્રી ઈશ્વરરામજી, શ્રી લાલરામજી અને શ્રી ઓધવરામજી જેવા સંતોએ ત્યાં તપશ્ચર્યા કરી હતી. સંતો અને પાટીદાર જ્ઞાતિના વડીલોએ વાવેલું એ બીજ આજે વટવૃક્ષ બની ચૂક્યું છે, પરંતુ પ્રારંભિક તબક્કામાં આ સ્થાનમાં ઉમિયા માતાજીનું નાનકડું મંદિર હતું અને થોડાક ઓરડા માત્ર જ બંધાયા હતા.

વિકાસના પ્રથમ તબક્કામાં ઉમિયા માતાજી મંદિરના પરિસરમાં પાયાની સુવિધાઓ ઊભી કરવામાં આવી જેમાં પીવાના પાણીનો પ્રશ્ન હલ કરવા દેશલપરથી પાઈપલાઈન દ્વારા પાણી પહોંચાડવામાં આવ્યું અને ઈ.સ. ૧૯૭૧માં સંસ્થામાં વીજળીકરણ પણ થયું. આ સમયગાળા દરમ્યાન સંસ્થાએ ગૌશાળાનો પ્રારંભ કર્યો અને અલાયદી જમીન મેળવી ઉમિયા બાગની યોજના હાથ ધરેલ.

ઈ.સ. ૧૯૭૪માં ઉમિયા માતાજી મંદિરના પટાંગણમાં ઓધવરામ ભવનનું નિર્માણ કરવામાં આવ્યું. આ બધી યોજનાઓને કાર્યાન્વિત કરવા કચ્છ અને કચ્છ બહારના દાતાઓનો ઉલ્લેખનીય સહયોગ સંસ્થાને સાંપડ્યો હતો.

પ.પૂ. સંતશ્રી વાલરામજી મહારાજની પ્રેરણા અને સહયોગથી ઈ.સ. ૧૯૭૭માં ઉમાદેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્રનો શુભ આરંભ થયો, જે આજે પણ વર્ષે હજારો યાત્રાળુઓને ભોજનની સેવા અવિરતપણે પૂરી પાડતું રહ્યું છે.

વિકાસના બીજા તબક્કામાં છેલ્લા ત્રણ દાયકામાં ઉમિયા માતાજી સંકુલનો નોંધપાત્ર વિકાસ થયો. માતાજીના મંદિરની આસપાસની જમીન સંપાદન કરી પરિસરનો વિસ્તાર કરવામાં આવ્યો. આજે પરિસરમાં જે ભવનો નજરે પડે છે તે અદ્યતન સુવિધાયુક્ત પાંચે વિશાળ ભવનોનું નિર્માણ આ સમયગાળા દરમ્યાન જ કરવામાં આવ્યું જે યાત્રાળુઓ માટે આવાસની ઉત્તમ સગવડ પૂરી પાડે છે.

આ અરસામાં જ મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. અન્નક્ષેત્ર માટે વિશાળ ભોજન ખંડ, રસોઈ ઘર બાંધવામાં આવ્યાં. ઉમિયા માતાજી મંદિરના પ્રાંગણમાં પવિત્ર સ્થાન પર સાધના કરનાર બ્રહ્મનિષ્ઠ સંત શ્રી ઈશ્વરરામજી મહારાજનો ખંડ અને તેમાં તેમનો ઢોલિયો દર્શનાર્થે મૂકવામાં આવ્યો છે અને ઉમિયા

માતાજી મંદિર નિર્માણના પ્રેરણાદાતા પ.પૂ. સંતશ્રી ઓધવરામજી મહારાજ અને તેમની સાથે તેમના ગુરુ સંતશ્રી લાલરામજી મહારાજનું દર્શન મંદિર બનાવી પ્રતિમાનું સ્થાપન કરવામાં આવ્યું છે. સુંદર પ્રવેશદ્વારથી સુશોભિત ઉમિયા માતાજી સંસ્થાન પરિસરનું વિશાળ પ્રાંગણ છે અને નાનામોટા સભાખંડો પણ છે. લીલાંછમ વૃક્ષોથી આચ્છાદિત સમગ્ર સંકુલ રમણીય ભાસે છે.

ઈ.સ. ૨૦૦૧માં કચ્છમાં ત્રાટકેલા વિનાશક ભૂકંપમાં ઉમિયા માતાજીનું મંદિર પણ ક્ષતિગ્રસ્ત થઈ ગયું હતું. તેથી એ મંદિરની સામેના પ્રાંગણમાં શિલ્પકલાથી સુશોભિત મા ઉમિયાના ભવ્ય મંદિરનું નિર્માણ કરવામાં આવ્યું. બંસીપહાડ પુર પથ્થરનો ઉપયોગ કરીને બંધાયેલા આ વિશાળ મંદિરમાં સંતોએ પ્રસ્થાપિત કરેલ મા ઉમિયાની મૂળ મૂર્તિની જ પુનઃ પ્રાણપ્રતિષ્ઠા તા. ૧ થી ૩ એપ્રિલ ૨૦૦૯ રામનવમીના શુભ દિને કરવામાં આવી છે.

## ઉમિયા માતાજી સંસ્થાનની તવારિખ

શ્રી ઉમિયા માતાજીના દર્શનાર્થે આવતા યાત્રાળુઓ માટે સંસ્થાનમાં જ અન્નક્ષેત્ર શરૂ કરવાનું આગેવાનો વિચારી રહ્યા હતા.

સંતશ્રી વાલરામજી મહારાજની પ્રેરણાથી હરિદ્વાર ખાતે એક કથા પારાયણનું આયોજન કરાયું હતું. એ નિમિત્તે એકત્ર થયેલ ફંડમાંથી સંતશ્રીએ રૂા. ૫૧,૦૦૦/- ઉમિયા માતાજી મંદિરે અન્નક્ષેત્ર શરૂ કરવા માટે અર્પણ કરવાની ભાવના વ્યક્ત કરી. એ સમયના પાટીદાર સમાજના આગેવાનોએ સંતશ્રી વાલરામજી મહારાજના આ વિચાર થી અન્નક્ષેત્ર શરૂ કરવાનું બળ મળ્યું. અને તા. ૨૦-૩-૧૯૭૭ના રોજ ઉમિયાદેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્રની રચના કરવામાં આવી જેના પ્રથમ પ્રમુખ શ્રી પ્રેમજી રામજી અમૃતિયા વરાયા અને ઉમિયા માતાજીના મંદિરે દર્શન કરવા આવતા તમામ યાત્રાળુઓ માટે અન્નક્ષેત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું.

અન્નક્ષેત્રના ખર્ચને પહોંચી વળવા કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની વસ્તીવાળાં ગામોમાંથી કુટુંબ દીઠ રૂા. ૧૦૦/-નું દાન મેળવવાનું પણ શરૂ કરાયું અને ખેડૂતો તરફથી ઘઉંનું દાન પણ લેવાનું શરૂ કરાયું. આ કાર્ય માટે પ્રમુખશ્રી પ્રેમજીબાપા તેમજ તે સમયના ટ્રસ્ટીઓ અને આગેવાનો ગામેગામનો પ્રવાસ પણ કરતા હતા. આ કાર્યમાં ખાસ કરીને ખેડૂતો તરફથી ખૂબ જ સારો પ્રતિસાદ મળતો હતો.

અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ૧૯૭૭માં યોજાયેલ દ્વિતીય અધિવેશનમાં જ્ઞાતિમાં સમૂહ લગ્નો યોજવા અંગેનો ઠરાવ કરાયો હતો અને એ બાબત ઉપર વિશેષ ભાર પણ મૂક્યો હતો. સમાજના આ અભિગમને મૂર્ત સ્વરૂપ આપવાનો ઉમિયા માતાજી ટ્રસ્ટે તા. ૨-૧૧-૧૯૮૦ની કારોબારીમાં નિર્ણય કર્યો અને રૂપિયા ૨૫૧ની રકમ લઈને કોઈપણ વિસ્તારના જ્ઞાતિજન સમૂહલગ્નમાં જોડાઈ શકશે એવો પણ નિર્ણય કરાયો અને ઈ.સ. ૧૯૮૦થી જલતી કરાયેલી આ સમૂહ લગ્નની જ્યોત ૩૦ વર્ષથી અવિરતપણે ચાલુ છે અને ઉમિયા માતાજી સંસ્થાનમાં અક્ષયતૃતીયા અને વસંત પંચમી એમ વર્ષમાં બે દિવસોએ સમૂહલગ્નો યોજાતા રહ્યા છે.

ધીરે ધીરે લોકોમાં સમૂહલગ્ન પ્રત્યે જાગૃતિ આવતાં કચ્છના જુદા જુદા વિસ્તારોમાં સ્થાનિક સમાજો દ્વારા સમૂહલગ્નો યોજાવા લાગ્યાં અને ઉમિયા માતાજી સંસ્થાનમાં આવતા લગ્નાર્થીઓ પોતપોતાનાં ગામ કે વિસ્તારમાં યોજાતાં સમૂહલગ્નોમાં જોડાવા લાગ્યાં. તેમ છતાં ઉમિયા માતાજી સંસ્થાન ખાતે તો સમૂહ લગ્ન યોજાવાનું ચાલુ જ રહ્યું છે.

ઈ.સ. ૨૦૦૯માં દેશલપરની આસપાસનાં ૧૬ ગામોની સમૂહલગ્ન સમિતિએ આ કાર્યની જવાબદારી ઉઠાવી લેતાં આ કાર્યમાં વેગ આવ્યો છે. વાંઢાયની આસપાસના ૧૬ ગામના તેમજ અન્ય વિસ્તારનાં યુગલો ઉમિયા માતાજી સંસ્થાન ખાતે આ સમિતિ દ્વારા યોજાતા સમૂહલગ્નમાં જોડાઈને મા ઉમિયાના આશિષ મેળવે છે.

સને ૧૯૮૨માં ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે ડૉ. વી.એચ. પટેલની વરણી કરવામાં આવી. ઉમિયા માતાજી સંસ્થાનનાં જરૂરી બાંધકામ અને વિકાસની જવાબદારી આ ટ્રસ્ટે સંભાળી ત્યારે અન્નક્ષેત્ર અને ભોજનાલયની જવાબદારી ઉમિયા દેવી અને ઈશ્વર રામજી ટ્રસ્ટના શિરે રહી.

સને ૧૯૮૩માં યાત્રાળુઓને ઊતરવા માટે ત્રણ માળના વિશ્રાંતિ ગૃહનું બાંધકામ શરૂ કરાયું. તેમાં કુલ્લે ૧૫ રૂમો બંધાયા વિશ્રાંતિગૃહનું નામકરણ શ્રી રવિલાલભાઈ કેશરા રામજીયાણીએ તેમનાં પિતાશ્રી કેશરાભાઈ રામજીયાણીના સ્મરણાર્થે રૂા. ૫૧,૦૦૦ આપીને કરાવ્યું હતું જેનું ઉદ્‌ઘાટન ૧૯૮૪માં સંતશ્રી વાલદાસજી મહારાજના હસ્તે કરાયું હતું એ નિમિત્તે પ્રકાશિત થયેલ સ્મરણિકાનું વિમોચન પણ તા. ૯-૪-૧૯૮૪ના રોજ કરવામાં આવ્યું હતું. આ વર્ષે મંદિરનું જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. અને સંસ્થાના વિકાસ માટે બે પ્લોટોની ખરીદી કરવામાં આવી.

સને ૧૯૮૫માં સંસ્થાએ સંપાદિત કરેલ ઉમિયા બાગની જમીન પર નીલગીરીનું વાવેતર કરવાનું નક્કી થયું. આ સમય દરમ્યાન શ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા કચ્છ જિલ્લા પંચાયતના પ્રમુખપદે અને શ્રી નારાયણભાઈ રામજી પોકાર જિલ્લા પંચાયત બાંધકામ સમિતિના પ્રમુખ પદે અને હંસરાજ ભાઈ ધોળુ જી.પં. કારોબારી ચેરમેનપદે હતા. આ આગેવાનોએ અંગત રસ લઈ લુડવાથી વાંઢાય સુધીનો પાકો ડામર રોડ બંધાવી આપ્યો જેથી એ વિસ્તારના યાત્રાળુઓને અવરજવરની સુવિધામાં

વધારો થયો.

૧૯૮૬ થી ૯૪ દરમ્યાન ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખ પદે શ્રી નારણભાઈ રામજી પોકાર અને મંત્રીપદે છગનલાલ પ્રેમજી અમૃતિયા રહ્યા હતા. આ સમયગાળામાં માતુશ્રી રતનબહેન વિશ્રામ પોકાર પથિકાશ્રમનું નિર્માણ થયું તેમજ અન્નપૂર્ણા ભવનનું બાંધકામ પણ આ સમયમાં જ પરિપૂર્ણ થયું.

સને ૧૯૯૧ થી ૧૯૯૪ દરમિયાન ઉમિયાદેવી તથા શ્રી ઈશ્વરરામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટના પ્રમુખપદે શ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા અને મંત્રીપદે શ્રી નારાયણભાઈ વિશ્રામ ભગતે સેવા આપી હતી. ઉમિયા માતાજી સંસ્થાન ખાતે આવેલું ભોજનાલય નાનું પડતું હોવાથી હાલમાં જે ભોજનાલય છે તેનું નિર્માણ આ સમય દરમ્યાન કરવામાં આવ્યું.

૧૯૮૭માં ગોવિંદભાઈ મેઘજી મદનપુરવાળા તરફથી ઉમિયા માતાજી પરિસરમાં મુખ્ય પ્રવેશદ્વાર બંધાવી આપવામાં આવ્યું.

૧૯૮૯માં ઉમિયા માતાજી સંકુલમાં પ્રેરણામૂર્તિ સંતશ્રી ઓધવરામજી મહારાજની મૂર્તિને પ્રતિષ્ઠિત કરવામાં આવી.

૧૯૯૦માં દેશલપરથી વાંઢાય તરફનો અને ભુજ તરફનો એમ બે ગેટ માતુશ્રી ભચીબહેન રતનશી છાભૈયાના સ્મરણાર્થે નારાયણભાઈ રતનશી છાભૈયા, રાજપર તરફથી બંધાવી આપવામાં આવ્યાં અને ૧૯૯૩ના લુડવાથી વાંઢાય તરફનું પ્રવેશદ્વાર શ્રી લધાભાઈ વિશ્રામ પોકાર તરફથી બાંધી આપવામાં આવ્યું.

સને ૧૯૯૪ થી ૧૯૯૯ દરમિયાન ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે જેઠાભાઈ લાલજી ચોપડા અને મંત્રીપદે કરસનભાઈ પચાણ ચૌહાણે સેવાઓ આપી હતી. આ સમયગાળામાં અન્નપૂરણા ભવનની અડીને ઉમિયા ભવનનું નિર્માણ કરવામાં આવ્યું. ત્યારબાદ ભોજલનાલયના ઉપરના ભાગમાં ગેસ્ટ હાઉસમાં રૂમો બાંધવામાં આવ્યા જેનું નામ દાતાશ્રી માતૃશ્રી રતનબહેન વિશ્રામ પોકાર લાલરામ ભવન રાખવામાં આવ્યું. જેનું ઉદ્ઘાટન ૧૯૯૭માં કરાયું અને ઉમા-મહેશ્વર ભોજનાલય હૉલનું ઉદ્ઘાટનદાતા શ્રી મનજીભાઈ વાલજી સાંખલા ઉખેડાવાળા અને શ્રી મણિલાલ પુંજા રામાણીના વરદ્ હસ્તે કરવામાં આવ્યું. ઉમિયા માતાજીના પટ્ટાંગણમાં ૧૯૯૬માં મહા સુદ પૂર્ણિમાના દિવસે શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિની રચના કરવામાં આવી અને હજારો સનાતન ધર્મપ્રેમી ભાઈ-બહેનોની ઉપસ્થિતિમાં વાંઢાયથી વિરાણી વિરાટ ધર્મયાત્રા કાઢવામાં આવી.

સને ૧૯૯૬માં ઉમિયા માતાજી ટ્રસ્ટે તેનું મુખપત્ર 'ઉમા દર્પણ'નું પ્રકાશન શરૂ કર્યું જેના માનદ્ તંત્રીપદે શ્રી રતિલાલ મનજી પટેલ (વાલ્કામોટા) નિયુક્ત થયા. સને ૧૯૯૮માં ઉમિયા માતાજી મંદિરનો સુવર્ણજયંતી મહોત્સવ ખૂબ જ શાનદાર રીતે ઊજવવામાં આવ્યો.

સને ૧૯૯૯ થી ૨૦૦૮ દરમિયાન ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટના પ્રમુખ પદે શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુ, તેઓએ તેમની બહુમૂલ્ય સેવાઓ આપી. ૧૯૯૯ થી ૨૦૦૧ દરમિયાન શ્રી માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા મંત્રીપદે રહ્યા હતા અને ૨૦૦૨ થી ૨૦૦૮ દરમિયાન શ્રી શિવજીભાઈ નાનજી કાનાણી મંત્રીપદે રહીને તેમની સેવાઓ આપી હતી.

૧૯૯૯માં ઉમિયાદેવી ઈશ્વરરામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટ અને ઉમિયા માતાજી ટ્રસ્ટનું વિલીનીકરણ કરવામાં આવ્યું અને એક જ ટ્રસ્ટ શ્રી ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટ રાખવામાં આવ્યું અને ડૉ. વી.એચ.પટેલ ૧૯૯૪ થી ૧૯૯૯ દરમિયાન ઉમિયાદેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્રના પ્રમુખપદે સેવા આપીને નિવૃત્ત થયા.

સને ૨૦૦૧માં વિનાશક ભૂકંપ આવતાં કચ્છના ગામોમાં ઘણા મકાનો ધ્વસ્ત થઈ જતાં તાત્કાલિક સહાયની આવશ્યકતા ઊભી થઈ. એ સમયે ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટ અસરગ્રસ્તોની વહારે ધાયું અને કચ્છના કડવા પાટીદારોની વસ્તીવાળાં ગામોમાં ભૂકંપગ્રસ્તોનાં મકાન બાંધવાં તદ્દન રાહત ભાવે ૮૦ હજાર થેલી સિમેન્ટનું વિતરણ કર્યું. આ કાર્ય માટે દાતાઓ તરફથી તેમજ ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા તરફથી સંસ્થાને દાન પણ મળ્યું હતું.

સને ૧૯૯૮માં કંડલામાં ત્રાટકેલા વાવાઝોડા વખતે પણ જ્ઞાતિનાં ભાઈ-બહેનોને મદદ કરવા રૂપિયા પાંચ લાખની વ્યાજ મૂક્ત લોન આપી હતી. સંસ્થાએ સૂરતમાં પૂરપિડિતો માટે ફૂડ પેકેટો મોકલીને માનવસેવાના કાર્યમાં તેનું યોગદાન આપ્યું હતું.

૧૭-૪-૨૦૦૫ના રોજ સંતશ્રી ઓધવરામજી મહારાજની બાજુમાં તેમના ગુરુ બ્રહ્મલીન સંતશ્રી લાલરામજી મહારાજની મૂર્તિનું સ્થાપન કરાયું અને જ્ઞાતિના આર્થિક રીતે નબળાં કુટુંબોને તબીબી સહાય કરવા આરોગ્ય નિધિની પણ શરૂઆત કરવામાં આવી. ભુજમાં ઉમાદર્પણ માટે કાર્યાલય તેમજ અન્ય સામાજિક પ્રવૃત્તિઓ માટે ઉમાહૉલ સંસ્થા દ્વારા ખરીદવામાં આવ્યો અને તેનું ઉદ્ઘાટન દાતાશ્રી વાલજીભાઈ જીવરાજ દિવાણી (સાગર) અને લધાભાઈ વિશ્રામ પોકાર - મુંબઈના હસ્તે કરવામાં આવ્યું.

તા. ૧૩-૨-૨૦૦૬ના ભૂકંપમાં જર્જરિત થઈ ગયેલ ઉમિયા માતાજી મંદિરના સામેના પટાંગણમાં નવા ઉમિયા માતાજી મંદિરનો શિલાન્યાસ કરવામાં આવ્યો જેના મુખ્ય દાતા રામભરોસે હસ્તે દેવજીભાઈ રામજી ભાવાણી-સુરત, રહ્યા હતા.

સને ૨૦૦૮થી ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટના પ્રમુખ

પદે શ્રી રવિલાલભાઈ કેશરા રામજીયાણી અને મંત્રીપદે શ્રી જયેશભાઈ સોમજી છાભૈયા કાર્યરત છે. ૨૦૦૯માં ઉમિયા માતાજીનું શિલ્પકળાથી સુશોભિત મંદિર તૈયાર થઈ જતા તેના ઉમિયા માતાજી મૂર્તિ પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ શાનદાર રીતે ઉજવાયો, નવેમ્બર ૨૦૦૯માં ઉમિયા માતાજી મંદિરની બાજુમાં જમીન સંપાદિત કરી શિવમંદિરનો શિલાન્યાસ કરવામાં આવ્યો જેનું નિર્માણકાર્ય હાલમાં ચાલુ છે.

## ઉમિયા માતાજી સંસ્થાનની પ્રવૃત્તિઓ

**ઉમિયા માતાજી મંદિરનું સંચાલન :**

માતાજીના મંદિરમાં નિયમિત પૂજા-અર્ચન થાય છે. તેના ગૌરવને છાજે તે રીતે તેના ઉત્સવો ઊજવાય છે. એટલું જ નહિ પણ વખતોવખત મંદિરમાં જરૂરી સુધારા-વધારા કરવાની જવાબદારી આ સંસ્થા નિભાવે છે.

**કાયમી અન્નક્ષેત્ર :**

ઈ.સ. ૧૯૭૭થી સંસ્થાન દ્વારા યાત્રાળુઓ તેમજ સાધુસંતોના ભોજન માટે કાયમી અન્નક્ષેત્ર ચલાવવામાં આવે છે, જેમાં કોઈ પણ જાતના ભેદભાવ વિના સૌ કોઈને કોઈ પણ જાતના ચાર્જ વિના જમાડવામાં આવે છે. પ્રતિ વર્ષ અંદાજે એક લાખ યાત્રાળુઓ આ અન્નક્ષેત્રનો લાભ લે છે.

**યાત્રાળુઓને ઊતરવા પથિકાશ્રમની સુવિધા :**

મા ઉમિયાના દર્શને આવતા ભાવિક યાત્રાળુઓને ઊતરવા અને રાતવાસો કરવા માટે પૂરતી સુવિધા આપવામાં આવે છે. સંસ્થાના પરિસરમાં પાંચ વિશાળ ઈમારતોમાં કુલ મળીને ૯૫ જેટલા નાનામોટા રૂમ છે. જેમાં મોટા ભાગના રૂમ ટોયલેટ-બાથ એટેચ્ડ રૂમો છે. જેનો દૂર દૂરથી આવતા હજારો યાત્રિકો લાભ લઈ રહ્યા છે.

**સમૂહલગ્ન :**

મા ઉમિયાની સન્મુખ વર્ષમાં બે દિવસોએ વસંત પંચમી અને અક્ષય તૃતીયાના રોજ સમૂહલગ્નોનું આયોજન કરવામાં આવે છે. જેમાં કચ્છ અને કચ્છ બહારનાં ઘણાં કડવા પાટીદાર યુગલો જોડાય છે. સંસ્થાન દ્વારા દાતાઓના સહયોગથી મા માટલું અને અન્ય ચીજ-વસ્તુઓની ભેટ આપવામાં આવે છે. આ ઉપરાંત કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ દ્વારા અન્ય ગામોમાં યોજાતાં સમૂહલગ્નોમાં પણ મા ઉમિયાના પ્રસાદ રૂપે કુમકુમ અને પાનેતર મોકલવામાં આવે છે. સંસ્થાએ નિયત કરેલા ચાર્જ ભરીને વસંત પંચમી અને અક્ષય તૃતીયા સિવાયની તિથિઓએ સંસ્થામાં છૂટક લગ્ન કરી આપવામાં આવે છે.

**ગૌસેવા પ્રવૃતિ :**

સંસ્થાન દ્વારા કાયમી ગૌશાળા ચલાવવામાં આવે છે તેમજ દુષ્કાળના કપરા દિવસોમાં ગૌસેવાના કાર્યમાં સંસ્થા દ્વારા સહાય પણ કરવામાં આવે છે.

**ઉત્સવો :**

સંસ્થાન દ્વારા રામનવમીના રોજ શ્રી ઉમિયા માતાજીનો વાર્ષિકોત્સવ ધામધૂમથી ઊજવાય છે. આ બે દિવસના ઉત્સવમાં કચ્છ અને કચ્છ બહારથી વીસ થી પચ્ચીસ હજાર ભાઈ-બહેનો ભાગ લે છે. જેમાં સંતો તેમજ સામાજિક આગેવાનોની સભાઓ પણ યોજાય છે. આ ઉપરાંત નવરાત્રિનો પર્વ પણ ઉલ્લાસભેર ઉજવાય છે.

**પદયાત્રા :**

શ્રી ઉમિયા માતાજીના વાર્ષિક દિન રામનવમીના કાર્યક્રમમાં ભાગ લેવા કચ્છના લખપત, નખત્રાણા તેમજ માંડવી અને ખેડોઈ એમ ચાર વિસ્તારમાંથી પદયાત્રીઓ આવે છે.

**"ઉમા દર્પણ" માસિક :**

આ સંસ્થાએ સપ્ટેમ્બર'૯૬થી પોતાનું મુખપત્ર "ઉમા દર્પણ" માસિક શરૂ કરેલ છે. જેના દ્વારા ધાર્મિક જાગૃતિ, સામાજિક સંગઠન અને સંસ્કારઘડતર તેમજ ભારતભરમાં વસતા પાટીદારોને સમાચારો પહોંચતા કરવાનું પ્રશંસનીય કાર્ય થઈ રહ્યું છે.

**સામાજિક કાર્ય :**

શ્રી ઉમિયા માતાજીના વાર્ષિકોત્સવ પ્રસંગે દાતાઓનાં સન્માન અને સામાજિક આગેવાનોનાં સમાજોપયોગી વિષય પર વક્તવ્યો અપાય છે. આ સિવાય પણ અવારનવાર સંસ્થાનમાં સામાજિક સંગઠન અને ઉત્કર્ષ અંગે ચર્ચા કરવા સભાઓ યોજાય છે.

**આર્થિક સહાય :**

સમાજના આર્થિક સ્થિતિનાં જરૂરિયાતમંદ કુટુંબોને આર્થિક સહાય સંસ્થાન દ્વારા આપવામાં આવે છે.

**રોગનિદાન અને સારવાર કેમ્પ :**

આ સંસ્થાન દ્વારા જરૂરિયાત ઊભી થાય ત્યારે રોગ નિદાન કેમ્પ જેવી માનવસેવાની પ્રવૃત્તિ પણ યોજવામાં આવે છે.

**આરોગ્ય નિધિ :**

જ્ઞાતિનાં આર્થિક રીતે નબળાં કુટુંબોને તબીબી સારવાર માટે આર્થિક સહાય આપવાના ઉદ્દેશથી સંસ્થાને આરોગ્યનિધિ શરૂ કરેલ છે, જેમાંથી ૪ વર્ષથી જરૂરિયાતમંદ કુટુંબોને સહાય આપવામાં આવે છે.

**સાહિત્ય પ્રકાશન :**

સંસ્થા દ્વારા માતાજીના ગુણગાનની કેસેટો, પુસ્તિકા, સીડી વગેરે સાહિત્ય પણ પ્રકાશિત કરાય છે અને રાહત દરે તેનું વેચાણ કરાય છે.

# ઉમિયા માતાજી મંદિર - વાંઢાય

## ભૂતપૂર્વ પ્રમુખશ્રીઓ



**પ્રેમજીભાઈ રામજી અમૃતિયા**
કલ્યાણપર
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્નક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૭૭ થી ૧૯૯૧



**ડો. વી. એચ. પટેલ, લુડવા**
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૨ થી ૧૯૮૬
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્નક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૪ થી ૧૯૯૯



**નારણભાઈ રામજી પોકાર**
રાયણ મોટી
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૬ થી ૧૯૯૪



**શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા**
દરશડી
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્નક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૧ થી ૧૯૯૪



**જેઠાભાઈ લાલજી ચોપડા**
રાજપર
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૪ થી ૧૯૯૯



**હંસરાજભાઈ દેવજી ધોળુ**
દુર્ગાપુર
શ્રી ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૯ થી ૨૦૦૮

# ઉમિયા માતાજી મંદિર - વાંઢાય

## ભૂતપૂર્વ મંત્રીશ્રીઓ



**નારણભાઈ વિશ્રામ ભગત**
ખેડોઈ
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્ન ક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૭૭ થી ૧૯૮૯, ૧૯૯૧ થી ૧૯૯૯



**છગનભાઈ પ્રેમજી અમૃતિયા**
કલ્યાણપર
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૪ થી ૧૯૯૪



**અબજીભાઈ વિશ્રામ કાનાણી**
વિરાણી મોટી
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્ન ક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૯ થી ૧૯૯૧



**કરસનભાઈ પચાણ ચૌહાણ**
આણંદસર
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૪ થી ૧૯૯૯



**માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા**
કલ્યાણપર
શ્રી ઉમિયા માતાજી ઈશ્વર રામજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૯ થી ૨૦૦૨



**શિવજીભાઈ નાનજી કાનાણી**
કલ્યાણપર
શ્રી ઉમિયા માતાજી ઈશ્વર રામજી ટ્રસ્ટ
વર્ષ : ૨૦૦૨ થી ૨૦૦૮

## વર્તમાન
## પ્રમુખશ્રી અને મહામંત્રીશ્રી



પ્રમુખશ્રી
**રવિલાલભાઈ કેશરા રામજીયાણી**
મુંબઈ (દેશલપર)
વર્ષ - ૨૦૦૮ થી ૨૦૧૧



મંત્રીશ્રી
**જયેશભાઈ સોમજી છાભૈયા**
ભુજ ( રાજપર)
વર્ષ - ૨૦૦૮ થી ૨૦૧૧

# સેવાકીય સંસ્થાઓ

- ઈશ્વરભાઈ માવજી ભગત

## પાટીદાર સર્વોદય સેવા સંઘ સંચાલિત દેવાશિષ હોસ્પિટલ નખત્રાણા - કચ્છ



શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજનું ૧૯૭૭માં બીજું અધિવેશન પાટીદાર વિદ્યાર્થી ભવન - નખત્રાણા કચ્છ ખાતે મળી રહ્યું હતું ત્યારે તે સમયના ગુજરાત રાજ્યના વિધાનસભા અધ્યક્ષ માનનીય શ્રી કુંદનભાઈ ધોળકિયા દ્વારા અધિવેશનમાં જણાવેલ કે પાટીદારોની મોટી વસ્તી ધરાવતા નખત્રાણામાં આધુનિક સુવિધા સભર હૉસ્પિટલ નથી. પાટીદાર સમાજ સાધનસંપન્ન છે તો એમણે હૉસ્પિટલ બનાવવા આગળ આવવું જોઈએ. આ પ્રક્રિયામાં જમીન સંપાદન સહીત મદદરૂપ બનવાની ખાતરી આપેલ.

અધિવેશનમાં ચર્ચાઓનો દોર ચાલેલ અને નખત્રાણા ખાતે સમાજની હૉસ્પિટલ બનાવવાનું નક્કી કરવામાં આવ્યું. અધિવેશન સ્થળે જ દાન નોંધાવવાની શરૂઆત કરવામાં આવી.

તા. ૨૧-૩-૧૯૭૯ના રોજ "પાટીદાર સર્વોદય સેવા સંઘ"ના નામે ટ્રસ્ટ નં. ઈ-૫૩૯-કચ્છ રજિસ્ટ્રેશન કરાવવામાં આવ્યું. સરકારશ્રીમાં દરખાસ્ત મંજૂર થતાં ટોકન ચાર્જથી તા. ૫-૭-૧૯૭૯ના દિવસે હૉસ્પિટલ માટે કુલ્લે ૧૬,૬૫૦ ચો.મી. જમીન મંજૂર કરવામાં આવી.

ખૂબ જ લાંબા સમયના અંતરાય બાદ ઈ.સ. ૨૦૦૪માં બાંધકામની પાયાવિધી કરવામાં આવી. ૧૦,૦૦૦ ફૂટના હૉસ્પિટલ બાંધકામ અને ૮,૦૦૦ ચો. ફૂટ ક્વાર્ટસ બાંધકામ પુર્ણ થતાં ૧૬-૧૦-૦૫ના શરદ પૂર્ણિમાના દિવસે હૉસ્પિટલનું વિધિવત્ ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું.

હૉસ્પિટલમાં અત્યારે પ્રસુતિ વિભાગ અને ડેન્ટલ વિભાગ ચાલી રહ્યા છે. હૉસ્પિટલમાં મેડિકલ સ્ટોર્સ, લેબોરેટરી, એક્ષ-રે, સોનોગ્રાફી, ઑક્સીજન, એમ્બ્યુલન્સ સાથે ૨૦ બેડની સેવાઓ ઉપલબ્ધ છે.

મૂળ બિલ્ડિંગની પાછળ જ ૬૦૦૦ ચો. ફૂટનું નવું બાંધકામ ચાલુ છે. પૂર્ણ થયે બાળકોનો વિભાગ, આંખ વિભાગ અને વિઝીટર્સ ડોક્ટર્સ માટેની સગવડ ઊભી કરવામાં આવશે.

સંસ્થાનું રજિસ્ટ્રેશન થયું તે સમયે સ્વ. શ્રી ખીમજી નાગજી પટેલ, શ્રી પ્રેમજી પુંજાભાઈ પટેલ, શ્રી શિવજી ખેતા પટેલ, શ્રી ખીમજી કચરા પટેલ, શ્રી ખીમજી લખમશી લીંબાણી, શ્રી ડૉ. વી.એચ. પટેલ, શ્રી વિશ્રામ કાનજી પટેલ, શ્રી મણિલાલ પુંજા પટેલ, શ્રી મનજી વાલજી પટેલ, શ્રી લાલજી ભાણજી, શ્રી પ્રેમજી શિવગણ પટેલ, શ્રી રણમલ માવજી પટેલ, શ્રી રામજી નારણ પટેલ અને શ્રી વિરજી કરસન પટેલ ટ્રસ્ટીઓ તરીકે નોંધાયેલ.

પાટીદાર સર્વોદય સેવા સંઘ એટલે સેવા કરનાર સંઘ હૉસ્પિટલનું નામ "દેવાશિષ" રાખવામાં આવ્યું છે. જે નામના ગુણ મુજબ જ ક્યાંય તખ્તી લગાડવામાં આવેલ નથી. દાનની અપીલ બહાર પાડવામાં આવતી નથી. દાતાઓની સન્માન વિધિ રાખવામાં આવતી નથી. શરૂઆતમાં અશક્ય લાગતું કાર્ય દેવાશિષથી ખૂબ જ સુચારુ રૂપે ચાલી રહ્યું છે.

ટ્રસ્ટના સંચાલન માટે વર્તમાનમાં ૧૭ ટ્રસ્ટીઓ સર્વશ્રી ખીમજી લખમશી પટેલ, ડૉ. વી. એચ. પટેલ, શ્રી નાનજી મેઘજી પટેલ, શ્રી કેશવલાલ મનજી પટેલ, શ્રી મોહનલાલ શિવજી ધોળુ, શ્રી લખમશી નાયા પટેલ, શ્રી નાનજી પુંજા દિવાણી, શ્રી ચુનીલાલ સોમજી ધોળુ, શ્રી પુંજાલાલ ખેતશી સાંખલા, શ્રી ગંગારામ હીરાલાલ સાંખલા, શ્રી મોહનલાલ ખીમજી પટેલ, શ્રી ગોવિંદ કરમશી પટેલ, શ્રી કીર્તિભાઈ મનજી પટેલ, શ્રી દિનેશભાઈ મનજી પટેલ, શ્રી શિવગણ ખેતા પટેલ, શ્રી વિશનજી લધાભાઈ પટેલ અને શ્રી મનસુખ વિશ્રામ પટેલ સેવાઓ આપી રહ્યા છે.

## પાટીદાર સેવા સંઘ - હિંમતનગર

ભારતના કોઈ પણ ખૂણે વસ્તા શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના નિઃસહાય નિરાધાર માવિત્રો, નિરાધાર વિધવા-ત્યક્તા બહેન દીકરીઓ, તેમજ અકસ્માતમાં કે ગંભીર બીમારીમાં ખર્ચાળ દાક્તરી સારવાર કરાવવા માટે અપૂરતી આર્થિક સગવડવાળા જરૂરિયાતમંદ જ્ઞાતિજનો તેમજ શારીરિક વિકલાંગમાં અપંગ,

અંધજન, બહેરાં-મૂંગાં, મંદ બુદ્ધિગ્રસ્ત તથા ગરીબ ઘરની દિકરીઓને લગ્ન કરિયાવર તથા સ્વમાનભેર સ્વાશ્રયી જીવન જીવવા ઈચ્છુકને સાધનસહાય-વ્યવસ્થા તેમની ખરી જરૂરિયાતના સમયે યથાયોગ્ય મદદરૂપ થવા હિંમતનગર મુકામે છેલ્લાં નવેક વર્ષથી કાર્યરત છે. ઈ.સ. ૨૦૦૧થી ટ્રસ્ટની વિધિવત્ રચના કરવામાં આવી. વિવિધ વિસ્તારોમાંથી ટ્રસ્ટીઓ લેવામાં આવ્યા. ચેરિટી કમિશ્નરમાં નં. ઈ/૩૧૬૭/સા.કાં. તા. ૧૯-૪-૨૦૦૬ થી નોંધણી કરવામાં આવી.

જીવનનિર્વાહ-સામગ્રી પ્રતિ વર્ષ કુટુંબને નિર્ધારિત રીતે ઘઉં, ચોખા, મગ, મીઠું, તેલ, સાબુ, ગોળ, ખાંડ વગેરેની કીટ આપવામાં આવે છે.

તબીબી-માંદગી સારવાર સહાય હેઠળ અકસ્માત કે ગંભીર બીમારીઓ ભોગ બનનારને આર્થિક સહાય પહોંચાડવામાં આવે છે. જેના અંતર્ગત ૧૯૦ લાભાર્થીઓને સારવાર/ઑપરેશનમાં મદદરૂપ થયેલ છે.

દીકરી કરિયાવર સહાય હેઠળ રૂા. ૧૦,૦૦૦/-ની મર્યાદામાં અત્યાર સુધી ૨૫ દીકરીઓને કરિયાવર આપેલ છે. એ જ રીતે અપંગ સહાય, અંધજન સહાય, બહેરાં-મૂંગાં, મંદબુદ્ધિ ગ્રસ્તોને સહાય રૂપ બન્યા છે.

આ સંસ્થાને સુચારુ માર્ગદર્શન આપવામાં અને વ્યવસ્થાઓને અસરકારક રીતે સમાજમાં પહોંચાડવામાં નિમિત્ત બન્યા છે એવા ટ્રસ્ટીઓ નીચે મુજબ છે.

સર્વશ્રી જીવરાજ ધનજી નાકરાણી, શ્રી કેશવલાલ માવજી પારસીયા, શ્રી નાથાભાઈ દેવજીભાઈ ચોપડા, શ્રી કરમશીભાઈ (બચુભાઈ) ગોવિંદભાઈ ભાવાણી, શ્રી મનસુખભાઈ વિશ્રામ રૂડાણી, શ્રી વાલજીભાઈ મનજી રામાણી, શ્રી જશવંતભાઈ કરસનભાઈ ભોજાણી, શ્રી કેશુભાઈ ડાહ્યાભાઈ ધોળુ, શ્રી અબજીભાઈ કરમશીભાઈ ધોળુ, શ્રી વિશ્રામભાઈ ખીમજીભાઈ ભાવાણી, શ્રી રતિભાઈ અબજીભાઈ રામજીયાણી, શ્રી રતનશીભાઈ લાલજી વેલાણી, શ્રી વસ્તાભાઈ કેશરાભાઈ નાકરાણી, શ્રી કરમશીભાઈ નાગજીભાઈ પારસીયા, શ્રીમતી ભાનુબહેન ડૉ. વાલજીભાઈ સાંખલા, શ્રી દેવેન્દ્રભાઈ રામજીયાણી, સંસ્થાને મદદરૂપ થવા સેવાધારી વડીલશ્રીઓ, દાતાશ્રીઓ અને ડૉક્ટર મિત્રોની ટીમ સતત સતર્ક રહે છે.

## શ્રી પાટીદાર સેવા સંઘ અને ગૌરક્ષા કેન્દ્ર મથલ-કચ્છ

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજના આગેવાનો દ્વારા ગૌ-સેવાના ઉમદા ઉદ્દેશને પાર પાડવા મથલ-કચ્છ ખાતે "શ્રી પાટીદાર સેવા સંઘ અને ગૌરક્ષા કેન્દ્ર"ની સ્થાપના કરવામાં આવી. તા. ૨૪-૧૧-૧૯૮૭ના રોજ ચેરીટી કમિશ્નરમાં ટ્રસ્ટ રજિ. નં. ઈ/૯૦૦ કચ્છથી ટ્રસ્ટની નોંધણી કરવામાં આવી.



સંસ્થાના આદ્યસ્થાપક વડીલો સર્વ શ્રી ખીમજીભાઈ નાગજી લીંબાણી, શ્રી વીરજીભાઈ કરસન ધોળુ, શ્રી મનજીભાઈ વાલજી સાંખલા, શ્રી લાલજીભાઈ ભાણજી પોકાર, શ્રી વિશ્રામ હંસરાજ દિવાણી જેવાઓની અથાગ મહેનતથી ૧૩ એકર જેટલી વિશાળ જમીનમાં ગૌશાળાનું બાંધકામ કરવામાં આવ્યું.

પરિસરમાં પાંચ વિશાળ ઘાસ ગોડાઉન, ગાયો માટેના શેડ, પાણીના વિશાળ ટાંકા, પશુ માટે ઑપરેશન વિભાગ વગેરે સગવડો ઉભી કરવામાં આવી છે. સમયાંતરે આવતા દુષ્કાળ સમયે ૨૨૦૦ જેટલાં પશુઓનો સમાવેશ કરવામાં આવેલ.

સમય જતાં પરિસરમાં જ વિશ્રાંતિ ભવનો અને ભોજનાલયની વ્યવસ્થા ઊભી કરવામાં આવી. ગાયોના રળિયામણા માહોલમાં વિનામૂલ્યે ચાલતા ભોજનાલયનો અનેક યાત્રાળુઓ અત્યારે લાભ લઈ રહ્યા છે.

સંસ્થાના વિશાળ પ્રાંગણમાં જ શ્રી કુળદેવી મા ઉમિયા માતાજી, મહાદેવ અને શ્રી ગૌ-ગોપાલની મૂર્તિઓની મંદિરમાં પધરામણી કરવામાં આવી.

માતાજીના પ્રાંગણમાં છૂટક તેમજ સમૂહ લગ્નોનું આયોજન થઈ રહ્યું છે. સંસ્થાના પ્રાંગણમાં જ શ્રીમદ્ ભાગવત કથા અને રામાયણ કથાના કાર્યક્રમો થતા હોઈ એક તીર્થભૂમિ તરીકે ઊભરી રહી છે.

સંસ્થાને પૂરેપૂરી વિકસાવવા માટે સર્વશ્રી ખીમજી નાગજી લીંબાણી, શ્રી હરિભાઈ રામજી લીંબાણી, શ્રી રામજીભાઈ વિરજી લીંબાણી, શ્રી વાલજીભાઈ પ્રેમજી પોકાર અને વર્તમાનમાં શ્રી કાંતિભાઈ વીરજી ધોળુ પ્રમુખશ્રી તરીકે સફળ રહ્યા છે.

વર્તમાનમાં સર્વશ્રી વાલજીભાઈ પ્રેમજી પોકાર, શ્રી કાંતિભાઈ વીરજી ધોળુ, શ્રી દેવજીભાઈ રામજી ભાવાણી, શ્રી લાલજીભાઈ શિવજી ભાવાણી, શ્રી પરબતભાઈ માવજી પોકાર, શ્રી કાંતિભાઈ હરિભાઈ લીંબાણી, શ્રી મોહનભાઈ ખીમજી લીંબાણી, શ્રી કેશવલાલ મનજી સાંખલા અને શ્રી નાનજીભાઈ પુજા દિવાણી ટ્રસ્ટીશ્રી તરીકે સેવા આપી રહ્યા છે. મહામંત્રીશ્રી તરીકે તેજાલાલ દેવજી સાંખલા કાર્યરત છે.

# જ્ઞાતિના મુખપત્રો

- ભીમજીભાઈ કરમશી જાદવાણી

## પાટીદાર ઉદય (માસિક)

મુખ્યપત્ર નામ : પાટીદાર ઉદય (માસિક)
પ્રકાશક-તંત્રી : શ્રી રતનશીભાઈ શિવજી પટેલ
પ્રકાશનસ્થળ : રણછોડ લેન - કરાંચી
સરક્યુલર સંખ્યા :
આરંભ વર્ષ : વિક્રમ સંવત ૧૯૮૦ (અષાઢ માસ)
વિશેષ માહિતી : આદ્યસુધારક શ્રી નારાયણજી બાપાના કરાંચી અને મુંબઈ પરિષદોના અહેવાલો

## જાગૃતિ (ધનસુરા)

મુખપત્રનું નામ : જાગૃતિ (માસિક)
પ્રકાશક : પાટીદાર સમાજ ધનસુરા
તંત્રીશ્રીઓ : (૧) શ્રી શામજીભાઈ નારણભાઈ પટેલ, તલોદ હાલ ગોવા
(૨) શ્રી શાંતિલાલ ખીમજીભાઈ સુરાણી (ભગત) ટીબાકંપા (તલોદ)
(૩) શ્રી દેવશીભાઈ રામજીભાઈ ઘોઘારી
(૪) શ્રી કાંતિલાલ ખીમજી
પ્રકાશનસ્થળ : ધનસુરા
સરક્યુલર સંખ્યા : ૨૦૦૦ પ્રતિઓ પ્રતિમાસ (સમગ્ર ભારતમાં)

Wrong Date: Started in 1958 and ended after 1983
See 1986-03-28 - Satpanthni Samaj Ane Duragrahiyone Updesh [73]

શુભારંભ વર્ષ : ૧૯૬૫ થી ૧૯૮૦
**વિશેષ** :આપણી જ્ઞાતિનો કચ્છ બહારનો પ્રથમ સમાજ શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ, ધનસુરા (ગુજરાત) દ્વારા સંચાલિત થયેલ. જેમાં સામાજિક જાગૃતિના લેખો, સામાજિક ઘટનાઓ, ક્રાંતિકારી વિચારોનો સમાવેશ, પાછળથી ૫ વર્ષ સુધી અ.ભા.ક.ક. પાટીદાર યુવક સંઘ સંચાલનમાં સહભાગી થયેલ.



શ્રી નાનાલાલ વિશ્રામભાઈ ઉકાણી

## આઝાદ કલમ (ભુજ)

મુખપત્રનું નામ : આઝાદ કલમ (પાક્ષિક)
પ્રકાશક : તંત્રી : શ્રી નાનાલાલ વિશ્રામભાઈ ઉકાણી (ભુજ-કચ્છમાં ગઢશીશા)
પ્રકાશનસ્થળ : ભુજ
સરક્યુલર સંખ્યા : ૮૦૦૦ પ્રતિઓ દર પંદર દિવસે (કડવા લેઉવા સમાજ તથા વાઘડના પટેલ સમાજોમાં)
શુભારંભ વર્ષ : ૧૯૭૧ થી ૧૯૮૦
**વિશેષ** : 'આઝાદ કલમ'ના તંત્રી શ્રી નાનાલાલભાઈ ઉકાણી અખિલ ભારતીય કેન્દ્રીય સમાજના ૧૯૭૨માં સહમંત્રી રહેલ. છાપાની ભાષામાં છપાતું આપણા સમાજનું લોકપ્રિય સમાચાર પત્ર હતું. વર્તમાનમાં શ્રી નાનાલાલભાઈ વાપીથી "દમણ ગંગા ટાઈમ્સ" દૈનિક સમાચાર પત્ર સ્વતંત્ર રૂપથી સંચાલન કરી રહેલ છે. જેની ૪૦૦૦૦ પ્રતિઓ નિયમિત પ્રકાશિત થાય છે. દક્ષિણ ગુજરાતનું આ સૌથી મોટું સમાચાર પત્ર છે જે આપણા માટે ગૌરવપ્રદ છે.



શ્રી શામજીભાઈ આર. પટેલ



શ્રી કરમશીભાઈ એન.પટેલ

## પાટીદાર સંદેશ

મુખપત્રનું નામ : પાટીદાર સંદેશ
સંસ્થાનું નામ : ઑલ ઈન્ડિયા પાટીદાર યુથ સોસાયટી
સ્થાપના વર્ષ : ૧૯૮૧, તા. ૧૦-૦૪-૧૯૮૧
શરૂઆતનું પ્રકાશન ભુજ અત્યારે અમદાવાદથી પ્રસિદ્ધ થાય છે.
તંત્રીઓ : (૧) શ્રી શામજીભાઈ આર. પટેલ સાણંદ - ગાંધીનગર
(૨) શ્રી કરમશીભાઈ એન. પટેલ ભુજ - અંગીયાનાના
પ્રમુખશ્રી : શ્રી ડાહ્યાભાઈ આર. પટેલ, અમદાવાદ
સ્થાપક પ્રમુખશ્રી : શ્રી ડૉ. વી. એચ. પટેલ, ભુજ
અત્યારે નકલ સંખ્યા : ૧૬,૭૫૦

પાટીદાર સમાજમાં સામાજિક પ્રવૃત્તિઓના સમગ્ર ભારતમાં બનતા બનાવોને સમાચાર રૂપે દરમાસની ૧૦મી તારીખે પ્રસિદ્ધ કરવા. તટસ્થ અને સ્પષ્ટ તંત્રી લેખો લખવા. વિવિધ વિભાગોની કોલમો પ્રકાશીત કરવી. નવોદીત લેખકોને પ્રોત્સાહન આપવું એ મુખ્ય છે.

